# મેહેર બાબા

એમનું જીવન-ચરિત્ર

શિક્ષણ-ઉપદેશ, સંદેશ.

*

પુસ્તક પહેલું

"મન્ઝીલ"

# મેહેર બાબા

એમનું જીવન-ચરિત્ર,
શિક્ષણ-ઉપદેશ, સંદેશ.

## પુસ્તક પહેલું

લખનાર—"મન્ઝીલ"
(ફ્રામરોઝ હોરમસજી દાદાચાનજી)

૧૯૪૩

રૂપિયા બે

# We must live for God and die for God.

This war is a necessary evil; it is in God's plan, which is to awaken humanity to higher values. If humanity fails to profit by the lessons of war, it will have suffered in vain. This war is teaching that even the man in the street can rise to the greatest heights of sacrifice for the sake of a selfless cause; and it is also teaching that all the mundane things of the world,—wealth, possessions, power, fame, family and even the very tenor of life on earth,—are transitory and devoid of lasting value. The incidents of war, shall, through the lessons which they bring, win over man for God, Who is the Truth; and they will initiate him into a new life, which is inspired by true and lasting values. People are making unlimited sacrifices and enduring untold sufferings for the sake of their country or political ideology; they are, therefore, capable of the same sacrifices and endurance for the sake of God or the Truth. All religions have unequivocally claimed man for the life in the Truth; and it is sheer folly to fight in the name of religions. It is time that men had a fresh vision of the Truth that all life is one, and that God is the only thing, which is real and the only thing that matters. God is worth-living for; and He is also worth-dying for: all else is a vain and empty pursuit of illusory values.

Meherabad,
AHMEDNAGAR.
1st December, 1942.

*MEHER BABA*

## અર્પણ

# દુઃખિયારી દુનિયાને!

---

સુખિયારો નવીન યુગ ફરી
જગતમાં જલ્દી સ્થાપિત થાય,
એ મારેની અંતઃકરણની પ્રાર્થના
અને સદ્ગુરૂ આશિષ સહિત!!

પ્રકાશક —
અદી કે. ઇરાની
સેક્રેટરી, પબલીકેશન કમીટી,
ધી મેહેરબાબા યુનીવરસલ
સ્પીરીચ્યુઅલ સૅન્ટર,
મેહેરાબાદ—અહમદનગર.

છાપનાર —
ફરેદુન આર. મહેતા
સાંજ વર્તમાન પ્રેસ,
પેરાજ બીલ્ડીંગ,
એપોલો સ્ત્રીટ,
કોટ, મુંબઇ.





નીચે દર્શાવિલી જગાઓએથી આ પુસ્તક મુંબઇમાં મળી શકશે —

૧

**ધી ન્યુ બુક કંપની**
કિતાબ મહાલ
૧૯૦, હૉરનબી રોડ,
કોટ

૨

**ઍન. ઍમ. ત્રિપાઠી કંપની**
બુક સૅલર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઇ, ૨

૩

**માણેકશા દારાશાહ મહેતા**
સ્થાપક
**ધી મેહેર જપ મંડળ**
જીનવાળા બીલ્ડીંગ,
કૅપટન કૉલોની, તારદેવ

૪

**નવરોઝ હોરમસજી**
**દાદાચાનજી**
સોરાબ ભરૂચા હાઉસ,
૬૦૭—બી, વીનસૅન્ટ રોડ, દાદર

# FORE-WORD

## એક સેવાભાવી વ્યક્તિ તરફના બે બોલ

ભક્તિ મનુષ્યનો અમૂલ્ય ખજાનો છે. દરેક ભક્તિ છેવટે પરવરદેગારને માટેજ હોય છે. પરવરદેગાર નિરાકાર છે અને જો આકારમાં છે તો મનુષ્ય આંખોથી દેખાતા નથી. તેથીજ મનુષ્યની ભક્તિ વખતો વખત અમુક મનુષ્ય-આકાર તરફ દોડે છે, અને તે વ્યક્તિ મારફતે પરવરદેગારને આકારમાં જોવાને યા નિરાકારમાં પીછાણવાને તલબ કરે છે. બાળક, જુવાન, ઉમરે પુગેલાં, સ્ત્રી, મરદ, પૂર્વના કે પશ્ચિમનાં આ ભક્તિની બાબદમાં એકજ રસ્તો લે છે. જ્યારે એ ભક્તિ ઉત્પન થાય છે, ત્યારે ઉમર, જાડું-પાતળું, કાળું-ગોરૂં, ઉંચુ-નીચું, આ જાત કે બીજી જાત, ન્યાત, ધર્મ એ સઘળું ભુલાઇ જાય છે, અને તેજ પરવરદેગારની એક્યતા અને મહાન શક્તિનો પુરાવો આપે છે.

હઝારો ભુલો કરતું મનુષ્ય, સાધારણ મનુષ્ય, પવિત્ર મનુષ્ય, સઘળાં મોડે યા વહેલે આ ભક્તિને આધીન થાય છે. દરેક મનુષ્યનો જ્યારે વખત આવે છે ત્યારે તે પરવરદેગારને કોઇ "સદગુરૂ" આકાર મારફતે પોહોંચવાને તલબ કરે છે. એવી હાલતમાં, તે "સદગુરૂ" આકારને પવિત્ર, પુજ્ય, મુક્તિ પામેલા, જગતમાં સર્વથી આલા, ખરાં જીગરથી માને છે, અને પોતાનું સર્વસ્વ તેમને અર્પણ કરવાને તૈયાર થાય છે, યા તૈયારી કરવા માંડે છે. તે સદગુરૂ આકારને "શા માટે" પુજ્ય કહી શકાય, "કેમ જાણ્યું" કે તેવણ સદગુરૂ છે, એવા સવાલોનો જવાબ તે સદગુરૂનો ખરો ભક્ત નમનતાઇથી હસીને, શાંતતાથી, ગુપચુપ રહીનેજ આપી શકે. એનો જવાબ શબ્દોમાં કોઇ આપી ન શકે.

કોઇ મને જો પુછે કે શા માટે 'સદગુરૂ' નો એલકાબ શ્રી મેહેરબાબાને અપાયો છે; એઓને લોકો શા માટે માને છે; ભક્તિ ધરાવે છે; માન આપે છે; હૃદયમાં કોતરી રાખે છે; એઓ ખરા સદગુરૂ છે યા ખોટા; એઓ શું કરે છે; શું કરી બતાવ્યું છે; શું કરનાર છે; તો એ સઘળા સવાલોનો જવાબ મારી પાસે એકજ છે, અને એકજ રીતે આપી શકું. "આ સઘળાઓને જોઇ લો" એમ એક આંગળીથી પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, તરફ દુનિયાનો નકશો બતાવું અને "દરેક બાજુ તેઓના હજારો ભક્તો એમ માની રહ્યા છે"—એજ જવાબ આપી શકાય. સદગુરૂને આપણે ન માનીયે યા કબુલ રાખીયે અને બીજાઓ માને તો આપણે ખરા અને બીજાઓ ખોટા; આપણે અકલમંદ અને બીજાઓ આંધળી ભક્તિથી દોરવાઇ ગયલા; એમ બોલવામાં અને તેવા ખ્યાલોમાં સંતોષ માનવામાં કેટલાકો પોતાની સફળ જીંદગીની તક ગુમાવે છે.

જેમ દરેક ધર્મને અને ધર્મ-સ્થાપકને માનની નઝરે જોવાની આપણી ફરજ છે, તેજ પ્રમાણે કોઇપણ મનુષ્યના સદગુરૂને માનની નેગાહથી જોવાની દરેકની ફરજ છે.

સદગુરૂ મેહેરબાબા જગતના હજારો નરનારીઓને, બાળકોને, પુર્વ કે પશ્ચિમનાને ખેંચી રહ્યા છે. એમનું આકર્ષણ તેઓના હૃદયમાં કોતરાઇ રહ્યું છે, એઓ તરફની ભક્તિમાં તેઓ સુખ માને છે. તે ભક્તિના આધારે ઘણાઓ, ભલી, શાંત અને પવિત્ર જીંદગી ગુજારનાર થયા છે; ખોટા રસ્તો છોડી, ખોદાનો રાહ લીધો છે; ભલું ઇચ્છે છે, ભલું કરે છે; કપટ, અદેખાઇ, મોહ, હવસથી અળગા થયા છે. મેહેરબાબા તેઓનું સુખ છે એમ તેઓને લાગે છે.

જગતમાં ભારે દુઃખ છે, કંગાલ્યત છે, દલગીરી છે. હજારો, લાખો, કરોડો, માણસો દુઃખમાં, ઝઘડાઓમાં, લડાઇઓમાં, અને ખુદ પોતાની નબળાઇઓમાં કચડાઇ જાય છે. તેવા દુઃખમય સમયમાં, આપણી નિરાશાને આશામાં, આપણા બાતેનનાં તોફાનને

ાંતિમાં, આપણી કંગાલ્યતને સંતોષમાં ફેરવી નાખવાને, જગતમાં ખરે ભલાઇ છે અને ભલાઇ લાવી શકાય છે; મનુષ્ય ખુદ પોતે ભલો છે અને ભલો થઇ શકે છે. પરમેશ્વરની હસ્તી છેજ, એવો વિશ્વાસ, એવું વાતાવરણ અને એવી હાલત પેદા કરનાર એક સદગુરૂજ હોઇ શકે.

ઘણાઓમાં આવો ફેરફાર સદગુરૂ મેહેરબાબાએ કીધો છે. તેવણ તરફની ભક્તિથી અને ફીદાગીરીથી તેઓની જીંદગીમાં દુઃખ છતાં આરામ આવ્યો છે. તેથીજ આ વ્યક્તિ — સદગુરૂ મેહેરબાબાને માટે મારાં ખરાં જીગરથી માન, મહોબત અને ભક્તિ રાખું છું. તેવણ સાહેબની જીંદગી માટે લખાયલી આ કિતાબમાં થોડી લીટીઓ લખવાની મને તક મલી છે, તેને પરવરદેગારના તથા મેહેરબાબાનાં આશિરવાદ સમજું છું.

શ્રી મેહેરબાબાનાં શિક્ષણોમાં કોઇપણ પૂર્વ કે પશ્ચિમનાને વાંધા જેવું લાગશે નહી. બધા ધર્મને માન આપવું, બધા ધર્મસ્થાપકો માટે ફિદાગીરી ધરાવવી, જગતમાં અંતરમાં પરવરદેગારને મલવું, પવિત્ર જીંદગી ગુજારવી, સઘળાંઓને એક ખુદાના બાળકો ગણવાં, જગતનાં દુઃખોને ટાળવાં, બધાંને એક ગણવાં, ઉંચાં-નિચાં નહી ગણવાં, એવાં ઉત્તમ શિક્ષણો બાતેનમાં આપી, પૂર્વ અને પશ્ચિમના સમાજોને એક કરવાની કોશેષો એઓ સાહેબ કરી રહ્યા છે.

જગતને ખરા રાહબરથી ખરો રસ્તે મળે છે. અને તેથીજ ઘણાઓ એઓ તરફ ખેંચાયા જાય છે. એઓએ પૂર્વ અને પશ્ચિમના મુલકોમાં વારંવાર મુસાફરીઓ કરી છે અને પશ્ચિમના ઘણા શાગેરદો પૂર્વ તરફ માનથી, ઇઝતથી, એકભાવથી જોતાં થયાં છે. પૂર્વના શાગીરદો પશ્ચિમના સમાજો તરફ તેવાંજ માનથી જુવે છે. એજ નવા જમાનાની આગાહી આપે છે, કે જેમાં શ્રી મેહેરબાબા ઉત્તમ ભાગ ભજવી રહ્યા છે. ભાઇ ફરામરોઝ દાદાચાનજી મેહેરબાબાના

ભક્ત છે. એ ભાઇએ ઘણા વર્ષો મેહેરબાબાની સેવામાં ગુઝારીયાં છે. તેઓની જીંદગીનો અહેવાલ આ કિતાબમાં પોતાના અનુભવ, અભ્યાસ અને ભક્તિથી લખ્યો છે, તે માટે તેઓને ધન્યવાદ આપું છું. સદગુરૂની જીંદગીનું વર્ણન કરવું અને જાહેરમાં આપવું એ ખરી સેવા છે. આ કિતાબમાં ઘણું યા થોડું કોઇના માનવામાં નહી આવે, અને સઘળાઓ માનવાને બંધાયલા પણ નથી. પણ વાંચવું, વિચાર કરવો, જે સારૂં લાગે તે લઇ લેવું એ ઉત્તમ માર્ગ છે.

આવી કિતાબો, માન્યતા હોય કે અમાન્યતા હોય, તો પણ સાથે સાથે આશિરવાદો લાવે છે. તે આશિરવાદો ખુલ્લાં મનથી વાંચનારાઓને જરૂરજ મળે, તેનો ઉપયોગ સઘળાઓ પોતાના અને જનસમાજના ભલાં માટે જરૂરજ કરી શકે. એ આશિરવાદો સઘળાંઓને ફળો એવી દુવા અને પ્રાર્થના ગુઝારૂં છું.

જમશેદ નસરવાનજી મહેતા

કરાંચી, ૧૩ મી નવેમ્બર ૧૯૪૨.

# વાંચકને બે બોલ

" In order that God may enter the soul, everything else must be thrown out of it, everything sinful, but also every kind of attachment to the things of the world."

—ECHHART.

"આપણા આત્મામાં પર્માત્મા પ્રવેશ કરે એટલા ખાતર તે માહેલી બીજી વસ્તુઓ બાહેર ફેંકી દેવી જોઇએ — માત્ર પાપથી ભરી વસ્તુઓજ નહિ પણ દુનિયવિ વસ્તુઓ પ્રત્યેનો કોઇપણ પ્રકારનો મોહ ત્યજી દેવો જોઇયે."

આત્મ-માર્ગે આગળ વધવા ઇચ્છતા યા ખુદા-શનાસીની તમન્ના ધરાવતા સાધક અને શોધક માટે આ બહુ અર્થ-સુચક અને મનન કરવા યોગ્ય શબ્દો છે. અને જગતના લોક પણ એ વાત ધ્યાનમાં ધરે તો દુનિયાની તમામ આધિ, વ્યાધિ, ને ઉપાધિઓ આપોઆપ દૂર થઇ જાય. કારણ એ સત્ય હકીકત છે. દુનિયવી માયાના આવરણમાં પરોવાયલું આપણું મન જ્યાં સુધી એ માયા માહેથી બહાર નીકળે નહિ, એ સઘળી માયાવી વળગણોથી આપણો આત્મા અલગ ને શુદ્ધ થાય નહિ, ત્યાં સુધી તેમાં પર્માત્મા પ્રવેશ કરીજ કેમ શકે? આપણે ત્યાં આવનાર કોઇ સાધારણ પરોણાને આવકાર આપવા માટે આપણે કેટલી અફાડઝીક ને ધરફડી કર્યે છીયે? પરોણાને ન ગમે યા ઠીક ન લાગે એવી ન જોઇતી વસ્તુઓ દૂર કરી દઇ, ઘર સાફસુફ ને ઠીકઠાક બનાવી, સઘળી તૈયારી આગમચથી કરી રાખવાને કેટલી બધી કાળજી રાખ્યે છીયે? તો આપણો સર્વથી મોટો ને મહોબતવંતો પરોણો — બલ્કે આપણા આત્માનો અધિકારી અને દીલ-જીગરનો માલેક, જેને આપણે દુનિયવી, માયાવિ

મોહની નાદમાં વિસારી મેલી આપણાથી અલગ કર્યો છે — તેને પાછો આપણા તરફ આકર્શી લેવા, તેને આમંત્રણ અને આવકાર આપવા આપણે બીજી સઘળી વાતો ને વસ્તુઓને અંતરમાંથી દૂર કરવાની કેટલી મોટી જરૂર છે? તેવી તૈયારી આપણી ન થાય ત્યાં સુધી એવી મુલાકાતની યા મેલાપ માટે ઇચ્છા રાખવીજ અ-ઘટીત છે.

પણ એકવાર એ તલબ આપણા અંતરમાં ઉભરી નીકળી, એ તૈયારી થઇ રહી, કે પછી તો કવિરાજ કહે તેમ —

જસી મીઠી લગત હય, ગામ કથાકી ગાથ,
વૈસી લગે હરી કથા — તો તરવો કયો બાત?

આપણને જેમ દુનિયવી વાતોમાં પ્રથમ મીઠાસ લાગતો હતો ને રસ આવતો હતો, તેવોજ મીઠાસ ને રસ હરી–કથા કહેતાં ઇશ્વરી વાતોમાં પણ આવશેજ. અને એકવાર એ હરી–રસનો ચટકો લાગ્યો, ઇશ્વર–પ્રેમના તે દર્યાવમાં તરવાની તલબ ઉભરી આવી કે પછીથી તે દર્યો તરી જવાની શી મોટી વાત?

પછી તો જેમ તરસ્યો આદમી પાણીની તલબ કરતો તેની શોધમાં ફરે, તેમ પર્માત્મા પ્રેમની પ્યાસથી ટળવળતો આત્મા બીજુ સર્વસ્વ ત્યજીને તેનીજ શોધમાં નીકળવાનો, અને seek and ye shall find "શોધે તેને જડે" એ સીદ્ધાંત અનુસાર, તેને જરૂર-જ કોઇ ખુદાનો લાલ, પમાત્માનો સાચો પ્રેમી મળવાનોજ, બલ્કે પર્માત્માને પહોંચેલી કોઇ મ્હા-વ્યક્તિ સાથ ભેટો થવાનો, તેનો સંબંધ સાંધવાનો યોગાયોગ પણ ઉત્પન થઇ જવાનોજ.

આમ અનુકુળ સંજોગોનું જોડાણ થતે થતે, આયંદે તે પરમેશ્વર પંથે લાગેલો પુજારી આગળ અને આગળ વધતો રહી પોતાના દીલની પ્યાસ બુઝાવવા, હરી–કથામાં તેને પ્રથમ જે રસ આવતો હતો તે રસનો પ્યાલો-જ પી જઇ, હરીનેજ ભેટી લઇ, તેમાંજ એક થઇ, પોતાની જીંદગી અને જન્મો–જન્મનું સાર્થક કરી લેશે.

પરમેશ્વર-પ્રાપ્તિ અર્થેની આવી જોરાવર તલબ ધરાવનાર આત્માઓ,—ગમે એટલા થોડા પણ—આ જગતમાં હસ્તિ ધરાવે છે. અને તેવા સાચા તલબગાર પ્રેમી સાધકોનો હાથ ધરી, તેમને ઇશ્વર માર્ગે લગાડી આગળ વધારવા કોઇ ખુદાના લાલ પુન્યાત્માઓ, જેઓ પોતે ઇશ્વરમાં મળી જઇ તે ઉંચ અવસ્થાનો આનંદ ભોગવી રહ્યા છે અને બીજા એ આનંદના તલબગારોને તે અનુભવ ચખાડવા ઇંતેઝાર રહે છે, તેવા દૈવિ મહાત્માઓ કે સિદ્ધ-પુરૂષો પણ કેઠે ને કેઠે મળી આવશેજ.

મતલબ, પ્રથમ તૈયારી ને તલબ બરપા થવી જોઇયે, અને તે તલબ બરપા કરવા અર્થે માયાના આવરણોથી મુકત થવું જોઇયે. એ વાત જો કે બહુ કઠીણ છે, તોયે કુદરતે તેનો ઇલાજ પણ કરીજ રાખ્યો છે. જગતની જુઠી માયામાં વસી, તેની મોહ-જાળમાં ફસી ગયલા વિલાસી આત્માઓને એ મહામાયાની મોહ-જાળમાંથી અલગ ને મુક્ત કરવા અર્થે, બીજા પોતે મુક્ત થઇ ચૂકેલા અને અનંત ઇશ્વરી આનંદની મોજ ભોગવી રહેલા મહાત્માઓ ને અવતારો દરેક યુગમાં મોજુદ હોય છેજ. તેમનું કર્તવ્યજ દુનિયવી, માયાવી અંધકારના અજ્ઞાનમાં ગોથાં ખાઇ રહેલા કમનસીબ જીવોને માયાના પાશમાંથી છોડવી, તે આત્માઓને જ્ઞાનની રોશની આપી ઇશ્વરપંથે વળાવવા, તેમના જીવનનું તારણ કરવું. એ કાર્ય-ક્રમ કુદરતમાં ચાલ્યોજ રહ્યો છે. પ્રગતિ-કરણને કાયદે પ્રત્યેક આત્મા જન્મો-જન્મ પ્રકાર-પ્રકારના અનુભવો મેળવતો આયંદે એજ ધ્યેય (goal) તરફ આગળ વધ્યો જાય છે. અમુક તબકકે આવ્યા બાદ થોડાકને તેનું ભાન થાય છે—બાકી બધા તે તબકકે આવી પહોંચે ત્યાં સુધી મોટે ભાગે પોતાની થઇ રહેલી પ્રગતિથી અજાણજ રહેવા પામે છે.

જીવનનો ખરો હેતુ (goal of humanity), જે ઇશ્વરમાં મળી જઇ તે ઉંચ અવસ્થાનું ભાન અને સતત અનુભવ મેળવવાનો

છે, એ વાતથી તદન અજાણ, અજ્ઞાન ને અલગ રહેલા દુનિયાની દરેક પ્રજાના મોટા જથ્થાઓ, કામ-કંચન પાછળ યા સંસાર-વ્હેવારના અનેક રાફડાઓમાં અટવાઇ, આ મનુષ્ય જીવનનો ફેરો વ્યર્થ ગુમાવી રહ્યા છે. એવા અજ્ઞાન માનવ જથ્થાઓને પાછા ઈશ્વર-પંથે વળાવવા અર્થે, તેમજ પોતાના ઉંચ આદર્શ (ideal) જીવન અને ઉમદા જ્ઞાન-ઉપદેશો વડે સાચા જીજ્ઞાસુ અને મુમુક્ષુઓને પોતા તરફ ખેંચી, તેમના જીવનને ઇશ્વરી રાહ અને રાહે દોરવા જે પ્રેમી, પરમાર્થિ, પુન્યવિ, પુજ્ય મહાત્માઓ અને અવતારો આ અવનીમાં ચુપચાપ પણ અચુક કામગીરી કરી રહ્યા છે—તે માહેલા એક સદગુરૂ શ્રી મેહેરબાબા છે, જેઓ પોતાની ઉંચ ઇશ્વરી અવસ્થાના આનંદ, અનુભવ અને જ્ઞાનનો લાભ આજ લગભગ વીસ વરસોથી જન-સમાજને આપી રહ્યા છે; જેના પ્રતાપે પોતા પાછળ દુનિયાની દરેક મોટી પ્રજા અને ધર્મોના હઝારો ભાવિકો, ભકતો, સાધકો, અને પ્રેમીઓનું મંડળ જમાવી રહ્યા છે—જે બીના સર્વને હયરત-જ કરી રહી છે. "સૌંદર્ય યાને શોભાની શાહદત" Testament of Beauty માં રોબર્ટ બ્રિજીસ કહે છે તેમ—

> જેઓ જન્મથીજ ઉંચ બુન્યાદની બક્ષેસ ધરાવે છે,
>
> જેઓને ખુદાના પ્યારા પયગમ્બરો તરીકે દુનિયા ઓળખે છે,
>
> જેઓ સમાજના રક્ષક અને તારક લેખાય છે,
>
> જેઓ પ્રભુ-પરમાત્માને અંતર-દ્રષ્ટિથી નિહાળી રહેલા એવા પરમ-આત્માઓ,
>
> જેઓ પોતે પ્રેમી હોઇ બીજાઓ માટે પ્રેમ કરવા યોગ્ય છે,
>
> જેઓના મુબારક નામો તેમના પ્રેમીઓના જીગરમા અમર કોતરાઇ રહે એવા મુક્તિના તે મુખ્ય અધિકારી મહાત્માઓ,
>
> જેઓમાં જમાનેભરનું ડહાપણ સમાયલું હોય છે,

જેમના પ્રત્યે જગતના લોકની ભવિષ્યની તમામ આશાઓ ટીંગાઇ રહી છે,

એવા જે મહાન શિક્ષાગુરૂઓ અને તેમની જગભરમાં ફેલાયલી વિખ્યાતી અને સમાજને રહેલી જરૂરીયાત, ઉપર વર્ણવેલાં કારણોને લીધેજ રહી છે!

વિસમી સદીના આજના વિજ્ઞાનના બહોળા સુધારા–વધારામાં આગળ વધેલા જમાનામાં, ઉપર વર્ણવેલી વિગતોને વ્હેવારૂ જીવનમાં અમલમાં મેલી ચુકેલા એક આદર્શ શિક્ષાગુરૂની જીવંત પ્રતિમા, જે આજ વરસોથી આપણા વચ્ચે વસી રહી છે, તે હઝરત **મેહેરબાબા** છે. એઓના અંગત સમાગમમાં આવી, તરેહ તરેહના વિલક્ષણ અનુભવો પ્રાપ્ત કરી ચૂકેલા પૂર્વ–પશ્ચિમના હઝારો ભાવિકો આ બીનાની જીવતી શાહદત છે. એ માહેલા એક બાહોશ ઇંગ્લીશ લેખક અને જરનાલીસ્ટ — **ચાર્લ્સ બી. પરદમ,** (જેઓ સાહિત્ય, કળા-હુન્નર અને વિજ્ઞાનને અર્પણ થયલાં એક ઇંગ્લીશ અઠવાડીક "The Everyman"ના અધિપતી હતા તેઓ) પોતાના વિદ્વતાભર્યા લેખોમાં મેહેરબાબા વિષે, પોતાના અંગત અનુભવથી, બહુજ મનન કરવા યોગ્ય અને જાણવાજોગ હકીકતો રજુ કરે છે. મેહેરબાબાના પશ્ચિમના પ્રથમ પ્રવાસ દરમ્યાન ઇંગ્લંડમાં ડેવનશીયરની એક રીટ્રીટ (આશ્રમ) માં મી૦ પરદમ પોતે થોડા દિવસ રહી આવ્યા હતા, અને મેહેરબાબા સાથ અંગત મુલાકાત અને વાતચીત કરી હતી. ઉપરાંત ત્યાં આશ્રમમાં વસી રહેલા, તેમજ બીજા આવતા–જતા સંખ્યાબંધ ભાવિકોના રકમ-રકમના અનુભવોનું બારીક અવલોકન કરીને, ઘણીક વિગતો તેમના પોતાના મુખથી સાંભળીને, જાતિ અનુભવ મેળવવા બાદ, પશ્ચિમની પ્રજાને આ મહાન શિક્ષાગુરૂની ઓળખ આપવાની ફરજ વિચારી, ત્રણ ઉમદા લેખો લખી પોતાને હસ્તકના જરનલ "The Everyman"માં પ્રગટ કર્યા હતા, જે માહેલા બે આ

પુસ્તકમાં પાછળ રજુ કર્યા છે. એ માહેલા થોડાક અગત્યના ઉતારા અત્રે ખાસ રજુ કરૂ છું, જે ઉપરથી સાધારણ વાંચકને મેહેરબાબાની પ્રથમ પિછાણ આપોઆપ થઇ શકશે.

"મેહેરબાબા શું છે યા કોણ છે, તે લોકોએ પોતેજ શોધી કાઢવું જોઇયે. કોઇપણ રીતની તકરાર કર્યા વગર એમના માહેથી સ્ફૂર્તિ સત્તાજ સામા માણસની ખાતર જમા કરે છે. એમની પિછાણ અંતરથી યાને દીલથીજ કરી લેવી જોઇયે......

એઓ કોઇ સિદ્ધાંત યા ઉપદેશ આપતા નથી. એઓ પોતેજ સત્યની એક જીવતી જાગતિ મૂર્તિ છે......

ખુબીની વાત તો એ છે કે સત્ય જાણવા માટે માત્ર એમની હાજરીમાં રહેવું એજ પુરતું છે. એમને બોલવાની જરૂર નથી કારણ એમના પોતા માહેજ સત્યની શક્તિ સમાઇ છે......

એઓ કોઇના સમાગમમાં આવવા અચકાતા નથી, જો કે બનતાં સુધી જાહેર જીવનથી અલગ, એકાંતમાં અને ચુપચાપ પોતાનું કર્તવ્ય બજાવ્યા જવાનું વધુ પસંદ કરે છે. તેમની હાજરીજ ગુપ્ત દિવ્ય-દ્રષ્ટિ યાને બહુ દૂરનું જોવાની જ્ઞાન-શક્તિનું ભાન કરાવે છે; યાને એઓમાં બહુ દૂરનું જોવા અને જાણવાની ગુપ્ત, અદભૂત શક્તિ છે એમ એઓની હાજરીમાંજ આપણને જણાઇ જાય છે.....

મેહેરબાબા એક એવા જ્ઞાનના અધિકારી છે, જે ઇશ્વર-જ્ઞાન કહેવાય છે, અને જેમાં બીજુ બધું જ્ઞાન સમાઇ જાય છે. તે પ્રાપ્ત કરવા અર્થે સાધકોને જે કાંઇ નિયમો ઘટે છે તે એઓ આપે છે, જે ધ્યાન-ચિંતન, સ્વાર્થ-રહિત સેવા, પવિત્ર ધારણા યાને નિર્મળ હેતુ છે......

તેઓ કોઇ પાસ કશી માંગણી કરતા નથી, પણ જેઓ મદદ અર્થે એમની આગળ આવે છે, તેઓએ એમના કહ્યા મુજબ વર્તન કરવાને તૈયાર થવું જોઇયે — જે કોઇવાર કઠીણ પણ હોય છે....

સૌથી વધુ તો મેં મેહેરબાબામાં વ્હેવારૂપણુ જોયું છે. તેઓ દરરોજની દુનિયવી જીંદગીના બનાવો સાથ સંબંધ રાખે છે. તેઓ લોકોને દુનિયા તજી એકાંતવાસ ધરવા આમંત્રણ આપતા નથી, પણ આ દુનિયવી જીવનના સદ–ઉપયોગથી આપણું આત્મિક સાર્થક કરી લઇ આ જીવનની ઉંચ કિંમત અંકાવે છે......

એઓ પોતે થઇ જાહેરમાં દેખાવ કરવાની દરકાર રાખતા નથી. એ ઉપરથી એમ ન માની લેવું કે એઓ કોઇ અ-વ્હેવારૂ ગુપ્ત-જ્ઞાની યોગીરાજ છે, જે રોજીંદી દુનિયવી વ્હેવારૂ જીંદગીથી અલગ, એકાંત અને દૂર રહે છે. તેઓ સાધારણ મનુષ્ય જીવનને લગતી દુનિયવી બાબદોનું જ્ઞાન ધરાવે છે. એઓ કહે છે કે આપણે **દુનિયામાં રહેવું, પણ દુનિયાના થવું નહિ......**

તેઓ એક ક્રિશ્ચીયનને પોતાનો ખ્રીસ્તી ધર્મ તજી દેવા કહેતા નથી યાને તેને ક્રિશ્ચીયન બનતો અટકાવતા નથી. પરંતુ મહાન શિક્ષાગુરૂ ક્રાઇસ્ટના એક સાચા ભાવિક અને ભક્ત કેમ બનવું તે શીખાડે છે, યાને ક્રાઇસ્ટે જે કહ્યું છે તે ઉપર **અમલ** કેમ કરવો તે દર્શાવે છે, સમજાવે છે. આજના નાસ્તિક વિચારના સ્રી-પુરૂષોને પણ એઓ કોઇ અમુક કાયદા યા સિદ્ધાંત સ્વિકારવા કહેતા નથી. પરંતુ નમ્રતા અને ખાકસારીથી દરેકના પોતાના અંતર માહે સમાયલા ઇશ્વરને શરણ જવા કહે છે. પશ્ચિમના ગુપ્ત–જ્ઞાનીઓએ જે કહ્યું છે તેજ મેહેરબાબા પણ કહે છે. પરંતુ મેહેરબાબા માત્ર તે કહીનેજ રહેતા નથી પણ તે મુજબનું વર્તન કરીને યાને તેવું જીવન પોતે ગુજારીને દુનિયાને નકલ કરવાજોગ દાખલો આપે છે......

બીજા કોઇપણ એવા પુરૂષને હું મળ્યો નથી જેમના વિષે હું આટલી ખાતરી સાથ આ (ઉપર મુજબ) બોલી શકું.

થોડું અને કાચુ-પાકુ જ્ઞાન ધરાવનાર અધુરા ગુરૂઓ પણ હસ્તિ ધરાવે છે, અને તેવાઓને આપણે વારંવાર મળ્યે છીયે. પરંતુ એક પૂર્ણ-જ્ઞાની અને અનુભવી ગુરૂ — એટલે સદગુરૂ — તે ક્વચીતજ મળી આવે છે. જ્યારે કોઇને આવા એક મહા-ગુરૂ સાથે મેળાપ થઇ જાય છે, ત્યારે તેના જીવનની એક ફેરવાયલી ઘડી યાને જીવન-પલટોજ લેખી શકાય. તે નસીબ દરેકને હોતું નથી. પુસ્તકોમાં તો આપણે ઘણા ગુરૂઓને મળ્યે છીયે, પરંતુ તેઓને હાડ-માંસ સાથના મનુષ્ય અવતારમાં યાને જીવતા મળવું એ બહેતર છે. મુશ્કેલી માત્ર એજ છે કે તેઓ જન-સમાજની નજરે પડવા ચાહતા નથી......

જેઓ ગુરૂને પિછાણી લેય છે તેઓ નમ્ર, સાદા પણ શુદ્ધ અંતરના, દુનિયા અને જીવનથી ના-ઉમીદ થયલા, યા ઉંચ આત્મિક જીવન માટે ઉમીદ ધરાવનારા હોય છે. પોતે પોતાથીજ ધરાઇ-ભરાઇ ગયલા, યાને પોતાની અક્કલ, આવડ અને હુશીયારી માટે મોટા પણ ખોટા ધખારા ધરાવનાર યાને મગરૂર ઇસમો તેને પિછાણી શકશે નહિ. '**જે અંતરની નિર્મળતા યાને વિશુધ્ધ અંત:કરણથી મારી સાથે ચાલશે તેજ મારો સાથી. તેને હું એવી રીતે અંતરથી પ્રગટ થઇશ જે બહુ ભણેલાઓ સમજી શકેજ નહિ**'.........."

× × × ×

સંસાર-સાગરના તરેહ તરેહની આફતોના ઉછળતા મોજાઓની દયાએ હંકરાઇ, અહિંથી તહીં અફળાતી આપણી જીંદગીની કીસ્તીને સહીસલામત કિનારે લઇ જનાર નાખુદા — ખુદા — ની પનાહમાં જ્યારે આપણે પોતાને મેલી દઇએ, ત્યારેજ તે તેનો હવાલો લઇ આફતમાં પડેલાને ઉગારે છે. આવીજ કોઇ બારીક અને કટોકટીની પળોએ, જ્યારે અકળાયલો જીવ ઇશ્વરને પણ વિસારી મેલી જીવન અકારૂં કરવાની અણીપર હોય, ત્યારેજ ઇશ્વર એક યા બીજા રૂપે પ્રગટ થઇ

ભક્તના સંસાર–સાગરમાં ડોલતી નાવનું સુકાન પોતે હાથ ધરે છે. આ લખનારને થયલો એવોજ અનુભવ તેના જીવનમાં મેહેરબાબાની આમદ અને ઓળખનું કારણ થઇ પડયો હતો. તે ઘડીથી એમના અંગત પરિચય, શિક્ષણ અને તરબિયત હેઠળ અઢાર વરસથી ઘડાયલા આ જીવે જે કાંઇ જોયું, જાણ્યું અને અનુભવ્યું છે — તે સઘળું આ અવનીપર ઉતરી આવેલી કોઇ ઇશ્વરી–વ્યક્તિનોજ ખ્યાલ આપે છે, જેની હાજરીમાં એક ઘડીભર ઉભા રહેવું એ પણ આ જીવન સફળ કરવા જેટલું ભાગ્યશાળી લેખાય. બાબાના પ્રાઇવેટ સેક્રેટરી દાખલ વરસોના એમની સાથના અંગત સંબંધ, તેમજ એમની મુલાકાતે આવી ગયલા હજારો ભાવિકો સાથના અંગત પરિચયથી, એ અનુભવ આ લખનારનો એકલાનોજ નહી, પણ હજારોનો છે, જેઓને એ શુભ સાફલ્ય પ્રાપ્ત થયું છે. તે શુભ સાફલ્ય બીજા ઘણાઓને મળે, એજ ઇચ્છા અને ઉમીદથી આ પુજ્યમાન અશો સાહેબ મેહેરબાબાનુ જીવન–ચરિત્ર તૈયાર કર્યું છે. એજ હેતુ હરદમ હૈયે રાખી, એ માહેલી ભુલ–ચુકોને લઇ ચલાવી, સાચ્ચો સાર ગૃહણ કરી લેવો. વિશ્વના બહોળા વિસ્તારની એમની કામગીરી માહે જે અસંખ્ય પ્રકારની ઘટનાઓ ઘડાઇ છે, તે માહેલી કોઇ નહી ને કોઇ પ્રત્યેક વાંચકના જીવનને ઉજ્જવળ બનાવવાની પ્રેરણા આપશેજ. આમ પોતાને રૂચતું–પચતુંજ હજમ કરવાની પ્રમાણીક કોશેશ કરે, તો પ્રત્યેક જણ એ માહેથી ઘણું ઉપયોગી જ્ઞાન ગૃહણ કરી શકશે.

જે ઐયામ માહેથી હાલ દુનિયા પસાર થઇ રહી છે, તે કોઇ સાધારણ ઐયામ નથી, પણ સદીઓ બાદ આવતો એક એવો યુગ છે જે પોતાની સાથ નવ–જીવનનો નવીન સંદેશ લાવે છે. દુનિયા ઉપર-તળે થઇ રહી છે; જમાનેભરની બદી ઉભરી નીકળી, જગ પાપથી તરબોળ થઇ રહી છે. તે માહેથી તેને ઉગારી, તેનો આત્મિક ઉદ્ધાર કરવાના હેતુથી જે મહાન દૈવી વ્યક્તિ હેઠળ ઉતરી આવી છે, તેને નિર્માણ થયલી ફરજ તે વરસોથી ચુપચાપ બજાવી રહી છે.

ભૂતકાળમાં જ્યારે એવી મહાન વ્યક્તિઓ હેઠળ આવી, જગ-ઉદ્ધારનું કાર્ય કરી રહી હતી, ત્યારે જનતાએ તે દરેકને જીંદગીભર ત્રાસ આપી, આયંદે તેમના લોહીમાં હાથ બોળ્યા હતા. અજ્ઞાનના અંધકારથી દોરવાયલી દુનિયાની આ એક કરૂણ કહાણી હરવેળા ફરી અને ફરી રજુ થાય છે. પરંતુ આ બહુ આનંદ આપનારી બીના છે, કે વિસમી સદીના આજના વિજ્ઞાન અને સુધારા-વધારામાં આગળ વધેલા "જડવાદી" લેખાતા જમાનામાં, અને પશ્ચિમની જડવાદી પ્રજાએ પણ આ જનતાને આત્મમાર્ગે આગળ વધારવા અને જગતને આત્મિક આંચકો આપવા આવેલા પૂણ્યાત્મા હઝરત **મેહેરબાબાની** કદર અને પિછાણ પહેલીજ ઓળખમાં કરી લીધી છે. એ ત્યાંની પ્રજાઓની "સાદી સમજ" અને ખુદાઇ માર્ગ તરફની તેમની તલબગારીનું એક શુભ ચિન્હજ લેખી શકાય!

જે પ્રેમ-મૂર્તિ જનતાના સર્વથી મોટા સેવક તરીકે પોતાને લેખાવી, પૂર્વ-પશ્ચિમમાં ચોમેર પોતાના દૈવી પ્રેમનો પ્રવાહજ પ્રકટાવી રહી છે, જે જનતાને "**કશું શીખાડવા નહી પણ જગાડવાનેજ આવી છે**"—જગાડી રહી છે, તેજ મહાન વ્યક્તિ **મેહેરબાબાની** અગાધ લીલાનું જીવન-ચરિત્ર આ પુસ્તકમાં રજુ થાય છે. તે મોકળાં મન અને ખુલ્લાં દીલથી વાંચી, એ અશો આત્માની ઓળખ કરી લઇ, તેમના સહવાસમાં આવી, તેમના આશિષથી કૃતાર્થ થઇ, આ જીવનનો ફેરો સફળ કરવા સર્વ સામર્થવાન થાવો, એજ દુવા આજ દુઃખથી દાઝેલી દુનિયા માટે ગુજારીશું!

એક સદ્દગુરૂને ઓળખવા એ ઇનસાનની અલ્પ-બુદ્ધિનું બળ નથી. તેની ઓળખ યા સમાગમ થવા બાદ, જે કાંઇ જોયું યા અનુભવ્યું હોય તે બીજાને કહી સંભળાવવું—એ તેથી પણ વધુ મુસ્કીલ છે. પરંતુ એક સદ્દગુરૂનું જીવન-ચરિત્ર જનતા સનમુખ રજુ કરવું, એ તો સર્વથી મુસ્કીલ છે. તો "મન્ઝીલ"ની આ મીસ્કીન કલમ, પ્રથમ-પ્રયાસમાં એક સદ્દગુરૂનું જીવન-ચરિત્ર જનતા સનમુખ રજુ કરે એ સરકશીજ લેખાય!

આ જે કાંઇ અત્રે રજુ થયું છે—તે સઘળું તેનીજ કૃપાનું પરીણામ છે, જેની ઓળખ તે જનતાને આપી રહ્યું છે. તેજ હાથોએ એ લખાવ્યું છે, જે જનતાની સેવા માટેજ સરજાઇ ચોમેર દુઃખયાંઓનાં દુઃખ ટાળી રહ્યા છે, ભુખ્યાંઓની ભુખ ભાંજી રહ્યા છે, અને પ્રેમ-તળસ્યાઓની તળસ છીમાવી રહ્યા છે!

તેનીજ કૃપા હશે તો ભવિષ્યમાં હજી તેની ઓળખ અર્થે ઘણું રજુ કરવું રહ્યું છે, તે કરી શકીશું.

સદગુરૂ મેહેરબાબાના આશિષ જનતાપર હવે જલદી ઉતરો!

*　　*　　*　　*

કરાંચી અને સીંધની વિખ્યાત વ્યક્તિ અને એક સાચા સેવાભાવી નર—ભલા ભાઇ **જમશેદ નસરવાનજી મેહેતા**—એ આ પુસ્તકનો Fore-word લખી હમારી અદના કોશેષને ઉત્તેજન દીધું છે, એ માટે એમનો આભારી છું. મેહેરબાબા સરીખા જનતાના એક સાચા તારકના આ જીવન-ચરિત્ર સાથ ભાઇ જમશેદ સરીખા જન-સેવકનું નામ જોડાયલું જોઇ હમને પણ નેહાયત આનંદજ બરપા થયો છે.

આ પુસ્તક તૈયાર કરવામાં, મેહેરબાબાના પરમ-ભક્તો અને હમારા સેવા-ભાવિ ભાઇઓની દીલોજાની ભરી હમશરીકીની નોંધ લેવી જરૂરી છે. આ પુસ્તક રચવામાં ઘણી ઠરેલ, ડહાપણભરી, અને ઉપયોગી સુચનાઓ કરવા ઉપરાંત, સર્વના પ્રૂફો ભારે કાળજી અને ખંતથી તપાસવાની રંજ ઉઠાવનાર ભાઇ **જમશેદજી મં. દેશાઇ**, તેમજ એને છપાવી તૈયાર કરવાની અતી જંજાળભરી સેવા ઉઠાવનાર ભાઇ **બેરામશાહ ડી. જસાવાલા**, તથા મેહેર જપ-મંડળના ઉત્સાહી, પ્રેમી જવાન ભાઇઓ—સર્વેની અથાગ જહેમત અને મદદ માટે એ બધા ગુરૂ-બંધુઓનો અંતરથી અહેસાન માનું છું. અને આવી બીજી ઘણી ઘણી ગુરૂ-સેવા, જન-સેવા બજાવી સદગુરૂ મેહેરબાબાના આશિષથી એ સર્વે કૃતાર્થ થાવો, એજ દુવા એ સર્વ ભાઇઓના હકમાં ગુજારૂં છું!

# સાંકળિયું

| પ્રકરણ | વિષય | પાનું |
|---|---|---|

# પરમાત્મા સ્વરૂપ શ્રી મેહેરબાબા સાહેબની જન્મ કુંડલી

તૈયાર કરનારઃ — **ગણપતિશંકર નરહરીશંકર ભટ્ટ, (નવસારી).**

સમયઃ — સંવત્ ૧૯૫૦ માઘ વદી ૬ રવીવાર.

તા૦ ૨૫ ફેબ્રુઆરી, ૧૮૯૪.

કદીમી રોજ તેશતર તીર (૧૩ મો) માહ મુબારક મેહેર (૭ મો.) ય. ઝ. સને ૧૨૬૩.

મુસલમાની તા૦ ૧૮ માહે શાબાન હીજરી સને ૧૩૧૧.

શાકે ૧૮૧૫. સવારે બામદાદે મુંબઇ ટાઇમ, કલાક ૫–ને અમ્મલે — પુનામાં.

**योगचिंतामणी ग्रंथे.**

कुल दीपक योगःस्याद् भ्रातृयो यदी कोणगः ।
परोपकार युक्तःस्याद् योगे स्मिन् मनुज स्तदा ॥८।

અર્થઃ જેની જન્મ કુંડલીમાં ત્રીજા ભુવનનો સ્વામિ ત્રિકોણમાં રહેલો હોય, તો કુલ-દીપક નામનો યોગ થતો હોઇ, તે મનુષ્ય પરોપકારી થાય છે.

तात कोण व्यय प्राप्ताः शनि भौमेज्य भास्कराः ।
परब्रह्मणि युक्तात्मा जातकस्य तदा भवेत् ॥१४०॥

અર્થઃ શનિ, મંગલ, ગુરૂ વ સૂર્ય એ ચારે ગ્રહો દશમ, નવમ, પંચમ અગર બારમે સ્થાને હોય, તે મનુષ્યનો આત્મા પરબ્રહ્મ સાથે–નિમગ્ન થાય છે.

**તાત્પર્ય**

(૧) — પહેલા શ્લોકમાં જણાવ્યા પ્રમાણે ત્રીજા ભુવનનો સ્વામિ ગુરૂ ત્રિકોણમાં પંચમ સ્થાનમાં રહેલો છે. એટલે કુલ-દીપક નામનો યોગ ઉપજતો હોઇ એ યોગમાં જન્મેલો મનુષ્ય પરોપકારી હોય છે.

(૨)—જ્યોતિષ શાસ્ત્રમાં લગ્નથી અથવા ચંદ્રથી સ્થાનો ગણવા જણાવેલું છે; તે પ્રમાણે બીજા શ્લોકમાં જણાવ્યા મુજબ શનિ, મંગલ અને ગુરૂ લગ્નથી પિતૃ, ત્રિકોણ અને બારમા સ્થાને રહેલા છે. અને સૂર્ય પણ ચંદ્રથી પાંચમે સ્થાને ત્રિકોણમાં રહેલો છે. એટલે આ યોગમાં જન્મેલા મનુષ્યનો આત્મા પરબ્રહ્મ સાથે નીમગ્ન (તદ્રુપ=એકરસ) થવાનો યોગ લાગુ પડે છે. અને વળી, ગુરૂ પાંચમે શુક્રના સ્થાનમાં હોવાથી કળા-નિધિ નામનો યોગ થાય છે તેનું ફળ નીચે પ્રમાણે:—

**जातक पारिजात ग्रंथे: अध्याय ७ श्लोक १५९.**

कामी कला निधि भवः सुगुणा भिरामः संस्तूय मान चरणो नरपाल मुख्यैः ।।

सेना तुरंग मद वारण शंखभेरी वाद्यान्वितो वीगतरोग भयारिसंघः ॥

**અર્થ:—ઉત્તમ ગુણોમાં રમણ કરનાર હોઇ, તેવીજ કામના-યુક્ત, તથા સૈન્ય, ઘોડાઓ, હાથીઓ અને માણસોનું પાલણ કરનાર રાજાઓ અથવા તેવીજ સંપત્તિવાળા મુખ્ય માણસો પણ જેના ચરણોની સેવા કરે એવો, તથા રોગ, ભય, અને શત્રુ રહિત, કળા-નિધી યોગમાં જન્મેલો મનુષ્ય હોય છે.**

**શ્રીજી મેહેરવાન શહેરીયાર ઇરાની,** તે બ્રહ્મ-સ્વરૂપ શ્રી **"મેહેરબાબા"** સાહેબની આ જન્મ-કુંડલી તૈયાર કરી, તે જોશી નાનુભાઇ મણીશંકર તથા જોશી શંકરરાવ રામચંદ્ર, એ બે જોશીઓએ તપાસી ખાત્રી કરીને એ કુંડલીને ઉપર જણાવેલું ફળ લાગુ હોવાનું જણાવ્યું છે.

---

# મેહેરબાબા

## એમનું જીવન ચરિત્ર

### પ્રકરણ પહેલું — પ્રથમ દર્શન

#### જગતને આભાર હેઠળ મેલી ગયલાં નામાંકિત નર-નારીઓ

દુનિયાની હસ્તિની શરૂઆતથી આજ સુધીમાં જગતમાં ભલભલાં મહાન નરનારીઓ થઇ ગયાં છે, જેમનાં જીવન-વૃતાંતો તવારિખનાં પાનામાં સોનેરી હરફે સચવાઇ રહ્યાં છે. તેઓ પોતાનાં ભલાઇભર્યાં કર્મોની કલમો વડે બાગેઆલમમાં એવાં તો સુંદર, સુગંધી દરખ્તો રોપી ગયાં છે, જેમનાં સુગંધી ફળ-ફુલોનો પમરાટ આજે પણ આ સરાએ ફાનીમાં સયર કરતાં ઇનસાનોનાં મગજને તરો-તાઝગી બક્ષે છે. કોઇ ધન-દોલતના દાન-ધર્મથી, તો કોઇ ઇલ્મો-હુનરનાં હયરતભર્યાં જ્ઞાનથી, કોઇ સાહિત્યનાં ક્ષેત્રમાં કલમ-બાઝીની કમાલ્યતથી, તો કોઇ કોમ, ધર્મ યા દેશ-સેવાના સ્વભોગી સત્કર્મોથી, આમ જુદી જુદી દીશાઓમાં તે મહાન નર-નારીઓ પરમાર્થનાં કાર્યો કરી જગતને પોતાના આભાર હેઠળ મેલી ગયાં છે. તેમની તે કમાલ્યત, કાબેલ્યત, લીયાકત, અને ભલાઇભર્યાં જનસેવાનાં કર્તવ્યોથી જગતને કાંઇ નાનો સુનો ફાયદો હાંસેલ થયો નથી. છતાં, એ સર્વ કાર્યો જગતનાં લોકોનાં આ જીંદગીના ફેરાના ફાયદા માટેજ હતાં, યાને કે આ ગમે એવાં બાહોશ, સખાવતી, પરોપકારી, ધર્મી-સકર્મી નરનારીઓની નઝર

ફક્ત ઇનસાનની આ દુનિયવિ જીંદગીના ફાયદા પુરતીજ રહેવાથી, તેટલીજ સાંકડી સીમામાં તેમની સખાવતો અને સત્કર્મો સંકોચાઇ રહ્યાં છે, કારણ આ દુનિયવિ જીંદગીની બહાર, આત્મિક યા ઇશ્વરી વાતાવરણમાં તેમની નઝર કે બુદ્ધિ પહોંચી શકીજ ન હતી.

## જગતને ખુદાઇ રાહ દર્શાવી ગયલા મહાન અવતારો

પરંતુ જેઓ આ દુનિયવિ હદની પેલેપાર અંતર યા આત્મિક શક્તિથી જોવાને સામર્થવાન છે, જેઓ પોતાની તે અંતર શક્તિથી ખુદ પર્માત્માને પહોંચી, પિછાણી અને તેમાંજ પરોવાઇ એકતાન થવા પામ્યા છે, તેવી સબળ શક્તિ ધરાવનારા મહાન સોસ્યંતો અને અવતારોની અદભુત કામગીરી નિરાળીજ છે. કારણ આ મહાન સોસ્યંતો, જેઓ ખુદ ખુદામાંજ મળી જઇ ખુદા-રૂપ બની ગયા છે, તેઓએ જીવતાં જીવત સેંકડોને મુક્તિ આપવા ઉપરાંત કુલ જનતાને મોક્ષ માર્ગે આંચકો આપી આગળ ધપાવી રહ્યા છે. વળી દુનિયાના લોકોને ધર્મ-નિતીના સાદા, સરળ અને નાદર નિયમો દર્શાવવા ઉપરાંત, અંતિમ સત્ય (TRUTH) ની રાહ બતાવી, માત્ર આ ખાકી જીવનના સુખ માટેજ નહિ, પરંતુ જન્મ-મરણના અસંખ્ય ફેરાઓમાંથી મુક્તિ મેળવી, ખુદાની નજદીક પહોંચવા માટે આધ્યાત્મિક માર્ગનું શિક્ષણ અને રહસ્ય પણ સમજાવી ગયા છે. આ અવનિ પર તેઓએ જે અપાર આભાર કર્યા છે તે અવર્ણ્યજ કહી શકાય.

## જગતનું તારણ કરનારા પુણ્યાત્મા-સદ્‌ગુરૂઓ!

"Great Souls that lead us out of "the encircling gloom" into "the promised land" are not accidentally born. They come at a time when the world is waiting for them in eager expectations."

તમામ સૃષ્ટિ મંડળનો અચળ અને નિયમિત કારોબાર એક સર્વવ્યાપિ સત્યના સર્વોત્તમ નિયમાનુસાર ચાલી રહ્યો છે. વિશ્વના તમામ વહિવટ અર્થે સત્યના સર્વોત્તમ સ્વરૂપ યાને પર્માત્માને પરિપૂર્ણ પામેલી મહાન વ્યક્તિઓની અમુક સંખ્યા રોઝે અવ્વલથી નિમાણ થઇ, આજની ઘડી તક સૃષ્ટિનો સઘળો કારોબાર ચલાવતી રહી છે, અને રહેશે. સંપૂર્ણ ઐશ્વર્યતાને પામેલી આ મહાન વ્યક્તિઓ "સદ્દગુરૂ"ના એલ્કાબથી ઓળખાય છે. આવો એક 'સદ્દગુરૂ' તે કોણ? તે એક જીવાત્મા છે જે સંપૂર્ણતાએ પહોંચી શિવાત્મા થયો છે. તે એક વ્યક્તિ છે જેણે ઇશ્વર સાથ યોગ મેળવ્યો છે. તે એક આત્મા છે જેણે પોતામાં સમાયલાં નૂરમંદ કીરતારનાં નૂર અને ખુદાઇ ખાસિયતો ધિરે ધિરે ખીલવી, આયંદે તે નૂરમાં મગ્ની જઇ, તે મીનોઇ માલેકની તમામ ખુબીવંતી ખાસિયતોને અંગીકાર કરી, તેમાં એકતાન થઇ ગયો છે. જે કર્તવ્ય બજાવવામાં આજે આપણ સર્વ ઇનસાન મથન અને કોશેશ કરી રહ્યાં છીયે તે કર્તવ્ય તે મહાત્મા ફ્તેહ સાથ પૂર્ણપણે બજાવી ચુકયો છે. દુનિયાના દરેક ધર્મ આવા સંપૂર્ણતાએ પહોંચેલા પુજ્ય સદ્દગુરૂઓની હસ્તિની ગવાહિ આપે છે, જેઓ ધર્મ-સ્થાપક યા પયગમબરના માનભર્યા એલ્કાબથી ઓળખાય છે. ઇરાનવેઝમાં અશો **જરથુશ્ત્ર**, હિંદમાં શ્રી **રામ** અને શ્રી **કૃષ્ણ**, અને પાછળા જમાનામાં પ્રગટ થયેલા **ગૌતમ બુદ્ધ** સાહેબ, પેલેસ્ટાઇનમાં જાહેર થયલા **જીસસ ક્રાઇસ્ટ**, અરેબ્યામાં અવતાર ધારણ કરેલા **હઝરત મહમદ** સાહેબ — એ દરેકે ઇશ્વરી હાલતનો અનુભવ મેળવી, ફક્ત જગ-કલ્યાણ અર્થેજ પોતાની તે પરિપૂર્ણ અવસ્થામાંથી પાછા હેઠળ સ્થૂળ ભુવન (Gross Plane) માં ઉતર્યા હતા, અને આ દુનિયા મધેની હસ્તિ અને હાજરીથી પોતાની આસપાસના અપૂર્ણ ઇનસાનોને પોતાના જેવી સંપૂર્ણતાએ પહોંચાડવાની જીવતોડ કોશેશ કરી, જનતાના સાચા તારક થઇ ગયા છે.

## ૪

# અવળી મતિના ઇનસાનની અધમતા અને અપકાર છતાં અવતારી સદ્દગુરૂઓની અપાર લીલા અને અદ્દભુત કામગીરી

પરંતુ આ માયાવિ જગતની મિથ્યા મોહિનીમાં ફસાયલા ઇનસાને, પોતાની અજ્ઞાનતાના અંધકારને સબબે, તે પ્રત્યેક મહાત્મા અને અવતારની જીંદગીની હૈયાતિ દરમ્યાન, તેમના વિચાર, વચન અને વર્તન સામે કાદવ ફેંકી, તેમના પર ગજબ સિતમ ગુજારી સતાવવામાં કાંઇજ બાકી રાખ્યું નથી. પ્રત્યેક ધર્મના મહાન પયગમ્બરના જીવન ચરિત્રો ઇનસાનના આ જુલ્મ-સિતમની અતિ અફસોસભરી વર્તણુકનાં જીગર-ચાક કરનારા વૃતાંતો રજુ કરે છે. અવળી મતિના ઇનસાનની આ અધમતા અને અપકારો છતાં, તે મહાન પુજ્ય અવતારો પોતાના જગ-ઉદ્ધારના કર્તવ્યમાં કંઇ પાછળ થોડા પડ્યા? તેઓએ તો તે તમામ દુનિયાભરની મુસીબતો સામે ટકકર ઝીલી પોતાના કાર્યો સંપૂર્ણ કર્યાં, પોતાને નિર્માણ થયલી ફરજો બીન-દહેશતે બજાવી, પોતાનાં અમૂલ્ય પર્માત્મા-જ્ઞાન અને અનુભવની રોશનીનો ફેલાવો કરી તેના તેજસ્વી કિરણો વડે જગતમાંથી અજ્ઞાનતાનો અંધકાર દુર કરવામાં કાંઇ જેવો તેવો હિસ્સો નથી આપ્યો. તેમના સુવચનો અને શ્રેષ્ઠ સિદ્ધાંતો અચળ હોવાને સબબેજ તેમના દેહ-ત્યાગ બાદ, સદીઓ અને ઝમાનાઓ વીતી જવા છતાં, તે સઘળાં તેમના ધર્મમાં માનનારી પ્રજાઓમાં પળાતા આવ્યા છે, એટલુંજ નહિ પરંતુ પારકા ધર્મના સમજુ આદમીઓના અંતઃકરણને પણ અસર કરી હલાવી રહ્યાં છે.

## પૂર્વમાં આત્મિક જાગૃતિ—પશ્ચિમમાં જડવાદ

સારે નસીબે આપણો આ પૂર્વ ગોળાર્ધ (Eastern Hemisphere) આ આત્મિક જ્ઞાનની પ્રગતિમાં બહુ આગળ

વધેલો છે. જાહેરી દુનિયવિ નઝરે પશ્ચિમની પ્રજાઓને તાબે અને આધારે રહેવાને લીધે પૂર્વની પ્રજાઓ, ખાસ કરી આપણા ગરીબડા હિંદ દેશની પચરંગી કોમો, આજની પશ્ચિમની સાયનટીફીક કેળવણીથી તેમજ બીજાં દુનિયવિ સુખોથી બાકાત રહેવા પામી છે. પરીણામે તેઓ ગરીબાઇ અને કંગાલ્યત, બલ્કે દરિદ્રતામાં રહેવાને લીધે, ઇશ્વર આરાધનામાં વધુ મશગુલ રહેવાથી તેટલા પ્રમાણમાં ઇશ્વરી અને આત્મિક શક્તિઓની નજદીકમાં રહેવા પામી છે. તેથી તેઓ મધેજ મહાન દૈવિક વ્યક્તિઓ — વલીઓ, મઝહુબો, સાધુ સંતો, સત્પુરૂષો અને મહાન સોસ્યંતો કિંવા અવતારો — અકેક પછી અકેક ચાલુ અવતર્યા જાય છે, એ તવારીખી સચાઇ (Historical Fact) છે.

ખુદાને પુગેલી આવી સંખ્યાબંધ વ્યક્તિઓ અત્રે, આપણા હિંદ મુલકમાં, આજે પણ હસ્તિ ધરાવે છે, જેઓની લીલા અને મહિમા કંઇ ઔરજ છે. તેઓ જાહેરમાં ઝાઝો દેખાવ દેતી નથી, કારણ એ સર્વ જાહેરી દેખાવ બલ્કે દુન્યા માત્ર એક સ્વપ્નુંજ છે એવો અંગત અનુભવ હોવાથી, તેઓને તેવા દેખાવો કરવાની બીલકુલ દરકાર નથી. બલ્કે તેઓ માહેલી ઘણીક વ્યક્તિઓ તો પોતાના અનંત આનંદની લહેરમાં મસ્ત બની, જે દુન્યા આજે "મારૂં મારૂં" કરી અકેકના ટોટા પીસવા તૈયાર થઇ રહી છે, તેની નાદાન અકકલ પર હસ્તી બેઠી છે. જ્યારે બીજી થોડી મહાન વ્યક્તિઓ, જેમને ખાસ ફરજ નિર્માણ થઇ છે, તેઓ જગતનાં તારણ અર્થે બહુ ભારે કામગીરી કરતી રહી છે. તેમની મહત્વતા, અગાધ શક્તિ, લીલા અને કર્તવ્યનો ખ્યાલ સાધારણ દુનિયાનાં લોકોને સહેલથી આવી શકે એમ નથી. ટુંકમાં ફકત એટલુંજ કહેવું પુરતું છે કે જગતમાં આજે ચોમેર ચાલી રહેલી તરેહવાર ઉથલપાથલો પાછળ આ મહાન ઇશ્વરી વ્યક્તિઓનો હાથ છે, અને તેઓ જગતનાં તારણ અર્થે બહુ મોટું કષ્ટ માથે

## ૪

## અવળી મતિના ઇનસાનની અધમતા અને અપકાર છતાં અવતારી સદ્‌ગુરૂઓની અપાર લીલા અને અદ્‌ભુત કામગીરી

પરંતુ આ માયાવિ જગતની મિથ્યા મોહિનીમાં ફસાયલા ઇનસાને, પોતાની અજ્ઞાનતાના અંધકારને સબબે, તે પ્રત્યેક મહાત્મા અને અવતારની જીંદગીની હૈયાતિ દરમ્યાન, તેમના વિચાર, વચન અને વર્તન સામે કાદવ ફેંકી, તેમના પર ગજબ સિતમ ગુજારી સતાવવામાં કાંઇજ બાકી રાખ્યું નથી. પ્રત્યેક ધર્મના મહાન પયગમ્બરના જીવન ચરિત્રો ઇનસાનના આ જુલ્મ-સિતમની અતિ અફસોસભરી વર્તણુકનાં જીગર-ચાક કરનારા વૃતાંતો રજુ કરે છે. અવળી મતિના ઇનસાનની આ અધમતા અને અપકારો છતાં, તે મહાન પુજ્ય અવતારો પોતાના જગ-ઉદ્ધારના કર્તવ્યમાં કંઇ પાછળ થોડા પડ્યા? તેઓએ તો તે તમામ દુનિયાભરની મુસીબતો સામે ટક્કર ઝીલી પોતાના કાર્યો સંપૂર્ણ કર્યાં, પોતાને નિર્માણ થયલી ફરજો બીન-દહેશતે બજાવી, પોતાનાં અમૂલ્ય પર્માત્મા-જ્ઞાન અને અનુભવની રોશનીનો ફેલાવો કરી તેના તેજસ્વી કિરણો વડે જગતમાંથી અજ્ઞાનતાનો અંધકાર દુર કરવામાં કાંઇ જેવો તેવો હિસ્સો નથી આપ્યો. તેમના સુવચનો અને શ્રેષ્ઠ સિદ્ધાંતો અચળ હોવાને સબબેજ તેમના દેહ-ત્યાગ બાદ, સદીઓ અને ઝમાનાઓ વીતી જવા છતાં, તે સઘળાં તેમના ધર્મમાં માનનારી પ્રજાઓમાં પળાતા આવ્યા છે, એટલુંજ નહિ પરંતુ પારકા ધર્મના સમજુ આદમીઓના અંતઃકરણને પણ અસર કરી હલાવી રહ્યાં છે.

### પૂર્વમાં આત્મિક જાગૃતિ—પશ્ચિમમાં જડવાદ

સારે નસીબે આપણો આ પૂર્વ ગોળાર્ધ (Eastern Hemisphere) આ આત્મિક જ્ઞાનની પ્રગતિમાં બહુ આગળ

વધેલો છે. જાહેરી દુનિયવિ નઝરે પશ્ચિમની પ્રજાઓને તાબે અને આધારે રહેવાને લીધે પૂર્વની પ્રજાઓ, ખાસ કરી આપણા ગરીબડા હિંદ દેશની પચરંગી કોમો, આજની પશ્ચિમની સાયનટીફીક કેળવણીથી તેમજ બીજાં દુનિયવિ સુખોથી બાકાત રહેવા પામી છે. પરીણામે તેઓ ગરીબાઇ અને કંગાલ્યત, બલ્કે દરિદ્રતામાં રહેવાને લીધે, ઇશ્વર આરાધનામાં વધુ મશગુલ રહેવાથી તેટલા પ્રમાણમાં ઇશ્વરી અને આત્મિક શક્તિઓની નજદીકમાં રહેવા પામી છે. તેથી તેઓ મધ્યેજ મહાન દૈવિક વ્યક્તિઓ — વલીઓ, મઝહુબો, સાધુ સંતો, સત્પુરૂષો અને મહાન સોસ્યંતો કિંવા અવતારો — અકેક પછી અકેક ચાલુ અવતર્યા જાય છે, એ તવારીખી સચાઇ (Historical Fact) છે.

ખુદાને પુગેલી આવી સંખ્યાબંધ વ્યક્તિઓ અત્રે, આપણા હિંદ મુલકમાં, આજે પણ હસ્તિ ધરાવે છે, જેઓની લીલા અને મહિમા કંઇ ઔરજ છે. તેઓ જાહેરમાં ઝાઝો દેખાવ દેતી નથી, કારણ એ સર્વ જાહેરી દેખાવ બલ્કે દુન્યા માત્ર એક સ્વપ્નુંજ છે એવો અંગત અનુભવ હોવાથી, તેઓને તેવા દેખાવો કરવાની બીલકુલ દરકાર નથી. બલ્કે તેઓ માહેલી ઘણીક વ્યક્તિઓ તો પોતાના અનંત આનંદની લહેરમાં મસ્ત બની, જે દુન્યા આજે "મારૂં મારૂં" કરી અકેકના ટોટા પીસવા તૈયાર થઇ રહી છે, તેની નાદાન અકકલ પર હસ્તી બેઠી છે. જ્યારે બીજી થોડી મહાન વ્યક્તિઓ, જેમને ખાસ ફરજ નિર્માણ થઇ છે, તેઓ જગતનાં તારણ અર્થે બહુ ભારે કામગીરી કરતી રહી છે. તેમની મહત્વતા, અગાધ શક્તિ, લીલા અને કર્તવ્યનો ખ્યાલ સાધારણ દુનિયાનાં લોકોને સહેલથી આવી શકે એમ નથી. ટુંકમાં ફકત એટલુંજ કહેવું પુરતું છે કે જગતમાં આજે ચોમેર ચાલી રહેલી તરેહવાર ઉથલપાથલો પાછળ આ મહાન ઇશ્વરી વ્યક્તિઓનો હાથ છે, અને તેઓ જગતનાં તારણ અર્થે બહુ મોટું કષ્ટ માથે

ફેડાવી રહી છે. ઇશ્વરી લીલાને પુગી અને પામી ચુકેલા આવા થોડાક મહાન સદ્પુરૂષો, જેઓ ખુદ આપણા વચ્ચેજ વસી રહેલા હતા અને છે, જેઓના પવિત્ર અને મુબારક દર્શન, સહવાસ અને આશિષનો લાભ આજે હઝારો ભાવિકો મેળવી રહ્યા છે, તેમના આશરા હેઠળ આવી, તેમના આશિષથી કૃતાર્થ થઇ, દુનિયાના દરેક મહાન પયગમ્બર અને અવતારે સમજાવેલી નીતિ-નેકી અને સચાઇના નાદર નિયમોની યાદ મજબુત કરી તે પાળવા ઉપરાંત, સત-સંગના અગણિત ફાયદા હાંસલ કરવાના લાભ અને તક, ખાસ કરી આજના જડવાદી અને જુઠાણાનાં જમાનામાં, ખાસો-આમના બની શકે એટલા મોટા ભાગને મળવા પામે એજ ઉમદા હેતુથી પ્રેરાઇને, તેમના જીવન-વૃતાંત, લીલા અને કર્તવ્યો જાહેર આલમ સનમુખ રજુ કરવા આ પુસ્તક પ્રગટ કર્યું છે.

## દુનિયા કોઇ ચીઝથી ખાલી નથી

### ખરા-ખોટાનું તોલ કરો!

આજે જગતમાં કંઇ ભલભલા સંત-મહાત્માઓ હૈયાત પડ્યા છે, જેઓ એક યા બીજી રીતે અદ્ભુત શક્તિઓ ધરાવે છે, જે મારફતે તેઓ ગુપ્ત રીતે જગતનું કલ્યાણ પણ કરી રહ્યા છે. છતાં જગતની મિથ્યા માયા મોહિનીમાં મશગુલ બનેલી જાહેર આલમનો મોટો ભાગ તેમની હસ્તિ વટીકથી અંજાણ છે. જો કે આજકાલ ડગલે ને પગલે ઉગી નીકળેલા કહેવાતા જાદુગરો, જ્યોતિષો, સાધુસંતો, અને "બનાવટી બાવાઓથી" દુનિયા ખાલી નથી, અને તેવા અસંખ્ય ઢોંગી ધુતારાઓના ફ્યલો-ફરેબમાં ફસેલા પણ કંઇ લાખો ઇસમો હસ્તિ ધરાવતા હશે, છતાં તેથી કોઇને નીરાશ થવાની જરૂર નથી. ઘણા ખોટા ઢોંગી-ધુતારાઓ ઉભાઇ જવાથી એમ નથી ઠરતું કે ખરા અને સાચા સાધુસંતો

હસ્તિ ધરાવતાજ નથી. તેમ તો કોઇ કાળે બનયું નથી ને બનનાર પણ નથી. કારણ રોઝે અવ્વલથી હરહંમેશ જગતના તારણ અર્થે ચોકસ સંખ્યાની મહાન વ્યક્તિઓ ચાલુ કામગીરી કરતીજ આવી છે, હાલે કરતી રહી છે અને તેજ મીસાલ કાર્ય કરતીજ રહેશે. ખોટી માત્ર દુન્યાનાં લોકો માટે તેમને શોધી કાઢી, પીછાણીને નજદીક પહોંચવાની છે; ખરાખોટાનું તોલ કરવાની છે.

આજે એવા અસંખ્ય કમનસીબો હશે, જેઓ આ ફરેબી દુનિયાના દગા ફટકાથી, કોઇ પૈસે–ટકે, તો કોઇ સંસાર વ્હેવારે, તો કોઇ દુ:ખદર્દે, આમ એક યા બીજા કારણથી મહાત અને લાચાર બની, આ જીવતી જીંદગીને એક બોજા અને શ્રાપ સમાન ગણી, દુખ અને નિરાશામાં દહાડા કાઢતા હશે. કંઇકો પોતાની સાચી મુસ્તકીમ મહોબતમાં મહાત અને નાસીપાસ થવાથી દુનિયા અકારી કરી બેઠા હશે; અને એ સર્વ પોતાનું દુ:ખ કોણની આગળ રડવું, કોણ દીલસોઝની આગળ પોતાનાં જલાપાથી જળતાં જીગરનો ઉભરો ખાલી કરવો, એ તેમને સુઝતું ન હશે. કારણ એવા ખરા દીલસોઝ, દયાના ખાનાર અને દિલાસાનાં દેનાર વિશ્વાસુ અઝિઝો, અફસોસ, આજે કેટલા થોડા છે? એ દુ:ખદાયક સ્થિતીમાં ખરો માર્ગ દર્શાવનાર દિલસોઝ રાહબરો કોણ છે? અકળાયલી આત્મને સાંત્વન દેનારા ક્યાં છે?

## ગુરૂ કરો યા સત-સંગ સાંધો!

આવા દુનિયવિ દુ:ખોથી હયરાન થઇ રહેલા અને ઢોંગી–ધુતારાઓથી નિરાશ થઇ અફસોસ કરતાં કમનસીબોની દયાનો ખાનાર સાચો દિલસોઝ એક સંત યા સદગુરૂજ છે. એવા એક સાચા જ્ઞાની સત્પુરૂષ નજીક પહોંચી જઇ તેમની સમક્ષ સાચી શ્રદ્ધાથી જીગર ખોલી દેવાથી પોતાની પનાહ હેઠળ આવેલા આ દુખિયારાનું દુ:ખ તુરત પારખી લઇ તે સદગુરૂ તેને સાચો અને રામબાણ ઇલાજ

બતાવશે, એટલુંજ નહિ પણ તેને ખુદાઇ રાહે દોરવી તે જીવાત્માનું તારણ કરશે!

તેજ મીસાલ, ઇશ્વર-જ્ઞાન યા અનુભવની અભિલાષા ધરાવતા ઇંતેઝાર સાધકો પણ આવા કોઇ સાચા, ઇશ્વર-જ્ઞાની અને ઇશ્વરમાંજ એકતાન થયલા સત્પુરૂષનો સહવાસ શોધે તો તેજ તેમને જીવન-મરણના આ ચોર્યાસીના ફેરાઓમાંથી છોડવી, મોક્ષ યાને મુક્તિ આપી, તેમને સેવટની સચાઇ (Truth) તરફ દોરવશે! કારણ તેઓ જેમ કોઇ ચીઝથી મહોતાજમંદ નથી, તેમ તેઓને કોઇ ચીઝની અભિલાષા પણ નથી. જેઓ ખુદ ખુદામાંજ મળી ગયલા તેમને વળી બીજી તમન્નાજ શી? જગતનાં તારણ અર્થેજ તેઓ ગુપ્ત કામગીરી કરતા બેઠા છે, તો પછી તેમના પગ પકડનારનેજ તેઓ કેમ ભુલે? તેથીજ કહ્યું છે કે—

"આ દુનિયામાં દરેક ઇનસાનની પહેલી ફરજ પોતાનાં એક સાચા ગુરૂને શોધવાની અને તેના પોતાના ફાયદા માટે તે ગુરૂને શરણ જવાની છે."

અને જો તમારી સાચા દીલની તેવી ભાવનાજ હશે તો સત્તર ઠેકાણે ઠગાઇ, ઠોકરાવાબાદ પણ તમને આયંદે કોઇ સાચા સંતનો ભેટો થશેજ—એ સત્ય માનવું.

## ભવપાર! જીવન સાફલ્ય!!

માન નહી, અપમાન નહી, અયસે શીતલ સંત,<br>ભવસાગર ઉતર પડે, તોરે જમકે દંત.

યાને સાચા સંત લોકો એટલા ઠંડા અને શાંત હોય છે કે તેમને માન-અપમાન કશાની કનવાર રહેતીજ નથી. તેઓનું કર્તવ્ય ફકત જમ-દુત (મોતના દૈત્ય)ના દાંત તોડી, ઇનસાનને જન્મ-મરણના ફેરામાંથી મુક્તિ અપાવી ભવસાગર તરાવી લઇ જવાનું છે.

તેમનો ધર્મ એકજ — સચ્ચાઇ (Truth) — છે. તેઓ પોતે જાહેરી દેખાવે અને દુનિયાનાં લોકોની નજરે ગમે એ ધર્મના દેખાય યા લેખાય, છતાં હિંદુ, મુસલમાન, પારસી, ઇરાની, ખ્રીસ્તી સર્વ તેમને મનથી એકજ છે. બલ્કે તે સર્વ કોમના સભાસદો આજે પણ તેમના સાયા અને સહવાસ હેઠળ "એકજ બાપના બેટા" તરીકે વસી રહેલા છે. તમારા ધર્મથી તમને વટલાવી, યા તે પરથી તમારૂં યકીન ઓછું કરાવી, તમને અધર્મી યા યકીન વગરના બનાવશે એવી કોઇપણ ધાસ્તી રાખવીજ નહિ. બલ્કે તમારા ધર્મની જે ખરી બાતેની ખુબી અને રહસ્ય તમો નહીં સમજી શકયા હોવો, યા જે સમજવાની તમારી ગમે એવી જોરાવર અભિલાષા છતાં તમારા અંતઃકરણને સંતોષ મળે એમ કોઇ સમજાવી ન શકયું હશે, તો તેઓ તે તમને તદ્દન સંતોષકારક રીતે સમજાવી, તમારા મનનું સમાધાન કરશે, તેનીબી દીલમાં ખાત્રી રાખવી! તમારૂં ખચીતજ કલ્યાણ કરશે! તે વેળા તમો ગોયા એમજ કહેશો કે —

તુલસી સુખપે સીલ પડો, કે હરી હૃદયસે જાય,
બલીહારી વો દુઃખકી કે પલમે રામ મીલાય.

તે સુખો પર ધીક્કાર પડજો કે જે ભોગવવાની માયામાં હું મારા હરિ કહેતાં ઇશ્વરને ભુલ્યો, તેને મારા અંતઃકરણથી દુર કર્યો તેના કરતાં તો તે દુઃખો ભલાં જેણે મારા હરિની યાદ અને સ્મરણ કરાવ્યું અને તેની સાથ મેલાપ કરાવ્યો. જરથોસ્તીઓના અવસ્તામાં કહ્યું છે કે —

"જેઓ આગળ થઇ ગયા તથા હાલમાં છે, તેઓમાંના જેઓ સ્વભોગ આપવામાં સૌથી સરસ છે, તથા જેઓને અહુરમઝદ જાણે છે, તેવા મહાત્મા સદપુરૂષોને તેઓનાં નામથી હું યાદ કરૂં, તથા ખરા પ્યારથી હું તેઓની નજદીક પહોંચું." (વોહુક્ષથ્ર ગાથા).

કારણ —

" God incarnates Himself in human form to make manifest to man the Perfection of Divinity. Through these manifestations, man can talk with God and see His play.

પોતાનું ઐશ્વર્ય માનવ જાતને પૂર્ણપણે પ્રદર્શિત કરવા પરમાત્મા પોતે માનવ અવતાર ધારણ કરે છે. આવા માનવ-અવતારો મારફતેજ મનુષ્ય ઇશ્વર સાથ વાત કરી શકે અને તેની લીલા નિહાળી શકે —"

હાલના જમાનામાં આ શબ્દોની અચુક સચ્ચાઇ જનતા સમક્ષ પ્રદર્શિત કરી રહેલી દૈવી વ્યક્તિઓ માહેલી એક — સદગુરૂ **મેહેરબાબા** — છે, જેઓના અંગત સહવાસ અને આશિષની બરકતથી હઝારો ઇસમો પોતાના મનનું સમાધાન કરવા ઉપરાંત અધ્યાત્મ માર્ગે આગળ વધવા નસીબવાન નિવડયા છે! તે સર્વેના જીવનમાં અદભુત ફેરફાર કરાવી તેમને ખુદાની નાદમા લગાડનાર એ મહાગુરૂની અદભુત શક્તિ, અપાર લીલા અને અણહદ પ્રેમનો રસીલો અહેવાલ આ પુસ્તકમા રજુ થાય છે.

આવા એક આ જમાનાના જીવંત શિક્ષાગરૂની આત્મિક રાહબરી હેઠળ આ જીવનનો ફેરો સફળ કરવા સર્વે નસીબવાન નીવડો એજ આશા અને ઉમીદ સાથ આપણે હવે મૂળ વિષય — **મેહેરબાબાના જીવન-વૃતાંત** — માહે પ્રવેશ કરીશું.

---

# પ્રકરણ બીજું

---

## મેહેરબાબાનો જન્મ

જન્મની માત્ર થોડાજ કલાક આગમચ પોતાના માતુશ્રીને ભવિષ્ય માટે એક બહુ અર્થસૂચક આગાહી દર્શાવતું સ્વપ્નું આપી, દુનિયાની ભવિષ્યની ચલવલમાં બહુ અગત્યનો અને આગેવાન ભાગ ભજવનાર આ અવતારિ સદગુરુ–**મહેરબાબા**–એ રોજ **તીર**, માહ **મેહેર** (કદીમ) સને ૧૨૬૩ યઝદેઝર્દી, તા૦ **૨૫** મી **ફેબ્રુઆરી ૧૮૯૪** ઇસ્વી ને વાર રવિને દીને બડી બામદાદે પાંચ કલાકે આ અવનિમાં દેહ ધારણ કર્યો. એમના જન્મ ભૂમિ–પૂના–મધેની શરૂઆતની જીંદગી તેમજ ઇશ્વર અનુભવ અને ત્યારબાદના જગ — ઉધારના કર્તવ્યોનું સવિસ્તર બ્યાન આવા એક નાના પુસ્તકમાં સમાવવું અશકય છે. તે માટે તો વોલ્યુમો જોઇશે અને લખાશે. હાલ આ શરૂઆતના નાનકડાં પુસ્તકમાં તો તે સર્વ ઉપર ટપકેથી ટૂંકમાંજ વર્ણવીશું.

એમનો જન્મ જરથોસ્તી મઝહબમાં માનનારા માતપિતાને ઘર થવાથી જાતે એઓ ઇરાની જરથોસ્તી લેખાય છે, — તો જો કે એમના ઉંચ ઇશ્વરી અનુભવે તો એઓને સર્વ ધર્મ સમાન છે, અને સર્વ ધર્મો એમનાજ છે.

એમનું જન્મ–નામ **મેરવાન** છે અને એમના માતપિતા પૂનાના રહેવાસી હોવે એઓએ શરૂઆતનું જીવન પૂના મધેજ ગુજાર્યું હતું.

### એમના પિતા — એક સુફી દરવીશ

એમના પિતાશ્રી શેહેરીયારજી બહુજ પ્રેમાળ અંતઃકરણના, સાફ મનોવૃત્તિના સદગૃહસ્થ હતા, તથા સાચા ખુદા–પરસ્ત અને મોટા સુફી હતા. તેઓ ખુદાશનાસીના અત્યંત શોખીન હોવાથી તેમણે

પોતાની જીંદગીના આઠ વરસ ઇરાનમાં અને દશ વરસ હિંદુસ્તાનમાં મળી અઢાર વરસો એક દરવીશ યાને વૈરાગી તરીકે પવિત્ર સ્થળોની તિર્થ અર્થે પગ રસ્તે મુસાફરી કરવામાં ગાળ્યાં હતાં. એમને આ અઢાર વર્ષોમાં અપાર સહનશક્તિથી અસહ્ય કષ્ટો સોસ્યાં હતાં, તેમજ તે દરમ્યાન અદ્‌ભુત અનુભવો પ્રાપ્ત કર્યા હતા. એમના માર્ગમાં હરદમ રાહબરી અને મદદ કરનારી એક અણદીઠ વ્યક્તિ (Guiding Spirit) હતી, જેની બરકતેજ તેઓ મોત જીવતના ભય અને જોખમમાંથી હરદમ મોકળા ને બચેલા રહેતા હતા.

અઢાર વરસોની રખડ બાદ, કહે છે કે, જ્યારે એક દિવસ એક નદી ઓળંગવાની કોશેશમાં માઇલો ભર ચાલી થાકથી લોથપોથ થઇ જમીન પર પડયા પડયા નિદ્રાવશ થયા હતા, તે વેળા સ્વપ્નામાં એજ વ્યક્તિ એમને અર્થસુચક સંદેશ કહી ગઇ કે "તું જે માગે છે તે **તારે નસિબે નથી. તારી ઓલાદને નસિબે છે.** તેથી હવે તું પાછો ફર અને સંસાર કર!" સ્વપ્ન માહેથી બિદાર થતાં શેહેરીયારજી પોતાને નદીની પેલે પાર જઇ પુગેલા જુએ છે, અને અઢાર વરસની ઉલટ અને રંજ પછી આ પરિણામ આવવાથી ગમે એવી નાસીપાસી છતાં, પોતાની રાહબર વ્યક્તિની સલાહ માન્ય કરી ઘર તરફ પાછા ફરે છે અને વિચિત્ર સંજોગો વચ્ચે એમના વિવાહ પણ થવા પામે છે. આવા એક ઇશ્વર પ્રેમી પિતાને ત્યાં સપુત **મહેરબાબાએ** બીજા પુત્ર તરીકે જન્મ લીધો, અને પોતાના પીદરે બુઝોર્ગવાર તરફથી વારસામાં મળેલા એજ ઉમદા ઇશ્વર-પ્રેમમાં નાનપણથી લીન રહી આયંદે ઇશ્વરમાંજ એક થઇ, આજે હઝારોનું તારણ કરી રહ્યા છે!

## મેહેરબાબાના જન્મ આગમચની આશ્ચર્યકારક આગાહી!

વળી એઓ આ અવનિપર અવતર્યા આગમચ થયલી અમુક આગાહી માટે કહે છે કે એમના જન્મની માત્ર ૫-૬ કલાક આગમચ

એમના માતૂશ્રી શીરીનબાઇને એક બહુજ ઉમદા સ્વપ્નુ પડયું હતું. "જાણે એક ઝબરદસ્ત અને ભારે દબદબાભર્યું સરઘસ ચાલી રહ્યું છે, જેમાં હઝારો ઇસમો સામેલ છે, અને જેનો મહેમાર જોવા બીજા હઝારો તમાશબીનોની જંગી ઠઠ મળી છે. આ દમામદાર સરઘસમાં એમના માતૂશ્રી પણ ચાલી રહ્યાં છે, અને તે જંગી સરઘસના ભવ્ય દેખાવથી ગોયા ચકિત્ થઇ રહ્યાં છે." સ્વપ્નમાંથી બિદાર થતાં એમના માતાએ પોતાના વૃદ્ધ માતાને એ વાત જણાવતાં તે બુઝોર્ગ બાઇએ આ સ્વપ્નાની કમાલ તાસીર પોતાની બેટીને કહી સંભળાવી કે—"**તારે પેટે એક એવો ભાગ્યવંત દીકરો અવતરશે કે જે દુનિયામાં નામ કાઢશે; તેને આવા જંગી સરઘસો અને લોકોની મોટી ઠઠ વચ્ચેજ વસવું પડશે, અને તે અનુપમ માન મેળવવા પામશે!**" અને બચીતજ અજાયબ જેવું કે "જનની જણ તો ભગત જણ, કાં દાતા, કાં શુર" એ કહેતી મુજબ, આ સુભાગ્ય માતાએ એક એવા પૂત્રને જન્મ આપ્યો કે જેના પૂન-પ્રતાપે આજે હઝારો ઇસમો ખુદા-શનાસી યાને ઇશ્વર-જ્ઞાનના અભિલાષી બની સમાર્ગે લાગી રહ્યાં છે, અને ચાહવું ખુદાનું છે, તો ભવિષ્યમાં હઝારો બલ્કે લાખો બીજાઓ પણ એમની રાહબરીથી એજ રાહે દોરવાતાં રહેશે!

## પણોતો પુત પારણેથી જણાય!

વળી એઓ જ્યારે માત્ર અગિયાર મહિનાની નાની વયના હતા તે વેળાએ એક દિવસ ઘરના કમ્પાઉંડમાં ઝાડ આગળ એમને ખેલતા છોડી, એમના માતૂશ્રી કામે ગુંતાયાં. થોડીવારે તેઓ કાંઇ કામે પાછા ફરી એમના નજદીકથી પસાર થતાં, તેમણે એક મોટા નાગને આ નાના બાળકના શરીરની આસપાસ વિંટળાઇ ખેલતો જોયો. તે માતાએ પોતાના નાનાં બચ્ચાંનો જાન જોખમમાં આવેલો જોઇ ગભરાટમાં મોટેથી ચીસ પાડી, અને પળવારમાં આસપાસના લોકો દોડી આવી ત્યાં એકઠાં થઇ ગયાં, મગર કોઇને

કશું દીસ્યું નહિ! નાગનું ન નામ કે ન નિશાન! એમના માતૂશ્રીએ તેને ત્યાંજ નઝરો નઝર જોયો હતો એટલુંજ નહિ, પણ તે બાળકને કશી રીતની ઇજા કર્યા વગર તેના શરીરની આસપાસ વિંટળાઇ ખેલતો પણ જોયો હતો! પરંતુ ત્યાં એકઠાં થયેલાં બીજાંઓમાના તો કોઇને કંઇજ જણાયું નહિ! આ શું ભેદ હતો તે કોઇ સમજી શકયું નહિં! છતાં જીંદગીના જોખમમાંથી તે ફુલ બચ્ચાંના થયલા આવા કરામતી બચાવ માટે, તેમ વળી નાગના દર્શનને એક પવિત્ર અને શુભ ચિન્હ લેખી, ઘર મધ્યે લક્ષ્મિ યા કોઇ મોટી દૈવી શક્તિની હાજરી માની, ઘરમાં સર્વએ શુભ સગન કર્યા!

આ બાબદમાં જાણવું જરૂરી છે કે નાગનું કેઠે આમ એકાએક જણાવું એ એક શુભ નિશાન લેખવામાં આવે છે, અને જેને માથે એકાદ નાગ પોતાની ફેણ ફેલાવી નાચે યા ખેલ કરે, તે ભવિષ્યમાં બહુ મહાન માણસ થવાની આગાહી દર્શાવે છે એવી માન્યતા છે, અને આ માન્યતા મુજબ એ નિશાન અને આગાહી એક લેખે સાચીજ છે એમ આજે મહેરબાબા સાહેબના દાખલા પરથી માલમ પડે છે.

## દિવ્ય નૂરાંની!

બચપણથીજ સામાની નઝર આકર્ષે ને મન હરી લેય એવો ખુબસુરત ચ્હેરો ધરાવતું આ બાળક હતું, અને આજે પણ એઓ સાહેબના નૂરાની ભર્યા ખોરેહમંદ દિદાર તેના દર્શન કરનારને પહેલી નઝરે આકર્ષિ લેય એટલા અદભુત અને ખેંચાણ-કારક છે. વળી આ શારીરિક યાને જાહેરી ખુબસુરતી સાથ આ બાળક–**મેહેર**–ની બાતેની યાને અંતરની શુદ્ધતા પણ અજાયબી ભરી હતી; યાને નાનો "મેહેર," (જેને "**મેરવાન**" ના લાડકાં નામથી ઓળખવામાં આવતો હતો તે) જેવો દેખાવે ખુબસુરત તેવોજ દિલનો દિલાવર, દયાળુ, પ્રેમી અને અંતઃકરણનો શુદ્ધ હતો.

## બચપણથી મોટાઇના ગુણ લક્ષણો !

**મેરવાન** જેટલો ચાલાક તેટલોજ ઉદ્યોગી હતો. રમત-ગમતનો શોખીન — ખાસ કરીને ક્રીકેટ અને હૉકીની રમતોમાં તો પ્રવિણ હતો. તે એક અચ્છો વીકેટ-કીપર અને ખેલાડી (બેટસમેન) હતો. ચાલવામાં એટલો તેજ અને ઝડપી હતો કે સાથવાળાઓને દોડવું પડતું. કુદરત અને તેની બલીહારીનો પરસ્તાર હતો અને કવિતા તેમજ ગાયનોમાં ભારે ઉત્સાહ અને શોખ ધરાવતો. સાહિત્યનો પણ શોખીન હતો, અને શેકસ્પીયર, વર્ડ્સ્વર્થ, શૅલી અને બીજા મશહુર ઇંગ્રેજી તેમજ હિંદી અને ઇરાની કવિઓના નામીચાં પુસ્તકો ઘણી ઉલટ અને શોખથી વાંચતો હતો. એમનો સર્વથી માનીતો કવિ ફારસી શાયર હાફેઝ હતો.

બચપણથીજ તે સઘળામાં "સરદારી" અને "વડપણ" ભોગવતો આવ્યો છે. સ્કુલ તેમજ કોલજમાં હંમેશ પોતાના વર્ગના સાથીઓમાં તે "વડપણ" ધરાવતો. એ "વડપણ" તે કોઇ જબરદસ્તીથી યા ઠાલી મોટાઇને ખાતર પોતે નહિ લેતો, પણ જ્યાં હોય ત્યાં એની સાથના જોડીદારોજ એને હંમેશ "વડપણ" આપતા. કેકે કશો ઝઘડો થતો તો તેનો નિકાલ કરાવા સૌ મેરવાન આગળજ આવતા અને કોઇપણ બાબદમાં કશીપણ સલાહ અર્થે સૌ મેરવાન કનેજ જતા.

કૉલેજમાં અભ્યાસ કરતી વેળા એએ એક અલગ કલબ ઉભી કીધી હતી, જેનું નામ "સાર્વજનિક" Cosmopolitan Club રાખ્યું હતું. તેના ખાસ નિયમોમાં — મેમબરોએ જુગાર યા સટ્ટો ખેલવો નહિ, ભાંડ ભાષા વાપરવી નહિ અને કજીયો-કંકાસ કરવો નહિ — એ મુખ્ય હતા. નાનપણથીજ સૌને ન્યાત-જાતના કોઇપણ રીતના ભેદભાવથી અલગ અને દૂર રાખી, સર્વ જાતિના લોકોને એકત્ર કરવાની એમની વલણ ભવિષ્યની એ માર્ગની મહાન સાર્વજનિક (Universal) કામગીરીનીજ આગાહી દર્શાવતી નિશાન હતી.

વળી મેરવાનને કોઇકોઇવાર એકાંતમાં બેસવાની જગા તરીકે મરણ બાદ સર્વના સેવટના આરામની જગાઓ, જેવી કે મસાન, કબ્રસ્તાન યા પારસી-ઇરાનીઓના દોખમા વીગેરે સાધારણ દુનિયવી લોકોને ડરામણી લાગે એવી જગાઓએ જઇ બેસવાનો પણ વિચિત્ર શોખ હતો!

## ઉત્તમ ચારિત્ર!

મેરવાન નાની વયથીજ અતિષય ચાલાક હતો, એટલે ગાયન, બંદગી અને એમના લહેરી સ્વભાવને લીધે બીજી ઘણી તરેહની નિર્દોષ મોજમજાઓ અને રમતગમતના શોખ છતાં, ૧૬ વર્ષની વયે મુંબઇની યુનિવર્સિટિની મેત્રિકની પરીક્ષામાં પસાર થઇ, પૂનાની દખ્ખણ કોલેજમાં જોડાઇ, ૧૮ મે વર્ષે એઓ ઇન્ટર ક્લાસમાં અભ્યાસ કરતા હતા. એઓ અંગ્રેજી ઉપરાંત ફારસી ભાષાનું ઉત્તમ (classical) જ્ઞાન ધરાવે છે; ઉપરાંત ગુજરાતી, મરાઠી અને ઉર્દુ ભાષાઓ પર પણ બહુ અચ્છો કાબુ ધરાવે છે.

એ વેળા એમની જીંદગીએ તદ્દન જુદીજ — એમને અવ્વલથી નિર્માણ થયલી જગ-ઉદ્ધારની મહાન ફરજો માટેની — ઇશ્વરી વલણ અખત્યાર કરી. એમને ઇશ્વરજ્ઞાન અને અનુભવ પ્રાપ્ત થયાં. આ અલૌકિક અનુભવ એમને કેવા સંજોગોમાં થવા પામ્યો તે આપણે આગળ જોઇશું. પરંતુ તે આગમચની એમની જીંદગી પણ નમુનેદાર હતી. નાનપણથીજ એમના આચાર-વિચાર બહુ ઉચ્ચ હતા અને એમનું ચારિત્ર પણ બીલકુલ નિષ્કલંક અને સ્વચ્છ હતું. એઓએ સંપુર્ણ બ્રહ્મચર્ય પાળ્યું છે. બચપણ અને તરૂણાવસ્થાના આ આદર્શ સદગુણો અને નિર્મળ ચારિત્ર જન્મો-જન્મની એમની આગલી તૈયારી અને લાયકાતનોજ ખયાલ આપવા ઉપરાંત એમની ભવિષ્યની ઉચ્ચ હાલત અને દૈવી દરજાની મુંગી ગવાહિ અને અચુક આગમચેતી દર્શાવતાં હતાં.

એમની સાથે બચપણથીજ ફરનારા એમના અંગત અને જાની મિત્રોએ એમના માટે કહેલી સર્વ હકિકતો દર્શાવતાં બહુ લંબાણ થઇ જાય. તેનો ટુંક સાર કહેતાં એટલુંજ જણાવવું પુરતું થઇ પડશે કે એઓની બુદ્ધિ નાનપણથી બહુજ તેજ હતી. સ્વભાવે તેઓ અસલથીજ હંમેશ ખુશ-મીઝાજી અને આનંદી હતા. વળી એઓ અંતઃકરણના શુદ્ધ, દિલના અતિ દિલાવર, દયાળુ અને પ્રેમી હતા, જે સર્વ ઉમદા સદગુણો આજે પણ એમના એકેએક વર્તનમાં સ્પષ્ટ માલમ પડી આવે છે. એમના બાપીકા જરથોસ્તી મઝહબ પ્રત્યે એમની શ્રદ્ધા અતિશે જોરાવર હતી, અને આજે પણ છે. એમનો હલક બહુજ મીઠો છે, અને બુલંદ આવાજે પાક અવસ્તા કલામોની બંદગી કરતા એમને રોજ બડી બામદાદમાં સમજવા એ તો ગોયા એમના મહોલ્લાના રહેનારા ધાર્મિક મનોવૃત્તિના જરથોસ્તીઓ માટે એક મોજ હતી.

## એક ધાર્મિક જરથોસ્તીની આગાહી!

આજ આસરે ૨૫ વરસની વાત ઉપર જ્યારે એઓ પોતાના મિત્રો સહિત ઉદવાડા ખાતે પાક ઇરાનશાહને સેઝદો કરવા ગયા હતા, તે વેળા એમનું ત્યાં ૩-૪ દિવસ રહેવું થયું હતું. એમના મિત્રો જ્યારે ટેબલ ખુરસીએ બીરાજી, મરઘી-મચ્છીના સ્વાદિષ્ટ મિષ્ટાનો ઉછાળી, મઝા ઉડાવતા હતા, ત્યારે એઓ હંમેશ જમીનપરજ બેસી ફકત રોટલી અને બટાટાનું સાદું ભોજન લઇ, તેમાંજ સંતોષ અને મોજ માનતા હતા. એમને ગાયનનો હદ બહાર શોખ હતો, જેને સબબે ખુદાઇ ઇશ્ક તેમજ નીતિ-રીતિનાં સુંદર ગાયનો મીઠા હલકે હરદમ લલકારતા રહેતા હતા, જેમાંના કોઇક તો તાબડતોબ ત્યાંને ત્યાં ગાતાં ગાતાંજ જોડી કાઢતા હતા, અને જે સમજવા આસપાસના જરથોસ્તી રહેનારા અને ઉદવાડે પધારેલા પરોણાઓનો મોટો જમેલો ભેગો મળતો હતો. તેઓ સર્વ માટે એમના

તે સુંદર ગાયનો સમજવાની એક જાતની અનુપમ મોજ હતી, એટલુંજ નહિ પણ એમના તરફથી ગવાતાં દરેક ગાયન મધે રજુ થતા નાદર નીતિ–રીતિના લક્ષો અને તેમાં દર્શાવેલા બહુજ ઉંચ્ચ અને ઇશ્વરી આચાર વિચારો સમજનારના મન પર બહુજ ઉંડી અસર કરતા હતા. તેઓમાંના એક ધાર્મિક જરથોસ્તીએ તો એ ઉપરથી તે વેળાજ આગાહી કરી હતી કે "એમના ચહેરાની નૂરાંની, બોલવા ચાલવાની ઢપ–છપ, તેમજ એમનાં પોતાનાજ જોડેલાં ખુદાઇ ગાયનો મધે સમાવેલા ઉંચ આચાર–વિચાર પરથી **એઓ આગળ ચાલતાં કોઇ મહાન માણસ થશે, અને બહુ મોટું નામ કાઢશે.** ખચિત કાંઇબી થશે તો ખરાજ!" અને તે પવિત્ર સ્થળે કોઇ શુભ ઘડીએ નિકળેલી આ સગનવંતી વાણી કેટલે દરજ્જે ફલિભુત થવા પામી છે તેની અચુક ગવાહિ તો આજે એમના આશરા, આશિષ અને સહવાસનો કિંમતી લાભ લઇ ચૂકેલા હજારો ભાવિકો આપે છે, અને ભવિષ્યમાં બીજા અસંખ્ય આસામીઓ પણ આપશે.

## સંગીતના શોખીન

### ગઝલો ગાનાર અને જોડનાર

એઓ બચપણુથીજ ગાયનના બહુ શોખીન હતા; આજે પણ છે. નાની વયથીજ ઉચ્ચ આદર્શો અને શુદ્ધ પ્રેમ દર્શાવતાં ગાયનો અને ઉત્તમ ગઝલો મીઠા હલકે ગાનારજ નહિ, પણ સુંદર શાલી અને એબારતમાં જોડનાર પણ હતા. એમને ઇશ્વરી અનુભવ પ્રાપ્ત થયો તે આગમચના એમનાં જોડેલાં ગાયનો અને ગઝલો પણ ઇશ્વર–પ્રેમ, ઇશ્વર–લીલા, દુનિયાની નાપાયદારી, આ માયાવિ જગતનો મિથ્યા મોહ, વિગેરે બહુજ ઉચ્ચ આચાર વિચારો અને આદર્શો દર્શાવતાં હતાં; અને એમને ઇશ્વર–અનુભવ મળવા બાદ જોડેલાં

ગાયનો તો ગોયા ઉચ્ચ ઇશ્વરી હાલત, અનુભવ, અને તે પરમ-આનંદનો ખ્યાલ આપતો અજાયબ ખજાનોજ છે.

જવાન વયે અને અભ્યાસ કરતી વખતે જોડેલાં આવાં ઉમદા ગાયનો અને ગઝલો વરસો અગાઉ મુંબઇ મધે પ્રગટ થતાં "સાંજ વર્તમાન" મધે, એમના "હુમા" ના તખલ્લુસ હેઠળ, પ્રગટ થઇ ગયાં હતાં, જે ઉપરથી એમનાં બહોળાં જ્ઞાન, ઉત્તમ ચારિત્ર અને ઇશ્વર પ્રત્યેના પ્રેમનો ખ્યાલ જીજ્ઞાસુઓને સહેલથી આવી શકે છે. વળી ખુબી તો એ કે આ ગાયનોમાંના ઘણા એકાએક આનંદની લહેરમાં, કશા પણ પ્રયત્ન વગર રચેલાં હતાં, જેના કિંમતિ લફ્ઝો બીલકુલ આપોઆપ એમના મૂખમાંથી ગાતાં ગાતાંજ બહાર પડતા હતા.

તેઓ ગુજરાતી ઉપરાંત ફારસી તેમજ હિંદી ભાષાઓમાં પણ કવિતા અને ગઝલો અચ્છી રીતે જોડી શકે છે. એમની જોડેલી અનેક ગઝલોમાની નીચે રજુ કરેલી એક એમના ખુદાઇ જ્ઞાન, અનુભવ, ઉમદા ફિલસુફી, અને કવિતાઇ શક્તિનો અચ્છો ખ્યાલ આપે છે.

## "પ્રેમની પરિસીમા!"

જલ્વગીરી પાક યઝદાંની છે, સૌ ઇસરારમાં;
ખાકમાંબી, બાદમાંબી, આબમાંબી, નારમાં-૧
માલીકે કૈનો મકાં તે, સાહીબે હરદો જેહાં;
ઝરરા ઝરરામાં નેહાન, હસ્તિ રહી ઇઝહારમાં-૨
શમ્અબી જલતો રહ્યો છે, ઇશ્કમાં યઝદાનની;
મૌત પરવાનાનું છે, 'ગર શમ્અના દીદારમાં-૩
ગુલ ખીલી નીકળે છે હર સુબહ, ઝીક્રમાં યઝદાનની;
બુલબુલે શયદા ફીદાએ, ગુલ રહ્યું ગુલઝારમાં-૪

ઇશ્કની મૌજુદગી, હર જીન્સમાં જાંદારમાં;
પ્રેમની હરઆન બલહારી, દરો દીવારમાં.–૫
મઝહબો મીલ્લતથી નાવાકેફ છે ખાલેસ આશકી;
છે તસવ્વુર યારનું, હરદમ ખીયાલે ઝારમાં.–૬
દૌલતો તાકાત વ અકલો–હોશથી બાહેર છે પ્રેમ;
એકસાં શાહો ગદા છે, ઇશ્કની દરબારમાં.–૭
આશકી આસાન નથી, હર શખ્સની હીંમત કહાં!
છે ખરીદારી બમુશ્કીલ, ઇશ્કના બાઝારમાં.–૮
મુફ્લેસી ને નાતવાની, ખારોઝારી ને સીતમ;
હરતરેહની હાડમારી, આશકોના બારમાં.–૯
બે–દીલી બે–ઇખતીયારી, સાથ બદનામીનો દોર;
લાખ એવી છે કસોટી, મંઝીલે દુશ્વારમાં.–૧૦
જગને ખાતર પાક ઝરાતોસ્તે, ન ખમ્યા શું સીતમ?
અંત પયગમ્બરનો આવ્યો, દુશ્મની તલવારમાં!–૧૧
હાથ પગ ખીલાથી વીંધી, જાન "ઇસા" નો લીધો;
સેવટે "મનસુર" નો બી, દમ મુકાયો દારમાં.–૧૨
પ્રેમથી પાયો રચાયો, માઝદયસની ધરમ નો;
પ્રેમની છે ગાંઠ ઝરાતોસ્તે કરી ઝુનનારમાં.–૧૩
સતની હસ્તિ પ્રેમથી, પુરવાર ઝરતોસ્તે કરી;
સત્ય હો સૌની ઝબાંમાં, ખ્યાલમાં, કીરદારમાં!–૧૪
યા ઝરાતુસ્તે નબી, ઉમ્મતને તારી પ્રેમ બક્ષ!
અર્ઝ મારી છે અહુરા–મઝદની સરકારમાં.–૧૫

૨૬

## ગઝલની સમજણ

૧. જગતને પેદા કરનાર તે પાક યઝદાંનનું નૂર (પ્રકાશ), તેની ઉત્પન્ન કરેલી સર્વ વસ્તુઓ (ચાર તત્વો) માં છે, કે જે ખાક કહેતાં મીટ્ટી, બાદ કહેતાં હવા, આબ કહેતાં પાણી અને નાર કહેતાં અગ્નિને નામે ઓળખાય છે.

૨. તમામ વિશ્વના અસ્તિત્વનો તથા આ (ખાકી), અને પેલી (મીનોઇ) બન્ને જેહાનનો પેદા કરનાર, એકલો અને એકજ માલીક તે છે, જેની હસ્તિ બારીકમાં બારીક રજકણની મૌજુદગી (અસ્તિત્વ) થી પુરવાર થાય છે, જો કે તેવી બારીક રજકણમાં પણ તે હોવા છતાં, ગુપ્ત અને અદ્રશ્ય રહે છે.

૩. પર્માત્માના પ્રેમમાં શમા (મીણબત્તી) બળીજળીને, પીગળી પીગળીને, અંતે પોતાની હસ્તિ નાબુદ કરે છે ત્યારે તે શમાના રોશન રૂખસાર પર દિવાનો બનીને પરવાનો (પતંગિયું) પણ તેમાં બળીને ભસ્મ થાય છે. ×

૪. બામદાદનું પહોર ફાટતાં હમેશાં ગુલાબનું ફુલ પરવરદેગારની ખુશ યાદમાં ખીલી નીકળે છે, જ્યારે તેજ ગુલાબના ઇશ્કમાં ચકચુર બની બુલબુલ તેના કયારાઓમાં મીઠા મધુર સરોદોનો નાદ ફેલાવતો, પ્રેમની મસ્ત ધુંધમાં ભટકતો ફરે છે. *

---

× પ્રેમની કમાલ સામા તો જુવો કે એક તરફ શમા (મીણ-બત્તી) પોતે પરમેશ્વર પર પોતાનો પ્રાણ જ્યારે અર્પણ કરે છે, ત્યારે બીજી તરફ તે શમા પર દિવાનો બનેલો પરવાનો (પતંગિયું) તેને — યાને શમાને — પોતાનો પ્યારો પ્રાણ અર્પણ કરે છે.

* સહવારના સુંદર ઝઝકળાંમાં ગુલાબની કળીનું ખીલવું, એ જાણે કે પર્માત્માની યાદમાં તેના હોઠનું ખુલવું થાય છે.

૫. ઇશ્કની મૌજુદગી દુન્યાની દરેક જીનસ, જાનદાર કે નીર્જીવ, સર્વમાં સમાયલી છે, અને એજ પ્રેમની બલીહારી દરો-દીવારમાં તેમજ બીજે સઘળે ઠેકાણે મૌજુદ છે. †

† સાયન્સે યાને વિજ્ઞાનશાસ્ત્રે જગતને ખુલ્લું પુરવાર કરી આપ્યું છે કે સકળ સૃષ્ટિમાં હસ્તિ ધરાવતી દરેક બારીકમાં બારીક રજકણ અથવા પદાર્થ પોતાની આસપાસના એક જાતના વીજળીક પ્રવાહ (Magnetic Attraction) થી ઘેરાયલાં રહે છે, જેનાથી તેઓ બીજી ચીજોને પોતાની તરફ ફાવે તેમ ખેંચે છે અથવા ગમે ત્યારે દુર પણ કરી શકે છે. વળી એજ શાસ્ત્રોએ આ પણ સિદ્ધ કરી આપ્યું છે કે આવી રજકણોમાંની કેટલીક જાતની રજકણો એક બીજાંને દુર કરે છે, જ્યારે તેવાજ પ્રકારની બીજી જુદી જાતની રજકણો એક બીજાને પોતા તરફ ખેંચે છે. આવી જુદી જુદી જાતની રજકણો વચ્ચે એક બીજાને ખેંચવા માટેની અમુક શકિતની સાયનટીસ્ટોએ જે શોધ કરી છે તે શોધ પછી તેઓ આગળ જઇ શકયા નથી. પરંતુ પર્માત્માને પહોંચી ચુકેલા પ્રેમી પુરૂષોએ તો આગળ વધીને એવું પણ અનુભવ્યું છે કે સઘળાનું મુળ માત્ર "પ્રેમ"જ છે, અને પ્રેમથીજ પ્રેમીજનો પર્માત્માને પામે છે. ગઝલની આ બે લીટીઓ પણ એજ સાર કાઢે છે કે કોઇ પણ વસ્તુ, અને સઘળી ચીજો ઉપરાંત પૃથ્વીપરની સઘળી બારીકમાં બારીક રજકણો કે પદાર્થો વટીકમાં પ્રેમજ સમાયલો છે. જેમ આશક-માશુકને પ્રેમની હસ્તિનો ખ્યાલ થાય છે, તેમ મેળાપ અને જુદાઇનો પણ અનુભવ થાય છે. જુદાઇની હાલતમાં પણ તે બંને એકબીજાંને ચાલુ ખેંચયાજ કરે છે. જ્યારે તે બંનેના મેળાપનું ફળ તે બાળક હોય છે, જેમાં પણ પ્રેમજ સમાયલો છે. જુદાઇની હાલતમાં ગુરૂ અને શિષ્ય (ચેલા)ની હસ્તિ જુદા જુદા બે પ્રકારની હોય છે, જ્યારે તે બંનેના એક-બીજા સાથના આતેની મેળાપનું ફળ "પર્માત્મા" હોય છે, જે પણ "અખંડ પ્રેમ" જ છે.

પાણી, મીટ્ટી, ચુનો, લાકડું, લોઢું, દીવાલ અને દરવાજાનો દાખલો લેતાં આપણને જણાશે કે મેલાપ તથા જુદાઇની હાલતનો

૬. દીન, ધર્મ, કોમ, મઝહબ વગેરેના કોઇ પણ સવાલથી પાકીઝેહ "પ્રેમ" તદ્દન અલગ, વેગળોજ છે. બસ પોતાની માશુક (ઇશ્વર) ની ખ્યાલી તસ્વિર હરદમ નઝર સનમુખ ખડી ધરી, મનમાં પણ તેનીજ યાદ નિરંતર ચાલુ રાખવી એજ પ્રેમનો મઝહબ છે.*

---

પ્રેમ તે સઘળામાં પણ સમાયલોજ છે. દાખલા તરીકે મીટ્ટી સાથ પાણીના મળવાથી ઇંટ થાય છે; ઇંટ અને ચુનાના ભેગા મળવાથી દીવાલ થાય છે; લાકડાં અને લોઢાંના સાથે મળવાથી દરવાજો તૈયાર થાય છે. એજ દરવાજો અને દીવાલ જ્યારે છુટાપણા યાને જુદાઇની હાલતમાં હોય છે (યાને એકમેકને જોડેલાં ને મળેલાં હોતાં નથી) ત્યારે કંઇ ખાસ ઉપયોગમાં આવતાં નથી. બંનેના સાથે મળવાથીજ દરવાજાને આગળ પાછળ ઉંઘાડ-બંધ કરવાની જોગવાઇ થાય છે, અને તે ફારસી શબ્દ "દર — વા — જા" પરથી સ્પષ્ટ જણાઇ આવે છે. ટુંકમાં ગઝલની આ બે લીટીઓ એજ દેખાડે છે કે તમામ દુન્યામ હસ્તિ અને મૌજુદગી ધરાવતી દરેક ચીજની શરૂઆત તથા છેડો બંને "પ્રેમ" થીજ છે.

* ધર્મના ફરમાનો, દીનના તરીકાઓ, કોમી કાનુનો કે મઝહબના રીતરીવાજો કંઇ પ્રેમને માટે ઘડાયલાજ નથી. વધુ ખુલાસાવાર કહીયે તો પ્રેમ કશાંને પણ જોતોજ નથી. અને જો જુએ છે તો તે માત્ર પોતાની વ્હાલી માશુક — ઇશ્વર — નેજ સઘળામાં અને સઘળે ઠેકાણે જુએ છે. એટલે બસ એકજ પર્માત્માને તે બધેબધ નીહાળે છે. દાખલા તરીકે —

"હમ ઇશ્કકે બંદે હય, મઝહબસે નહીં વાકેફ;
ગર કાબા હુવા તો કયા, બુતખાના હુવા તો કયા!"

યાને કે હમે તો માત્ર પ્રેમનાજ બંદા છીયે, અને મઝહબ શું છે તે કંઇ જાણતાજ નથી. હમારે માટે કાબા અને બુતખાના, એટલે મંદીર અને મસ્જીદ એ સઘળું એકજ છે.

૭. માલ–મીલકતથી, ઊંચા જોર યા બળથી, અથવા અક્કલ–હુશીયારી સર્વથી પ્રેમ નીરાળોજ છે. પ્રેમની દરબારમાં પાદશાહ અને ફકીર, રાય અને રંક, સર્વ સરખાજ છે.

૮. ખુદાના આશક બનવું અને તેની પર આસક્તિ રાખવી, કાંઇ બચ્ચાંના ખેલ જેવું સહેલ કામ નથી, કેમકે લોખંડના ચણા ચાવવાની હીંમત કાંઇ હરેક શખ્સમાં હોતી નથી; પ્રેમના બજારમાં તેની ખરીદી કરવી બહુજ મોંઘી છે. §

૯. કંગાલ્યત, ભુખમરો, ગરીબી, નાતવાની, હયરાની ને સરગરદાની તથા અનેક તરેહની બીજી વિપત્તી અને હાડમારીઓ પર્માત્માના પ્રેમમાં પરોવાયલા પ્રેમી પુરૂષોને ભોગવવી પડે છે.

૧૦ કોમ પરકોમના લોકો તરફથી થતી બદનામીના એકસરખા હુમલાઓના ચાલુ મારા છતાં, વળતો હુમલો કરવાનો અધિકાર વટીક ન વાપરતાં, તેઓ તરફનો સખત અણગમો, અભાવ યા વેરભાવ ઉપરાંત નાલેશી, નફરતી અને બદનક્ષી તથા બીજી એવી અનેક, અપાર અને અગણિત કસોટીઓની તરેહવાર મુશ્કેલીઓ શાંતિથી સોસ્યા પછીજ "**મનઝીલે મકસુદ**" યાને ધારેલે ઠેકાણે પહોંચી શકાય છે.

---

§ એ વિષે ફારસીમાં "હાફેઝે" કહ્યું છે કે —

"જનાબે ઇશ્કરા દરગાહ બસી બાલાતર અઝ અકલ અસ્ત,
કસી આન આસ્તાન બુસદ, કે જાન દર આસ્તીન દારદ!"

એટલે કે પ્રેમની દરગાહ, અકલની દરગાહથી બહુજ ઉંચી છે. અર્થાત પ્રેમની પાયરી અકલથી ઘણી વધારે ઉંચ છે, એટલે જે કોઇ પોતાનો પ્રાણ પોતાની બાંહેમાજ લઇને ફરી શકે, યાને કે જે શખસ પર્માત્મા ખાતર પોતાનો પ્રાણ અર્પણ કરી દેવા પણ તૈયાર હોય, જતે પ્રેમી માત્ર તે પ્રેમની દરગાહને આલીંગન આપી ચુંબન કરી શકે.

૧૧. જડવાદી જમાનાના લોકોને આધ્યાત્મિક જ્ઞાન (ખુદાશનાસી) આપવા સારૂજ પાક નબી જરાથુસ્ત્રએ મહા મહા આફતો અને સીતમો શું શું સહન નહિ કર્યાં? વળી જુઓ કે એવીજ એક પાકીઝેહ જીંદગીનો અંતપણ એક ખુદા-ના-શનાસ નાસ્તિક શત્રુની તરવારથી આવવા પામ્યો!

૧૨. પવિત્ર નબી "ઇસા" (ક્રાઇસ્ટ) નો તો એથી પણ વધુ હેબતનાક અંત આવ્યો અને યાહુદી લોકોએ તે મહાન પયગમ્બરને લાકડાંના "ક્રોસ" સાથે જકડી, તે ઉપર તેઓના હાથે પગે ખીલા ઠોકી વીંધી નાખ્યા, અને એવી જંગલી, હેવાન્યત, દયાહીણ રીતે રીબાવી રીબાવીને તેમનો પ્રાણ લીધો! એવોજ કમનસીબ હાલ "મનસુર" નો પણ થયો, જેને પણ અંતે શુળીએ ચઢાવ્યો ત્યારેજ લોક સંતોષ પામ્યાં.

૧૩. માઝદયસ્ની ધર્મનો મુળ પાયો જુઓ તો તે પણ પ્રેમના પવિત્ર બંધારણ ઉપરજ રચાયો છે; પયગમ્બર ઝરથોસ્તે કુસ્તી બાંધતી વેળાએ વચમાં જે ગાંઠ વાળવાની ઉમદા તાલીમ માટે શરિયત ફરમાવી છે તે ગાંઠ પણ પ્રેમનીજ ગાંઠ છે.

૧૪. સચ્ચાઇ પ્રેમથીજ મેળવાય છે. મનશની, ગવશની અને કુનશની એટલે સત્ય વિચારો, સત્ય બોલો તથા સત્યનાંજ કામો કરો! આવા પવિત્ર કલામો પોતાના ફરમાન લેખે આપી નબી ઝરાતોસ્તે સચ્ચાઇજ માત્ર પુરવાર કરી છે.

૧૫. યા અશો ઝરાથુશ્ત્ર! તે પાક કેરદેગારની જનાબમાં આ મારી માત્ર એકજ અરજ ગુજારૂં છું કે, "તારી પુઠે ચાલી, તને માનનારા તમામ બસ્તે-કુશ્તીઆન હમદીનોને તું પ્રેમનીજ બક્ષેસ કર્યો જા!"

## એમનું ચાલુ ખુદાઇ ચિંતન.

વળી નાનપણથીજ એમના પિતાશ્રીના પવિત્ર અને ઉત્તમ વારસા — ખુદાશનાસી — પ્રત્યે એમને અત્યંત પ્રેમ અને શોખ હોવાથી પોતાની ફુરસદનો વખત Divine Meditation યાને ખુદાઇ ખયાલોમાંજ મશગુલ રહી, "હાફેઝ" સરીખા એક ખુદા-રસીદા (God-realized) સુફી શાયરની "ઇશ્કે હકિકિ" યાને પરમાત્મા-પ્રેમ માંહે તરબોળ કરાવનારી ગઝલો પોતે વાંચતા અને સમજતા; એટલુંજ નહિ પણ બીજાઓને પણ આનંદથી સમજાવવામાં એક પ્રકારની મોજ માનતા હતા. આજે પણ મંડળી યા કોઇને પણ અપાતા ઉપદેશો દરમ્યાન પોતાના ઇશ્વર જ્ઞાન અને અનુભવને આધારે એજ જગ-મશહુર અંતર-જ્ઞાની શાયરની ગઝલો માંહે સમાયલા ગુહ્ય અર્થો સમજાવતા રહે છે, એવી બાતેની સમજણ અને જ્ઞાન એઓ સરખા સર્વજ્ઞાની સદગુરૂ સિવાય બીજા કોણ આપી શકે?

## અંતર-જ્ઞાનનો પહેલો આંચકો!

સદગુરૂમે વો શક્તિ હય, જો તત દિખાવે સાર,
પાવ પલકમે પાર ઉતારે, દર્શન દે દાતાર!

પર્માત્માને પરિપૂર્ણ પામી અને પિછાણી ચુકેલા સદગુરૂમાં એટલી તો સબળ શક્તિ હોય છે કે એક સાચા ઇશ્વર પ્રેમીને ઝટ પિછાણી લઇ આંખના એક પલકારામાં તેને ઇશ્વર-દર્શન કરાવી દે છે.

ઇ. સ. ૧૯૧૨ માં જ્યારે એઓ ૧૮ વર્ષની ઉમરે પૂનાની દખણ કૉલેજમાં ઇન્ટર કલાસમાં અભ્યાસ કરતા હતા, તે વેળા એક દિવસે પૂના કેમ્પ મધ્યે માલ્કમ બઝારે નજીક એક લીમડાના ઝાડ હેઠળ વરસોથી વાસો કરી રહેલાં એક મુસ્લીમ સ્ત્રી-ઋષિણી — જેઓ હઝરત બાબાજાનના મુબારક નામથી વિખ્યાત હતાં —

તેમની દૈવિક દ્રષ્ટિ મેરવાન ઉપર અચાનક પડી. બાબાજાન સાથે મેરવાનને પ્રથમ મુલાકાત થતાં બરોબર એમના જીવનમાં પલટો થઇ ગયો !

સૌદા પડા બાઝારમે, પારીખ હો તો મુલ,
મુલ રહત હય ધુળમે, શાખામે ફળ ફુલ.

બસ — હીરાનો પારખનાર ઝવેરી મળી ગયો ! તેણે તે ખરા આબદાર હીરાની પારખ ને કદર તુરત કરી દીધી. લાંબા વખતથી અહિં વસવાટ કરી રહેલાં આ બુઝોર્ગ હઝરત આગળ અત્યાર આગમચ કાંઇ હઝારો ભાવિકો અને પુજારીઓ આવી ગયા હશે, પરંતુ પોતાના અલૌકિક અંતર-જ્ઞાન અને ઇશ્વર-અનુભવના અનમુળ વારસા માટે અત્યાર તલક તો કોઇ પણ તેમને લાયક જણાયો નહિ. આ — મેરવાન — જ એક લાયક ઉમીદવાર અને ખુદાનો સાચો આશક આજ તલકમાં જણાયો, અને આ ઇશ્વરી માશુકે તેને જોતાં બરોબર તાબડતોબ તેની ઇશ્વરી લીલા અને લીયાકતની પિછાણ કરી દીધી, તેનાં જીગરમાં સદાને માટે વાસો કર્યો ! તે પ્રેમી ખુદાઇ માશુકે આ સાચા ખુદા-પ્રેમીની કદર કરી પોતાની તરફથી અનમુળ અંતર-જ્ઞાનનો લ્હાવો ચખાડયો — યાને પરમાત્માને પહોંચી ચુકેલી તે મહાન વ્યકતિએ પોતાના ઇશ્વર અનુભવનો અનુપમ અને અનમુળ વારસો આ પ્રેમીને પહોંચાડયો !

જે જેનું ચિંતન કરે, તે તે મય થઇ જાય,
પ્રભુ ચિંતી પ્રભુમય થવું, કીટ ભ્રમરને ન્યાય.

કીટ યાને એક નાના લીલા રંગના જીવડાને નાનું કાદવનુ ઘર બનાવી ભમરી ત્યાં લાવીને રાખે છે, અને પછી પળેપળ આવીને તે જીવડાને ભમરી ડંશ માર્યા કરતી રહે છે; એટલે ભમરીનીજ ધાસ્તી અને ધ્યાનમાં તે કીટ યાને કીડો હરદમ રહે

**છે, જેથી તે કીડો પોતેજ ભમરી સ્વરૂપ બનીને (યાને ભમરી થઇને) ઉડી જાય છે. તેજ પ્રમાણે જે જેનું ચાલુ ચિંતન યાને મનન કરતો રહે તે આયંદે તેમાંજ મળી જઇ એકરૂપ થઇ જાય છે. એટલે રાતદીન પ્રભુના ચિંતનમાંજ રહી પ્રાણ તેને અર્પણ કરવાથી પ્રભુ-મયજ થઇ જવાય છે.**

એજ નિયમે મેરવાનનું મન, ઉપર કહ્યું તેમ, છેક બચપણથીજ ખુદાઇ ખ્યાલોમાં રમતું રહેવાથી વખત આવવે હઝરત બાબાજાન સરીખી ખુદાઇ વ્યકતિ તરફ એમને કુદરતીજ ખેંચાણ થયું, અને તેઓએ પણ પોતાની નજદીક આવતા હઝારો માહેથી આ એકજ ખરા ખુદાના લાલને પિછાણી, તે એક — મેરવાન એટલે મેહેરબાબા — નેજ ખુદાઇ જ્ઞાન અને અનુભવ આપ્યો. એટલુંજ નહિ પણ એક દિવસ આસપાસની મંડળીની હાજરીમાં મેરવાન તરફ આંગળી બતાવી બોલ્યાં — **"આ મારૂં *બચ્ચું આગળ જતે અડધી દુનિયાને હલાવશે અને (આત્મિક) ઉથલપાથલ કરશે!"**

---

* હઝરત બાબાજાન હંમેશ મેરવાનને **"મેરા બચ્ચા"**–જ કહતાં આવ્યાં હતાં.

# પ્રકરણ ત્રીજું

---

## હઝરત બાબાજાન

પુના કેમ્પ મધ્યે એક લીમડાના ઝાડ હેઠળ વરસોથી વાસો કરી રહેલાં આ અતિ આલા દરજ્જાના મુસ્લીમ મહા–વલી સ્ત્રી-ઋષિણીની જીંદગીની સવિસ્તર હકિકત મળી શકતી નથી, ને જે થોડી ઘણી મળી શકી છે તે એમની ઝબર–દસ્ત આત્મિક શકતી અને લીલાનો બહુજ ઝાંખો ખ્યાલ આપે છે. એટલે તે સર્વ છોડી દઇ, ફકત વાંચનારાઓની જાણ માટે ટુંકમાં એટલુંજ જણાવવું પુરતું થઇ પડશે કે આ પુસ્તક મધ્યે વર્ણવેલા મેહરબાબાને ખોદાનો અનુભવ કરાવનાર એજ મહાન વ્યકતી છે. અને વધુ તો એ કે આત્મિક બાબદોનો વરસોનો સંબંધ અને અંગત અનુભવ ધરાવનારા અને સદગુરૂ–પદની પ્રાપ્તી પામેલા મેહેરબાબાના પોતાના કહેવા મુજબ હઝરત બાબાજાન દુનિયામાં બહુજ ઝબરદસ્ત ગુપ્ત કામગીરી કરી રહ્યાં હતાં. એટલે આવા એક આલા અને અવ્વલ દરજ્જેના ઔલીયાની હસ્તિ, લીલા અને અપરંપાર શક્તિથી અંજાણ જનસમાજને માહિતગાર કરવાની ખાસ જરૂર એટલાજ કાજે રહી કે જાણકારો અને અંતર–જ્ઞાનની અભિલાશા ધરાવનારા ભાવિકો તેમની મઝારના પવીત્ર દર્શનથી પાવંદ થઇ, પોતાના પ્રેમ અને શ્રધા મુજબ તેઓશ્રીના પાક આશીષથી નસીબવાન થાય!

### સંસારી જીવન તરફ બચપણથીજ અભાવ

એઓને માટે કહે છે કે કોઇ રાજવંશી ખાનદાનના બાઇ હતાં. એઓ સુરત યાને દેખાવે અત્યંત ખુબસુરત હતાં, તેમ સીરત યાને સ્વભાવે પણ બહુજ અસીલ ને ચારિત્રના શુદ્ધ હતાં. એમને રૂહાની વિદ્યા અને માર્ગ તરફ નાનપણથીજ અજબ આકર્ષણ હતું અને એ વલણને કારણે દુનિયવી જીવનમાં કશોજ ઉત્સાહ ધરાવતાં ન હતાં.

સંસારી જીવન માટે એમનો અભાવ છતાં ઉમ્મરમાં આવતાં, માત્ર ૧૫ વરસની નાની વયે, એમના માબાપે એમની શાદી નક્કી કરી. તે માટેની ગોઠવણ અને તેઓના દરજ્જાને છાજતી ધામધુમ સહિત શાદી માટે સઘળો સાજ સજાઇ તૈયાર થયો હતો. પરંતુ શાદીની ક્રિયાની થોડો વખત આગમચ એકાએક પરણતી કન્યા ગુમ થઇ જવે ત્યાં સઘળે સ્વભાવિક હોહાકાર થઇ રહ્યો હતો. એઓ ગુમ થઇ જવા બાદ ગમે એવી ચાંપતી ને ચાલુ શોધ કરવા છતાં કશોજ પત્તો લાગ્યો ન હતો — તે આજની ઘડી સુધી!

## ૬૫ વર્ષે થયલો ગુરૂ–મેળાપ અને તેમને હાથ સાક્ષાત્કાર!

કહે છે કે ત્યારબાદ એઓએ વરસો સુધી દરવીશી જીવન ધારણ કર્યું, ને એમને આ રૂહાની રાહે આગળ પાડનાર કોઇ રાહબર (ગુરૂ) ની તલબમાં ૫૦ સાલ તક ફરવા બાદ ૬૫ વરસની ઉમરે એમને કોઇ ગુરૂ મલ્યા, જેઓએ એમને સાક્ષાત્કાર (ઉંચ દૈવિક અનુભવ) આપ્યો. સહવારે ઘી ખાઇ સાંજરે પહેલવાન બની જવા જેવી, અને બસ એક હુકકી આવ્યા બરોબર ચટ–ને–પટ ગુરૂ મળી જાય ને જ્ઞાન થઇ જાય એવી કમઅકલી આશ–ઉમીદ સહેવતા અધુરા અને અધીરા અભિલાષિઓ માટે આ એક ધડો લેવા લાયક દાખલો છે. આવી રાજવંશી જાહોજલાલી અને અયશ–આરામથી ભર્યાં દુનિયવી જીવન તરફ પીઠ ફેરવી, સર્વસ્વ ત્યાગ કરી, સન્યાસ લઇ ચુકેલાં આ સ્ત્રી–ઋષિણીએ પોતાની જવાનીની સર્વથી કિંમતી મુદ્દત દરમ્યાન, લગભગ **અરધી સદી** સુધી ગુરૂની તલબ કરતાં, અસહ્ય કષ્ટો વ્હોરી ગામેગામ રઝળી–રખડી રહ્યાં ત્યારે — યાને એમની લાયકાત સંપૂર્ણ થઇ અને વખત આવ્યો — ત્યારેજ ગુરૂ મળ્યા. સંતો અને સદગુરૂઓને તડાતડ સવાલો પુછી તેમની તપાસ લેવાની લાહેરી અને હુશ્યારી બતાવનારા આજકાલના અલ્પજ્ઞાની અકલમંદો આવા ઉમદા સ્વભોગ અને અડધી સદી સુધીની ધીરજ ધરનારના ઉદાહરણ ઉપરથી કંઇ ધડો લઇ શકે એજ ઉમીદ છે!

## પંજાબમાં જીવતાં દાટી દીધાં!

આ ઉંચ ઇશ્વરી અનુભવ પ્રાપ્ત થવા બાદ જ્યારે હઝરત **બાબાજાન** પંજાબમાં કોઇ જગ્યે ઠરીઠામ થઇ બેઠાં હતાં, ત્યારે એમની આસપાસ સેંકડો મુસ્લીમ મુરીદો અને ભકતો જમા થવા ઉપરાંત તેથી પણ વધુ સંખ્યામાં હિંદુ અને બીજી કોમના ભાવિકો ભેગાં થયાં હતાં; સૌ પોતાના ધર્મ અને રૂઢી–રિવાજ મુજબ પોતાનો ભક્તિભાવ પ્રદર્શીત કરતાં હતાં. આ ઉપરથી કેટલાક અજ્ઞાન ધર્મઝનુની મુસ્લીમોએ એમને અધર્મીઅને કાફર માનીને, કહે છે કે કેદે ઉપાડી જઇ, જીવતાં જમીનમાં ગારી (દાટી) દીધાં હતાં. એ માહે પંજાબી લશ્કરી સીપાહોની એક ટોળી પણ હતી

## વરસો બાદ પૂનામાં પાછાં સજીવન!

ત્યારબાદ એજ લશ્કરી ટુકડી છેલ્લાં મહાન યુદ્ધમાં લડતાં કપાઇને નાશ પામી હતી, તે માહેલા જે થોડા બચ્યા તેઓની પલટન જ્યારે વરસોબાદ પુના ખાતે આવી રહી, ત્યારે ત્યાં માલકમ બઝાર નજદીક એક ઝાડ તળે આજ બુઝોર્ગ બાઇને જીવંત બેઠેલાં જોઇ, તેમને અજાયબીનો આંચકો લાગ્યો! નજરથી જોયલું પણ અમાન્ય હોય એવી સ્થિતી થઇ પડી! વળી એમની આસપાસ અસલ પંજાબની બેઠક કરતાં અતી મોટી સંખ્યામાં લોકની ઠઠ જામતી, જેમાં હિંદુ, મુસ્લીમ, પારસી, ઇરાની, ખ્રીસ્તી વીગેરે સઘળી કોમોના નરનારીઓ નજર આવતાં. તે સર્વનો એમના માટેનો પુજ્યભાવ નિહાળી આ સીપાહો તો ફાટીજ રહ્યા. તેઓનું અંતર પોતાના પાપી કર્મની યાદથી ડંખવા લાગ્યું, એટલે તેઓએ પણ તેમના પગ પર માથું મેલી માફી ચાહી, ખરાં દીલથી પાપનો પશ્ચાતાપ કર્યો! **બાબાજાને** તેમને આનંદથી માફી બક્ષી, એટલુંજ નહિ પણ પોતાના આશિષ અને અંગત સહવાસનો પણ લાભ આપ્યો.

એમના માટે પણ ઘણી જાણવાજોગ હકિકતો લખી શકાય અને એમના આશિષથી કૃતાર્થ થઇ ચુકેલા સેંકડો નહિ પણ

હઝારો ભાવિકો એમના મોજેજાઓની અદભુત વાતો અહેસાનભર્યાં જીગરે આજે પણ યાદ કરે છે. એમની અદભુત લીલા અને અપાર શક્તિનો ખરો ખ્યાલ એમને હાથ દૈવિક અનુભવ મેળવી ચુકેલા મહેરબાબા એકલાજ આપી શકે. તેઓના કહેવા મુજબ તો આ બુઝોર્ગ હઝરત બાબાજાન એમને દાદારના દર્શન કરાવનાર, એમના તારક ગુરૂ અને પર્માત્માને પરિપુર્ણ પામી ચુકેલા, મેહેરબાં મુરશદ હતા. તેઓ ફકિરોના બાદશાહ, રહેમના દર્યાવ હતાં, જેઓની રહેમની એકજ નઝર કોઇ બંદા પર પડવા પામે તો ગદા યાને ગરીબમાં ગરીબ કંગાળ પણ એક લહેજામાં શાહ સુલતાન બનવા પામે! જેઓની મોટાઇ જાણવા પિછાણવાની કોશેશમાં પુરી પાકીજગી પાળનારા પાક પરહેઝગારો, બાહોશ ઇનસાનો, બહેસ્તની હુરો, ફીરેસ્તાઓ અને યઝદ અમશાસ્પંદો એ સર્વ હયરાન થઇ રહ્યા છે, એવા એ આલા હરવેસ્પઆગાહ હઝરત સાહેબ હતાં!

એમની રૂહાની દરબાર મધે આખા દેશ માહેથી રકમ–રકમના માણસો રોજ આવતાં હતાં. કોઇ કાંઇ ઇચ્છાથી, કોઇ કાંઇ ઇચ્છાથી. મગર તે સર્વના જીગરની તમન્ના પુરી કરી તેમને સંતોષવાને ફકત એમના નૂરાંની, ખુરેહમંદ દીદારના દર્શનજ કાફી (પુરતાં) હતાં, એટલુંજ કહેવું બસ છે. એઓની ઉમર, જાણકારોના કહેવા મુજબ, એઓ ઇ. સ. ૧૯૩૧ માં રહેલત પામ્યાં તે વેળા આશરે ૧૨૫ વરસની હતી.*

---

* વધુ માહિતી માટે વાંચો — મેહેરબાબાના એક મુસ્લીમ શિષ્ય ડૉકટર અબદુલ ગની મુનસીફના લખેલા ૩ વિદ્વતા ભર્યા ઇંગ્રેજી લેખો —

"હઝરત બાબાજાન" (જીવન–વૃતાંત) 'મેહેરબાબા જનરલ" અંક ફેબ્રુઆરી ૧૯૩૯.

"હઝરત બાબાજાન" (ચમત્કારો) "મેહેરબાબા જનરલ" અંક જુલાઇ ૧૯૩૯ અને

"હઝરત બાબાજાન કે મુખતેસર હાલાત વ કરામાત" (ઉર્દૂ કેતાબ) — લેખક–જનાબ ઉસ્માન ખાન સાહેબ કયફ પૂનવી — સચ્ચા પીર સ્ટ્રીટ, કેમ્પ, પૂના.

## સાક્ષાત્કારનો અદ્‌ભુત અનુભવ!

આ અદ્‌ભુત અનુભવ પ્રથમ કેમ થવા પામ્યો, તે શું હતો અને તે દરમ્યાન **મેરવાન**ની હાલત કેવી થવા પામી હતી તેનો કાંઇક ખયાલ મેળવશું. કહે છે કે જ્યારે હંમેશ મુજબ **મેરવાન** એક દિવસે પોતાની બાઇસીકલ પર સવાર થઇ, માલકમ બઝાર રોડ ઉપરથી પસાર થતા હતા, તે વેળાએ **હઝરત બાબાજાન** સાથ એમની નઝર એક થતાં, બાબાજાને એમને નજીક બોલાવ્યા. આવી કોઇ મુલાકાત કરવાની જરાએ મરજી ન હોવા છતાં કોઇ અણદીઠ આકર્ષણથી પ્રેરાઇ મેરવાન તેમની નજીક ગયો. બાબાજાને એકાએક ઉઠી, મેરવાનની અને સર્વની અજાયબી વચ્ચે, મેરવાનને હરખભેર બગલગીરી કીધી, તેના કપાળ પર પ્રેમથી ચુંબન કર્યું! બસ— તે ઘડીથી મેરવાનને જાણે આત્મિક જીવનનું આમંત્રણ થયું, કોઇ અદ્‌ભુત અવર્ણ્ય, અલૌકિક અનુભવ થયો! પંદરેક મીનીટ તે ગુપ-ચુપ બાબાજાન નજીક બેઠો, અને ત્યારબાદ એકાએક ઉઠી ચાલવા માંડયું. તે કયારે, કયાં ને કેમ જઇ રહ્યો હતો તેનું કશુંએ ભાન ન હતું! આસપાસની જગા જાણે તેની નઝર આગળથી પાછળ હઠી જતી હોય, અને પગ હેઠળની જમીન પણ પાછળ સરી જઇ પોતે હવા પર ચાલતો હોય એ મીસાલ અધર ચાલવા લાગ્યો. કાળ, સ્થળ કે સ્થિતિનું ભાન પણ નષ્ટ થઇ ગયું! આવી ભાનભુલી હાલતે પણ તે ઘર આવ્યો અને સીધો બિછાણા પર જઇ પડયો. ઉંઘવાની કોશેશ કરી, પણ ઉંઘ કયાંથી આવે? જાણે લાખોલાખ કેન્ડલ પાવરના જોરાવર વીજળિક રોશનીના પ્રવાહો એમના શરીર માહેથી પસાર થઇ રહ્યા છે, અને શરીરની પ્રત્યેક નસે-નસ અને જ્ઞાન-તંતુઓ એ વિજળીના પ્રબળ પ્રવાહોના ઝણઝણાટથી ધમ-ધમી રહ્યાં છે. શારીરિક વેદના અને અંતરના આનંદના વિચિત્ર મિશ્રણથી ભર્યો તે કોઇ વિલક્ષણ અનુભવ હતો! થોડેવારે તેઓ બેહોશ થઇ ગયા!

મોડી રાત્રે એમની ખબર લેવા જ્યારે એમના માતુશ્રી આવ્યાં, ત્યારે એમનો દેખાવ જોઇ તેઓ તો ડઘાઇજ રહ્યાં! મેરવાન ફાટફાટ થતે ઉઘાડે ડોળે બીછાણા પર બેહોશ જેવો પડયો છે! "મેરવાન! મેરવાન!" ના માતાના ચાલુ પોકારોના જવાબમાં તે થોડીવારે બેધ્યાનપણે ઉઠીને બેસે છે, પણ કશું બોલતો નથી. તે જવાન પ્યારાં ફરઝંદની આવી ગંભીર હાલત જોઇ તે વ્હાલી માવતરનું જીગર જલી જાય છે! તેની તબિયત માટે ફિકરમંદ બની ડાકટર–દવાઇના ઇલાજ માટેની દોડધામ કરી મુકે છે. પણ તે કશા કારગત લાગતા નથી એમ કહેવાની ભાગ્યેજ જરૂર હોય!

ત્રણ દિવસ આવીજ બેભાન હાલતે હાલ–ચાલ વગર સ્વસ્થ પડી રહેવા બાદ ચોથે દહાડે, શરીરની હીલચાલપરથી, તે સહેજ હોશમાં આવેલો હોય એમ દીસે છે. પણ એજ હાલતમાં **મેરવાન** મહિનાઓ સુધી રહે છે. બાહ્ય જગતનું, બલ્કે પોતે શું કરી રહ્યો છે, તેનું તેને કશું ભાન રહેતું નથી, અને જે કાંઇ હીલચાલ તે કરે છે તે મનની કોઇ અણદીઠ દોરવણીથી સુઝતું હોય એમ લાગે છે. જો એક જગે બેસી ગયો, તો કલાકો સુધી તેજ જગે ને તેજ હાલતમાં બેસી રહેશે. અગર ઉઠીને ચાલવાનું સુઝયું, તો કલાકો સુધી અને માઇલો ભર ચાલ્યાજ કરશે. ખાવું તો હરામ હતું–ગળે ઉતરેજ નહિ. એટલે ઘરમાંથી જબરદસ્તીએ જે ભોજન આપે તે લઇ બહાર કુતરાંને ખવાડી દે, યા ગજવામાં મુકી બહાર જઇ ભિક્ષુકોને આપી દે, યા ટેબલના ખાણામાં ભરી સંતાડી દે, જ્યાં તે દિવસો બાદ સડી જઇ વાસ મારે ત્યારેજ માલમ પડતું!

આમ બીલકુલ ખાધા–પીધા વગરની અને મનની તદન બેફામ હાલત નવ મહિના સુધી રહી. એ મુદત દરમ્યાન મેરવાન રોજ બાબાજાન આગળ જઇ કલાકો સુધી બેસતો, પણ બન્ને વચ્ચે કશી વાત–ચીત થતી નહિ. આત્મિક વાતોની ગુહ્ય આપ–લેની આ ગુપ્ત મુલાકાતો હતી!

---

# પ્રકરણ ચોથું

## મેરવાનનાં મનની ભાન-ભ્રમિત સ્થિતી!

આ ઇશ્વરી જ્ઞાન કિંવા અનુભવ મેળવી ચુકેલા આત્માની દ્રષ્ટિ એટલી તો તિક્ષણ હોય છે કે તે અત્યાર તલક કદી નહી જણાયલું જાણી અને ન દેખાયલું દેખી શકે છે. તે દિર્ઘ-દ્રષ્ટિ કયામત તલકના અસંખ્ય દિવસો પર્યંતનું જોઇ શકે છે, અને પોતાની આવી પ્રબળ શક્તિના પ્રતાપથી એટલો તો ચકિત થઇ જાય છે કે સેવટે તેમાંજ ગુંચવાઇને અજાયબીમાં ને અજાયબીમાં ગયબ થઇ જાય છે!

અબ તલગ અશ્કકા તુફાન ન હુવાથા સો હુવા,
તુજસે અય દીદેહ, ગીરીયાં ન હુવાથા સો હુવા.

"હમણા સુધી મારી આંખોમાં પ્રેમના આંસુઓનું જે તુફાન નહી થયું હતું, તે હવે થયું. ઓ મારી આંખો! તમે રડવાનું નહી જાણતાં હતાં તે હવે જાણ્યું!"

અંતર જ્ઞાનનાં આ પહેલવહેલા અનુભવ દરમ્યાન મેરવાનની મનોવૃતિ આપણ સાધારણ ઇનસાનની મનોવૃતિ કરતાં કાંઇ જુદોજ અનુભવ લેવા લાગી. એટલુંજ નહી પણ સાધારણ ઇનસાનનાં જીવન અર્થે જરૂરિયાતની ચીઝો — ઉંઘ, ભુખ, વગેરે પ્રત્યે પણ એમને એક જાતનો અભાવ ઉત્પન્ન થયો, અને એમની સ્થિતિ એકાદ ભાન-ભ્રમિત, ઉન્નમત ગાંડા ઇનસાન સરીખી થઇ પડી! અને આસપાસનાંઓની યા દુનિયાની દરકાર કર્યા વિના તેઓ પોતાને ખુદ ઇશ્વરનાં દર્શન કરાવનાર, અને આ નવા ઇશ્વરિ ચિત-ચકિત મહિમાનો અનુભવ આપનાર પુજ્ય મુરશદ — હઝરત બાબાજાનની બલિહારી, લીલા, અને ઇશ્કની યાદમાં હરદમ ચકચુર રહેતા.

## ઘરના માણસોમાં ફેલાયલી ફીકર – ચિંતા!

ઘરનાં માણસો અને બીજા આસપાસનાઓ, આ ગુપ્ત અને અંતર જ્ઞાનની વાત કંઇજ ન સમજવાથી, ગુંચવાઇને કોઇ કદાચ દીલસોઝી દર્શાવતાં, તો કોઇ વળી ગુસ્સો કરી ઠપકો આપતાં યા કદી મશ્કરી વટીક કરતાં, એવી મતલબથી કે કદાપી શરમને મારે એઓ આ તેમની નઝરે જણાતાં ઘેલાં–ચેડાં છોડી દીયે!

મનની આવી વિચિત્ર વલણ વેળા કોલેજના અભ્યાસપર ધ્યાન તે કયાંથી લાગે? છતાં જેમતેમ નવ માસ પુરા તો કર્યા. તેમની ભાન–ભ્રમિત હાલતમાં, આવી એકાએક ફેરવાયલી મનની સ્થિતિ ન સમજી શકવે, ઘરનાં માણસોને કુદરતી રીતેજ બહુ ચિંતા થઇ પડી, અને જેમ જેમ દિવસો વધતા ગયા તેમ તેમ તેમની ઇંતેઝારી પણ વધતીજ ગઇ, અને તેઓ આયંદે ડૉકટર–દવાઇના ઇલાજો કરવા પડયા.

આ મુદ્દત દરમ્યાન મેરવાન ઉંચ ભાનવાળી નિંદ્રાવશ અવસ્થામાં હોવાનાં કારણે ખુદ તેમની પોતાની તરફથી કંઇ પણ ખુલાસો ઘરનાં માણસોને મળી શકતો ન હતો. કયાંથી મળે? તે દીલ તો પુકાર કરી રહ્યું હતું, કે —

> અઝ સરે બાલીને મન બરખીઝ અય નાદાન તબીબ!
> દર્દમંદે ઇશ્કરા દારૂ બજોઝ દીદાર નીસ્ત.

અરે ઓ નાદાન તબીબ! તું મારા તકયા આગળથી ઉઠી જા! મારાં માથાં આગળ ના બેસ! હું તો ખુદાઇ ઇશ્કના આઝારથી પીડાવુ છું, અને મારાં એ દર્દ માટે તો મારી માશુક (ઇશ્વર) ના દિદાર જોવા સિવાય બીજી કોઇ પણ દવાથી મારૂં દર્દ દુર થનારજ નથી!

તેમ ડાકટર આવતા ખરા, પણ ફોકટ! જ્યારે એમને શારીરિક દુઃખ–દર્દ જેવું કશું હતુંજ નહી ત્યારે તે બિચારા જુવેબી શું ને ઇલાજ કરેબી શું? છતાં, તેઓ પોતાની અક્કલ

આવડ મુજબ દવા–દારૂ કરી ઇલાજ ફરમાવતા. પરંતુ સાધારણ ઇનસાનની નઝરે જણાતું મેરવાનનું ભાન, જે ખરેખર તો ઇશ્વર–જ્ઞાનનો અલૌકિક અનુભવ મેળવી રહ્યું હતું, તે પર ડાકટર–દવાઇનાં ઇલાજ તે કયાંથી ચાલે — કેમ ચાલે?

આ વેળા મેરવાનની સ્થિતિ કેવી કફોડી થઇ પડી હશે તેનો આપણને ઝાંખો ખ્યાલ પણ આવી શકે નહિ. એક તરફથી — અંતરમાં — દૈવિક શક્તિઓ ઇશ્વર–જ્ઞાનના અનુભવ અર્થે કાર્ય કરી રહી હતી, ત્યારે બીજી તરફથી — બહારથી — દુન્યવિ શક્તિઓ યાને ડાકટર–દવાઇની દોડધામ, તેમની ખરી અને અંતરની સ્થિતિથી અંજાણ હોવાને લીધે, માત્ર ઉપર ઉપરથી માની લીધેલાં શારીરિક દુઃખ–દર્દના ઇલાજ ચલાવી રહી હતી. અને આ ઉપર–ઉપરથી અફાડઝીક કરી રહેલાં ઘરના અને આસપાસનાઓને તો મેરવાનનું મન તો એજ કહી રહ્યું હતું કે–

"અરે વ્હાલાંઓ! મારા દીલમાં ઉઠી રહેલી આગનો તો કંઇ વિચાર કરો! એ વતરોએ મારે માટે બીજી કંઇબી ચિંતા કરવાની જરૂર નથી. જો કંઇ કરવુંજ હોય તો મારી માશુક (ખુદા) ને મારી જોડે મેલવી આપવાની કંઇ ગોઠવણ કરો, બાકી મારાં દર્દની તે સિવાય તો બીજી કોઇજ દવા નથી!"

આવી વેળા ખરા કાર્ય–સાધક ઇલાજથી આગાહ અને માહિતગાર ડૉકટર તો ઇશ્વર–અનુભવ પ્રાપ્ત કરી ચુકેલો એક સદગુરૂજ હોઇ શકે. આ મનની અને અંતરની બીમારીનો ચમત્કારી ઇલાજ તેની ચમટીમાં હોય છે. પરંતુ ઘરના દુનિયવિ ઇસમો, જેઓ એવી બાબદથી બીલકુલ બે–ખબર તેમને ગળે પહેલાં તો એ વાતજ કેમ ઉતરે? એટલે તેઓએ દુન્યવિ ડાકટરી ઇલાજો ગમે એટલા અજમાવયા, પરંતુ તે કોઇપણ રીતે કારગત લાગયા નહી, એમ જણાવવાની કશી જરૂર નથી.

## કોઇ હીંદુ ગુરૂને શરણ જવાની ગુપ્ત આજ્ઞા

આવી ઇશ્વર–ભાનમાં તલ્લીન થયલી મગજની ભાન–ભ્રમિત હાલતમાં એમના નવ માસ પસાર થયા, જે દરમ્યાન અલબતાં હઝરત બાબાજાનની મુલાકાતો તો ચાલુજ હતી. તે વેળાએ આ નવા ખુદાઇ ઇશ્ક, જ્ઞાન અને અનુભવથી તરફ઼ડી રહેલું **મેરવાનનું** દીલ, પોતાનાં મુરશદ સામે પુકારી ઉઠયું કે–

ખુદહી ખુદ હમ, તો ફીર કીસકી ઇબાદત કીજીયે?
પુજા ખુદકી કીજીયે, ખુદાકી ઇતાઅત કીજીયે?
દીલમે આતા હય યેહી, કે છોડકે સબ ખીયાલ
શબો રોઝ અપને મુરશદહીકી ખીજમત કીજીયે!

એટલે કે મારા પ્યારા મુરશદ! જો તેં મને ખુદ ખુદાનાંજ દર્શન કરાવી તેમાં એકતાન કરી દીધો, તો પછી હું ઇબાદત યાને બંદગી તે હવે કોણુની કરૂં? મારી પોતાની પુજા કરૂં યા ખુદાની? મારાં મનની આવી ગુંચવણ ભરી હાલતમાં મારૂં દીલ તો એમ કહે છે કે બધા બીજા ત્રીજા ખ્યાલો છોડી દઇને બસ રાત અને દીન મારા મહેરબાં મુરશદનીજ ખીજમત કર્યા કરૂં!

અને **મેરવાનને** ખુદાઇ જ્ઞાનનાં અનંત દર્યાવમાં ડુબાડનાર તે મહાગુરૂ અને મુરશદ હઝરત **બાબાજાન**, જેઓ પોતાના આ પ્રેમી ચેલાની નવ–નવ મહીનાની મુસીબતો અને દર્દે–દીલથી તમામ રીતે વાકેફગાર હતાં, તેઓ તરફથી આ ઇશ્વરી અનુભવની બીજી મંજલ યાને તબકકા પર **મેરવાનને** લઇ જવાના ઇરાદાથી હવે વિલક્ષણ રીતે ગુપ્ત આજ્ઞા મળી કે, "તારી સંપુર્ણતા માટે તું એક હીંદુ સદપુરૂષને શોધી કાઢ, અને તેમના સહવાસમાં રહી, તેમની આજ્ઞા મુજબ, હવે પછીનું તારૂં અધુરૂં કાર્ય પૂર્ણ કર!"

## ગુરૂની શોધમાં ગામેગામ રખડ!

આ આજ્ઞા અનુસાર ઇશ્વર–જ્ઞાનનાં સાગરમાં ડુબકી મારી ચુકેલો આ પ્રેમી ચેલો — મેરવાન — હવે પોતાનું તારણ કરનાર હીંદુ ગુરૂની શોધમાં નીકળ્યો. ગામેગામ અને શહેરે શહેર સાત–આઠ મહીના ફરી, અનેક સાધુ સંતો અને સદ્‌ગુરૂઓનાં દર્શન લીધાં, જેઓમાં બહુ ઉંચ્ચ દરજ્જેના સદ્‌ગુરૂ **કેડગાંવના શ્રી નારાયણ મહારાજ**, અને નાગપુરના **તાજુદ્દીન વલી સાહેબ** મુખ્ય હતા. મગર આ સઘળાં સ્થળે એમના ગુરૂ હઝરત **બાબાજાન**ની સુચના અનુસારનો તો કોઇ એમની નઝરે પડયો નહી. સંખ્યાબંધ સ્થળોએ રખડપટી કરવા છતાં પણ એમનાં મનને તો કેથેજ સંતોષ મળ્યો નહીં. એમની આ મુસાફરીઓમાંની કેટલીક ત્રેનમાં અને કેટલીક પગ રસ્તે પણ કરવી પડી હતી.

સઘળે ઠેકાણે ફરી રહેવા બાદ એમને શેરડી (કોપરગાંવ તાલુકા–નગર જીલ્લા) જવાની ઇચ્છા થઇ, જ્યાં શ્રી સદ્‌ગુરૂ સચ્ચિદાનંદ **સાંઇબાબા**ની બેઠક હતી.

એઓ શ્રીનાં મુબારક દર્શન થવા બાદ **મેરવાન**ની અત્યાર તુલીકની મુસાફરીની હાડમારી અને ગુરૂની શોધમાં મળેલી નાસીપાસીમાં કાંઇ આશા આવવા લાગી અને હવે કોઇ ગુરૂ મળશે ખરો એવી કુદરતી ઉલટ, શ્રી * **સાંઇબાબાને જો**તાંજ, એમનાં દીલમાં ઉત્પન્ન થઇ, અને આ આશા જલ્દીથી પાર પણ પડી! કારણ, અહીં, શેરડીની તદન નજદીકમાંજ, શ્રી ખંડોબાનાં દેવળમાં એક મહા સદ્‌ગુરૂનું પવિત્ર સ્થાનક હતું એમ ખબર થતાંજ એમને ત્યાં જવાની ઉત્કંઠા થઇ, અને કંઇ અજબ ઉલટ, ઉમંગ, અને આશા સાથે એમણે પોતાનાં પગલાં તે તરફ દોડાવ્યાં.

---

* આ પરમકૃપાળુ પરબ્રહ્મ મહાગુરૂની વીશેષ માહીતી માટે વાંચોઃ– "પુર્ણ પરબ્રહ્મ શ્રી. સદ્‌ગુરૂ સાંઇનાથ મહારાજની જાણુવાજોગ વીગતો અને ચમત્કારો." લખનારઃ—અમીદાસ ભવાનીદાસ મહેતા.

# પ્રકરણ પાંચમું

---

## દ્વિત્ય ગુરૂ દર્શન !

### સદ્ગુરૂ સચ્ચિદાનંદ

### શ્રી ઉપાસની મહારાજ

### સાથ મુલાકાત !

ત્યાં, શ્રી ખંડોબાનાં મંદીરમાં, એમને શ્રી ઉપાસની મહારાજનાં પહેલવહેલાંજ દર્શન થયાં. તેઓ તે વેળા નિરપેક્ષ સમાધિમાં હતા. તેમનાં દર્શન થતાંજ હઝરત બાબાજાન સાહેબે ગુપ્ત આજ્ઞામાં વર્ણવેલા હિંદુ સદ્ગુરૂ એજ છે એવી એમના મન પર મજબુત છાપ પહેલીજ નજરે પડી. બલ્કે આ પરમ–પુજ્ય મહાગુરૂની માયાવંત મુર્તિનો છાપ એમના જીગરમાં પડતાંજ તે પુકારી ઉઠયું કે–

આદમ કી સયર કી, દુન્યામેં આયે એક જહાં દેખા !
ખુદા શાહીદ હય ઓ બુત ! તુજસા ન યહાં દેખા ન વહાં દેખા !

યાને કે—નિસ્તીમાંથી સફર કરીને ફરતો ફરતો હું આય દુનિયામાં આવ્યો અને હયાં ઘણું ઘણું જોયું, પણ હું ખુદાના સોગંદ ખાઇને કહું છું, ઓ સાહેબ ! તારા જેવો તો બીજો કોઇ પણ નથી આ લોકમાં કે પરલોકમાં દીઠો, યાને કે તુજ એક એવો મળ્યો છે, જે મારાં પ્યારથી તરફડતાં જીગરની પ્યાસ બુજાવી શકયો છે !

૪૧

## પ્રેમનું પ્રબળ!

આ પહેલીજ નજરે જીગર પર પડેલી મજબુત છાપથી મેરવાને શ્રી ઉપાસની મહારાજ નજદીક રહી તેમનો પગ ધરી રાખવાનો નકકી નિશ્ચય કર્યો.

હવે **મેરવાન** પોતા નજદીક શા કારણે આવ્યો છે, અને તેને કોણ દૈવી વ્યક્તિએ મોકલાવ્યો છે, એ સઘળું અલબતાં સદગુરૂ શ્રી ઉપાસની મહારાજને અંતરજ્ઞાન અને અંતરદ્રષ્ટિથી રોશન તો હતુંજ. છતાં પોતા નજદીક પુર્વિણ થવા આવેલા તે પ્રેમી ચેલાની કસોટી અર્થે તેમણે તો આવતાં વારજ પ્રથમ પોતા પાસ પડેલો એક મોટો પત્થર ઉંચકી મેરવાન તરફ જોરથી ફેંકયો, જે આબાદ એમનાં માથાં પર જઇ પડયો! સાધારણ સંજોગોમાં આવો એક પત્થર કોઇનાં પણ માથાં પર લાગતાંજ તે ઘાયલ થઇને લોહી-લુહાણ થઇ ભોંયે પડે, પરંતુ અહીં મેરવાનને તો કંઇ વિચિત્ર અનુભવ થયો! યાને એ જબરદસ્ત પત્થર માથા પર પડયા બરાબર તેજ ઝટકે મેરવાનની દૈવિક સ્થિતિનું ઉંચ્ચ ભાન (higher consciousness) તુરત ત્યાંથી નીચલાં ભુવનોનાં ભાન તરફ ફરવા લાગ્યું! અને તે રફતે રફતે હેઠળ આવતાં એમનું સાધારણ દુનિયવિ ભાન ફરી સ્થાપિત થયું!

વળી પત્થર ફેંકીનેજ ચુપ બેસી ન રહેતાં મહારાજે જોશભેર તરારો કર્યો કે મેરવાને તેમની નજદીક બીલકુલ રહેવુંજ નહી અને તેજ ઘડી ત્યાંથી ચાલતી પકડવી! અને એટલુંજ કરીને ચુપ બેસી ન રહેતાં તેમને સખત ઠપકો અને દમ દાટી પણ કમ નહિ આપી!

અને અહીં મેરવાન પણ કોઇ કાચ્ચા ગુરૂના ચેલા હતા નહિ! તેણે તો ગમે એવી મુસીબતમાં પણ મહારાજના પગ પકડી રાખવાનોજ મકકમ ઠરાવ કર્યો!

મેરવાનનાં મનની દ્રઢતા જાણી લઇ, મહારાજ તેમની વધુ કસોટી કરવાના ઇરાદાથી ઓર વધુ ખફા થયા, અને બુમ બરાડા, સખ્ત શબ્દો અને ધાક ધમકીની એવી ધાંધલ કરી મુકી કે ગમે એવો હિંમતવાન દુનિયવિ ઇસમ પણ ગભરાઇને વંજો માપી જાય! પણ અહીં, ઉપર કહ્યું તેમ, હઝરત બાબાજાનની ખાસ પસંદગી પામેલો અને અત્યાર આગમચ ઘણીક સખત મુસીબતોનાં મારામાંથી પસાર થઇ ચુકેલો મેરવાન સરીખો એક કસાયલો, ઘડાયલો, મકકમ મનનો, અને કશાથી પણ ન ડરે એવો જીગરવાળો ચેલો હતો. એટલે તેમણે તો મહારાજની આ બધી ધાંધલનો ઉત્તર અંતરથી એમજ આપ્યો કે —

જીડકી સઇ, અદા સઇ, ચીંબર જબી સઇ,
સબ કુછ સઇ — પર એક નહીંકી નહી સઇ.

ઓ મહારાજ! મને તમારૂં છંછેડવું, તમારો કાયદો, તમારો ગુસ્સો, એ સર્વ કબુલ છે, પણ ફકત એકજ — તમારૂં "ના પાડવું" — મને કબુલ નથી.

અને મહારાજને પણ પોતાના આ ભાવિક ચેલાની માંગણીનો સ્વીકાર કરવોજ પડયો, કારણ નદીના પાણી કંઇ સમુદ્રનાં મોજાઓના અટકાવથી સમુદ્રને મળ્યા વીના રહેનાર છે? દર્યાનાં પાણીનાં મોજાઓનો જોશ પોતા તરફ વહેતા નદીના પાણીને ગમે એટલીવાર હડસેલી કહાડે છે, છતાં નદીનાં નીર તો તે સમુદ્રનાં પાણી સાથ મળી જઇ એક થવાનો નિશ્ચય કરીનેજ આવ્યાં છે એટલે તેઓ કેમે કરી પાછાં હઠનાર નથી. અને વળી સમુદ્ર પણ તે પાણીને પોતા સાથ એકતાન થતાં અટકાવી શકતો નથી. આપણી દુનિયવી દ્રષ્ટિએ આપણને એવું દીસે છે કે ભરતી વેળાએ સમુદ્રનાં મોજાઓ નદીનાં પાણીને હડસેલી કાઢી પોતે તે જગાએ, "મારે તેની તલવાર"ના નિયમ મુજબ સાહેબી ભોગવે છે, પણ વાસ્તવિક

તો એથી ઉલટુંજ બને છે, યાને કે પોતા તરફ પ્રેમથી ધસ્યા આવતા નદીનાં રોહને જોઇ સમુદ્ર એટલો તો હરખમાં આવી જાય છે, કે તે રોહનો એસ્તેકબાલ લેવા પોતે હરખભેર મોજા રૂપે જઇ તેમને ભેટે છે, તેઓમાં એક થઇ દુરવેર પહોંચી જાય છે, અને આયંદે પાછા ફરતી — યાને ઓટની — વેળાએ તે નદીનાં રોહનાં પાણીને સાથે લઇને, બલ્કે બંને એકત્ર થઇનેજ, પાછાં ફરે છે.

તેજ પ્રમાણે ઇશ્વર જ્ઞાનના સમુદ્ર — સદ્પુરૂષ — નું વર્તન હોય છે, અને જેઓ તેમને સાચી ભાવનાથી ભેટવા તલબ કરી રહે છે, તેમને જાહેરી ઉપર ઉપરની રીતે ગમે એવી ધાક-ધમકી યા દમ-દાટી દર્શાવે, મગર બાતેનથી તેમની સાથ એકતાન થઇ જાય છે. અને આપણે ઉપર જોયું તેમ, જ્યારે **મેરવાને** આ મહાગુરૂશ્રી **ઉપાસની મહારાજને** નહીજ છોડવાનો પકકો નિશ્ચયજ કર્યો, ત્યારે પોતાની ઉપર ઉપરની ગમે એવી દેખાતી ગડબડ અને ધાક-ધમકીની ધાંધલ છતાં, અંતરથી તો તેઓ આ પોતાના જીગરમાં વાસો કરવા આવેલા સાચા આશકની મુર્તિને જોઇ આનંદ પામ્યા હતા, બલ્કે અંતરથી તો ભેટો પણ કરીજ દીધો હતો! સાચા પ્રેમનું એટલું પ્રબળ છે કે તે ખુદ પર્માત્માને પણ પોતા તરફ ખેંચી શકે છે!

## ગુરૂની સખત કસોટી!

### આઠ આઠ વરસોવેર ઉઠાવેલાં અસહ્ય સંકટો!

પરમેશ્વર સાથ પ્રેમ સાંધવો અને પર્માત્માપદની પ્રાપ્તિ મેળવવી એ કાંઇ નાનીસુની વાત નથી. એમાં તો સાચા શુરવીરોનુંજ કામ છે, જેઓ જીવનો સટ્ટો ખેલી શકે. કારણ અહીં, ઇશ્વર-પ્રેમમાં તો પહેલાં તે પ્રેમ-અગ્નિમાં જળી જવાનું છે, ને પછીજ તે પર્માત્માનું નામ પુકારવાનું છે!

ગુરૂશ્રી ઉપાસની મહારાજ આગળ મેરવાને અનેક મુશ્કેલી અને અસહ્ય મુસીબતો વચ્ચે આઠ વર્ષો પસાર કર્યાં, જે દરમ્યાન

મહારાજે મેરવાનનું અપૂર્ણ ઇશ્વરજ્ઞાન સખતમાં સખત કસોટી બાદ સંપૂર્ણ કર્યું".

ટુંકમાં, મેરવાનના બે ગુરૂ થયા. પ્રથમ ગુરૂ હઝરત **બાબાજાન**, જેઓએ એમને ઇશ્વરી અનુભવના સાગરમાં ડુબાડયા, અને બીજા ગુરૂશ્રિ **ઉપાસની મહારાજ**, જેઓએ એમને ઇશ્વર–અનુભવના સાગરમાંથી ધીમે ધીમે બહાર કહાડી કિનારા પર મુકયા.

એમના પોતાનાં શબ્દોમાં કહીએ તો "હઝરત બાબાજાને મને એક રૂપ્યો (ઇશ્વર–અનુભવ) આપ્યો, અને શ્રિ ઉપાસની મહારાજે મને આ રૂપ્યાની પરિપૂર્ણ ઓળખ અને સમજણ આપી, તેની કીંમત સમજાવી."

જેના જીગરમાં ખુદાતાલા તરફના પ્રેમનો વાસો થયો, તેના તન-બદનમાં લોહી યા માંસ કમી જાસ્તી હોય તેની તેને કયાં પરવા છે? ફકત તેનો શ્વાસ ચાલે અને હાડકાં ઉપર ચામડું રહે તેટલુંજ બસ છે. યાને કે ખુદાની રાહપર ઉતરી ગયલા જીવને ગમે એવી શારીરક કષ્ટી અને દુઃખ પણ થાય તો તેની તેને કંઇ ચીંતા નથી, કારણ આ હાડમાંસનું ખોખું એકવાર પડવાનું તો ખરૂંજ, તો તેને માટે કનવાર શી કરવી? જગતની માયા માટે ઇનસાન જ્યારે પોતાનાં તનપર તરેહવાર સખ્તી ઉઠાવી લે છે, તો ઇશ્વર પ્રેમ માટે તન રગડાઇને રદ પણ થઇ જાય તો શી બીસાદ છે?

આ આઠ વર્ષોનો મેહેરબાબાનો અનુભવ સખતમાં સખત કસોટીભર્યો હતો. શારીરિક તેમજ માનસિક મુસીબતો શુમાર વીનાની હતી. કેટલીકવાર દિવસો સુધી મ્હોંપર અન્નપાણી વગર બીલકુલ ઉપવાસી રહેવું પડયું હતું, એટલુંજ નહી પણ ઉનાળાનાં સખત ગરમીનાં દીવસોમાં સુર્યના સખત તપતા તરપોટામાં તપવું પડયું હતું અને એજ માફક શિયાળામાં સખત ઠંડી ને ઠારમાં થથરવું પડયું હતું. તેમજ વળી કોઇ વેળા દીવસો વેર કાદવ-

કીચળમાં પણ બેધ્યાનપણે પડી રહેવું પડયું હતું. છતાં એ સઘળી સ્થિતિમાં મેરવાનને તો આત્મિક દૃષ્ટિથી એક જાતનો પરમ-આનંદજ હતો! કારણ આ આત્મિક ઉન્નતિનો અલૌકિક અનુભવ મેળવતી વેળા મેરવાનની સ્થિતિ અંતરથી તો આનંદમય અને સુખી હતી! શાયર સલીમે કહ્યું છે તેમ—

**અજબ અઝ કુશતે ન બાશદ બ દરે ખેમએ દુસ્ત,**
**અજબ અઝ ઝીનદે કે ચું જાન બેદર આવોર્દ સલીમ!**

માશુક (ખુદા) ના દરવાજા આગળ આવીને તેણીનો આશક પોતાનો પ્રાણ અર્પણ કરે તો તેમાં નવાઇ જેવું કંઇજ નથી! પણ આશક પોતાની માશુક (ઇશ્વર) ના દરવાજા પરથી જીવતો પાછો ફરે, એ તો અજબજ છે!

## દેહનું ભાન ખતમ!

આ આઠ વર્ષની મુદત દરમ્યાન મેહેરબાબા અલાકિક ઇશ્વર જ્ઞાન–પ્રાપ્તિ અને અનુભવવાળી અવસ્થામાંથી દુનિયવિ જાગ્રાવસ્થામાં આવતા હતા, યાને ઇશ્વર–પ્રેમમાં લીન થયલું એમનું મન ધીમે ધીમે દુનિયવિ દીશા તરફ આવતું ગયું. તે વેળા એમનાં ભ્રમિત મનની સ્થિતિ દુનિયવિ નઝરે કેવી હશે તેનો ખ્યાલ એટલાપરથી આવી શકશે કે એ મુદતમાં ઉપર વર્ણવેલા અન્નપાણી વગરનાં ઉપવાસ અને સખત ઠંડી–ગરમીની વેદના ઉપરાંત કાંઇ પુષ્કળ વેળા એમનું માથું, કોઈ ખાલી જમીન યા સખત પત્થરનો સહેજ પણ ખ્યાલ કર્યા વીના ધડોધડ તે સમેત ભાનમાં ને ભાનમાં ચાલુ અફળાતું રેહેતું હતું, તે એટલે સુધી કે ઘણીક વેળા તેમાંથી લોહીની ધારા વહેતી હતી. એ બનાવને વર્ષો વહી જવા છતાં, આજે પણ તેની નિશાન એમના કપાળ પર બારીકીથી જોતાં, કાળા ડાઘમની ઇધાણીપરથી જણાય છે. ટુંકમાં આ અને એ વતરોગે બીજી એવી અનેક હાડમારીઓ એમણે સહેવી છે, જેનો ખ્યાલ

સાધારણ ઇનસાનને, તે અનુભવ વગર આવી શકેજ નહી. મગર તે સર્વનો એમને કાંઇપણ મુજાકો નહી હતો, કારણ ખુદાને મળવાનો માર્ગ ઘણો કઠિણ છે અને તેની રીત પણ આજ છે.

"ભોંયે સુલાઉં, ભુખે મારૂં, તનકી પાડું ખાલ,
ઇતના કરતે ન ભુલે તો પીછે કરૂં નેહાલ."

યાને: પરમેશ્વર પ્રાપ્તિની કસોટી કંઇ જેવી તેવી હોતી નથી. આપણી સાધારણ દુનિયવિ ડીગ્રીઓ, પદવીઓ, લાયકાત અને ઓધ્ધાઓ મેળવવા તરેહવાર કસોટીઓમાંથી પસાર થવું પડે છે, તો પછી આવી મહાન ઇશ્વરી પદવી પ્રાપ્ત કરવા માટેની કસોટીનું તો પુછવુંજ શું? તે માટે એક ઉમેદવારે ગમે એવી ખડબચડી અને કોઇવાર કાદવ કીચડથી ભરેલી ભોંય પર સુવું પડે, એટલુંજ નહીં પણ બીજી તરેહ તરેહની સખત મુસીબતોનાં મારામાંથી પસાર થવું પડે, બલ્કે બાઝે વખ્ત બદન પરની ચામડી પણ ઉખડી જાય એટલી સખત કસોટી કરવામાં આવે! એ સર્વ સખ્તીઓ દરમ્યાન પણ જે સાચ્ચો પ્રેમી તે પર્માત્માને ન ભુલે અને ઘાતકીપણા યા ગેરઇનસાફની ફર્યાદની એક "આહ" પણ કાઢયા વીના નિરંતર રામ નામ ભજતો રહે, તે અલબતે નિહાલ થવોજ જોઇએ, ને થાય છેજ.

એ લાંબી મુદતનાં છેલ્લા ૭ મહિના, ૧૯૨૧ જુલાઇથી ડીસેમ્બર સુધી, **મેરવાન** સાકોરીમાંજ શ્રી **ઉપાસની મહારાજની** નજદીકમાં રહ્યા અને દરરોજ, ખાસ કરીને રાત્રે, કલાકો સુધી ગુરૂ-શિષ્ય બંને સાથે એકાંતમાં રહેતા; જે દરમ્યાન બીજા કોઇને પણ નજદીક આવવાની સખત મનાઇ હતી. ડીસેમ્બર ૧૯૨૧ માં મેરવાન પોતાની દૈવિક અવસ્થાનાં ઉચ્ચ ભાન સાથે બાકી દુનિયાનાં નીચલાં ભાનમાં પણ આવ્યો! એ વેળા શ્રી **ઉપાસની** મહારાજે પોતાનાં શિષ્યોને ખુલ્લા શબ્દોમાં કહી દીધું કે—

**"મેં મારૂં સર્વસ્વ મેરવાનને સોંપી દીધું છે—ખજાનાની ચાવી હવે એને હસ્તક છે!"**

વળી થોડો વખત રહી સઘળાને જમા કરી જાહેર કરી દીધું કે **"આ છોકરો આગળ જતે દુનિયાને જગાવશે. મેં એને પૂર્ણ બનાવ્યો છે, હવેથી એ આ જમાનાનો સદ્‌ગુરૂ થયો છે. તમારે હવે મને છોડી એને શરણે જવું! હું આજથી તમોને એમને હસ્તક સોંપું છું અને સાથે સાથે ચેતવી દઉં છું કે તમારે હવેથી એમની આજ્ઞામાં રહેવું ને એઓ જેમ કહે તેમ કરવું–ને એમનેજ દૃઢતાથી વળગી રહેવું! અગર આખી દુનિયા અને હું મળી એક બાજુએ હોવું તોયે તમારે તો મેરવાનનેજ વળગી રહેવું, એમની આજ્ઞાજ માન્ય રાખવી!"**

મહારાજે પુર ગંભીરતા સાથે કહેલા આ શબ્દો આજે પણ **મેહેરબાબા**નાં ભાવિકોના કાનમાં ગણગણે છે. મહારાજની આજ્ઞા તે સર્વએ બોલેબોલ પાળી છે ને **મેહેરબાબા**ના સહવાસમાં વર્ષો સુધી કસાઇ, આજે તેઓ એમની જગતભરની હિલચાલ કામગીરી અને વિખ્યાતિની અપાર લીલા આનંદ સહિત નિહાળી રહ્યા છે! હજી એથી અધિક વધુ લીલા, એમનાં મૌન તોડવા બાદ ને જગતમાં જાહેર થવા બાદ, જોવાની અને એમનીજ કૃપા દૃષ્ટિથી સર્વે પોતાનું જીવન પણ સફળ થયલું જોવાની ઉમીદ સહેવી રહ્યા છે! તે વખત હવે નજદીકમાંજ છે, એ હવે સર્વે ખાત્રીથી માને છે.

શ્રી સદ્‌ગુરૂ સચ્ચિદાનંદ ઉપાસની મહારાજનું જીવન–ચરિત્ર ગુજરાતી, મરાઠી અને ઉરદુ — ત્રણ જુદી જુદી ભાષાઓમાં પ્રગટ થયું છે.

પહેલું ગુજરાતીમાં, જાણીતા લેખક સ્વ૰ શેઠ **સોરાબજી મંચેરજી દેશાઇ** અને **બહેરામ જમશેદ ઇરાની** બન્નેન

ભેગા પ્રયાસથી લખાયલાં જીવન-ચરિત્રનું પુસ્તક **નામે "'સાકોરીના સદ્‌ગુરૂ"** એ વોલ્યુમમાં છે.

બીજું ઉરદુમાં-મુસ્લીમ આલમમાં મશહુર થયલા શાયરો શેખ **અહ્‌મદ અબ્બાસ ખાકે પુનવી** અને **મુમતાઝઅલી અસરે દહ્‌લવી** બંનેની ભેગી કોશેશથી લખાયલું પુસ્તક — નામે **"ગરીબો કા આશરા"** છે, અને

ત્રીજું મરાઠીમાં — મહારાષ્ટ્રના પ્રસીદ્ધ લેખક — **નાથ માધવ**ની કસાયલી કલમથી લખાયલું મરાઠી પુસ્તક નામે **"શ્રી સદ્‌ગુરૂ ઉપાસની મહારાજ — યાંચે જીવન ચરિત્ર છે."**

ઉપરાંત, એઓશ્રીના ઉત્તમ ઉપદેશો, મરાઠી માસીકોનો સંગ્રહ નામે **"શ્રી સાંઇવાક સુધા"** ના પુસ્તકો પણ ગુજરાતીમાં પ્રગટ થયાં છે.

આ ત્રણે પુસ્તકો માહે એ મહાગુરૂ વિષે બહુ વિસ્તારીને વિગતો દર્શાવી છે; એટલે એઓ વીષે અત્રે વધુ લંબાણ નહીં કરતાં, ઉપલામાંથી કોઇપણ સગવડ પડતું પુસ્તક વાંચી એમની અદ્‌ભુત શક્તિ અને લીલાની માહિતી મેળવવાની જીજ્ઞાસુઓને અરજ કરી, આપણે આપણા વિષયમાં આગળ વધીશું.

## સદ્‌ગુરૂ પદની પ્રાપ્તી

"મથુરા ભાવે દ્વારીકા, ભાવે જા જગન્નાથ,
સત-સંગત, હરી-ભક્તિ બીન કછુ ન આવે હાથ."

ચાહે મથુરા જાવો, ચાહે દ્વારીકા જાવો, યા ચાહે શ્રી જગન્નાથજીનાં દર્શને જાવો, યાને દુનિયાભરનાં પવિત્ર સ્થળોની તિર્થ-જાત્રાએ જીંદગીભરની રખડપટી કરો, મગર એક સત્પુરૂષની

સંગત, કિંવા હરી–ભક્તિ વગર તમારા હાથમાં કંઇ આવવાનું નથી. એટલુંજ નહી પણ સુફી શાયર હાફેઝે ગાયું છે તેમ—

ગર દર સરત હવાએ વેસાલ અસ્ત હાફેઝા!
બાયદ કે ખાકે દરગેહે એહલે–બસર શવી.

ઇશ્વર સાથ એકતાન થવાની અગર તું અભિલાષા ધરાવતો હોય તો, ઓ હાફેઝ! તારે એક સાચા સંત યા સદગુરૂનાં ઘરના દરવાજાની મિટ્ટી બનવું જોઇએ! કારણ તે મહાગુરૂનાં દર્શને આવતા સેંકડો, હઝારોનાં જોડા હેઠળ કચડાઇ, ઘસાઇ, કસાયા બાદ તેની દરબારના ઉંબર ઓળંગવાની કંઇ નજીવી લીયાકત બરપા થાય છે! જ્ઞાન અને અનુભવની વાત તો બાજુએજ રહી!

આપણે જોઇ ગયા કે આ ઇશ્વર–જ્ઞાન અને અનુભવ દરમ્યાન મેરવાનને કેવી કેવી કષ્ટિ વેઠવી પડી છે. આ તો તે કસોટી દરમ્યાન એઓએ સેહેવેલાં અસંખ્ય સંકટોનો માત્ર એક બહુજ ઝાંખો ખ્યાલ છે. તે જાતી અનુભવ વગર તો કલ્પિ શકાયજ નહી, અને તે સઘળું પણ કાંઇ નાની મુદત માટે નહી, બલ્કે આઠ આઠ વર્ષો સુધી એઓએ સોસ્યું હતું!

આવી વર્ષોની સખત કસોટી પુરી થવા બાદ, એમના પુજ્ય ગુરૂઓ "હઝરત **બાબાજાન** અને શ્રી **ઉપાસની** મહારાજ" બંનેએ આ વાતનો ઇશારો પોતાનાં ભકતોને કરી દીધો, અને તે સર્વને ત્યારેજ કાંઇ ખ્યાલ આવ્યો કે મેરવાનનાં સંકટો દરમ્યાન અદ્રશ્ય રીતે એમને આધ્યાત્મિક પ્રસાદી આપવાની આ છુપી ક્રિયા લાંબા કાળ સુધી ચાલુ રહી હતી. યાને—સુફી શાયર હાફેઝ કહે છે તેમ—"પરદા પાછળ ગુપ્ત (ઇશ્વરી) ક્રિયાઓ ચાલી રહી છે, વાસતે તું નીરાશ નહી થા!"

## દુનિયવિ વારસો સ્વાર્થિ અને ન્યાત-જાતનાં ભેદવાળો છે. ખુદાઇ ઇલ્મનો વારસો બિલકુલ બિન-સ્વાર્થિ અને ન્યાત-જાતનાં ભેદથી નિરાળો છે

અત્રે એક અગત્યની બાબદપર જનસમાજનું લક્ષ ખેંચવું જરૂરી છે. આપણે આગળ જોઇ ગયા કે મેરવાનને આત્મ-જ્ઞાન અને અનુભવનો અમુલ્ય વારસો આપનાર સદગુરૂઓ — હઝરત **બાબાજાન** અને શ્રી **ઉપાસની** મહારાજ — બંને પરકોમના હતા, યાને કે જાહેર આલમમાં અને દુનિયવી દૃષ્ટિએ એક મહોમેદન અને બીજા હીંદુ તરીકે લેખાતા હતા. ઉપરાંત એમના બીજા ગુરૂશ્રી ઉપાસની મહારાજ, જેઓ હીંદુ તરીકે લેખાતા હતા, તેમને આ આત્મ-જ્ઞાનનો અમુલ્ય વારસો સોંપી જનાર પરબ્રહ્મ સદગુરૂ શ્રી સાંઇબાબા હતા, જેઓ જાહેરમાં એક મહોમેદન તરીકે જણાયલા હતા. એટલે દુનિયવી દૃષ્ટિએ આ અંતરના વારસા હિસ્સાનો ખેલ કંઇ વિચિત્ર જણાય છે. એક મહોમેદન મહાવલી અને ગુરૂ પોતાના ચેલા અને વારેસ તરીકે એક હીંદુ શિષ્યને અને એક હીંદુ મહારાજ તેમજ મહોમેદન મહાવલી પોતાના પ્રેમી અને સાચા શિષ્ય અને વારેસ તરીકે એક જરથોશ્તી (ઇરાની) ને સ્વિકારે, એ આપણી સાધારણ નજરે ખચીતજ અજાયબી બલ્કે ગુંચવણભર્યું જણાય છે! મગર આ હીંદુ, મહોમેદન, જરથોશ્તી, ખ્રીસ્તી, વિગેરે ન્યાત જાતના ભેદથી ભમાયલાં મગજમાં એવો ખ્યાલ ઉત્પન્ન કરનાર ઇનસાન ભુલી જાય છે કે આ કોમ-કોમોના અંતર અને જુદાઇ, જે જાહેરી નજરે જણાય છે, તે બાતેની નજરમાં બીલકુલ હસ્તિ ધરાવતાજ નથી. યાને કે આ અનમુળ ઇશ્વર-જ્ઞાન અને અનુભવના વારસાની વાતમાં ન્યાતજાતનો કોઇપણ રીતનો ભેદ છેજ નહીં, કારણ તે આપનાર અને લેનાર બંને આ ભેદભાવથી ભરી દુનિયા અને તેના લોકોની બહુજ સાંકડી સીમામાં સંકોચાયલી

સમજ—શક્તિની પેલેપાર પહોંચી ગયલા હોય છે, જ્યાં કોઇ પણ પ્રકારના ભેદ યા દ્વૈત યાને બે-પણાની હસ્તિ માત્ર નથી, બલ્કે સર્વ એકસાન અને એકજ સ્વરૂપ છે. જ્યાં સુધી આવી ઐકયતાના જ્ઞાન માટે લાયકાત પ્રાપ્ત થતી નથી ત્યાં સુધી તે જ્ઞાન યા અનુભવ સંપાદન થતાંજ નથી અને તેથીજ આવા અવતારો અને મહા—જ્ઞાની સદગુરૂઓ અમુક ધર્મમાં માનનારાં મા-બાપને ત્યાં જન્મ લે છે, છતાં તેઓ સઘળા ધર્મોમાં માનનારા છે. કારણ ધર્મ—કર્મનું ખરૂં રહસ્ય તેઓજ સમજ્યા છે અને તે સમજીનેજ તેઓએ આવી મહાન પદવિ પ્રાપ્ત કરી છે. ધર્મનાં જુદાં જુદાં નામો અને જાતી ભેદો તેઓના શીખવેલા નથી, પરંતુ તેમના નામ પરથી તેમને માનનારા દુનિયવિ લોકોએજ તે જાતી અને ધર્મ—ભેદ ઉત્પન્ન કર્યાં છે, અને એજ ઝઘડામાં તેઓ ચાલુ અટવાયા કરે છે. ઇશ્વર યા આત્મજ્ઞાન તો તેઓને માટે બહુ દુરની વાત છે!



# પ્રકરણ છઠ્ઠું

## મેહેરબાબાની પહેલવહેલી ભાવિક મંડળી અને તેમની આધ્યાત્મિક તરબીયતની શરૂઆત

### પૂનામાંની પહેલી "ઝુંપડી"

સાકોરીથી **મેરવાન** પોતાની હાલત પૂર્ણ થવા બાદ, ગુરૂ આજ્ઞાનુસાર પોતાને વતન પૂને ગયા. અહીં આવી ગણેશખીંડ રોડ પર પોલીસ ક્વાર્ટર્સ પાછળની એકાંત જગા પસંદ કરી, એક નાની ઝુંપડી તૈયાર કરાવી તેમાં પોતાની પ્રથમ ખાનગી બેઠક કરી, જ્યાં ઇ. સ. ૧૯૨૨ ના સાલની શરૂઆતમાં એમની પહેલી ભક્ત-મંડળી ભેગી થઇ. અહિં દરરોઝ સાંજે સઘળા નોકરી ધંધાથી પરવાર્યા બાદ ભેગા મળતા, આધ્યાત્મ-માર્ગની વાતો ઉપરાંત ઇશ્વર લીલા, પ્રેમ અને ભક્તિભાવના ગાયન-ભજન ગવાતાં, જેમાં "**મેરવાન શેઠ**" પણ ભાગ લેતા. હિંદુ-મુસ્લીમ ભાઇઓ એમને પહેલાં "મેરવાન શેઠ" ના નામે બોલાવતા. મેરવાન જેમ ગઝલો ગાવામાં તેમ મૃદંગ (drum) બજાવવામાં પણ કુશળ હતો અને એમના મધુર હલકે ગવાતાં ભક્તિ-ભાવભર્યાં ગાયનો અને ગઝલો તેમજ તાલ-સુરમાં બંધ બેસ્તા ઠેકાઓ સાથ બજવાતા મૃદંગ વીગેરેની અનુપમ મોજને આજે પણ સઘળી મંડળી આનંદથી યાદ કરે છે!

દિવસમાં પણ મોટે ભાગે એઓ "ઝુંપડી" ના એકાંતમાંજ રહેતા. રાત્રે તો અંગત મંડળી માહેલા ફક્ત એકજ જણ B. ને પોતાની સાથે ઝુપડીમાં આગળ રહેવાની પરવાનગી હતી, અને રાત્રે નવથી સહવારના ચાર વાગતા સુધી બીજા કોઇને પણ ઝુપડી તરફ નહિ આવવાની સખત તાકીદ હતી.

## "ગુરૂ-આજ્ઞા" નું મહત્વ — એક ઉપદેશ

સદ્દગુરૂઓ જેમ જાહેર રીતે આ સ્થુળ જગતમાં સ્થુળ દેહ મારફત કામગીરી કરે છે, તેમ સૂક્ષ્મ જગતમાં પણ પોતાનું કામ કર્યા જાય છે, જે આપણી ખાકી નજરે દીસ્તું નથી, તેમ સંકોચિત બુદ્ધિથી સમજાતુંએ નથી. આ કામગીરી દરમ્યાન સુક્ષ્મ ભુવનના આત્માઓ એમની અતરાફમાં આવ-જા કરે છે અને જેવી ઇંતેઝારી ને તલબ ખાકી ભુવનના ઇનસાનો એવા સદગુરૂની સેવા માટે ધરાવે છે, તેવીજ ઇંતેઝારી ને તલબ સુક્ષ્મ ભૂવનના આત્માઓ પણ એ સદગુરૂઓની સેવા માટે ધરાવે છે. તેઓની સેવા કરવાની રીત નિરાળીજ રહે છે. તેવા કોઇનો દેખાવ અણચીતો મનુષ્યની નજરે પડતાં તે બે-ઘડી દઘાઇ પણ જાય; બલ્કે કોઇવાર મગજ પર ધકકો લાગવે બેફામ પણ થઇ જાય ! એ કારણે તેમજ બીજા ઘણા ગુહ્ય સબબોસર, સદગુરૂ પોતાની આસપાસના સેવાભાવી મંડળને અમુક આજ્ઞા ફરમાવે છે, જે દુનિયવી નજરે વિચીત્ર લાગે છે ને જીજ્ઞાસા ઉશ્કેરે છે. જેઓ એ જીજ્ઞાસાને ખાતર ગુરૂ-આજ્ઞાનો અનાદર કરી તેમની આંતરીક કામગીરીમાં દખલ દે છે, તેઓ છકકડ ખાય એ કેવળ સ્વભાવિક છે.

## અચરતીભર્યા અનુભવો !

'ઝોંપડી' ના વસવાટની મુદત દરમ્યાન એમની સાથે રહેનારી મંડળીને તેમજ આસપાસના બીજાઓને ઘણા અચંબો પમાડે એવા અનુભવો થયા હતા. એ સઘળાનું સવિસ્તર બયાન કરતાં તો પોથા ભરાય ! તે ભવિષમાં અનુકુળ પ્રસંગે પ્રગટ થશે, તેટલાં એ અનુભવો માહેલા થોડાક અત્રે ટુંકમાં વર્ણવીશું.

મેરવાનને આ અલૌકિક ઇશ્વરી અનુભવ થવાની વાતો શરૂઆતમાં તો એમના થોડા મિત્રો સિવાય કોઇના ધ્યાનમાંજ નહિ આવે, એ સ્વાભાવિક છે. તેમાં એમની સાથે શીખનારો, ફરનારા,

અને એમને બચપણુથી ઓળખનારા જાતભાઇ ઇરાનીઓનો મોટો ભાગ તો આ સઘળી વિલક્ષણ વાતોને વિચિત્ર વ્હેમી ધખારા યા ચેલાં–ચેડાંની ઉપમા આપી ઠઠ્ઠા મશ્કરી પણ કરતા !

૧. એકવાર એઓ માહેલા થોડાકની એક ટોળકી એમને સવાલો પૂછી, ગભરાવીને એમનું પોકળ બહાર પાડવા ને લાગ ફાવે તો આવા ખોટા ઢોંગ–ધતુરા અને દેખાવો કરવા માટે એમને ઠોકી પણ નાખવાના ઇરાદાથી એમની ઝુંપડી પર આવ્યા. પણ એમની હાજરીમાં ખડા રહ્યા બરાબર તેઓ માહેલા કોઇની પણ જબાં ઉપડીજ નહિ. સર્વ દિગમુઢ અને મુગામંતર બની ગયા ! એટલુજ નહિ પણ કશું સમજ્યા વગર આવી કમઅકલી દોડધામ અને નાદાન્યત માટે **મેરવાને** તેમને "નામર્દ" ની ઉપમા આપી તોયે કશું બોલ્યા વિના શરમના માર્યા નીચું જોઇ રહ્યા ! છેવટે એમને પગે પડી, માફી માગી વિદાય થયા.

\+ \+ \+ \+

૨. રાત્રે નવથી તે સહવારના ચાર વાગતા સુધી કોઇને પણ ઝુંપડી તરફ નહિ આવવાની એમની સખત મનાઇ છતાં, **મેરવાનના** એક સગા J. ત્યાં શું બને છે તે જોવાની જીજ્ઞાસાથી એક રાત્રે એકલા આવ્યા. આ ઝુંપડી પર J. રોજ **મેરવાનને** મળવા જતા, એટલે તે કયાં આવી તે તેમના પગે આવી રહેલી. પરંતુ જે રાત્રે એઓ **મેરવાનની** આજ્ઞાનો અનાદર કરી ત્યાં આવ્યા ત્યારે કલાકો ભર એ અતરાફમાં ચોતરફ ફર્યા કીધા, પણ તે ઝુંપડી જાણે ધરતીમાં ગર્ક થઇ ગઇ હોય એમ નજરે પડીજ નહિ ! આયંદે ઠાકી, કંટાળી લાચાર થઇ તેવણ ઘર તરફ પાછા ફર્યા. હવેજ તેમને ભાન થયું કે **મેરવાનની** આજ્ઞા ન માનવાનો આ ફેજ હતો ! બીજે દિવસે સહવારના ફુલ–ફળ લઇ તેઓ **મેરવાનને** મળવા ગયા, પોતાની ભૂલ કબુલ કરી માફી ચાહી. **મેરવાને** એમને માફી તો બક્ષી અને નારાજ નહિ પણ દલગીર થયા, એટલાજ

કારણે કે આમ કાંઇક અજ્ઞાનપણે પણ **આજ્ઞા તોડવાથી** ને એમના ગુપ્ત કામમાં ખલલ થવાથી સામાને **સોસવું પડે** છે; અને એ વાત સ્પષ્ટ સમજાવી પણ દીધી. આ બનાવ બાદ બેજ દિવસમાં J. ને ઘર એક માઠો બનાવ બન્યો!

\+ + + +

૩. દર રાત્રે **મેરવાન** સાથે રહેનારી મંડળીના એક ભકત B. ની બદલીએ એક રાત્રે એક હિંદુ ભાવિક A. ને રહેવું પડ્યું. તે એક તાલીમબાઝ પહેલવાન અને કસ્બાપેંઠની મશહુર પહેલવાનોની ટોળીનો વડો હતો. તેની ફરજ બાબાની ઝુંપડી બહાર જાગૃત બેસી રહીને કોઇ ત્યાં નજદીકમાં ન આવે તેની તકેદારી રાખવાની હતી. રાત્રે એક વાગે બાબાએ અંદરથીજ તેને અવાજ આપી પુછ્યું, "કેમ, બરાબર જાગે છે કે?" "હા" નો જવાબ મળતાં, **મેરવાને** તેને ચેતવ્યો, "ગમે એ થાય પણ બીહતો ના!"

થોડીજ વારમાં, રાતના ઘોર અંધકારમાં, A. ની નજરે બે જબરદસ્ત આકારો દુરથી આવતા દેખાયા. જેમ જેમ નજદીક આવતા ગયા તેમ તેમ તે લાંબા થતા ગયા ને સેવટે એટલા ઉંચા થઇ ગયા કે આસમાનસે લાગી રહ્યા! ગમે એવો પીલતન પહેલવાન હોવા છતાં તે આ દેખાવ જોઇ ડઘાઇ તો ગયો ને ઘણી મુસ્કેલીએ મુખથી એટલુંજ બોલી શકયો, "કોણ હય?" તુરતજ અંદરથી મેરવાનનો અવાજ આવ્યો "કેમ શું છે?" તેજ ઘડી તે આકારો ગુમ થઇ ગયા ને તેમની જગે "મેરવાન શેઠ" નઝરે પડયા. એઓશ્રાની આટલી નજદીક હાજરી ને હિંમત છતાં કહે છે કે A. ને આ દેખાવથી એટલી ધાસ્તી બેસી ગઇ કે તે જીંદગી ભર આ અનુભવ ભુલ્યો નહિ!

\+ + + +

૪ — એ મુદત દરમ્યાન "**મેરવાન શેઠ**" દર ગુરૂવારે સાંજે કસ્બાપેંઠમાં પધારતા, જ્યાંના ભાવિકોને એમના દર્શનનો લાભ મળતો. વળી દર રવિવારે મંડળીને લઇ ફરવા જતા, તેમને હસાવી ખેલાવી ઉપદેશ આપતા. એક રવિવારે, આમ ફરતાં ફરતાં એક જગે બેઠા હતા તે વેળા, સર્વની અજાયબી વચ્ચે, પોતાની સાથની મંડળીના એક ભાવિકની બાઇસીકલ તોડી ટુકડા કરી તે સઘળું નજદીકના કુવામાં નાખી આવવાની આજ્ઞા આપી! આવો વિચિત્ર હુકમ ફરમાવી શા વાસ્તે આમ "રંગમાં ભંગ" એકાએક કર્યો એ કોઇ સમજી શક્યું નહિ, ને એઓએ પણ તે બદલ કશો ખુલાસો કર્યો નહિ! સઘળા ત્યાંથી નીકળી જ્યારે ઝુંપડી પર પાછા ફર્યા ત્યારે માલમ પડ્યું કે **મેરવાન** સાથ રાત્રે રહેનાર મંડળીનો મેમ્બર B., કુવામાં સાઇકલ તોડી ફેંકી દીધી તેજ વખતે અકસ્માતિક ઝુંપડી નજદીકના કુવામાં પડી ગયો હતો અને કોઇ ચમત્કારિક રીતેજ ડુબતો બચી ગયો હતો! "મેરવાન શેઠ" ને એ વિષે પુછવામાં આવતાં સહેજ હસીને સમજણ આપી કે–"B. ને કુવામાં ડુબાડવાને બદલે મેં સાઇકલને ડુબાડી! એ તો સ્થૂળ સાધનોના અદલાબદલીનું એક સાટું હતું! — "

---

# પ્રકરણુ સાતમું

## એક કદમ આગળ!

### "મેરવાન" પરથી "મેહેર–બાબા!"

પોતાના મિત્ર–મંડળ તેમજ ઓળખાણુનાઓમાં માનીતાં નામે ઓળખાતા "મેરવાન" માટે બન્ને ગુરૂઓ તરફથી અપાયલાં ઇશ્વર જ્ઞાન અને અનુભવનો ઇશારો મળતાં, તેમજ એઓની પોતાની ઉંચ દૈવિક હાલત અને શક્તિના દાખલાઓ નઝરે જોવા અને અનુભવવા બાદ, એમની પ્રથમ મંડળીના ભક્તો હવે એમને મહોબત સાથે માનની નઝરથી જોવા લાગ્યા. "મેરવાન" નું લાડકું મગર તોછડું નામ બદલી એમને "**મેહેરબાબા**" ના મોભા ભર્યા એલકાબથી ઓળખવા લાગ્યા. એમના એક મુસ્લીમ મુરીદને ઘરના કોઇ શુભ પ્રસંગે ખાસ આમંત્રણથી એઓ નાસીક પધાર્યા ત્યારે પહેલવહેલીવાર એમને "**બાબા**" ના લાડકાં નામથી ઓળખવામાં આવ્યા હતા. જાહેરની જાણ અર્થે જો કે "**મેહેરબાબા**" નામ રાખવામાં આવ્યું હતું, અને તે આજ તુલીક ચાલુજ છે, પરંતુ એમની અંગત ભકતમંડળી તો એમને ફકત "**બાબા**" નાજ પ્રિય નામે પ્રથમથી પીછાણતી ને પુકારતી આવી છે, અને આજે પણ એમના પૂર્વ–પશ્ચિમના શિષ્યો એજ નામથી ઓળખે છે. આપણે પણ હવે પછી એમને એ "**બાબા**" નામેજ ઓળખીશું.

### પ્રથમ પાયદળ પ્રવાસ
### પૂનાથી મુંબઇ

એજ સાલના મે મહિનામાં, બાબાએ ૪૫ માણસોની ટોળકી સાથ પૂનાથી મુંબઇ પગ રસ્તે પ્રવાસ કર્યો. આ ૪૫ ની મંડળીમાં ૧૨ મુસ્લીમ, ૧૧ પારસી–ઇરાનીઓ, અને બાકીના ૨૨ હિંદુઓ હતા. એટલે પ્રથમથીજ એમનું ભકત–મંડળ પચરંગીજ (cosmopolitan) હતું.

## "મંઝીલે — મીમ"

મુંબઇ આવ્યા બાદ દાદર ખાતે એક મકાન વરસ દિવસને માટે ભાડે રાખવામાં આવ્યું, જેને બાબાએ **"મંઝીલે મીમ"** એટલે **"મુરશદનું મકાન"** એવું મુબારક નામ આપ્યું । બાબાની ભકત મંડળીની આધ્યાત્મિક કેળવણી અને તરબિયતનો પ્રથમ પાયો આ "મંઝીલે મીમ" માં રચાયલો કહી શકાય. અહીંના રહેવાસ દરમ્યાનનું મંડળીનું જીવન બહુજ કડક મગર મોતેબર નિયમો ઉપર રચાયલું હતું, જે માહે નીચલા મુખ્ય હતા: —

૧. **સત્યતા**—ગમે એવા જીવ જાય એવા જોખમભર્યા સંજોગોમાં પણ સત્યજ બોલવું.

૨. **અશોઇ યાને પવિત્રતા** — તનની સ્વચ્છતા સાથ મનને પણ શુદ્ધ (pure) રાખવું. બુરા વિચારોને મનમાં આવવા પણ ન દેવા.

૩. **પરસ્ત્રી ગમનથી પરહેઝ** — બદફેલીથી હરદમ બચેલાજ રહેવાનો સર્વથી વધુ કડક નિયમ — અવ્વલથી તે આજની ઘડી સુધી — માત્ર ભકતમંડળી માટેજ નહિ પણ કોઇબી ભાવિક યા અભિલાષીને એમની પ્રથમ પુછપરછ અને આજ્ઞા આજ રહેતી અને એજ આજ્ઞા બહુજ બારીકીથી અમલમાં મેલવાની સર્વને સખતમાં સખત તાકીદ હતી, અને આજે પણ છે.

૪. **ખુદી મીટાવો** — દેહાભિમાન તજવું જો કે સર્વથી મુશ્કીલ છે તોયે આધ્યાત્મિક માર્ગની તરબિયત માટે ઘણુંજ જરૂરી છે, એજ એમનું મુખ્ય શિક્ષણ — અને એજ Elimination of the Ego — યાને સર્વની ખુદી તોડવાનું — એઓનું પોતાનું પણ મુખ્ય કર્તવ્ય યાને મીશન (mission) પણ છે.

૫. **કોઇએ કોઇની લાગણી દુખવવી નહિ—સઘળા ધર્મો એકજ ખુદાને મળવાના** માર્ગ છે, એટલે ધર્મની બાબદમાં તેમજ જીવન વ્હેવારમાં કોઇ પણ રીતે કોઇએ કોઇની લાગણી દુખવવી નહિ.

૬. **બંદગી**—દરેક સભાસદે પોતપોતાના ધર્મને લગતી બંદગી રોજ કરવી.

એ ઉપરાંત જીવન-વ્હેવારમાં જરૂરના બીજા ઉમદા નિયમો પણ દરેકને પાળવાના હતા, અને બાબા તે પ્રત્યેક નિયમની ઉપર ટપકેનીજ નહિ પણ બારીક અને ઉંડી સમજણ આપતા રહેતા. એ માંહે જાણવાજોગ મુખ્ય નીચલા હતાઃ—

૧. બાબાનાં હુકમ સિવાય કોઇએ મંઝીલનું મકાન છોડીને જવું નહિ.

૨. બાબાનાં હુકમ સિવાય કોઇએ પોતાના સગાં-વહાલાં યા ઓળખાણનાઓને મળવું નહિ.

૩. રોજીંદી ફરજ પુરી થયા બાદ બહાર જતી વેળા કોઇએ ગજવામાં પૈસાની થેલી (પૉકેટ) રાખવી નહિ.

૪. બાબાએ સોંપેલાં કામે પણ બહાર જવું પડે તો સાથે ફકત ટ્રામમાં આવ-જાવ માટે જરૂરી **બે આનાથી** વધુ પૈસા રાખવા નહિ.

૫. કોઇએ એક બીજા સાથ ખાવા-પીવાની ચીજો કે કપડાં કાંઇ પણ અદલ-બદલ કરવું યા આપવું-લેવું નહિ.

૬. દરેક જણે રોજ એકવાર જરૂર પોતાની ઓરડીની ઝાડુ પોતાને હાથે કાઢી તેને સાફ કરવી.

૭. કોઇ પણ આદમી સાથનો સંબંધ તોડી નાખવા બાબાની આજ્ઞા થવે તે તુરત તોડી નાખવો.

**રોજીંદો કાર્યક્રમ** — રાત્રે નવ વાગે સુઇ સવારે ચાર વાગતામાં ઉઠવું; ૪ થી ૫ સ્નાન — દરેકે ઠંડા પાણીએજ નાહવું; એક કલાક બંદગી બાદ નાસ્તો લઇ દરેક જણે નેમી આપેલી ફરજે કામકાજે લાગી જવું.

## "સેવા અર્થે ઉદ્યોગ!"

"સેવાના કાર્ય અર્થે નિત્ય ઉદ્યોગ" — એજ બાબાનો મુદ્રાલેખ પ્રથમથી હતો — આજે પણ છે. જન સેવા અર્થે પોતાનું જીવન અર્પણ કરી બાબા પોતે પોતાને **"જનતાના સર્વથી મોટા સેવક"** તરીકે લેખે છે. તે અર્થે દીન રાત અથાગ શ્રમ પ્રથમથીજ લેતા આવ્યા છે. એટલુંજ નહિ પણ પોતાના અનુયાયીઓને સેવા માર્ગેજ આગળ ધપાવવા દરેકને હરદમ કાંઇ નહિ ને કાંઇ કામમાં પહેલેથીજ ગુંતાવી રાખતા આવ્યા છે. એટલે એમના હાથ હેઠળ તરબીયત લેતો કોઇ પણ શિષ્ય સેવા અર્થેના કોઇ પણ ઉદ્યોગ સિવાય ઘડીભર પણ કાંઇ કામ વગર રહી શકતો નહિ. એ માટે એઓ જે કાંઇ ફરજ પ્રત્યેક શિષ્યને ફરમાવતા તે મોટે ભાગે તેની અકલ–આવડત અને પ્રકૃતિને બરનીજ રહેતી. છતાં કોઇ વાર નવાઇ જેવી ફરજો પણ ફરમાવવામાં આવતી.

## આંધળા-લુલા લાચાર ભિક્ષુકોની સેવા

મંઝીલના વસવાટ દરમ્યાન બીજી રોજીંદી ફરજો ઉપરાંત કોઇ કોઇ દિવસ મંડળી માંહેલા થોડાકને મુંબઇ શહેર માંહેથી આંધળા–પાંગળા અને લાચાર–બેચાર ભિક્ષુકોને શોધી ભેગા કરી, તેમને દાદર પરના મંઝીલના મકાનમાં પકડી લાવવાની હતી. એ ફરજ બજાવતાં અનેક મુસ્કેલીઓનો સામનો કરવો પડતો. કારણ કોઇને અન્ન–વસ્ત્ર કે ધનનું દાન કરી છોડી દેવું એ તો સાધારણ નિયમ છે. પરંતુ ભોજન, વસ્ત્ર અને પૈસાના દાનની ગમે એવી લાલચ આપવા છતાં દુર વેર આવવા માટે કોઇજ તૈયાર ન થાય. તેમાં જ્યારે તેઓને

પોતાનાજ પૈસે ગ્રામમાં મુસાફરી કરવાનું કહેવામાં આવે ત્યારે તો કોઇ આવતો હોય તે પણ ના પાડે. મંડળીને તો પોતાના ગ્રામ ભાડાં પૂરતા બે આનાજ સાથે રાખવાની આજ્ઞા હતી, એટલે આમ કહેવાની ફરજ પડતી. એ જેટલું નવાઇ જેવું અને હસ્વા સરીખું તેટલુંજ અશકય કહેવાય! પરંતુ ફરમાવેલી ફરજ બજાવતાં આવા તદન અસાધારણ અને વિચીત્ર સંજોગોના અનુભવો તો પ્રથમથી તે આજની ઘડી સુધી એમની ભકત મંડળીને કાંઇ અસંખ્ય મળ્યા છે, જે સર્વની નવાઇ જેવી હકિકત સમજીને કોઇને પણ અચરતીજ બરપા થાય! આ તો વાંચકને તેનો કંઇ ખ્યાલ આપવા તે માહેલો એક દાખલો ટુંકમાં રજુ કર્યો છે.

આ સઘળા આંધળા–અપંગોને મંઝીલમાં લાવ્યા બાદ તેઓ માહેલા કોઇને બાબા પોતાને હાથે નહવરાવતા, ને અન્ન–વસ્ત્ર ઉપરાંત કોઇકોઇને રોકડ પૈસા પણ આપી વિદાય કરતા. કોઇકવાર તહેવારો ઉપર આવા ૧૦૦–૨૦૦ "દરિદ્ર–નારાયણો"નો જમાવ થતો, જેઓ સર્વને ભોજન પોતે રહી જમાડતા, ને મંડળીની તેમજ તે ફકીરોની અત્યંત અજાયબી વચ્ચે સર્વને ફુલોના હાર પણ પહેરાવી વિદાય કરતા!

વચ્ચે વચ્ચે બાબા મંડળી માહેલા કોઇકોઇને ઉપાસ પર રાખતા, તો જો કે તેમના રોજીંદા કામકાજો તો હંમેશ મુજબ કરવાંજ પડતાં હતાં. બલ્કે ઘણુંખરૂં આવા ઉપાસને દહાડેજ ભિક્ષુકોને શોધી લાવી ભેગા કરવાની અતી જંજાળભરી ને થાકવી નાખનારી ફરજ સોંપતા. એકવાર આખી મંડળીને ઉપાસ પર રાખી તેઓ કને ૪૦૦ ભિક્ષુકો માટે ભોજન તૈયાર કરાવી હંમેશ મુજબ નહવરાવી, ખવરાવી, કપડાં પહેરાવી વિદાય કર્યા હતા!

## "શું વિચાર કરી રહ્યા છો?"

કોઇને પણ કાંઇ વિચારમાં બેઠેલો જોતા કે તુરત બાબા સવાલ કરતા, "શું વિચાર કરી રહ્યા છે?" અને તે વેળા સઘળી

મંડળી સામે મનમા આવી રહેલા ભલા-બુરા વિચારો જાહેર કરી દેવાની ફરજ પડતી! બાબા સર્વ-જ્ઞાની છે અને એમનાથી કંઇજ છુપ્યું નથી એ ખાત્રી તો સર્વને થઇજ ગયલી, જેથી કાંઇબી છુપું તો રાખી શકાયજ નહિ. એટલે ગમે એવા ખરાબ વિચાર પણ કહીજ દેવા પડે! આની એક અસર એ થતી કે કોઇબી ફાલતુ બેસી વિચાર કરેજ નહિ અને બુરા વિચારો મનમાં આવવા દેજ નહિ. કોઇકોઇવાર કોઇના મનમાં ઘોળાતા કોઇક વિચિત્ર ખ્યાલો આમ બહાર પડતાં ઘણી ગમત આવતી.

વળી રાત્રે જે સ્વપ્ન પડે તે પણ બીજે દીને સહવારે સઘળાની સામે જાહેર કરવાની આજ્ઞા હતી, એટલે તે એક નવોજ ધડક ધ્રુજારો થઇ પડતો! હાંસેલે મતલબ, મનમાહે બુરા વિચારોને પેવસ થવાની તકજ ન આપવી—એજ કડક તરબિયત સર્વને મળતી હતી.

## "કડવી કસોટી પણ મીઠો પ્રેમ-ભાવ!"

"મંઝીલ"ના વસવાટ દરમ્યાન આમ લગાર કડવી કસોટી અને કડક નિયમો પાળી રહેવાનું હોવા છતાં, એ સર્વ વચ્ચે બાબાની સર્વ તરફની પ્રેમ ભરી માયા-મમતા, એમના તરફથી મળતા વિલક્ષણ અનુભવો તેમજ એઓ શ્રીએ મંડળીના જીગરમાં જાગ્રત કરેલી પ્રેમ-જ્યોત અને ઇશ્વરી અનુભવ અર્થેની જોરાવર તલબ અને ધગશ ચાલુ જોશભેર રહેવાના કારણે, સઘળા જાણે કોઇ નવીનજ દુન્યામાં વસી જીવન ગુજારી રહ્યા હોય એ મીસાલ અતિષે ઉત્સાહ અને ઉમંગથી આ સઘળી કડક આજ્ઞા પણ બજા લાવતા. સર્વેમાં ચેતન, ઉલટ, ઉમંગ હરદમ સતેજ રાખવા કાજે બાબા ચાલુ ચાનકરૂપી વાતો કરી નસિહતભર્યા ઉપદેશો આપતા, અને તે માંહે રમુજનું તત્વ એટલી અસરકારક રીતે ચમકાવતા કે ગમે એવી થાક યા ત્રાસથી કંટાળી બેચેન થયલા જીવને પણ અજબ રાહત મળતી અને સર્વના આત્માને નવુંજ ચેતન મળતું!

## ૬૩

## આદર્શ ચારિત્ર ઘડવા માટેની અથાગ કાળજી!

ઉપલી સઘળી વિગતો ઉપરથી સમજી શકાશે કે મેહેરબાબાના જીંદગી ગુજવવાના નાદર નિયમો, અને શિષ્યોને કેળવી તૈયાર કરવાની તરબીયતની પદ્ધતિ કેટલી શ્રેષ્ટ છે! તેઓ પોતે જેવા પાક અને નિર્મળ ચારીત્રના હરદમ રહ્યા છે, તેવાંજ શુદ્ધ અને ઉમદા ચારિત્રના પોતાના હાથ હેઠળના સર્વે શિષ્યોને પણ બનાવવા આતુર અને ખંતીલા રહે છે. આ ઉપરાંત બીજા અનેક નીતિ-રીતીના નાદર નિયમો એમના ચેલાઓના મન પર મજબુત ઠેસવવાની એમની રીત પણ અતી ઉત્તમ હતી. વળી પ્રત્યેક નિયમ માટે ઉપર ઉપરના ઉપદેશજ નહિ, પણ તે સઘળા પોતે જાતે અમલમાં મેલી બીજાઓને તેનું અનુકરણ કરવાની ગોયા ફરજ પાડતા!

## અણહદ પ્રેમ એમનું સર્વથી અદભુત આકર્ષણ!

પરંતુ, એ સઘળા નિયમો સખતાઇથી અમલમાં મેલવાની દરેકને આજ્ઞા આપવા છતાં, અંતરથી એઓ બહુજ પ્રેમી છે, અને પ્રત્યેક સભાસદ પ્રત્યે એમનો અત્યંત પ્રેમ છે. એમનું આ શુદ્ધ, દૈવિ અદભૂત આકર્ષણ અવ્વલથી તે આજ તલક એમના હજારો ભાવિકોને એમના તરફ લોહચુંબક મીસાલ ખેંચી રાખે છે. જેની સામે એક ઘડીભર ટકી ન શકાય એવું તે બળવાન છે. ગમે એવા વિરોધભાવથી એમનો સામનો કરવા આવેલાને પણ એક પળ વારમાં એ આકર્ષણ આજેઝ કરી દે છે. રાક્ષસી ભેજાંના બાહોશ આસામીઓ એની અસર તળે "બે-હોશ" બની ગયા છે. મનની ગમે એવી મકકમતા આ પ્રેમ-આકર્ષણથી મોમ મીસાલ પીગળી જાય છે. મહોબત કે પ્રેમની વાતોને હસી કાઢનારાઓ પણ આ પ્રેમ-મય મુર્તિ સાથ ઘડીભરની હાજરી કે મુલાકાતમાં આજેઝ થઇ સાચા પ્રેમી બન્યા છે.

આ અદ્ભુત આકર્ષણની બળવાન અસર તળે ન્યાતજાતના સધળા ભેદો આપોઆપ નષ્ટ થઇ ગયા છે. પૂર્વના તેમજ પશ્ચિમના સેંકડો ભાવિકો એમની માહેથી સ્ફુર્તા દૈવિ પ્રેમની અસર તળે એમના "પરસ્તાર" બન્યા છે. હિંદુ, મુસ્લીમ, ખ્રિસ્તી કોમના હઝારો એમના એ પ્રેમ-આકર્ષણનો અનુભવ મેળવી ચુકયા છે, એટલુંજ નહિ પણ સ્ત્રી પુરૂષના જાતિ–ભેદભાવ પણ ભુલાઇ જાય છે. નિર્ગુણ, નિરંજન, નિરાકાર, ખુદા પર્માત્માનું પરમ–સ્વરૂપ હોઇ એઓ વિશુદ્ધ (Purest of the Pure) છે. સ્ત્રી પુરૂષનો જાતિ–ભેદ (sex difference) એમના માટે હસ્તિ ધરાવતો નથી, જેથી એઓ નજદીક આવતાં સ્ત્રી પુરૂષોને પણ કશોજ ભેદભાવ રહેતો નથી. એમના એકજ સ્પર્શ (touch) થી અલૌકિક પ્રેમનો અદ્ભુત અનુભવ મેળવી ચુકેલા પ્રેમીઓ પૂર્વ–પશ્ચિમમાં સધળે હઝારોની સંખ્યામાં હૈયાત છે, જેઓ આ બીનાની ગવાહિ પુરે છે. તેઓના હઝારો હસ્ત–પત્રો અને તે માહે વર્ણવેલા આપોઆપ ઉદભવતા ઉદગારો કોઇ અલૌકિક અને દૈવિ અનુભવનુંજ ભાન કરાવે છે. તે માહેલા થોડાક આ પુસ્તકમાં ખાસ રજુ કર્યા છે, જે ઉપરથી વાંચકને એમના આ અદભુત આકર્ષણનો કાંઇ ખયાલ આવી શકે.

લગી હય ઉસ જાદુયે ચશમકી નઝર હમારી આંખોમે,
સમા રહી હય વોહી સુરત — બસ હમારી આંખોમે!

મેહેરબાબા સાહેબના બાબમાં અંગત અનુભવથી કહીયે તો એમના પવિત્ર દિદારન દર્શન થતાંજ કોઇપણ ઇનસાન કુદરતી રીતે તેમના તરફ ખેંચાય છેજ! દુનિયવી લોભ યા માયાવિ વસ્તુની ઇચ્છાથી એમની નજદીક આવેલો ઇનસાન પોતાની આશા ફળીભુત થાય યા ન થાય તોયે એમના દર્શન માત્રથી તે ખોરેહમંદ દિદારની પ્રેમભરી મુર્તિનો છાપ પોતાના જીગરમાં લઇનેજ જાય છે અને હંમેશ મિત્રભાવથી વિદાય થાય છે! એજ

આ બીન-સ્વાર્થિ, પરમ-પરમાર્થિ, ગરીબ લાચાર બેચારોના સાચ્ચા હિતાર્થિ, પરમ-પુજ્ય સદ્દપુરૂષની અજબ લીલા છે. એમનાજ જોડેલાં એક ઉરદુ ગાયનની નીચલી લીટીઓ એમના પોતાનાજ બાબમાં એટલી તો બંધ-બેસ્તી થઇ પડે છે કે તે અત્રે ટપકાવી લેવાની લાલચ થોભાવી શકતો નથી —

સનમકી સુરત હય જબસે દેખા,
વો નકશા અબતક સમા હય દીલમે!
જુદાઇને કી જીગરકે ટુકડે
વો દાગ અબતક રહા હય દીલમે!

યાને કે — જ્યારથી મેં મારી મીઠી માશુક — ગુરૂની મોહક સુરત જોઇ છે, ત્યારથી તેનું પ્રતિબીંબ યાને છાપ મારા દીલમાં એવો છવાઇ ગયો છે કે તેની જુદાઇના જખમે જો કે મારા જીગરના ટુકડા કરી નાખ્યા છે, તો પણ જીગરમાં જોશભેર પડેલા તેની સુરતના છાપનો દાગ તો હજી રહીજ ગયો છે.

× × × ×

## સત્સંગમાં આદર્શ જીવન-"ધમપદ"નું વચન!

આ થોડી વિગતો ઉપરથી બાબાની પ્રથમ સંડળીની શરૂઆતની આધ્યાત્મિક કેળવણી, તરબીયત અને જીવનનો કંઇક ખ્યાલ આવી શકશે.

આજના કળીયુગના જમાનામાં એક અવતારી સત્પુરૂષના હાથ હેઠળ તાલીમ લઇ ભવિષ્યની એમની દુનિયાની આત્મિક ઉદ્ધારની કામગીરીમાં હમશરીકી આપવા માટેની આ તૈયારી ચાલી રહી હતી. તે અર્થે એમના અતિ કડક નિયમો સાથનું વ્હેવારૂ પણ આદર્શ જીવન ગુજારવાની જરૂર હતી, અને એ કડક કસોટી માટે તેઓશ્રીના ચેલાઓ પણ તૈયારજ હતા, કારણ તેમને **"સેવટની મંઝીલ"** સુધી પુગાડી શકે એટલું સામર્થ્ય આ સદ્દગુરૂમાં હતું — એમ તેઓની પૂરેપૂરી ખાત્રી હતી. **"ધમપદ"** નું વચન છે કે —

"માણસ તરીકે જન્મ લેવો બહુ મુશ્કેલ કામ છે; તેથી વધુ મુશ્કેલ લાંબા આયુશ્ય મેળવવાનું છે; એક પયગમબરના ઝમાનામાં જન્મ લેવો એથી પણ વધુ મુશ્કેલ, પણ પયગમબરના મુખથી સત્વચનો સાંભળવાં એ તો સર્વથી મુશ્કેલ કામ છે."

આ મુશ્કેલી એજ ખરી કસોટી છે અને એ કસોટી માહેથી પસાર થવું એજ ખરી **ખુશ-નસીબી** છે.

## માનવ અવતાર સર્વથી શ્રેષ્ઠ!

પ્રગતિ ક્રમ (Process of Evolution) માહેથી પસાર થવા માટે જીવાત્મા પ્રથમ એક નિર્જીવ રજપરથી પ્રગતિ કરતે કરતે ખનીજ પદાર્થ, ઝાડપાનના તબકકાઓ વીતાવી, જીવ-જંતુ અને પશુ-પંખીની અસંખ્ય યોનીઓ માહેથી પસાર થઇ, સેવટે મનુષ્ય-દેહ ધારણ કરે છે. આ મનુષ્ય-અવતાર તે જીવાત્માએ ધારણ કરેલા અસંખ્ય રૂપ-રૂપાંતરો અને અંશો બાદ સેવટનું રૂપ યાને અવતાર છે. મનુષ્ય દેહથી પર બીજું કોઇ અંગ, શરીર યા સાધન નથી. પરમેશ્વર-પ્રાપ્તિ અર્થે જીવાત્માનું સેવટનું સાધન આ મનુષ્ય-દેહજ છે. દેવતાઓ અને આકાશી આત્માઓ, ફરેસ્તા અને સ્વર્ગની હસ્તિઓ એ સર્વને પણ સેવટની મંઝીલ એટલે ઇશ્વર-મેળાપ અર્થે મનુષ્ય-દેહ ધારણ કરવોજ પડે છે. એથીજ માનવ અવતારનું મહત્વ ભારે છે. તેથીજ તે એક ખરી ખુશનસીબી છે. લાંબા આવરદા ભોગવવા એ વધુ ખુશનસીબી છે, એટલાજ કાજે કે પર્માત્મા નજીક પહોંચવા માટેના પ્રયાસો અર્થે વધુ તક આપે છે. એક પયગમબર યા અવતારના જમાનામા જન્મ લેવો એ તેથીબી વધુ ખુશનસીબી છે. પરંતુ એક પુજ્ય પયગમ્બર યા અવતારના અંગત સમાગમમા આવી તેમના મુખ-કમળથી સત્વચનો સાંભળવાં એ ખુશનસીબી તો અણમુલ છે. જીવનના અંતિમ ધ્યેય યાને સેવટની મંઝીલે પહોંચ્યા બરાબર છે, કારણ તેમના આશિષથી કૃતાર્થ થવેજ જીવનનો ફેરો સફળ કરી શકાય છે.

---

# પ્રકરણ આઠમું

## પવિત્ર સ્થળોની મુલાકાત!

### અજમેર—ખ્વાજા શરીફ!!

"મંઝીલ"ની મુદત દરમ્યાન બાબા એકવાર અજમેરના પ્રવાસે ગયા હતા. સાથે મંડળીના સાત જણા હતા. ત્યાં એક બહુ ઉંચ અવસ્થાના મુસ્લીમ મહાત્મા—ખ્વાજા **મોહીનુદ્દીન ચીશ્તી ગરીબન નવાઝ**—થઇ ગયા છે, જેઓ ૧૨૩૫ ના સાલમાં રેહલત પામ્યા હતા. ખ્વાજા સાહેબને માનનારાઓમાં લાખો મુસ્લીમો ઉપરાંત હિંદુઓની પણ એક મોટી સંખ્યા એમના પ્રત્યે પુજ્યભાવ ધરાવે છે. દર વરસે એમના ઓરસ ટાંકણે આખા દેશમાંથી જુદી જુદી કોમના લાખો આદમીઓ એમની મઝાર પર સેઝદો કરવા અજમેર શરીફ આવે છે. બાબાની આજ્ઞાથી સર્વ મંડળી આ મુસ્લીમ મહાત્માની મઝારે-પાક પર નમન કરી આવ્યા.

### પુશ્કરનું પુણ્ય-સ્થાન

ત્યાંથી સઘળા **પુશ્કર** ગયા, જ્યાં **આખા હિંદમાં બ્રહ્માને અર્પણ થયલું એકલું મંદીર** બાંધવામાં આવ્યું છે. ત્યાં જઇ હિંદુ રિવાજ મુજબ દર્શન કરી આવવા બાબાએ મંડળીને ફરમાવ્યું.

### બાવા "હાજી મલંગ શાહ"ના પહાડપર

ત્રીજો પ્રવાસ મંડળીના થોડા માણસો સહિત કલ્યાણ નજીક આવેલા **બાબા હાજી મલંગ શાહ**ના પહાડ ઉપર કરવામાં આવ્યો હતો. સઘળી મંડળી આ મુસ્લીમ સદગુરૂની દરગાહ પર સેઝદો કરી આવી. આ પહાડપર જવાનો ચઢાવ ઘણો ઉંચો હતો અને સઘળા ચઢતી વેળા તદન થાકી ગયા હતા, છતાં ત્યાંથી હેઠળ

ઉતરીને પાછા ફરી ૧૪ માઇલ ચાલીને કલ્યાણ આવ્યા ત્યાં સુધી થાક અને તરસથી તદ્દન નસીસ થયલા જીવે પણ કોઇને રસ્તે જરાએ પાણી પીવાની સખત મનાઇ કરી હતી.

## બાબાની વિચિત્ર બિમારી!

અજમેરમાં બાબાની તબીયત બીલકુલ નાદુરસ્ત થઇ ગઇ અને હોજરીમાં બીગાડો થવે રોજના ૫૦-૬૦ ઝાડા થતા હતા. તે પણ જાત જાતના રંગબેરંગી! એથી થયલી કમતાકાત ઉપર વળી બાબાએ ચાર ચાર દિવસ કડક ઉપવાસ ધરી કશોજ ખોરાક ન લીધો. આ પ્રકાર જોઇ મંડળી તો ફિકરમંદ તેમજ તાજુબ હતી! કોઇને કાંઇ સુઝે, સમજ પડે નહિ, ને બાબા પણ કશો ખુલાસો કરે નહિ! સિવાય કે તે એમની કોઇ ગુપ્ત કામગીરીના કારણે હતું — એજ. આ તદ્દન લઠડતી હાલતે પણ એમનું કામ તો ચાલુજ હતું!

## બાબા દૂરથી પણ બધું જુવે છે!

અજમેરથી મુંબઇ આવ્યા બરાબર બાબાએ મંડળીના સર્વને ભેગા કરી સવાલ કર્યો કે "કોઇએ પણ એમની ગેરહાજરીમાં કશી આજ્ઞા તોડી હતી કે? અગર તોડી પણ હોય તો તુરતજ કબુલ કરી દેવું!" એમ પણ કહ્યું. ફરી ફરીને ઉપરા ઉપરી દરેકને પુછવા છતાં સઘળા તરફથી નકારનોજ જવાબ મળ્યો. મંડળી ઉપરાંત ધોબી, ભંગીને પણ બોલાવીને પૂછ્યું અને સાચે સાચું કબુલ કરી દેવા સમજાવવામાં આવ્યું. પણ જ્યારે કોઇએજ ગુનાહ કબુલ્યો નહિ, ત્યારે બાબાએ, સર્વની અજાયબી વચ્ચે, ખરા ગુનેહગારનો હાથ પકડીને તેને પોતા સાથ હેઠળ ભોંયતળીયે લઇ જઇ, જે જગે તેણે બદફેલી કરી હતી તે જગે ઉભો કરી પૂછ્યું-ત્યારે તેના ડોળા ચઢી ગયા! ત્યારેજ તે ગભરાઇને કબુલ થયો! આ બુરું કામ એમની સાથની મંડળીની બહારના માણસ — ધોબી — તરફથી

થયું હતું, તો પણ સચાઇ અને નિતીરીતીના નાદર નિયમોની આટલી સખતાઇથી અમલ બજાવણી છતાં, એમનાજ નિવાસ-સ્થાનમાં અને પવિત્ર વાતાવરણમાં એ થયલું હોવે તે ગુનેહગારની બાબાએ બહુ સખત ખબર લીધી. આ બનાવથી વળી મંડળીને બાબાના ત્રિકાળ-જ્ઞાનની એક વધુ સાબેતી મળવે તેઓ ત્યારબાદ ઔર વધુ ચેતેલા રહેતા હતા!

## બાબાની મુલાકાત માટે તુટાતુટ!

કલ્યાણથી પાછા ફરી મુંબઇ આવતાં, બાબાને મળવા આવેલા ઇંતેઝારોએ જાણે "મંઝીલ"નું મકાન ઘેરીજ લીધું હતું, પણ મંડળીના અંગત સગા-સ્નેહીઓ અને બીજા થોડા અપવાદ સિવાય બાબા કોઇને મળ્યા હતા નહિ.

## મંઝીલનો મુકામ ખતમ!

માર્ચ ૧૯૨૩ માં બાબાએ મંડળીને ભેગી કરી જણાવી દીધું કે હવે આ "મંઝીલ"નો મુકામ ખતમ કરી તેમનો ઇરાદો થોડાકને સાથે લઇ અહમદનગર જવાનો હતો, જેથી બાકીનાઓએ પોતપોતાનાં ઘરે જવું પડશે. એથી નિરાશ થવાની જરૂરજ ન હતી, કારણ વખત આવવે હું સર્વને પાછા બોલાવી લઇશ. દશ મહિનાના મંઝીલના મુકામ દરમ્યાન જે કડક તાલીમ તરબીયત સર્વને મળી હતી, તે કરતાં વધુ કડક અને વધુ સાદું જીવન હવે પછી સાથે રહેનારાઓને ગુજારવું પડશે! વખત આવવે કડીઆ-મજુરનું હલ્કું કામ પણ કરવું પડશે! વાસ્તે સાથે આવવા ઇચ્છનારાઓએ એ વાતોનો બરાબર વિચાર કરી લઇ, પછીજ કબુલ થવું! ઘરે જઇ રહેનારાઓને પણ માસ-મચ્છી, ઇંડાં વીગેરેનો માંસહારી ખોરાક છોડી દઇ અન્નફળ-શાકના સાદા ખોરાક ઉપરજ રહેવું, એવી આજ્ઞા ફરમાવી હતી!

## "હૅપી-વૅલી"— અહમદનગર

ત્યાર બાદ પોતાની સાથમાં થોડાક શિષ્યોને લઇ, બાબા અહમદનગર આવી, ઝેન્દી ગેટ નજદીક એમના અંગત અને સુપ્રેમી શિષ્યોના એક મકાનમાં આવી વસ્યા. અહીંથી એપ્રીલની આખરીએ બાબા "હૅપી વૅલી" આવ્યા. આ "રમણીક-ખીણ" માટે કહે છે કે પૂર્વે શ્રી **રામે** પોતાના ધર્મ-પત્નિ સીતા અને લક્ષ્મણ સાથે વનવાસ દરમ્યાન અહિં થોડો વખત નિવાસ કર્યો હતો, **જેથી** એ ખીણ પણ એક પવિત્ર તિર્થનીજ જગા લેખાય છે. વળી ત્યાંની આબો-હવા પણ બહુ ઉત્તમ છે. અત્રેના સરકારી ડાક બંગલામાં બાબા અને સાથની પારટીને ત્રણ દિવસ રહેવાની ગોઠવણ કરવામાં આવી હતી, જે દરમ્યાન **શ્રી ઉપાસની મહારાજની ૫૩ મી સાલગ્રેહ**ની ઉજવણી ત્યાં કરવામાં આવી હતી. સઘળી મંડળીએ તે દિવસે ઉપવાસ ધર્યો હતો અને તેમનેજ હાથ મોટા જથ્થામાં ભોજન પકાવી બાબાની અંગત દેખરેખ હેઠળ, ગામના લોકોને વ્હેંચી આપવામાં આવ્યું હતું. રાત્રે ગામના લોકોની હાજરીમાં મહારાજશ્રીની આરતિ પણ થઇ હતી.

---

# પ્રકરણ નવમું

## બાબાની ચેતવણી !

### સદ્દગુરૂઓની વિચિત્ર રાહરિતિ !!

"મંઝીલે-મીમ" ના રહેવાસની મુદત દરમ્યાન બાબા કદી કદી પ્રવાસે જતા હતા. પ્રથમ મુલાકાત એઓએ શ્રી ઉપાસની મહારાજની કરી હતી. **સાકોરી**ના આ પ્રવાસ વેળા બાબા પોતાની સાથે ફકત એકજ જણને લઇ ગયા હતા. ત્યાંથી પાછા ફર્યા બાદ, બાકીની મંડળીને પણ મહારાજના દર્શનાર્થે બે દિવસને માટે મોકલી આપ્યા હતા. એક દિવસે બાબાએ સર્વ મંડળીને ભેગા કરી પ્રથમ ચેતવણીના શબ્દો કહી સંભળાવ્યા કે–

**"એવો પણ પ્રસંગ આવશે કે મહારાજ (શ્રી ઉપાસની) મારે માટે ઉલટું બોલશે. મારી નાલેશી કરશે. જે ઇશ્વરી અનુભવમાં એઓએ પોતે મને પૂર્ણ કરી સદ્દગુરૂપદ અપાવ્યું છે તેનો પોતેજ ના-કાર કરી કહેશે કે એ સઘળો બનાવટ છે — ઢોંગ છે — વિગેરે !"**

આ સાંભળી સ્વાભાવિક રીતે મંડળી દલગીરી અને ગુંચવણમાં પડી ગઇ. બાબાએ તુરત વેળા વધુ કશો ખુલાસો એ બાબે કર્યો નહિ, પરંતુ મંડળીને અવારનવાર મહારાજના દર્શન અને મુલાકાતે મોકલતાજ રહ્યા અને એઓ **પૂર્ણ જ્ઞાની પરબ્રહ્મ સદ્દગુરૂ છે, તેમના પર અખંડ શ્રધ્ધા અને પજ્યભાવ કાયમ રાખવા સર્વને શિખામણ પણ આપતાજ રહેતા !**

દરમ્યાન મહારાજ તરફથી **મેરવાન** માટે વારંવાર આમંત્રણ આવતું, પણ બાબા પ્રથમ મુલાકાત બાદ લાંબો વખત સુધી એમને

મળવા ગયા નહિ! મંડળીની અરજ ઉપરથી ખુલાસો કરતાં બાબાએ સમજાવ્યું કે—

**"હવે પછીની જગ-કલ્યાણ અર્થેની નિર્માણ થયેલી કામગીરી અર્થે મને બએ મહાગુરૂઓ તરફનો હવાલો અને જુમ્મેદારી માથે આવી છે. એ જુમ્મેદાર (chargeman) તરીકે મને અસહ્ય કષ્ટ વ્હોરી લેવું પડે છે ને પડશે! એ બોજ જો કે હું ઝીલી રહ્યો છું, તોપણ તે માહેથી મને થોડીઘણી રાહત આપવા અર્થેજ મહારાજ મળવા બોલાવે છે. પણ એ બોજ પોતાપર લેવાથી મારે ખાતર મહારાજને પોતાને બહુ સોસવું પડશે—તે મને પસંદ નથી. એ કારણે હું એમને મળવા જઇ શકતો નથી!**

**જગતમાં જડવાદ વધી ગયો છે, એટલે કુલ દુનિયા અધ્યાત્મવાદ સમજશે તો નહિ—પણ દાંત પીસી તેનો સામનો કરશે! એટલે મારો પણ મોટો વિરોધ કરશે! તેથી ચેતેલા રહેશો! મારા શબ્દો અને કર્તવ્યો માટે ઉતાવળું મત બાંધી નહિ દેતા! મારા શબ્દો આયંદે ખરાજ ઠરશે! પણ તે કેમ, કયારે ને કયાં તે હુંજ જાણું છું. તેની કલ્પના તમને થઇ શકેજ નહિ! કારણ, આધ્યાત્મિક અને ઇશ્વરી ગુહ્ય વાતોને સમજવા અલૌકિક બુદ્ધિબળની જરૂર છે."** આ અર્થસુચક ભવિષ્યવાણી ભાખતો સંદેશ ઘણો જલ્દી પુરવાર થયલો મંડળીએ અનુભવ્યો!

## મહારાજ અંતરથી પ્રેમ કરે છે!

આયંદે અકટોબર માસમાં બાબા ફરી મહારાજ શ્રીની મુલાકાતે સાકોરી ગયા, જ્યાં એમને જોઇ મહારાજને અતિષે આનંદ થયો! મહારાજ શ્રીએ એમને હરખભેર આવકાર આપ્યો, એટલુંજ

નહિ પણ, સર્વની અત્યંત અજાયબી વચ્ચે, પોતાની ભક્ત–મંડળીને પણ મેહેરબાબાના દર્શન લેવા આજ્ઞા આપી. બાબા માત્ર અઢાર કલાકજ સાકોરીમાં રહ્યા અને ત્યાર બાદ મુંબઇ મંઝીલ તરફ પાછા ફર્યા, અને મંડળીને મહારાજના દર્શને અવારનવાર મોકલવાનું ચાલુજ રાખ્યું. બાબા તરફથી પોતાના દર્શનાર્થે આવતી મંડળીને મહારાજ હંમેશ શિખામણ આપ્યાજ જતા કે—**"તેઓએ ગમે એવી લીલી–સુકકી વચ્ચે પણ મેરવાન (મેહેરબાબા)નેજ ચીવટાઇથી વળગી રહી, તેમની આજ્ઞામાંજ રહેવું! કોઇવાર કંઇ સોસી નહિ શકાય તો મેરવાનનું ધ્યાન ખેંચવું, અને એમની મદદથી તમારી મુશ્કીલ આસાન થઇ જશે! પરંતુ કોઇપણ ભોગે એમનો સાથ છોડવો નહિ!"**

મહારાજ તરફથી આ વાતો સમજી, બાબાની મંડળીને બહુ હરખ થતો, તેમ બાબા અને મહારાજ બંન્ને પ્રત્યેના તેમના પ્રેમ અને શ્રદ્ધા પણ વધતાંજ ગયાં! પરંતુ એક વાત જે તેમને ગુચવણમાં નાખતી તે બાબાના **પ્રથમ** શબ્દો હતા, જેમાં મહારાજ પોતે રહી બાબાની વિરૂધ બોલશે એવો ઇશારો કરવામાં આવ્યો હતો.

## પણ જાહેરમાં વિરોધ!

થોડાજ વખતમાં એ બાબે તેમની ખાતર જમા થઇ ગઇ! ફેબ્રુઆરી ૧૯૨૩ માં, એટલે ચારજ મહિનામાં, બાબાને અને સાથની મંડળીને "મંઝીલે મીમ" માં સમાચાર મળ્યા કે મહારાજે બાબા વિરૂધ બખાળા કાઢવાનું શરૂ કરી દીધું હતું. વળી આ ખબર પણ કોઇ અલફાતુ આદમી તરફની ન હતી, પરંતુ બાબાના **પૂજ્ય માતુશ્રી શીરીનમાયને** મુખથી સાંભળવામાં આવી, જેઓ બાબાને ખાસ મળવા માટે મુંબઇ પધાર્યાં હતાં!

## સાવધાન!!!

આ ખબરથી પોતાની મંડળીને કેટલું દુઃખ થતું હશે તે જાણીને બાબાએ તુરત સર્વને ઉપદેશ કર્યો કે—**"મહારાજશ્રીની આવી વાતો પાછળ બહુ ઉંડો ભેદ છે અને તેથી કોઇએ એ વાતોને વજન આપવું નહિ, પણ તેમના પ્રથમ શબ્દોજ સઘળાએ ધ્યાનમાં રાખવા, અને મહારાજશ્રી માટે કદી પણ કશો ભલતો વિચાર કરવો નહિ! તેઓ પૂર્ણ જ્ઞાની પરબ્રહ્મ સદ્દગુરૂ છે, અને બાબા પોતે તેમનો પોતાના ગુરૂ તરીકે સ્વિકાર કરે છે, એ વિષે કોઇએ જરાએ સંશય રાખવો નહિ!"**

## સદ્દગુરૂની ઉલટી રીત! તે કોણ સમજે?

એજ વેળા બાબાએ પોતાના એક શિષ્યને મહારાજના દર્શન માટે સાકોરી ખાસ મોકલાવ્યો. મહારાજ આ વેળા પોતા માટે ખાસ બનાવેલાં એક લાકડાંના પીંજરાંમાં પુરાઇ બેઠા હતા. બાબા તરફથી આવેલા શિષ્યને જોતાં બરાબરજ ઉપાસની મહારાજ હંમેશની રૂઢીથી ઉલટ, એકદમ છેડાઇ બાબા વિષે ખુબ બખાળા કાઢવા લાગ્યા કે "મેરવાન કંઇ સાધુ નથી, વેષધારી છે, અને એઓ પોતે તેને માટે જરાએ જોખમદાર નથી!" વિગેરે. પણ બાબાની સવેળાની ચેતવણીથી સાવધ થયલો શિષ્ય શાંતજ રહ્યો.

## મહારાજનું વિચિત્ર વર્તન!

મહારાજ લગાર શાંત થવે, બાબાના શિષ્યે તેમને પુછ્યું કે "તમો શા સારૂં આ પીંજરાંમાં પુરાઇ હયરાન થઇ રહ્યા છો? અગર હમારે ખાતર તમો આ કષ્ટ સોસી રહ્યા હોવ તો હમારી એવી જરાએ ઇચ્છા નથી. ઔર હમો તમને સુખમાં અને આરામથી રહેલા જોવા ઇંતેઝાર છીયે!" આ સમજી મહારાજે તેને તે પીંજરૂં તોડી નાખવા આજ્ઞા આપી! બાબાના તે મજબુત બાંધાના શિષ્યે

તેજ ઘડીએ મહારાજનું પીંજરૂં તોડી નાંખ્યું. બીજીજ પળે મહારાજે એકદમ ખફા થઇ તરારો કર્યો કે, "આ તેં શું કર્યું?"

"મહારાજ તમેજ મને આજ્ઞા આપીને?"

"ત્યારે હું જે કહું તે તું કરશે?" મહારાજે તુરત વળતો સવાલ કર્યો.

"જરૂર!"

"તો આ સામે પડેલો મોટો પત્થર ઉંચકી લાવ અને તારા સઘળા જોર સમેત તે મારા માથામાં માર!" મહારાજની આ વિચિત્ર અને અશક્ય આજ્ઞા સમજી તે શિષ્ય એ ઘડી ચુપજ થઇ ગયો! એ ઉપરથી મહારાજ વધુ બીગડયા ને બાબા સામે તેમજ તેમની મંડળી સામે ખુબ બખાળા કાઢવા શરૂ કર્યા. તે સઘળું ધીરજ ને શાંતપણે સમજી તે શિષ્ય ત્યાંથી લગાર દલગીર અને નિરાશ થઇ નીકળી ગયો!

## બાબાજાનની લહેર!

સાકોરીમાં આ વિચિત્ર ઘટના ઘડાઇ રહી છે, ત્યારે બીજી તરફ પૂના મધ્યે **હઝરત બાબાજાનની** દરબારમાં કાંઇ નવીનજ પ્રકાર નિહાળી શકાય છે! આ બુઝોર્ગ હઝરત, જેઓ બાબાની પ્રથમ મુલાકાત થયા બાદ આજ તલક તેમના વિષે કશું બોલ્યાં ન હતાં, તેઓએ એકાએક બાબાના ફોટો માટે માગણી કરી. એમના એક ભકતે તે રજુ કરતાં બાબાજાને તેને આનંદથી આંખોસે દાબી, તે પર પ્રેમભર્યું ચુંબન કરી, મુખથી ઉદગાર કાઢયો— **"મેરા બચ્ચા!—"** અને આમ મીનીટોભર તેને પ્રેમથી નીહાળતાં રહ્યાં! આસપાસના સર્વ માટે તે એક વિલક્ષણ દ્રષ્ય હતું!

---

# પ્રકરણ દશમું

---

## બાબા સાથના પ્રથમ પ્રવાસો અને અવનવા અનુભવો!

મુંબઇ મધે "મંઝીલે મીમ" ના એમના વસવાટ દરમ્યાન અહમદનગરના એમના એક ભાવિક સદ્ગ્રહસ્થે એમને પોતા તરફ—અહમદનગર નજદીક—આવી વસવાટ કરવાની ખાહેશ દર્શાવી. 'વળી ખુદાનું કરવું એવું થયું કે ટુંક મુદતમાં એજ ગ્રહસ્થને ત્યાં શાદીનો શુભ પ્રસંગ બરપા થયો, એટલે તે પ્રેમી ભક્તના પ્રેમભર્યાં આમંત્રણનો સ્વિકાર કરી મેહેરબાબાને અહમદનગર આવવાનું કારણ મળ્યું. તે વેળાએ એઓ શ્રીનું અત્રે આરનગામ પણ આવવું થયું, અને જાહેરી રીતે ત્યાંની સુંદર આબોહવાને સબબે, તેમજ બાતેની રીતે અત્રેની આત્મિક વાતાવરણના કારણે એમને આ જગા બહુ પસંદ પડી.

### આરનગામમાં આવ-જા

મગર અહિં જાથુકનો વાસો કરવા આગમચ, કોઇ ગુહ્ય તેમજ જાહેરી કારણોના સબબે—એમણે બે વરસ સુધી જુદી જુદી દીશાઓએ પોતાની મંડળી સહીત—હિંદુસ્તાનની મુસાફરી કીધી. ત્યારબાદ ૧૯૨૫ ના ફેબ્રુઆરી માસમાં આરનગામમાં આવી, મંડળીને ઠરીઠામ કરી, પોતે પણ ત્યાંજ વાસો કર્યો. આ બે વરસની મુસાફરી દરમ્યાન પણ એઓએ આરનગામમાં ઘણીવાર આવ જાવ કરી હતી, કારણ કે પ્રવાસ દરમ્યાન કોઇ પણ સ્થળે મંડળીને પ્રશ્ન કરતાં, સર્વ એકે અવાજે આરનગામનેજ પસંદગી આપતા હતા અને ત્યાંજ જઇને વસવાટ કરવા રાજી-ખુશી દર્શાવતા હતા.

અહિં આવી વસવાટ કર્યા બાદ પણ પહેલાં પહેલાં તો અત્રેના ગરગામડેનાં લોકોને એમના વિષે કાંઇજ માહીતી ન હતી. પરંતુ રફ્તે રફ્તે એમની ઉંચ હાલત, દૈવી શક્તિ અને લીલાની માહિતી અને અનુભવ જેમ જેમ લોકોને મળતાં ગયાં, તેમ તેમ માત્ર આ આરનગામનાંજ નહિ પરંતુ ખુદ અહમદનગર શહેર અને જીલ્લાનાં લોકો, તેમજ દેશના બીજા દુર-દરાઝના મુલ્કોમાંથી પણ એમના દર્શને આવવા લાગ્યાં, જેમની સંખ્યા સેંકડો પરથી વધી રફ્તે રફ્તે હઝારોની થતી ગઇ.

મેહેરબાબા અત્રે આવ્યા બરાબર આ પ્રદેશની અસ્પૃશ્ય જાતિના બાપડા ગરીબ અને અણઘડ લોકો, જેઓ કહેવાતા ઉંચ વર્ણના પોતાનાજ જાતભાઇઓથી હીણાયલાં, તજાયલાં અને હાડમાર થયલાં લાચાર અવસ્થાના "ના–વાલીઓ" સરીખાંજ લેખી શકાય, તેઓના એક સાચ્ચા "ખુદા–વાલી" અને રક્ષક પોતે થઇ રહ્યા! તેમના કંગાળ દુનિયવિ જીવનને સુખવાસી બનાવવા ઉપરાંત તેઓના આત્મિક ઉધ્ધાર પણ કરવા અર્થે અથાગ પરીશ્રમથી તેમની જાતી સેવા પોતે ઉઠાવી, એટલુંજ નહિ પણ પોતાના શિષ્યો અને ભાવિકો પાસે પણ આ ખરા ગરીબ ગરજાઉઓની ઉમદા સેવા કરાવી લીધી. આ સાચી જન-સેવાનો જાણવાજોગ ચિતાર હવે પછીના પ્રકરણોમાં રજુ થાય છે.

## ઉત્તર હિંદ અને બલુચીસ્તાનની પહેલી લાંબી મુસાફરી

આરનગાંવ આવી ત્યાં ઠરીઠામ થવા આગમચ બાબાએ થોડી મંડળી સહિત લગભગ એક વરસ સુધી હિંદ અને ઇરાનના પ્રવાસો કર્યા. ૧૯૨૪ ની તા૦ ૨૫ મી મેએ, અહમદનગરથી નીકળી પ્રથમ **આગ્રા** અને **મથુરા** ગયા, જ્યાં **જમના નદી**માં સર્વેએ સ્નાન કર્યું. ત્યાંથી **દીલ્હી** થઇને **કરાંચી** ગયા. ત્યાં એક અઠવાડીયું

મુકામ કરી, તા૦ ૭ મી જુને કવેટા જવા ઉપડયા. અહીં પગ-રસ્તે પ્રવાસ કરવાનો ઇરાદો કર્યો અને એ પાયદળ પ્રવાસની ઘટતી તૈયારી કરવા માંડી. સઘળાઓએ આંગપર કફની અને માથે દુપેટા લપેટી આ પ્રવાસ કરવાનો હતો. આરનગાવથી નીકળ્યા ત્યારથી બાબા આખો વખત ઉપવાસ પર હતા, ને બે મહિના આમ ઉપવાસપરજ પ્રવાસ કરવાની ધારણા રાખી હતી. કવેટામાં મંડળીએ પણ ૨૪ થી ૩૨ કલાકનો ઉપવાસ કર્યો હતો.

## ગુજરાતમાં લાંબો પાયદળ પ્રવાસ

આ લાંબા પ્રવાસ માટેની સઘળી તૈયારી કરી, ૨૬ મી જુને કવેટાથી નીકળી પ્રથમ ટ્રેન રસ્તે અમદાવાદ આવ્યા, અને ત્યાંથી પાયદળ મુસાફરી ગુજરાતમાં શરૂ કીધી. દરેકને પોતપોતાનો બીસ્તરો ખાંધપર લેવાનો હતો અને જેઓ શરીરે વધુ તગડા અને તાકાતવંત હતા તેમને વધારાના બોજા તરીકે ચણા મમરાના થેલા પણ ખાંધપર લાધી લઇ ચાલવાનું હતું. દરેકને પોતપોતાના ધર્મના હિસાબે ઇશ્વરનું નામ મોટે સાદે બોલતા ચાલવાની આજ્ઞા હતી. હિંદુઓ "**રામ**," મુસ્લીમો "**અલ્લા**" અને પારસી–ઇરાનીઓ "**યઝદાન**"ના નામો લઇ ચાલતા. એક પાછળ બીજા એમ બબેની જોડમાં ચાલવા માટે સર્વની જગા પણ મુકરર કરવામાં આવી હતી. બાબા સઘળી ટોળકીના આગેવાન તરીકે આગળ ચાલતા હતા. આમ વિચીત્ર અવતારે પ્રવાસ કરતી આ ટોળકી અમદાવાદથી તા૦ ૧ લી જુલાઇએ બપોરે અઢી કલાકે નીકળી ગુજરાતના પ્રદેશમાં ચાલવા લાગી. સાંજના **બારેજા** ગામમાં આવી ત્યાંની ધર્મશાળામાં રાતવાસો કર્યો. બીજી સહવારે બામદાદ આગમચ ચાર વાગતામાં ત્યાંથી નીકળી આગળ વધ્યા, અને જેતલસર ગામે આવ્યા. ત્યાંથી મુસાફરીની ત્રાસદાયક હાડમારીઓનો ભાગ શરૂ થયો. ગરમીના દિવસોમાં રસ્તે તાપમાં ચાલતાં થાકથી સર્વની જીભ તરસે સુકાઇ જતી. પરંતુ રસ્તે નિર્મળ પાણીની નદીના કીનારા

આગળ જઇ, હાથ–મ્હોં ધોવા સિવાય એક ઘોટ પણ નહિ પીવાની બાબાની સખત મનાઇ હતી. એ હાલતે મુસાફરીમાં આગળ વધતાં સર્વના શું હાલ થયા હશે તે કલ્પી લેવું!

બાબાએ પ્રથમથીજ એક ધોરી રસ્તો (main Road) નક્કી કરી તે રસ્તેજ આગળ ચાલ્યા કરવાની સર્વને તાકીદ કરી હતી. છતાં રસ્તે કોઇ રાહદારી સાથ વાતચીત કરતાં મંડળીના માણસને તેણે એક ટુંકો રસ્તો સુચવ્યો. બાબા કાંઇજ બોલ્યા નહિ, પણ તે નવે રસ્તે જતાં વચમાંથી રાહ ચુકી જવાઇ! એટલે પેલા નવા ટુકકા રસ્તાનો તુકકો બધાને સજ્જડ ભારી પડી ગયો! કલાકો સુધી અહીંથી તહીં દોડતાં નાહક હયરાની થઇ ને સેવટે સખત ગરમી, ખોરાક પાણીની તંગી અને કોઇ કોઇના ખાંધે વજન લઇ ચાલતાં સઘળા થાકીને લોથ પોથ થઇ પડ્યા! તેમને રાહત આપવા થોડે રસ્તે ટ્રેનથી મુસાફરી કીધી અને તા૦ ૩ જીએ સહવારે **ભરૂચ** આવ્યા. અહીંથી ફરી પાયદળ પ્રવાસ શરૂ કર્યો. તેની સાથે નવી મુશ્કેલીઓ અને નવા અનુભવો પણ શરૂ થયા. નર્મદા નદી આળંગી, કિનારે જતાં તેઓ ચીકલમાં ફસી પડ્યા, અને એકાદ બે તો એ મુસીબતમાંથી બાબાની કૃપાથીજ મરતા મરતા બચ્યા! ત્યાં બાબાએ જે થોડાકોને માથે ફેઝ-કૅપ હતી તે સઘળી પાણીમાં ફેંકી દેવા કહ્યું, એટલે એકસરીખા માથે દુપેટા સહિત સઘળાઓને આગળ ચાલવા ફરમાવ્યું. સાંજ સુધીમાં લગભગ ૩૮ માઇલ ચાલી **અંકલેશ્વર** આવ્યા. ત્યાંથી બીજી સહવારે સકાળે નીકળી ટ્રેનમાં **સુરત** ગયા. અહીંથી આગળ પ્રવાસ પાછો પગ રસ્તે શરૂ કર્યો. આખા દિવસમાં ૨૪ માઇલનો લાંબો ટપ્પો પસાર કરી, સાંજ સુધીમાં નવસારી આવી પહોંચ્યા.

## નવસારી નગરીમાં એમના મુબારક કદમ!

આ દિવસો પર આખા ગુજરાતમાં ગામેગામ નાના છોકરાંઓ ગુમ થઇ જવાની બુમ ફેલાઇ રહી હતી! એટલે સ્વાભાવિક રીતે

આ જુદી જુદી જાતના અને વિચિત્ર દેખાવના મુસાફરોની ટોળકીને જોઇ ત્યાંના ઘણા લોક તાબરતોબ શક ખાઇ ગયાં! આ થાકથી પરેશાન થયલા પ્રવાસીઓની દિવસોની ઉગેલી દાઢી અને ધુળ-મટ્ટીથી ભરેલી કફની, અને માથે લપટેલા દુપેટા વિગેરેના પહેરવેશ સાથના તેમના વિચિત્ર અવતારના બીહામણા દેખાવથી લગાર ડરી જઇ, ત્યાંના લોકોએ આ પરદેશથી આવેલાઓનેજ કોઇ બચ્ચાંઓ ઉપાડી જનારી ટોળકી સમજી, દૂરથી ડધાઇને જોવા લાગ્યાં! એ બુમ પોલીસને કાને પડતાં ત્યાના ફોજદાર સાહેબ તપાસ કરવા તેઓના ઉતારાના મકાને આવ્યા. ગુજરાતના સાક્ષર અને નવસારી નગરીના જાણીતા શહેરી સ્વ૦ શેઠ સોરાબજી મ. દેશાઇને પણ એજ વેળા બાબાની પધરામણીની ખબર કોઇ જાણકાર તરફથી મળવે, તેઓ બાબાના દર્શન માટે "સોહરાબ બાગ" ના એમના ઉતારાના મકાને મળવા ગયા. તેમણે તો આવતાંવારજ બાબા સાહેબને ઓળખી લઇ, તુરત નમન કરી, દર્શન લીધાં. ફોજદાર અને સાથનાં પોલીસના માણસો તો આ દેખાવ જોઇ ડધાઇજ રહ્યા! દેશાઇજીએ ખુલાસો કરી દીધો કે એઓ તો એક મોટા સત્પુરૂપ **શ્રી મહેરબાબા** સાહેબ હતા. એટલે ફોજદાર તેમજ પોલીસના માણસો પણ માનથી બાબાને નમન કરી વિદાય થયા!

આ સઘળી ઘટના જેવી ઘડાઇ તેવીજ અત્રે ટુંકમાં વર્ણવી છે, જે ઉપરથી વાંચકવર્ગને તેમજ જનતાને ખ્યાલ જઇ શકશે કે ઇશ્વર–પ્રાપ્તિની ધગસ ધરાવનાર અભિલાષિઓને સદગુરૂ સહવાસ અને કસોટીમા હરતરેહની હાડમારીઓ ઉપરાંત આવી રૂસવાઇના પણ ચિત્રવિચીત્ર રંગઢંગો નીહાળવા પડે છે, એટલુંજ નહિ પણ તેનાથી જરાએ ડર્યા કે ડગમગ્યા વગર પોતાના ધ્યેય તરફજ ધ્યાન ધરી, ગુરૂ–આજ્ઞા આધીન રહી, તેઓએ દર્શાવેલા માર્ગે આગળ અને આગળ ચાલ્યા જવું પડે છે!

## બાબાના પવિત્ર પગલાંની બરકત!

દેશાઇજીનું આમંત્રણ સ્વિકારી બાબા એમના સ્ટેશન રોડ પરના મુકામે પધાર્યા અને પોતાના પવિત્ર પગલાંથી તે સાચા ભાવિક ભક્તનું મકાન પહેલીવાર પાવન કર્યું! સોરાબજીના એક વિધવા બહેન, જેઓ વરસોથી ખાટલા વશ હતાં, અને ડાકટર–દવાઇના વરસોના ઉપચારો છતાં બીલકુલ ચાલહાલ કરી શકતાં ન હતાં, તેમને માટે કહે છે કે બાબા શ્રી એમના મકાને પધારવાની ખબર સાંભળતાંજ ખુશાળીનાં માર્યાં તેઓ પલંગપરથી ઉઠી ઉભાં થયાં, ને જાણે તેજ ઘડીએ પોતાનું દુઃખ પખોરી નાખીને, પચીસેક વરસો બાદ, પહેલીજવાર પાછલા ખંડમાંથી **ચાલતાં** આગલા હોલમાં આવ્યાં, બાબાશ્રીને આવકાર આપી એમના દર્શનથી કૃતાર્થ થયાં. આ પ્રથમ દર્શનના અદ્દભુત મોજેજારૂપ અનુભવ આજે પણ એઓ પોતે તેમજ એ ભાવિક કુટુંબ અજાયબી અને **અહેસાન**ની લાગણી સાથ યાદ કરે છે. લગભગ પચીસ વરસની બીછાણા પરની માંદગીનો જાણે એકાએક છેડો આવ્યો, અને એ બાઇ ત્યાર પછી તો ઘરમાં ફરતાં હરતાં થઇ ગયાં છે! "જૈસા ભાવ, તૈસા અનુભાવ!! પેહલે નમસ્કાર, પછી ચમત્કાર!!"

## મુંબઇથી સાકોરી પગ રસ્તે.

નવસારીથી બાબા અને પારટી નાસીક થઇ આરનગાંવ, (અહમદનર) પાછા ફર્યા, અહીં થોડા દિવસ રહીને પુના, લોનાવલાની મુલાકાત લઇ મુંબઇ ગયા, જ્યાં દાદર ખાતે ઇરાની મેનશન નાં૦ ૬ માં આવી રહ્યા. અહી છ અઠવાડયાં એકાંતમાં રહી તા૦ ૧૯ મી ઑકટોબરે બાબા પોતાની મંડળી સાથ ફરી એકવાર સાકોરી તરફ પાયદળ પ્રવાસે નીકળ્યા. આ વેળા સઘળાના સામાન માટે એક ખટારો સાથે રાખ્યો હતો. અગ્યાર દિવસે તેઓ સાકોરીથી

દશ માઇલ છેટે **બાબ્લેશ્વર** આવી પહોંચ્યા. અહિં બાબાએ પોતાની સાથે એકજ જણાને રાખી, બાકીનાઓને શ્રી ઉપાસની મહારાજના દર્શનાર્થે મોકલાવ્યા. બીજે દિવસે સહવારે તેઓ બાબ્લેશ્વરથી નીકળી બપોર સુધીમાં સાકોરી પુગી ગયા. એ દિવસે બાબાની આજ્ઞાથી સર્વેએ ઉપવાસ રાખ્યો હતો. મહારાજનાં દર્શન લઇ તેઓ તેજ સાંજરે બાબ્લેશ્વર પાછા ફર્યા.

## ચાલુ પ્રવાસ—ઉપવાસ—એકાંતવાસ!!!

સાકોરીથી ઉપડેલી પારટી અહમદનગર આવી, જ્યાં તેઓએ "ખુશરૂ-ક્વાર્ટર્સ" માં મુકામ કર્યો. અહિં આવી બાબાએ ઇરાનના પ્રવાસ માટેનો ઇરાદો જાહેર કીધો અને તે માટે ફેબ્રુઆરીમાં પોતાની સાથે અગ્યાર જણાને લઇ નીકળવાનું નક્કી કર્યું. તે માટે પાસપોર્ટ વીગેરેની ગોઠવણ કરવા માટેની આજ્ઞા અમુક મેમ્બરોને આપવામાં આવી. એ ગોઠવણ મુજબ સઘળા કરાંચી ઉપડી ગયા અને ૧૪ મી નવેમ્બરે ત્યાં આવી રહ્યા. એકજ અઠવાડયાંમાં કરાંચીથી ઉપડી મુંબઇ આવ્યા, અને પોતાની સાથે ફક્ત બેજ જણાને લઇ લોનાવલા નજદીકમાં બે મહિના એકાંતવાસ રહેવાનો ઇરાદો જણાવ્યો. એ મુદત દરમ્યાન બાબા કડક **ઉપવાસ** પર હતા. પ્રથમ દર બે દિવસે એટલે ૪૮ કલાકમાં ૩૨ કલાક ઉપવાસ કરતા હતા, જે પાછળથી વધારી ૪૦ કલાક કર્યા, અને દર બે દિવસે નક્કી કરેલા ૮ યા ૬ કલાક દરમ્યાન ખોરાક પણ માત્ર પ્રવાહિજ લેતા—ચાહ, કોફી, દુધ, યા ફ્રુટનો રસ!

## ઇરાનનો પ્રથમ પ્રવાસ

તા૦ ૨૨ મી ફેબ્રુઆરી ૧૯૨૪ ને દીને પોતાની સાથે આઠ શિષ્યોને લઇ, બાબા મુંબઇ બંદરેથી ઇરાનના પ્રવાસે નીકળ્યા. બુશાયર ઉતર્યા બાદ પોતાની સાથના ફક્ત બે જણાને ઇરાનના અંદરના ભાગમાં જવાની આજ્ઞા આપી, તેઓએ તુરતજ એક

માલ લઇ જનારી કારગો–બોટ **"બરજોરા"** માં પેસેજ નોંધાવી. બાબા સૌથી નીચલા વર્ગમાંજ પ્રવાસ કરતા હોવાથી આ સ્ટીમરપર પણ ઉઘાડી ડૅક ઉપર પ્રવાસ કર્યો હતો. આવી એક નાની સામાન ભરવાની બોટમાં નીચલા વર્ગના મુસાફરોની સંગાથમાં, આસપાસમાં મેઢાં–બકરાં, ઘોડા, ખચ્ચર, મરઘાં બટકાં વીગેરેના ગડબડ, ઘાણ અને નાક ફાડી નાખનારા સોડમ વચ્ચે, અને જ્યાં ખાય ત્યાંજ ધમસાણ કરનારા અજ્ઞાન, અણઘડ અને ફુવડ લોકોની વચ્ચેજ દિવસો પર્યંત વસી પ્રવાસ કર્યો હતો. વળી ત્યાં પણ એમનો પ્રભાવશાળી ચ્હેરો અને તેજસ્વી આંખ્યોના નૂર નિહાળી સર્વ કોઇ અચરત રહેતાં, અને કોઇ અદ્દભુત આકર્ષણથી ટગરટગર ટીકયાજ કરતાં! પરંતુ એમની ઓળખ કોઇને પણ નહિ આપવાની આજ્ઞાને કારણે કોઇ એમના મુબારક નામથી પિછાણી શકતું નહિ, છતાં કોઇ અજબ આકર્ષણ ઘણાને રહેતું અને તેઓ ચાલુ એમને જોયાજ કરતા!

## કબીર સાહેબની દરગાહપર ગરીબોને જમણ

માર્ચના બીજા અઠવાડયામાં તેઓ કરાંચી આવી પૂગ્યા. અહિંથી **નેપાલ** જવાનું નક્કી કર્યું. પણ ઓળખ તો આપવી નહિ, એટલે રક્ષૉલ સ્ટેશનથી પરવાનગી મેળવતાં મુશ્કેલી નડવે એ મુલાકાત રદ કરી, કાશીથી ૭ મંજલ ઉપર આવેલા **મઘહર** ખાતે **કબીર** સાહેબની દરઘાહ પર જવાનું ઠરાવ્યું. ત્યાં આશરે પચાસ ગોર–ગરીબોને જમાડવામાં આવ્યા, તેમજ ઇરાનના વપરાસ માટે રાખેલો સઘળો સીધો પણ ગરીબ–ગરજાઉઓમાં વહેંચી આપવામાં આવ્યો. આ કબીર સાહેબની દરગાહની અતરાફમાં રહેતા સાધુઓ ચાલુ એક-મેકની ગીબત કરતા હતા. એક બીજાને "ભોગી" કહેતો, તો તે વળી સામાને "વેષધારી યા ઢોંગી" કહેતો કે તે સન્યાસ ધારણ કરી સ્ત્રીઓના મોહમાં ફસ્યો છે! અનેકવાર આ સઘળી તેઓની અંદર–અંદરની ભાંજગડ સાંભળી બાબાએ

એકવાર તેઓને ભેગા કરી, "**સાધુ જીવનનાં લક્ષણો**" સમજાવી એક મનનીય ઉપદેશ આપ્યો કે "આમ જાહેરમાં સાધુનો વેષ ધરી, અંતરમાં આવી હલકી વાસનાઓ અને નિષ્ઠા રાખી આડી ચાલ ચલાવવી, એ આધ્યાત્મિક દ્રષ્ટિથી ઘણુંજ નામોશીભર્યું તેમજ નુકસાનકારક છે ! વાસ્તે અંદર-બાહેર એકજ વૃત્તિ રાખી, જીવનનું સાર્થક કરી લેવું, એજ ખરૂં કર્તવ્ય સમજવું જોઇએ ! —"

અહિંથી બાબા અને સાથની ટોળી **કાનપુર** આવી. સઘળાને છુટા પડવાનો હુકમ આપી બાબા એકલાજ રહ્યા, અને પોતાનું કાંઇ કાર્ય પૂરૂં કરી માર્ચની આખરીએ એકલાજ પ્રવાસ કરતા આરનગાંવ આવ્યા.

## પાછા આરનગાંવ !

માર્ચ ૧૯૨૪ માં ફરી થોડી મંડળીને ભેગી કરી આરનગામ મુકામ કર્યો. અહિં ત્રણ મહિનાની ટુંક મુદત દરમ્યાન મંડળીએ તદન સાદા ખોરાક, સખત કામ અને કડક નિયમોથી ભર્યું એકાંત જીવન ગુજાર્યું. બાબાની કામગીરી અને મંડળીની કેળવણીનો તે એક નિરાળોજ પ્રકાર હતો.

## ઘમેલા યોગ !

૧૯૨૪ માં બાબા મહેરાબાદ આવી રહ્યા, ત્યારે છેલ્લી લડાઇ વેળા અહીં જે કેમ્પ હતી તેના જુના બાંધકામોના વરસોના પડી રહેલાં ખંડીયેરો તોડી જગા રહેવા લાયક બનાવવા અર્થે બાહેરથી ભાડુતી કુલીઓ લાવી સમું કરવાને બદલે એ કામ મંડળીને હાથજ કરાવ્યું. તે કામ માટે પાવડા, તીકમ, કોદાળી વિગેરે સાથ ભેગી થયેલી માટી પત્થર વિગેરે એક જગેથી ઉંચકી બીજી જગે ભરણી કરવા સારૂ ચાલુ "ઘમેલા" ઓનો ઉપયોગ કરવો પડતો — ને તે ઘમેલાઓમાં માટી, પત્થર વિગેર લાવ-લઇજા કરવા માટે મંડળીના ઘણા માણસો કામે લાગ્યા હતા. તે ઉપરથી એ વખતના જીવનને

"ઘમેલા યોગ" તરીકે મંડળી પીછાણતી આવી છે. આટલી સખત મજુરીનું કામ કરીને ખોરાક પણ તદન સાદો — સવાર-બપોર કુમરી (દુધ વગરની) ચાહ, બપોરે દાળ-ચાવલ અને રાત્રે ઉલગા (એક પ્રકારની મસુરની દાળ જેવી) ભાજી, જેમાં બીલકુલ ટેસ્ટજ નહિ, અને માત્ર નામના બે ચાર દાણાજ ભાજીના — બાકી તો બધું પાણીમાં દોડતું "દોહચાણ!"

અઠવાડયામાં એકવાર ગુરૂવારે દુધની ચાહ સાથ બાબાના ઉપદેશ, એટલે ગુરૂવાર એ હમારો જાણે તહેવારનો દીન લેખાય! એ સઘળી કસોટીનું જીવન પણ મંડળીએ ઉલટથીજ ગુજાર્યું — એ પણ ગુરૂ કૃપાનાજ પ્રતાપ! ગુરૂની ઇચ્છા અને કૃપા વિના તેની હાજરીમાં કોઇ અડઘો કલાક ઉભો ન રહી શકે, પછી ભલેને તે વરસોથી તપસ્વી, યા પુજારી હોય! આનો એક જાણવાજોગ દાખલો એક દિવસે બન્યો તે અત્રે વર્ણવેલો વ્યર્થ જશે નહી.

## સન્યાસ બડા કે સહવાસ!

એક દિવસ એક કોઇ સન્યાસી જેવો શખ્સ ભગવા કફની ઘાલી માથે જટા, તેમજ મોઢે-માથે ભભુત લગાડી, હાથમાં શંખ અને ચીપ્યાના સાજ સહિત મેહેરાબાદ આવી ચડયો, અને ગુરૂ દર્શન અર્થે બાબા આગળ આવ્યો. ત્યારે બાબાએ સહજ વાત વાતમાં તેને પુછ્યું કે તે કોણ હતો, કયાંથી આવ્યો, કયાં જવાનો વિગેરે. તે સાધુએ કાંઇ તોર અને તકોબરીથી પોતે હિંદની જે જે જગાઓએ ફરી આવ્યો હતો તે બધાંના નામો મોટે મોહડે દીધાં અને તેમાં કાંઇ મગરૂરી માનવા લાગ્યો. તેનું અભીમાન તોડવા બાબાએ તેને સવાલો પુછવા ચાલુજ રાખ્યા, યાને જયારે તે પોતે જે જગાંઓએ ફરી તીર્થ-યાત્રા કરી આવ્યો હતો તે જગાઓના નામો દઇ રહ્યો — ત્યારે બાબાએ આસ્તે રહીને વળતો સવાલ કર્યો કે "ફીર"?

સન૦—"ફીર કહાં?—યહાં આયા ઔર આપકા ભી દર્શન હુવા!"
બાબા—"ફીર"?
સન૦—"ફીર યહાંસે ગીરનાર જાયેંગે."
બાબા—"ફીર?"
સન૦—"ઔર આગે બડકે આબુકા પહાડ પર ફીરેંગે!"
બાબા—"ફીર?"
સન૦—"આગે બઢેંગે, તીર્થ યાત્રા કરતે હી રેંગે!"
બાબા—"ફીર?"
સન૦—"ફીર કયા? વયસાહીજ ફીરતે રહેંગે!"
બાબા—"કબતક અયસે ફીરતે રહેંગે?
સન૦—"જબતક કે ગુરૂ મીલ જાયે! એક દીન ગુરૂ કૃપા હો જાયેગી, તો બેડા પાર!
બાબા—કબ?
સન૦—હમારા મુકદ્દરમે હોગા જબ!
બાબા—સબકા મુકદ્દરમે તો યેહી લીખા હય કે ઇશ્વરકા દર્શન અનુભવ હો જાય! લેકીન કોઇ સમજતા નહી. સબ અપની ચલાતા હય!
સન૦—તો ફીર કયા કરે?
બાબા—ગુરૂ કરના!
સન૦—કોઇ મીલતા નહી અયસા. કોઇ દીખતા હી નહી!
બાબા—વો તુમ્હારી આંખકી કસુર હાય. ગુરૂ હર જા હય. ઢુંડના ચાહીયે.
સન૦—હમ તો તૈયાર હય.
બાબા—હમ તુમકો ઇશ્વર-દર્શન કરવાયેંગે. મગર હમ બોલે વયસા કરોગે?

ઇશ્વર-દર્શનની આશાથી પેલો સન્યાસી એકદમ હુકકીમાં આવી તૈયાર થઇ ગયો! બાબાએ પ્રથમ તેને એક

ઝાડ તળે બેસવા કહ્યું. તે મુજબ તે જઇને બેઠો તો ખરો, પણ અડધા કલાક બાદ મંડળીને ઉપદેશ કરતાં કરતાં બાબાએ કોઇને જઇને જોવા મોકલ્યો, તો સન્યાસી ગુમ થયલો જણાયો! એ ઉપરથી બાબાએ મંડળીને ઉપદેશ કર્યો કે "ભગવા કપડાં પહેરી સન્યાસ લેવો સહેલ છે. પણ ગુરૂ મળવો બહુ મુશ્કેલ છે. ગુરૂને શરણાગત આવવું એથી પણ મુશ્કેલ છે. ગુરૂની આજ્ઞાનુસાર જીવન ગુજારવું સૌથી મુશ્કેલ છે. તે ગુરૂ કૃપા વિના થઇ શકતું નથી! આ સન્યાસીનો દાખલો જુવો. તે સન્યાસ લઇ પગે ચાલતો, ટાઢ તડકો વેઠતો, હાડમાર થતો વરસોથી ફરી રહ્યો છે. કંઇ સંખ્યાબંધ પવિત્ર સ્થળોએ તિર્થ-યાત્રાએ ફરી આવ્યો છે, ને વરસો સુધીબી ફરશે — પણ જ્યાં સુધી ગુરૂ મળે નહિ ત્યાં સુધી આયજ હાલ! બસ મોઢે માથે ભભુત લગાડી દોડયાજ કરવાનું! કોઇ એવા મહાત્માના સમાગમમાં આવે, તો બી એને સારૂં સુઝેજ નહિ અને મ્હો આગળ ધરેલો પ્યાલો પણ ફેંકી દે! અહીં ફકત એને ઝાડ તળે એકલો બેસી રહેવા કહ્યું, પણ અડધો કલાક બી ટકયો નહિ, ને ચાલ્યો ગયો! ગુરૂ-કૃપા વગર મુશ્કીલ છે! અને ગુરૂ-કૃપા કંઇ સહેલ થતી નથી! તેને માટે જન્મો-જન્મની તૈયારી જોઇયે, લાયકાત જોઇયે! તેથી જેઓ ગુરૂના અંગત સહવાસમાં વસી રહ્યા છે-તે ખરા નસીબદારો છે!—"

આ અને બીજા એવાજ બહારથી આવી બાબાના સહવાસમાં થોડી મુદત રહી ચાલી ગયલા દાખલાઓ ઉપરથી એમના શિષ્ય મંડળની ખાતર જમા થઇ ગઇ છે કે ગુરૂની મરજી અને કૃપા વગર એક કલાક પણ એમની નજદીક વસવું મુશ્કીલ છે, અને

જેઓ સર્વસ્વ ત્યજીને આવી હાડમારી વચ્ચે પણ એમની સાથ અને સહવાસમાં વસી રહ્યા છે તેનું મુખ્ય કારણ ગુરૂ-કૃપાનુંજ છે. વળી આવી કડક તરબીયત હેઠળનાં મુશ્કેલ જીવન વચ્ચે દીલને બહેલાવનાર તે બાબાની અલૌકિક વાતો અને તેટલાજ મનનિય ઉપદેશો હતા, જે દીનભરની રંજથી નસીસ થયલા જીવોને નવીનજ ચેતન બક્ષી, તેઓનાં જીવનને રસમય બનાવતા. એ માંહેલા એકાદ-બે અહિં ટુંકમાં રજુ કરૂં છું—

## પર્માત્માનો સાચો પ્રેમી!

જે પ્રમાણે રેતીના રણમાં મુસાફરી કરતો આદમી સૂર્યનાં તપતા તપોટામાં તરસ લાગવે, લાખોની કિંમતના હિરા મોતી કરતાંએ વધુ ફકત પાણીનીજ તલબ કરે છે, તેજ મીસાલ ખુદાના સાચા આશકને ખુદા રીવાય બીજી સર્વ વસ્તુ નિર્જીવ, નકામીજ લાગે છે. એક સાચા પ્રેમીને ફકત પર્માત્મા સિવાય નામ, કીર્તિ, પૈસો કશાની પરવા રહેતી નથી. જેને ખુદા-પર્માત્મા માટે આવી તલબ નથી, તેનું જીવનજ બળ્યું! તે માયાના પાશમાં લપટાઇ, હરદમ સ્વાર્થ સાધતો રહી, સંસ્કાર-બંધનમાં સપડાતોજ જાય છે. એકજ પરમેશ્વરની સત્ય હસ્તિ સિવાય અન્ય સઘળું અનિત્ય, સ્વપ્નવિ, માયાવિ અને ક્ષણિક છે. તે અનંત હસ્તિને પિછાણવા, પામવા માટેજ મનુષ્ય અવતાર નિર્માણ થયો છે. જીવનનું તેજ ધ્યેય છે. તે ધ્યેય તરફજ ધ્યાન ધરી ખુદાના સાચા આશક બનો!

## પરમ સુખ યાને પરમાનંદ!

એકવાર ચાર શિષ્યોને લઇ બાબા નગર નજદીકની "હૅપી વૅલી" ના ટુંક પ્રવાસે ગયા. તે ઇતિહાસીક પ્રદેશ અને "આનંદી ટેકડી" નાં શાંત, એકાંત અને શુદ્ધ વાતાવરણમાં આનંદની કોઇ લ્હેરમાં બાબાએ એજ **"અનંત આનંદ"** ના વિષય ઉપર વાત ચલાવી—

પરબ્રહ્મની તે પૂર્ણ હાલતના પરમ-આનંદનો માત્ર એક લેશભાર પણ ખ્યાલ તમને થાય તો સારી દુન્યાભરનું સુખ તેની આગળ તુચ્છ લાગે! તે અખંડ આનંદની લ્હેરમાં તમો એકવાર લવલીન થઇ ગયા કે પ્રત્યેક વિષય યા વસ્તુમાં તમને આનંદ સિવાય બીજું કશું દિસશેજ નહિ! પ્રત્યેક પદાર્થ પણ તમને નિરાળોજ દીસશે, તમને પરમતત્વ, સત્યનું ભાન કરાવશે!! જેથી તમને સત્યનું જ્ઞાન થશે!!! તમામ સૃષ્ટિ હાલ જે સર્વને આફત અને સંકટથી ભરેલી દીસે છે તે તમને નૈસર્ગીક સ્વર્ગના અલૌકિક સુખનો અનુભવ આપશે!

## સદ્ગુરૂ અને તેમનું સર્કલ

### સાક્ષાત્કાર અને કર્તવ્યનો વારસો!

સદ્ગુરૂઓનું સામાન્ય કર્તવ્ય જનતાને આત્મ માર્ગે આગળ વધારવાનું છે. તેનું ખાસ કર્તવ્ય પોતાના ખાસ "સર્કલ" યાને અંગત શિષ્ય-મંડળને તૈયાર કરવાનું છે. એ ખાસ સર્કલ હંમેશ **બાર** શિષ્યોનું રહે છે. એ બાર માહે **એકને** તે પોતાના કર્તવ્યનો હવાલો સોંપી, તેને **"મુખત્યાર"** (chargeman) બનાવે છે. તે **એકનેજ** તે પોતાના જેવો બનાવે છે. તેનેજ તે સઘળો અધિકાર સોંપી જાય છે. તેજ તેનો એકલો વારેસ લેખાય છે. આ વારેસ પોતાને વારસામાં મળેલો દૈવિક અધિકાર પોતાની સાથના બાર ખાસ ચુંટી કાઢેલા મંડળના દરેક સભ્યને વહેંચી આપે છે. આ અલૌકિક આત્મિક ખજાના અને અધિકારની વહેંચણી માટે અમુક મુદત અને વખત આગમચથીજ નિર્માણ કરવામાં આવેલો હોય છે. તે વેળાએજ તે વ્હેંચાય છે. આ અલૌકિક ખજાનો તે **સાક્ષાત્કાર,** યાને ઇશ્વર-દર્શન (God-realization) કહેવાય છે, અને તે સર્વ માટે સમાન છે. તે માહે કશો ફરક યા કમી-જાસ્તી જેવું કશું હોતું નથી. પરંતુ એ ઇશ્વરના દર્શન, ભાન અને અનુભવ સાથની સત્તા અને બીજા ઓહોદામાં

કહીયે તો **અધિકાર** અલગ અલગ અને કમી–જાસ્તી રહે છે. મંડળના પ્રત્યેક સભાસદના સરકલ માહેલા દરજ્જાના આધારે તેમજ એ અલૌકિક "ઇશ્વર–અનુભવ" પ્રાપ્ત થવા આગમચની પ્રત્યેક સભાસદની જાતિ સહનશક્તિના હિસાબે એ અધિકાર અને સત્તા કમી–જાસ્તી રહે છે. આ સઘળો વારસા–હિસ્સાનો ખેલ ખતમ થવા બાદ, સદગુરૂ અને તેનો ખાસ વારસ મુખત્યાર દેહ–ત્યાગ કરે છે. કોઇક વાર સદગુરૂ પોતાનું આ કર્તવ્ય ખતમ થવા બાદ અંતરથી દેહ–અવસાન પામવા છતાં બાહ્ય શરીર સાચવી રાખે છે; યાને તેની કામગીરી પુરી થાય છે તોપણ શરીર તો જીવંત રહે છે. કોઇક દાખલાઓમાં આમ અંતર–અવસાન થવા આગમચ બાહ્ય શરીર પડી જાય છે. આ દૈવિક ખજાનાની વહેંચણી વાસ્તવિક રીતે જોતાં તો ખાસ મુખત્યાર યાને "ચાર્જમેન" ની આંતરિક ફરજોની વહેંચણી છે, જે મંડળ અથવા "સર્કલ" ના પ્રત્યેક સભ્યને વહેંચી આપવાથી, તે મુખત્યાર પોતાની ફરજમાંથી મુકત થાય છે.

હાંસલે મતલબ — સદગુરૂના 'સર્કલ'ના ખાસ અનુયાયીઓને અલૌકિક ઇશ્વર–અનુભવ એટલે સાક્ષાત્કાર થયા બાદ દરેકને અમુક ફરજો પણ નિર્માણ થાય છે. તે પરમ–પદ યાને ઉંચ દૈવિક અવસ્થાનાં પૂર્ણ જ્ઞાન, અગાધ શક્તિ અને આનંદ વડે તેઓ આ તેમને નિર્માણ થયલી ફરજો ગમે એવાં કષ્ટો માથે વ્હોરી લઇને પણ બજાવી શકે છે.

× × × ×

**બાબાના એકાંતવાસ માટેની ખાસ ખોલી–"અગ્ર-કુટિ"**

બાબાની આજ્ઞાથી એમને એકાંતવાસે રહેવા અર્થે એક ખાસ નાની ખોલી તૈયાર કરવામાં આવી. તા૦ ૭ મી મેએ બાબા આ ખોલી અંદર એકાંતવાસ માટે દાખલ થયા, અને એક અઠવાડ્યું અંદરજ રહેઠાણ રાખ્યું. દરમ્યાન એઓ ઉપવાસ પરજ હતા અને

માત્ર પ્રવાહિ, ચાહ, દહિં અને દાળનું પાણીજ લેતા. સાત દિવસે બહાર આવ્યા બાદ, થોડું દાળ-ભાતનું ભોજન કર્યું અને "**સત્યના દર્શન**" ઉપર ઉપદેશ આપ્યો. થોડા દિવસ બાદ એઓ ફરી તે ખોલીમાં દાખલ થયા અને પાંચ દિવસ તે માહે એકાંતવાસે રહ્યા. મે–ની આખરીએ મુંબઇ રસ્તે કવેટા જવા માટેની ગોઠવણ થઇ અને સઘળી મંડળી તા૦ ૨ જી જુને આરનગાંવ છોડી ગઇ.

## કવેટામાં "નરવસ" નું મરણ! બાબાની વિચિત્ર આજ્ઞા!!

કવેટામાં મંડળીનો એક સભાસદ – જે "નરવસ" ના નામથી ઓળખાતો હતો, તે "ટાઇફોઇડ" તાવથી પટકાયો. બીમારીએ ગંભીર રૂપ લીધું. બાબા રોજ તેની દવા-પાણી અને માવજત માટેની દરેક રીતની કાળજી કરતા હતા. પણ પહેલાંથીજ બધાને ચેતવી દીધું હતું કે "રૂપ્યો ખોટો" હતો. છતાં તેની સારવાર માટે દરેક ચાંપતા ઉપાય લેવાની મંડળીને ખાસ તાકીદ કરી હતી, અને સાથે સાથે તે ગુજર પામે ત્યારે તેને કયાં ઠેકાણે પાડવો તે માટે ત્યાંની પારસી "આરામગાહ" માં જઇ, જગા પણ નકિક કરી, મંડળીને બતાવી હતી. ઉપરાંત એ પણ આજ્ઞા ખાસ આપી હતી કે 'નરવસ' ને અવ્વલમંજલ પહોંચાડવા બાદ તુરત મંડળીએ સીનેમામાં પીકચર જોવા જવું!

બાબાની આ આજ્ઞાઓ માહે બે મુખ્ય વાતો ખુલ્લી જાહેર થાય છે. એક તો એકે એઓ અગમ-નિગમનું જાણનાર છે, જેને આધારે "નરવસ' નાં મરણની વાત નકિક જાણીને એઓ પોતે "આરામગાહ" માં જઇ, જગા પણ નકિક કરી આવ્યા હતા. તેને અવ્વલ મંજલ પહોંચાડવા બાદ તુરત સીનેમા શોમાં જવાની આજ્ઞા ફરમાવવાનો હેતુ પણ એજ હતો કે, **મોતનો** આ બનાવ, જેને દુનિયા કોઇ કરૂણ યાને શોકકારક આફત માની લઇ આહો–ઝારી

અને ગમગુસારી કરે છે, તે તો પ્રગતિ-માર્ગમાં એ
અગત્યનું પગથિયું છે, જન્મ-મરણના ફેરામાં એક અનિવાય
બનાવ છે, જેને કોઇ મહા આફત યા સિતમ માની લઇ
માટે આહ-અફસોસ કરવો એ અજ્ઞાનપણું અને મુર્ખાઇ છે
પોતાને હસ્તકની મંડળી પણ આ બનાવથી બરપા થતી સ્વાભાવિ
ગમગીની જેમ બને એમ જલ્દી ભૂલી જાય તેના રામબાણ ઇલાજ
લેખે મનને બીજીજ દીશાએ દોરવી, તેને આનંદ આપનારા સાધનમ
ગુંતાવી દેવા અર્થેજ આ આજ્ઞા ખાસ આપવામાં આવી હતી
જીવન-મરણના ભેદનો ઉકેલ કરી ચુકેલા અને અનંત હસ્તિમ
જઇ વસેલા પૂર્ણ-જ્ઞાની મહાત્માઓની રાહ-રીતી એવીજ હોય
છે! તેની વિચિત્રતામાંજ વિલક્ષણતા સમાયલી હોય છે!

આ આજ્ઞા આપી બાબા કરાંચી જવા ઉપડી ગયા. બાદ એમના કહેવા મુજબ 'નરવસ' થોડાજ દીવસમાં ગુજર પામ્યો અને બાબાની દેખાડેલી જગાએજ તેમને અવ્વલ-મંજલ પહોંચાડી, મંડળીના માણસો તુરત સીનેમા શો જોઇ આવ્યા, અને ત્યાંથી ઉપડી કરાંચીમાં બાબાને આવી મળ્યા. જુલાઇની આખરીએ બાબા અને મંડળી મુંબઇ આવ્યા.

# પ્રકરણ અગીયારમું

## મેહેરબાબાની જગ-ઉદ્ધાર અર્થેની જન-સેવાનું પ્રથમ સ્થાનક

## મેહેરાબાદ !

હિંદ મધ્યે દખ્ખણમાં અહમદનગર જીલ્લાની રાજધાની શહેર અહમદનગરની દક્ષિણ-પશ્ચિમે આશરે ૩-૪ માઇલ દુર "આરનગાંવ" નામે એક નાનું ગરીબ ગામડિયા અને ખેડુતોથી વસાયલું ગામ છે. આ આરનગામ જમીનથી સહેજ ઉંચી સપાટી પર છે, અને ત્યાંની આબોહવા ઉત્તમ છે. અહિં નજદીકમાંજ એક નાનું સુખવાસી સંસ્થાન સ્થપાયું છે, જેને મહેરબાબા સાહેબના મુબારક નામ ઉપરથી "**મેહેર-આબાદ**"ના નામથી એમના ભાવિકો ઓળખે છે. અહીં ન્યાતજાતના કોઇ પણ તફાવત વગર, પારસી, ઇરાની, હિંદુ, મુસલમાન સર્વ કોમોના સભ્યો આ સુંદર સંસ્થાનના સ્થાપક સદગુરૂ **મેહેરબાબા** સાહેબના સાથ્થા, સહવાસ, અને આજ્ઞા હેઠળ આજ વરસોથી જન-સેવા બજાવી રહ્યા છે. અહીં હજારો ભાવિકો પરમ પૂજ્ય મહેરબાબા સાહેબના પવિત્ર દર્શનાર્થે ચાલુ આવતા રહ્યા છે, તેમના આશિષ લઇ વિદાય થયા છે, અને ઘણાકો પોતાનાં દિલની આશા ફળીભુત થયલી જોવા નસીબવંત નિવડયા છે.

### આર્ય લોકની તપોભૂમિ

આ આરનગાંવ અને તેની આસપાસનો પ્રદેશ પ્રાચિન કાળમાં આર્ય લોકોની મોટી તપોભૂમિ ગણાતી હતી, એવું ભાવિક લોકો કહે છે. તેની ખરી પુરાણી તવારિખ મળી શકતી નથી, છતાં હાલ અત્રે જણાવેલી બે ચાર દંતકથાઓની સચ્ચાઇ ઉપરથી ઉપલાં અનુમાન વિષે શક લાવવાનું કશું કારણ રહેતું નથી.

૯૪

## શ્રી વિઠોબાની મૂર્તિ

આરનગામ મધ્યે શ્રી વિઠ્ઠલનું એક મંદિર છે. એવું કહેવામાં આવે છે કે શ્રી પંઢરપુરમાં જે વિઠોબા નામના અવતાર થઇ ગયા છે, તેઓ શ્રીની મૂર્તિ અતરે પણ છે, અને આ પ્રદેશને શ્રી વિઠોબાના ભાવિકો **નાની પંઢરપુર** તરીકે પિછાણી, તે માટે માન અને પ્રેમ ધરાવે છે.

### ભગવત બુવાજી બુવા

અત્રે આસરે બસો વરસની વાત ઉપર ભગવત બુવાજી બુવા નામના એક સત્પુરૂષ થઇ ગયા છે. તેમના સંબંધમાં એવી વાત સમજાયલી છે કે એકવાર જ્યારે એઓ અત્રેના શ્રી વિઠ્ઠલના મંદિરમાં કિર્તન કરતા હતા, તે વેળા એકાએક તે કિર્તનની અધવચ્ચે અટકી જઇ, પોતાના બંને હાથોની હથેલી એકેક પર મૂકી મસળવા લાગ્યા. કિર્તન સમજનારી હાજર રહેલી મંડળીના માણસોએ એકાએક આવી વિચિત્ર વલાણ વિષે એમને સવાલ કર્યો, ત્યારે એઓએ જવાબ દીધો કે "પંઢરપુરમાં શ્રી વિઠોબાના મંદિરના સભા–મંડપમાં આગ લાગી છે, તે હું–હાથે મસળીને–બુઝાવી રહ્યો છું!" અજબ જેવું એ કે એકાદ બળતી ચીજ આપણે હાથમાં લઇને મસળીને બુજાવતી વખતે જેમ આપણા હાથ પર કાળા મેસના ડાઘા પડે તે મીસાલ એમની બંને હાથોની હથેલીમાં કાળા ડાઘા પડ્યા હતા, તો જો કે એમના હાથમાં તો કશું પણ ન હતું! એથી પણ વધારે અજબ જેવું–બલ્કે ચમત્કારિક–તો એ હતું કે આ બાબતની ખાત્રી કરવા લોકોએ પંઢરપુર, જે ત્યાંથી આશરે સવાસો માઇલ દૂર છે, ત્યાંથી ખબર કઢાવી તો માલમ પડયું કે ત્યાંના સભા–મંડપમાં એઓનાં કહેવા મુજબ ખરેખર તેજ વખતે આગ લાગી હતી અને વળી તે હાથ મસળતાં વાર લાગે એટલીજ ટૂંક મુદ્દતમાં બુઝાઇ પણ ગઇ હતી! આ

બુવાજીની સમાધિ આરનગામમાં શ્રી વિઠોબાની મૂર્તિના ચરણ આગળ રાખવામાં આવી છે. આ સત્પુરૂષે **જીવતાં જીવત સમાધિ** લીધી હતી એમ એઓના હાલના પુજારીઓ કહે છે.

## એક બીજા સત્પુરૂષ—હઝરત મૌલા

અહિં એક બીજા પણ સત્પુરૂષ નામે **હઝરત મૌલાના શમસુદ્દીન ચીશ્તી-ચાર સાબીરીયા** ઉર્ફે **મૌલા** થઇ ગયા છે. આ મુસલમીન સત્પુરૂષ માટે કહેવામાં આવે છે કે મેહેરબાબા સાહેબ આરનગાંવ નજીક આવી રહેવાની માત્ર ત્રણ–ચાર વરસ આગમચ તો એઓ અહમદનગરમાંજ હતા, પરંતુ કોઇ પણ રીતની પ્રસિદ્ધિ કિંવા જાહેરાત તેમને બીલકુલ પસંદ ન હોવાથી તેઓ બનતી કોશેષે દુનિયવિ ગડબડથી દૂરજ રહ્યા હતા, બલ્કે જાહેરમાં જણાયાજ નહિ. તેથીજ પોતે અહમદનગરમાં હોવા છતાં, ત્યાંનું પુષ્કળ લોક તેમની હસ્તિ વટીકથી બીલકુલ બે–ખબર, બલ્કે અજ્ઞાન હતું. જે થોડાઓને એઓ સાથ સમાગમ અને એમની અંગત માહિતી હતી, તેમની તરફથી મેળવેલી ખબર મુજબ આ પવિત્ર સત્પુરૂષના આચાર–વિચાર, તેમની રહેણીકરણી તેમજ ઇશ્વરભક્તિ ઇત્યાદી બહુ ઉંચ્ચ દરજ્જેનાં હતાં એમ જણાય છે. એઓ કોઇની પાસ કશું પણ સ્વિકારતા ન હતા.

## આવતા બનાવની એક ચમત્કારિક આગાહી!

એક દિવસ હઝરત સાહેબ ફરતા ફરતા આરનગાંવની પૂર્વ દિશાએ બે ત્રણ ફર્લોંગ પર આવી અટકયા, અને પોતાના હાથમાંની લાકડી વડે એક ચોખંડ નિશાન કરી બોલ્યા કે "મારા દેહ–ત્યાગ બાદ મારાં શબને અગર આ જગે લાવી ઠર પાડવામાં આવશે તો મને અતિષે આનંદ થશે!"

એઓ સાહેબની આ ઇચ્છા અનુસાર એમના એક ભકતે એમના અવસાન બાદ એમના શબને અત્રે એઓએ નિશાન કરેલી

જગાએ દર પાડવા અને તે પર એક મઝાર બાંધવાનું વચન આપ્યું ! આ દરગાહની જગા નક્કી થવા બાદ, અહમદનગરના એમના એક ભાવિકે એઓ સાહેબ આગળ આવી એક દિવસ બળાપો કર્યો કે, "હઝરત સાહેબ ! આપે પણ કયાં જગા પસંદ કીધી ? ત્યાં ઉજ્જડ વેરાનમાં કોણ આટલે લાંબે વેરથી આપની મઝાર પર સીઝદા અર્થે આવશે વારૂ ?"

જવાબમાં આ બુઝોર્ગ હઝરત સાહેબે એટલુંજ કહ્યું કે "મારા આ દેહત્યાગ બાદ બહુજ ટૂંક મુદતમાં '**મેહેરબાબા**' નામના એક સદગુરૂ ત્યાં આવી પોતાનું સંસ્થાન બરપા કરશે; ત્યારેજ તારી આ શંકાનો ખુલાસો તને તુરત મળશે !"

આ બુઝોર્ગ હઝરત સાહેબની અચૂક આગાહી મુજબ, એમના અવસાન બાદ બહુજ ટૂંક મુદતમાં સદગુરૂ મહેરબાબાનું અત્રે આવવું થયું, અને તેઓએ પોતાના પવિત્ર સ્થાનક માટે આસપાસની જગાઓમાંથી આ હઝરત મૌલા સાહેબે બતાવેલી જગાજ ખાસ પસંદ કીધી, જ્યાં થોડાજ વખતમાં સેંકડો નહિ પણ હજારો ભાવિકો બાબા સાહેબની પધરામણી બાદ, એમના મુબારક દર્શન માટે, ગામેગામથી આવવા લાગ્યા અને જ્યાં એક મોટું સંસ્થાન ટુંક મુદતમાં સ્થપાયું હતું.

## આ જગાનું પવિત્ર વાતાવરણ

મહેરબાબા સાહેબે આજ જગાને ખાસ અગત્યતા અને પસંદગી આપવાનું કારણ ત્યાંનું પવિત્ર વાતાવરણ તેમજ અહિં થઇ ગયલા સત્પુરૂષોએ આ જગાને આપેલી અગત્યતાને આભારી છે. તેમ વળી અત્રેના બાપડા તદન અભણ અને લાચાર અવસ્થાના, અને હિણાયલી તજાયલી અ-સ્પૃશ્ય જાતિના ગામડિયાઓ, જેઓને અન્ન-વસ્ત્ર તેમજ વિદ્યાના દાનની ખાસ આવશ્યકતા હતી, તેવા ખરા ગરીબ અને ગરજાઉઓ નજદીક વસી, તેમની સેવા અને ઉદ્ધાર કરવા માટેનું તે એક ઉત્તમ ક્ષેત્ર હતું !

---

# પ્રકરણ બારમું

## મેહેરાબાદ સંસ્થાનની જુદી જુદી સંસ્થાઓ

### હઝરત બાબાજાન સ્કુલ

મહેરબાબા સાહેબે અત્રે આવ્યા બાદ વસાવેલાં સંસ્થાને એમના જગ ઉદ્ધારના કાર્યમાં કેવો અગત્યનો ભાગ ભજવ્યો છે તેનો હવે કાંઇક ખ્યાલ મેળવીશું.

કેળવણી એ ઇનસાનના ઉદ્ધારનું પ્રથમ પગથિયું છે, અને તેથીજ અત્રે આવતાં વાર, સૌથી પહેલું કાર્ય જે બાબાએ કર્યું, તે આ પ્રદેશની માંન્ગ–મહાર અને મરાઠી ગરીબ પ્રજાના બચ્ચાંઓ માટે કેળવણીની આશિષદાયક સગવડ કરી આપવાનું હતું, અને તે માટે એક મુફ્ત "એંગ્લો–મરાઠી સ્કૂલ" શરૂ કીધી. એએ શ્રીને આત્મિક રોશનીનો પ્રથમ પ્રકાશ આપનાર મહાગુરૂના મુબારક નામ ઉપરથી આ સ્કુલને "હઝરત બાબાજાન સ્કુલ" નું નામ આપ્યું.

આ સ્કુલની પ્રથમ દોઢ વરસની હયાતિ દરમિયાન, મરાઠી બારાખડીથી તે મરાઠી સાતમા અને ઇંગ્રેજી ચોથા ધોરણ સુધીના વર્ગો ખોલવામાં આવ્યા હતા. અભ્યાસ–ક્રમ સરકારી સ્વિકારાયલી સ્કુલો પ્રમાણેનોજ ગોઠવવામાં આવ્યો હતો. લગભગ બસો છોકરાંઓ આ શાળાનો લાભ લેતાં હતાં. ખુબી તો એ હતી કે જે અભણોને અંગ્રેજી બારાખડી પણ પૂરી પાધરી આવડતી ન હતી, તેઓ માત્ર સવા વરસની ટૂંક મુદ્દતમાં અંગ્રેજી ચોથા સ્ટેન્ડર્ડની લાયકાત ધરાવતા થયા હતા, અને તે પણ માત્ર અંગ્રેજીજ નહિ પરંતુ બીજા સર્વ વિષયોના અભ્યાસ સાથે સાથે!

શાળા-શિક્ષણ ઉપરાંત, છોકરાઓમાં સારી તરબિયત (discipline) ખીલવવાના હેતુથી, ડ્રીલ, ટીપરી, ક્રિકેટ, હૉકી વગેરે રમત-ગમતો પણ શિખવવામાં આવતી હતી. વળી રાત્રે ભજન પણ કરાવવામાં આવતાં અને માત્ર થોડા મહિનાની ટૂંક મુદ્દતમાં આ નાના બાળકો જે સુંદર અને નમુનેદાર રીતે, તાલસૂર સાથ ભજન કરતા, તે કોઇપણ મોટી ભજન કરનારી મંડળીને પણ ખુશ કરે એવાં ઉત્તમ હતાં.

## "દરિદ્ર નારાયણો"ની સાચી સેવા!

વળી શાળા શિક્ષણ ઉપરાંત તેમની લાચાર અને ગરીબ સ્થિતિનો ખ્યાલ કરી, તેમજ તે સર્વને પોતાનાજ સહવાસમાં રાખી, તેમનો સંપૂર્ણ ઉદ્ધાર કરવાની ઉમદા નેમથી બાબાએ એ સઘળાને સવાર સાંજ પેટ પુરતું ભોજન, અને ઠંડી, ગરમી, વરસાદ વિગેરે ઋતુઓને અનુકુળ પડતાં પૂરતાં કપડાંની પણ તદ્દન મુફ્ત સગવડ કરી આપી હતી. જેઓ બીચારા દિવસના માત્ર એકવાર ચટણી રોટલીના નીર્જીવ ભોજણ પર બારેમાસ નિર્વાહ કરતા હતા અને અંગ પર ફાંટાં તુટાં, મેલાં-ખાર કપડાં સાથે ચીંઠડે હાલ ફરતા હરતા, તેઓ હવે પેટ-પૂરતા દાળ ચાવલ અને દૂધ યા ભાજી રોટલીના ભરપુર બબે વારનાં ભોજનથી તૃપ્ત થતા, એટલુંજ નહિ પણ અંગ ઢંકાય અને ઋતુથી બચાવ થાય એવાં સ્વચ્છ કપડામાં સજજ થઇ, તેઓની સ્થિતિમાં આવો આશિષદાયક અને ચમત્કારી ફેરફાર કરનારા સદ્દગુરુ મહેરબાબાને હઝારો હઝાર દુવા દેતા હતા! વળી કુદરતની પણ શી કરામત કે આ છોકરાઓ માત્ર એકજ વરસની ટુંક મુદ્દતમાં, એઓ શ્રીની અંગત દેખરેખ હેઠળ સખત તાલિમ-તરબિયત અને શાળા-શિક્ષણથી કેળવાઇને એવા તો ઘડાઇ ગયા હતા કે તેઓ બીલકુલ અણઘડ, ગરીબ માન્ગ-મહાર જાતના છોકરાઓ છે એમ માનવાને પણ કોઇ નવા આવનારને પહેલી નઝરે આંચકી લાગતી! શાળા શિક્ષણ અને અન્ન-વસ્ત્રની ગોઠવણ

ઉપરાંત આરનગાંવના તેમજ આસપાસના અને દૂર દરાજનાં બીજાં ગામોથી જે છોકરાઓ આવ્યા હતા, તે સર્વની રહેવાની અને રાત્રે સૂવા માટેની ગોઠવણ પણ અત્રેજ કરવામાં આવી હતી, જેથી આ સ્કૂલ એક **નમુનેદાર બોર્ડિંગ-સ્કૂલ**ની ગરજ સારતી હતી; જેઓ કેળવણી જેવી અમૂલ્ય બક્ષેસથી અત્યાર તલક લાચારીના માર્યાં બેનસીબ રહેવા પામ્યા હતા તેઓ માટે આ ખાતું આશિષદાયક થઇ પડી તેમનો ખરો ઉધ્ધાર કરી રહ્યું હતું!

## દુનિયાને નકલ કરવા જોગ દાખલો

વળી આ અણઘડ અને અજ્ઞાનતાને સબબે પુવડ રહેણી-કરણીમાં ઉધરેલાં બચ્ચાંઓમાં સફાઇ-સુઘડાઇનો ઉમદા નિયમ ખીલવવા માટે અઠવાડીઆમાં બેવાર દરેકને નહવડાવવામાં આવતા. શાળાના શિક્ષકો તેમજ બાબા સાહેબની સાથ રહેલી ભાવિક મંડળીના સભાસદો એઓ શ્રીની અંગત દેખરેખ હેઠળ, આ માન્ગ-મહારના પોર્યાંઓને ન્હવડાવતા હતા, એટલુંજ નહિ પણ ખુદ બાબા સાહેબ પોતે જાતે ચાલુ સર્વ ન્હવડાવનારાઓ વચ્ચે બેસી, આ અસ્પૃશ્ય જાતિના બચ્ચાંઓને પોતાને હાથે હંમેશ ન્હવડાવતા! **જે પુજય મૂર્તિની હજારો ભાવિકો પ્રેમથી પૂજા કરતા, તેજ પોતે આ અભડાઇ જાય એવી અસ્પૃશ્ય જાતિના માન્ગ-મ્હારના પોર્યાંઓના દિલનો મેલ સાફ કરે, તેમના પગ વટીક ધુવે, એ દ્રશ્યજ દેખતી આંખોને પણ અમાન્ય હતું! એ મહાગુરૂની આ જેવી તેવી જનસેવા ન હતી, બલ્કે એમનું એ ઉમદા વર્તન દુનિયાના લોકો માહેથી ઉંચ કુળનો ગર્વ એકે તડાકે તોડી નાખી પ્રભુની નજરમાં ઉંચ-નીચ સર્વ સમાન છે — એ અંતર-પ્રેરણાને જગાડનારૂ હતું! વળી તે એમની ઉચ્ચ મનોવૃત્તિ, અને ખરી દીલસોઝીને પાત્ર "દરિદ્ર નારાયણો" ની સાચી સેવાનો એક નકલ કરવાજોગ દાખલોજ દુનિયાને પુરો પાડતું હતું!**

## ઉંચ કુળના બ્રાહ્મણોને હાથ અસ્પૃશ્ય જાતિના બચ્ચાંઓને સ્નાન!

આમ છોકરાઓને સ્નાન કરાવતી વેળા જેઓ એમના દર્શનાર્થે આવતા તેઓને પણ આ સેવાનો લાભ આપવા અને ન્યાત-જાતની સુગ મનમાંથી કાઢી નાખવા, બાબા તેઓને પણ સ્નાન કરાવવા બેસાડી દેતા. ઘણાઓ ખુશીથી એ સેવા કરતા ને બાબાની હાજરીમાં આટલો વખત મળતો એ ઇરાદાથી ખાસ તે વેળાએજ હાજર રહેતા. બીજાઓ જેઓ આ કામ માટે આનાકાની કરતા તેમને બાબા તરફથી બહુ અર્થસુચક જવાબ મળતો, કે **"તમે દેવના દર્શને આવ્યા, તો મારા દેવ આ અસ્પૃશ્ય જાતિના બચ્ચાંઓ છે; તેમની સેવા કરવી હોય તો અહીં આવો, નહિ તો તમારે ઘરબારે યા મંદીરમાં તમારા દેવ હોય તેના દર્શન લેતા જાવ! અહિંના દેવ તો આજ છે!"** આ સાંભળી તે બાપડા સ્તબ્ધજ થઇ રહેતા! પરંતુ જમાનાઓના ખોટા ધખારાથી જડ થઇ ગયલી તેમની મનોવૃત્તિ આ વાત કબુલ કરવા છતાં, લોક-લાજથી ડરી તેઓ આવી અનુપમ સેવાની ઉત્તમ તકનો લાભ લઇ નહિ શકતા. જતીવેળા બાબાના દર્શન માટેની ઇચ્છા અને અરજના જવાબમાં પણ બાબા એજ કહેતા કે—**"દેવ જેની સેવા કરી રહ્યા છે—તે તમારેથી થતી નથી તો પછી ફુકટ દર્શનના ઢોંગ કરવાની શું જરૂર છે? તમારા જે કોઇ દેવ હોય તેના દર્શન કર્યા જાવો!—અહીંના દેવ તો આજ છે—ને તેમની સેવા હું પણ કરી રહ્યો છું!—"**

વળી એજ હલકી ગણાતી અસ્પૃશ્ય જાતિના બચ્ચાંઓના અંગપરના મેલાં વસ્ત્રો ધોવા માટે પગારદાર ધોબીઓ રાખવા ઉપરાંત, તેજ **મેલાં લુગડાં એઓ શ્રી પોતાને હાથે ધોતા હતા,** અને વળી વખતો વખત પોતાના સહવાસ હેઠળ રહેલા ભાવિકો કને એજ અસ્પર્શજાતિના બચ્ચાંઓનાં મેલાં કપડાં ધોવડાવી, આવી ઉમદા સેવા કરવાની ઉત્તમ તક તેમને પણ આપતા હતા.

## હિંદ-ઉદ્ધારનો આદર્શ!

દુનિયાના લોકોને આ બાબત કદાપી ખાસ મહત્વની નહિ લાગે, પરંતુ આપણા આ હિંદ દેશ મધ્યે, ખાસ કરી હિંદુ કોમ જેમાં ન્યાત–જાતના અસંખ્ય ભેદો છે, જેને લીધે ખુદ હિંદુ ધર્મમાંજ માનનારા ઉંચ વર્ણના હિંદુઓ પણ પોતાથી ઉતરતી ગણાતી કોમના અસ્પૃશ્ય જાતિના લોકોને સ્પર્શ વટીક કરતા નથી, તે સઘળું ધ્યાનમાં લેતાં, મેહેરબાબાના હાથ હેઠળ કામ કરતી ભક્ત–મંડળી — ખાસ કરી ઉંચ વર્ણના હિંદુઓ — ને હાથ આ અસ્પૃશ્ય જાતિના બચ્ચાંઓને સ્નાન કરાવવાનું અને તેમના મેલાં કપડાં વિગેરે ધોવાડવાનું કાર્ય ખરેજ નમુનેદાર અને નકલ કરવાજોગ દાખલો દુનિયાને પૂરો પાડે છે! કારણ કે જેમનો ઓળો વટીક ઓળંગાય તો અભડાઇ જવાય એવી ઉતરતી મનાતી અને ગણાતી પંક્તિના લોકોના દિલનો મેલ ધોવો, બલ્કે તેમના પગ વટીક ધોવા, એ આ ઉચ્ચ વર્ણના લોકો માટે કાંઇ નાની સુની વાત નથી! અને જ્યારે મહેરબાબા સાહેબ પોતે પોતાના હાથે આ હલકી અસ્પૃશ્ય જાતિના બચ્ચાંઓના દિલનો અને કપડાંનો મેલ ધુવે, ત્યારે તે તો એક નહિ વર્ણવી શકાય એટલી હદની કમાલ હતી! જેઓને આ દેખાવો પોતાની આંખોએ જોવાની તક મળતી હતી તેઓ પહેલી નજરે તો તે જોઇને ચકિત થઇ જતા હતા! બાઝે વખત ફકત અહિંનો

રાહઘાટ અને મહેમાર જોવા યા મુનોચેરા કરવા આવેલાઓ પણ આ દેખાવ જોઇ, એમની આ ઉંચ મનોવૃત્તિ અને અદભુત સેવાના આવા અસરકારક દ્રષ્ટાંતથી અંતઃકરણના ઉંડાણમાં એઓશ્રી માટે પ્રસંશા અને પ્રેમની છાપ જીગરમાં લઇનેજ વિદાય થતા હતા!

## દુઃખી-દર્દીઓનાં દુઃખ-નિવારણ માટે મુફત દવાખાનું અને હોસ્પીટલ

આ ગરીબ બચ્ચાંઓ તરફના એમના અણહદ પ્રેમ અને લાગણીને સબબે, તેમજ તેમની તબીએત-તંદુરસ્તીની જોખમદારીનો ખ્યાલ કરી, તેમને માટે એક મુફત દવાખાનું, તથા સાથે સાથે વધુ બિમારીવાળાં દુઃખી-દર્દિઓ માટે એક મુફત હોસ્પીતલ પણ ખોલી હતી, જે બન્ને ખાતાંઓ એઓ શ્રીના મુબારક નામ ઉપરથી **"ધી મહેર ચેરીટેબલ ડીસ્પેનસરી ઍન્ડ હોસ્પીટલ"**નાં નામથી ઓળખાતાં હતાં.

આ મુફત દવાખાના અને હોસ્પીતલનો લાભ માત્ર અહીંની શાળામાં શિક્ષણ લેતા છોકરાઓ માટેજ નહિ રાખતાં, અત્રેના તેમજ અતરાફના પ્રદેશના ગર-ગામડાંઓના દુઃખી-દર્દીઓ માટે પણ એ બંને ખાતાંઓ ખુલ્લાં રાખવામાં આવ્યાં હતાં, અને એક હિંદુ ડૉકટરના હાથ હેઠળ લગભગ અડધો ડજન માણસોનો સ્ટાફ, ગોર-ગરીબો પ્રત્યે ખરી મમતાથી તેમના દુઃખ-દર્દના નિવારણ કરી, સાચી સેવા બજાવી રહ્યાં હતાં, જેથી આ બન્ને ખાતાંઓ દુઃખી દર્દિઓના દુઃખનું નિવારણ કરવાના આશીર્વાદરૂપી સાધનો થઇ પડયાં હતાં. દવાખાનામાં રોજીંદા બહારના દુઃખી દર્દીઓની સંખ્યા શરૂમાં ૪૦ થી વધીને ૧૦૦ ની, અને હોસ્પીટલના અંદરના રહેનારા દર્દીઓની સંખ્યા પ્રથમ ૪-૫ થી વધી ઘણે ભાગે ૧૫ થી ૨૦ સુધી રહેતી હતી. અને કુલ્લે દશથી બાર હજાર દુઃખી દર્દીઓને આ બંને ખાતાંઓની સારવારથી રાહત મળી

છે. જે બીચારા ગરીબ દુઃખી દર્દી ગામડિયાઓ પોતાને થતાં દુઃખો કોઇ ઇલાજની ગેરહાજરીમાં તેમજ અજ્ઞાનપણે લઇ ચલાવ્યા કરી, ચાલુ દુખી થતા હતા, તે સર્વના દુઃખ-દર્દના તાકીદના ઇલાજ લઇ, આ મુફ્ત દવાખાનું અને હોસ્પીટલ કેવી ઉત્તમ સેવા બજાવતાં હતાં, તે વર્ણવવાની કશી જરૂર નથી.

ઉપર કહ્યા મુજબ, બહારના બીજા દર્દીઓની સારવાર કરવા અને કરાવવા ઉપરાંત, પોતાને હસ્તકની શાળામાં શિક્ષણ લેતાં બચ્ચાંઓની તબીઅત-તંદુરસ્તી માટે એઓ શ્રી બહુજ ખંતીલા રહેતા. કોઇની તબીઅત સહેજ પણ બીગડતાં, આ અણઘડ લોકોના જાતિ ખવાસ અને હંમેશની ટેવ મુજબ, તે જરા પણ લઇ ચલાવવાની સખત મનાઇ હતી, અને દુઃખનો તાબડતોબ ઇલાજ કરવાની સર્વને સખત તાકીદ હતી. તે માટે રોજ બે વાર સવાર-સાંજ પ્રત્યેક છોકરાની પુછપરછ અને તપાસ થતી, અને તે છોકરાની પોતાની યા તો તપાસ કરનાર શિક્ષક કે સુપરવાઇઝરની સહેજ પણ કસુર જણાતાં, તેમની સખત ખબર લેવામાં આવતી! આ નાના નિર્દોષ નાચાર બચ્ચાંઓ પર બાબાનો અત્યંત, બલ્કે અજાયબી ઉત્પન્ન કરે એટલી હદનો પ્રેમ હતો. તેમના શાળા-શિક્ષણ, ભોજન, કપડાં-ચપડાં, રમત-ગમત વગેરેની બહુજ મનમાનતી વ્યવસ્થા કરવા કરાવવા ઉપરાંત, તે સઘળાંમાં કોઇ પણ વાતની કસુર યા ગફલતી સહેજ પણ એઓ લઇ ચલાવતા ન હતા. બચ્ચાંઓને હસતાં-રમતાં અને આનંદી જોઇ પોતે પણ તેવાજ આનંદમાં રહેતા, પરંતુ તેઓ માહેલા કોઇને પણ કાંઇ વધુ પ્રમાણમાં દુઃખ-દર્દ થતું તો તે પોતાને થયલું માની, તેની ચાંપતી અને તાકીદની સારવાર માટે પળેપળ ચોકાસી કરતા, અને આજ્ઞા આપતાજ રહેતા હતા, અને તે સારો થાય ત્યારેજ એમના જીવને કરાર થતો!

વળી આ હૉસ્પીટલ અને દવાખાનાના રેકોર્ડ પણ નોંધ લાયક છે, અને ઘણીકવાર ઋતુના ફેરફાર યા બીગાડને સબબે તેમજ શારીરિક નબળાઇના કારણે, પહેલાં સાધારણ તાવથી પીડાતા મગર પાછળથી ૧૦૪-૫-૬ ડીગ્રી સુધી ગયલી તાવવાળા, અને કેટલાએક કેસોમાં તો ડબ્લ–ન્યુમોનીઆથી પટકાઇ પીડાયલાઓને આ ખાતાંઓએ મોતના ડાચાંમાંથી ખેંચી કાઢી ઉગાર્યા છે, જે પરિણામ માટે આજની એકાદ ગમે એવી મોટી હોસ્પીટલ વટીક વાજબી મગરૂરી લઇ શકે!

## ઉડતા રોગોના દર્દીઓ માટે એલાહેદાં આશ્રમો

ઉપર વર્ણવેલાં દવાખાના અને હૉસ્પીટલ ઉપરાંત, ગરમી અને એવા બીજા ઉડતા રોગોથી પીડાતા કમનસીબ દુઃખી-દર્દી ગરીબોના આશરા અને સારવાર માટે પણ બે જુદાં જુદાં આશ્રમો સ્થાપ્યાં હતાં, જ્યાં તે દુનિયાથી હીણાયલા, તજાયલા, કમનસીબ દર્દીઓને રહેવા, ખાવા-પીવા, પહેરવા, ઓઢવા વગેરેનો સઘળો મુફ્ત બંદોબસ્ત થવા ઉપરાંત તેમના દુઃખ-દર્દના ઇલાજો પણ કરવામાં આવતા. આ આશ્રમોનો લાભ લઇ ગયલા આજે એવા ઘણા હૈયાત છે, જેમાના કોઇકો તો બીલકુલ સાજા ન થઇ શકે એવાં દર્દો અત્રે આવી દફે કરાવી ગયા છે, અને આ આશ્રમો અને તેના સ્થાપનાર મહાગુરુને આજે પણ દીલથી દુવા દઇ રહ્યા છે!

## ગોર–ગરીબો માટે જુદી ધર્મશાળા "શ્રી ઉપાસની સરાય"

વળી એમના દર્શનાર્થે દૂર દરાઝથી આવતા ગરીબ લોકોના રહેવા, ખાવા, સુવા બેસવાની સગવડ અર્થે એક જુદી ધર્મશાળા સ્થાપવામાં આવી હતી, જે એમના દ્વિત્ય ગુરુ શ્રી ઉપાસની મહારાજના મુબારક નામ ઉપરથી "શ્રી ઉપાસની સરાય" તરીકે ઓળખવામાં આવતી હતી. ત્યાં એમના દર્શને આવેલા દૂર

દરાઝના લોકોની દરેક રીતની સગવડ સાચવવા ઉપરાંત, એમના આશરા, આશિષ અને સહવાસ હેઠળ રહેવા ઇચ્છતા હોય તેવા ગોર-ગરીબોને જાથુકનો, યા જ્યાં સુધી ચાહે ત્યાં સુધીનો વાસો કરી રહેવાની પણ સગવડ આપવામાં આવતી હતી. તેઓ સઘળાને બે વારનું પેટ પૂરતું ભોજન મુફ્ત મળવા ઉપરાંત, કપડાં-ચપડાંની પણ મુફ્ત સગવડ કરી આપવામાં આવતી. આ ધર્મશાળામાં પણ રોજીંદા ૩૦-૩૫ માણસો ચાલુ વસવાટ કરી રહેતાં, જેઓમાં કેટલાક બચારા આંખોનું કિંમતી નૂર ખોહી બેઠેલા કમનસીબ અપંગો અને લૂલાં લંગડાઓ પણ સમાઇ જતા હતા.

## "સાંઇ દરબાર"

રફ્તે રફ્તે બાબાના દર્શને આવતાં લોકોની સંખ્યા વધવા લાગી, અને ભવિષ્યમાં કોઇ મોટી તર-તિરથના ઉત્સવ વેળા આ જગે કેવી જંગી ઠઠ જમનાર હતી એ આગમચથી જાણીને, બાબાએ એક ગંજાવર ખુલ્લો હૉલ તૈયાર કરવા આજ્ઞા આપી. એ માટે સડક બાજુની જગા પોતેજ પસંદ કરી, તે હૉલને એક નાકે એક મોટો સ્ટેજ બંધાવી, તેની અધવચ્ચે પોતાને એકાંતમા બેસી કંઇ કામ કરવા અર્થે એક નાની લાકડાંની કેબીન પણ તૈયાર કરાવી હતી, અને તેની અંદર માત્ર એકજ માણસ જઇ સુઇ શકે એટલી નાની બનવાવી હતી. તે માટેના દરેક પ્લાન પણ પોતેજ આપ્યા, જે મુજબ સઘળું સપાટામાં તૈયાર થઇ ગયું, અને મેહરાબાદના સંસ્થાનમાં એક નવીન શણગારનો વધારો થયો.

મેહેરબાબાના પુજ્ય ગુરૂના પણ ગુરૂ શીરડી-નિવાસી હઝરત **સાંઇબાબા**ની પવિત્ર યાદમાં, આ હૉલને **"સાંઇ-દરબાર"** નું મુબારક નામ આપવામાં આવ્યું હતું. એ જગે અનેક નાના મોટા મેળાવડાઓ થતા હતા. કોઇ કોઇવાર ત્યાં "ભંડારા" થતા અને ગરીબોને જાહેર જમણો પણ આપવામાં આવતાં

હતાં. મહેરબાબાની ૩૧ મી સાલગરેહની જાહેર ઉજવણી વેળા આજ સાંઇ–દરબારના સ્ટેજ ઉપર બીરાજી એક દિવસમાં એઓએ લગભગ વીસ હઝાર ભાવિકોને દર્શન દીધાં હતાં. **સ્ટેજ પર એમના માટે ખાસ બનાવેલી લાકડાંની કેબીનમાં એકાંતમાં બેસી બાબા પોતાનું પુસ્તક લખતા હતા,** અને અમુક મુદત સુધી એજ નાની કેબીનમાં રાતવાસો પણ કરતા હતા.

આ કુશાદે હૉલ ૯૦ ફીટ લાંબો અને ૪૦ ફીટ પહોળો હતો. તેને માથે કોરોગેટેડ પત્રાંનું એક છાપરૂં બાંધ્યું હતું. એ હૉલ મધે મોટા તહેવારો અને માંગળીક પ્રસંગોએ ભાવિકોની મોટી ઠઠ જમા થઇ બેસ્તી અને ત્યાં ભજન–કિર્તન થતાં. કોઇવાર આ તહેવારો એકથી વધુ દીન પણ ઉજવાતા, ત્યારે જાત્રાળુઓની મોટી સંખ્યા રાત્રે ત્યાંજ આરામ પણ કરતી હતી.

## શાળા–શિક્ષણ ઉપરાંત ધર્મ કેળવણી, કિરતન અને ભજન

ધર્મ જે ઇનસાનને ખુદાઇ રાહ બતાવે છે, તે વગરની તમામ કેળવણી ફોકટ છે! જે પોતાના ધર્મ, કર્તવ્ય અને ફરજ સમજ્યો તે સઘળું સમજ્યો. જે ધર્મના રહસ્યથી અંજાણ, તે બીજી ત્રીજી ગમે એવી દુનિયવિ કેળવણી છતાં, ખરી કેળવણીથી તદ્દન અંજાણજ છે. ત્યારે સદગુરૂ મહેરબાબા, જેઓ જગતના તારણ અને આત્મિક ઉન્નતિ અર્થે આ સઘળો શ્રમ ઉઠાવી રહ્યા હતા, તેઓ પોતેજ પોતાના આશરા હેઠળ કેળવણી લેતાં બચ્ચાંઓને ધર્મ અને આત્મિક કેળવણીથી બાકાત રાખીજ કેમ શકે? પોતે ગમે એવી પ્રબળ શક્તિઓ પર કાબુ ધરાવવા છતાં, તેમજ ધર્મ, સંસાર અને સંસ્કાર વગેરે હરેક પ્રકારના દુનિયવિ તેમજ માયાના બંધનથી મુક્ત અને તે સર્વની પેલેપાર હોવા છતાં, એમની સલાહ અને રાહબરી ચાહતા આવેલા સર્વને પોતપોતાના ધર્મને માન આપવા અને તેના શિક્ષણ મુજબજ જીવન ગુજારવાનાં શિક્ષણ અને

સલાહ આપવા ઉપરાંત, તે દરેક ધર્મનું ખરૂં અને ઉમદા રહસ્ય પણ સમજાવતા. અત્રે કેળવણી લેતા તમામ છોકરાઓ હિંદુ જ્ઞાતિના હોવાથી, તેમજ અહિં આવતા હઝારો ભાવિકોની મોટી સંખ્યા પણ હિંદુ હોવાથી, ધર્મ અને શાસ્ત્ર-કેળવણી અર્થે, હિંદુ રિવાજ મુજબ, મેહેરાબાદમાં સંસ્થાનની શરૂઆત — ૧૯૨૫ થી ૧૯૨૮ સુધી, — અઠવાડ્યામાં બેવાર ભજન અને કીર્તન — દર રવિવારે પુરાણની કથા, અને દર ગુરૂવારે ભજન — ચાલુ કરાવ્યાં હતાં. વળી રવિવાર ઉપરાંત દર મહિનાની ૧૮-૧૯-૨૦-૨૧ મી તારીખોએ, તેમજ એવા કોઇ મોટા હિંદુ તહેવારો અને ઉત્સવ ટાંકણે પણ પુરાણ-કથા થતી હતી, જે અહમદનગરના એક જાણીતા વકીલ અને કાબેલ કથા-કરી મી૦ દત્તાત્રય અણધળ વકીલ અતિ ઉત્તમ રીતે રજુ કરતા હતા. તેનો લાભ અત્રેની શાળામાં શિક્ષણ લેતા છોકરાઓનેજ નહિ પણ સર્વને આપવા માટે, તેમાં ઉલટ લેનારા કોઇને પણ ભાગ લેવા કશી રીતની મનાઇ ન હતી. આનો એક ઉમદા લાભ એ થતો કે અત્રે શિક્ષણ લેતાં નાદાન બચ્ચાંઓનાં કુમળાં મગજ પર નાનપણથીજ શાસ્ત્રોના ઉમદા સબકોથી નીતિ-રીતિનો ઉંડો છાપ પડતો અને વળી તેઓ **રામાયણ** અને **મહાભારત** સરીખાં દુનિયાવર્ણના નામચીન સાહિત્યથી માહિતગાર થતા. ઉપરાંત બહારથી આવનારાઓને આ રીતે એક કાબેલ કથાકરી તરફથી બહુ ઉત્તમ કથાઓ સાંભળવાનો અને તેમાં સમાયલાં નીતિ-રીતિનાં શિક્ષણોનો લાભ મળતો હતો.

વળી અહમદનગરના એક અપંગ લેકીન અચ્છા ભજન-કરી તરફથી દર ગુરૂવારે અને રવિવારે **તુકારામ, નામદેવ, કબીર, મીરાંબાઇ** વગેરે ભકતોના ભક્તિ-ભાવનાં ભજનો, અભંગો અને પદો રજુ થતાં, જે સાંભળવાં એ પણ એક ઉત્તમ મોજ હતી. કારણ, તુકારામ, નામદેવ, કબીર, મીરાંબાઇ વિગેરે ઇશ્વરી અનુભવ મેળવી ચુકેલાં અને આત્મિક ઉન્નતિનું ખરૂં રહસ્ય સમજનારાં આ

ઉંચ કોટિના સંતોએ પોતાના ઇશ્વરી આનંદની લહેરમાં જોડેલાં અને ગાયલાં પદોનો મીઠાશ, અને તે પણ વળી અચ્છી તોરથી રજુ કરનારા કાબેલ ગવૈયાના મુખથી, હારમોનિયમ–ટબ્લાની મદદ સાથ રજુ થાય — એ મઝાહ તેના સમજનારાઓ માટે તો ઓરજ હતી !

આ કીર્તન–ભજનના કારણે, અઠવાડયાંમાં બેવાર — દર ગુરૂ અને રવિવારે — આસપાસના ગામો તેમજ અહમદનગર શહેરના ભાવિકોની મોટી સંખ્યા બાબાના દર્શનાર્થે નિકળી આવતી, અને અઠવાડીઆના આ બે દિવસોએ મહેરાબાદમાં જાત્રા ભરાઇ હોય એવો દેખાવ થઇ રહેતો !

**ગરીબોકા આસરા — ન જાણે હા–ના કા બાસરા !**

"હે દાતાર મહારાજ ! બધા લોકો કહે છે કે આપ સઘળું જાણો છો. પરંતુ તેમનું એ કહેવું ખોટું છે, કારણ કે લાચાર અનાથ જે કોઇ યાચક આપની પાસે આવે છે તેને 'નથી' એ વચન કહેવાનું તો આપ જાણતાજ નથી."

મુફ્લેસી, મુસીબત, લાચારી, દુઃખ–દર્દની બેઝારી યા બીજી કોઇ પણ મતલબ કે ગરજથી એમની મુલાકાત યા દર્શને આવતા ઇસમના મનને સંતોષવા સાથે, ઉપર લખવા મુજબ, દરેકની રહેવા–ખાવાની હાજતો પણ આશ્રમ મધ્યે પુરી પાડવામાં આવતી હતી.

દરેકમાં બાબા પોતે છે એમ સમજીને ગમે એવા દુખી–દર્દી યા લાચાર–બેચારની સાચા દીલથી સેવા બજાવવા એઓ શિષ્ય મંડળને ચાલુ ઉપદેશ અને આજ્ઞા આપતા. ઘરે પધારેલા એકાદ પરોણા મિસાલ દરેકની બની શકતી માવજત કરવાની એમની ભક્ત–મંડળીને ખાસ આજ્ઞા હતી; તે માંહે ગોર–ગરીબો, દુઃખી–દર્દીઓ, અને આંધળા–લૂલાંઓ અને લાચાર–બેચારો તરફ વધુ અને તાકીદનું ધ્યાન આપવાની તો ખાસ આજ્ઞા હતી !

## મેહેરાબાદ એટલે લાચાર-બેચારોની સેવાનું સ્થાન!

ટુંકમાં, આ મેહેરાબાદનું સંસ્થાન ગરીબ લાચાર-બેચારો, દુ:ખી-દર્દીઓ, આંધળાં-લુલાંઓ વિગેરે કુદરતના કોપથી કમનસીબીમાં કચડાયલાઓ માટે, તેમના જીવન અર્થેની જરૂરીયાતો તથા સર્વ રીતની સગવડો પુરી પાડનારૂં એક "સેવાનું સ્થાન"જ થઇ પડયું હતું. ખુદ અત્રે રહેનારાજ નહિ, પણ દૂર-દરાઝના મૂલ્કોથી આવી બાબાનાં દર્શન લઇ એમને હાથે અન્ન-દાન, વસ્ત્ર-દાન વતરોએ બીજી મદદો લઇ, પોતાની આફતોમાંથી ઉગરવા પામેલા આજે એવાં સેંકડો માણસો હૈયાત છે, જેઓ પોતાની અનેક મુસીબતો ટાળનારા, મનને શાંતિ અને દિલને રાહત બક્ષનારા આ મહાગુરૂને ખરાં દિલથી યાદ કરી એમનો શબ્દ જીલી લેવા તત્પર છે!

વળી આવા એક પ્રેમી પરમાર્થિ સત્પુરૂષ સનમુખ, પોતાનાં અંત:કરણની બીજી અનેક ઇચ્છાઓ પાર પાડવા આવતાં હજારો ભાવિકો માહેલા પુષ્કળ જનો પોતાની મુશ્કીલ આસાન થયલી જોવા, તો કંઇકો પોતાની એક યા બીજી રીતની મુરાદ હાંસેલ થયલી જોવા નસીબવંત નીવડયાં છે, જેનો પ્રત્યક્ષ પુરાવો અત્રેની આસપાસના પ્રદેશના ગામડાંઓના, અહમદનગર શહેર અને જીલ્લાના, તેમજ નાસીક, મુંબઇ, પૂના, મદ્રાસ, કરાંચી વિગેરે હિંદના અનેક સ્થળોથી એમના દર્શન અને મુલાકાતે આવી, પોતાનું કામ સફળ કરી ગયલાં ભાવિકોની હજારોની સંખ્યા પૂરી પાડે છે.

ધર્મ-દયા ને દાન, વળી કૃપા, સત, સદગુણ,<br>
જે જીગર એ છ વસે, કીર્તિ મળે ચોખુણ!

જે સર્વને ધર્મનો ખરો માર્ગ દર્શાવે, જે ગરીબ-ગરજાઉ અને લાચાર-બેચારો પ્રત્યે દિલસોજી દર્શાવી, દયાથી દાઝી, દાન ધર્મ કરે, વળી જે કૃપા-દૃષ્ટિથી ગુનેહગારોના અપરાધ ક્ષમા કરે, જે પોતે સત યાને સચ્ચાઇનું સ્વરૂપ હોઇ સર્વને સત-માર્ગેજ

દોરવે, આ સર્વ સદ્દગુણો હોય, અર્થાત આ સર્વથી શ્રેષ્ઠ છ–છ સદ્દગુણો જીગરમાં સમાવનાર જે વિરલો — તેજ ખરો સંત ! અને તેને દુનિયાને ચારે ખુણે કીર્તિ સંપાદન થાય તેમાં નવાઇ શી ?

## મેહેરાબાદમાં બાબાની ખાસ બેઠકો

### ૧. મેહેરાબાદની પ્રથમ ઝુંપડી—"અગ્રકુટિ"

મેહેરાબાદ આવ્યા બાદ બાબાએ પોતાની દીનભરની બેઠક તેમજ રાત્રીના આરામ માટેની જગાઓ, પોતાની કામગીરીના હિસાબે, જુદી જુદી જગાએ રાખી હતી. પ્રથમ બેઠક એક માણસ રહી શકે એવી એક નાની "ઝુંપડી"માં રાખી હતી, જે આજે પણ "અગ્ર–કુટી" યાને પ્રથમ નિવાસ માટેની ખોલી તરીકે ઓળખાય છે. તે માહે એઓએ પોતે અમુક મુદત એકાંતમાં નિવાસ કર્યો હતો, અને પોતાનું નવું પુસ્તક પણ લખતા હતા. પાછળથી આ "અગ્રકુટી" માં ખાસ શિષ્યોને કોઇ કોઇવાર અમુક મુદત સુધી એકાંતવાસ માટે બંધ થઇ રહેવા ફરમાવતા.

### ૨. સડક બાજુમાં ટેમ્બલની બેઠક

એમની બીજી બેઠક એજ લાઇનમાં સડકની બાજુમાં એક લીમડાના ઝાડ હેઠળ રાખી હતી. એ બેઠક એક મોટી ટેમ્બલ હેઠળ રાખવામાં આવી હતી, જેનો અરધો ભાગ ખુલ્લો અને બાકીનો અરધો ભ્રાગ ચારે તરફથી બંધ કરી લીધો હતો. આ કેબીન, જે માંહે એઓ રાત્રે રહેતા હતા, તે એમની ખાસ આજ્ઞાથી ફકત એકજ માણસ અંદર જઇ સુઇ શકે એટલી નાની બનવાવી હતી, અને નાની બારી માહેથી જાવ-આવ કરતી વેળા પણ વાંકા વળીનેજ જવું–આવવું પડતું. બાહેરથી લાકડાંના પાત્યાં તેમજ અંદરથી ગેલ્વેનાઇઝડ પત્રાંના ચોકઠાંઓ જડી, એ નાની કેબીન તદન બંધ્યાર બનાવી હતી. હવાની આવ–જા માટે બારીમાં એક નાની જાળી રાખી હતી. ઘડીભરમાં જીવ ગુંગળાઇ આવે આવી

તદન બંધ્યાર નાની કેબીન માંહે બારી પણ બંધ કરી, એઓ રાત્રો ભર કેમ રહ્યા હશે, એજ સર્વની અજાયબી છે! કોઇ સાધારણ ઇસમ આ હાલતે એકાદ રાત્રે અંદર રહે તો સહવારે બહાર આવી શકે એ શકમંદ હતું, અને એજ કેબીનમાં એઓ મહીનાઓ સુધી રાત્રી–નિવાસ કરતા હતા. દિવસના એજ ટેબ્લનાં ખુલ્લા અરધા ભાગમાં બેઠક કરતા અને આવતા–જતા સર્વેને દર્શન દેતા, તેમજ અવારનવાર ઉપદેશ પણ આપતા.

## મહેરાબાદની "ધુંણી" અને પવિત્ર "ઉદી"

અહીં બાજુમાં એક મોટો ખાડો ખોદાવી અંગાર સળગાવવા માટે એક "ધુંણી" તૈયાર કરવામાં આવી હતી, જે માહે વરસો સુધી ચોવીસે કલાક પવિત્ર આતશ જળતો રહેતો. આ ધુણીની પવિત્ર "ઉદી" (ભસ્મ=રખ્યા) હઝારો ભાવિકો દુર દરાઝથી આવી લઇ જતાં કે મંગાવતાં હતાં. તેની ચમત્કારી અસરથી પોતાના યા કોઇ ઓળખાણનાઓના દુઃખ–દર્દનું નિવારણ કરતાં. આ પવિત્ર "રખ્યા"ની અજમતી અસરથી ફાયદો હાંસેલ કરી ચુકેલાં અસંખ્ય ભાવિકો આજે પણ તેની તલબ અને યાદ કરે છે.

આ ધુણી કેવા સંજોગોમાં સળગાવી હતી અને તે સળગતી વેળા થયલી વિલક્ષણ ઘટનાનો અહેવાલ આગળ રજુ થાય છે.

## ૩. "સાંઇ–દરબાર"—સ્ટેજપરની કેબીન

બાબાની ત્રીજી બેઠક સડકની પેલીમેર, "સાંઇ દરબાર" હૉલના સ્ટેજની વચ્ચે હતી. તે એક "પીંજરાં" સરીખી હતી. એ પીંજરૂ પણ માત્ર એકજ માણસ સુઇ અને ઉભો રહી શકે એટલી લંબાઇ, પહોળાઇ અને ઉંચાઇનું હતું. અહીં બાબાની ૩૧ મી સાલગ્રેહની ઉજવણીને દીને આશરે વીસ હઝાર માણસો એઓ શ્રીના દર્શન લઇ ગયાં, ત્યારે એઓ આજ કેબીનના દરવાજા આગળ બેઠા હતા. એજ બેઠક મધે બાબા દર રાત્રે તેમજ દિવસે કલાકો ભર બેસી એમનું અગત્યનું પુસ્તક પણ લખી રહ્યા હતા.

## ૪. ટેકડીપરની પાણીની ટાંકી

ત્યારબાદ, મહેરાબાદની ટેકડીપર, જ્યાં છેલ્લી મહાન લડાઇ વેળા અત્રે પડાવ નાખી પડેલી લશ્કરી કેમ્પ માટે પાણી ભરી રાખવાની પત્થરની બે મોટી ટાંકીઓ બનાવી હતી, તે માહેલી એક ટાંકી સાફ કરાવી, તેમાં બાબા કેટલોક વખત રહ્યા હતા. આ એમની ચોઠી બેઠક હતી.

આ બંને ટાંકીઓ મોટા હૉલની ગરજ સારે એટલી ગંજાવર સાઇઝની હતી, અને બાબાએ પોતાની પ્રથમ બેઠક તે માહે રાખવા બાદ થોડી મુદતે, જ્યારે ત્યાં "**મહેરાશ્રમ**" ખોલવામાં આવ્યું, ત્યારે એ બન્ને હૉલમાં આશ્રમમાં રહેતા છોકરાઓનો મુકામ રાખ્યો હતો. પાછળથી જ્યારે બાબાનાં સ્ત્રી શિષ્ય-મંડળને ટેકડી પર લઇ જઇ રાખવામાં આવ્યાં, ત્યારે તેઓને અલાહેદા રહેવાના ચોર્ડસ તરીકે આજ બંને હૉલ વપરાસમાં આવ્યા હતા. વળી જ્યારે બાબાના પશ્ચિમના શિષ્યો હિંદ આવી વસ્યાં, ત્યારે તે ઉપર એક માળ પણ બંધાવી, ત્યાં પૂર્વ–પશ્ચિમના શિષ્યોની સ્ત્રી મંડળીને આ સૌથી એકાંત, અલગ અને એલાહેદી જગાએ રાખવામાં આવી હતી. આજે આ સુશોભીત બીલ્ડીંગ, તે પરના ઉંચા મીનારા (ટાવર) સહિત, મેહેરાબાદની એક "શોભા" લેખાય છે; અને ઉંચી ટેકડી પર આવેલું હોવાથી તે એક landmark યાને ખાસ નિશાન તરીકે માઇલો દુરથી નજરે પડે છે; — આ સંસ્થાના સ્થાપક અને હઝારોના તારક "મહેરબાબા"ના પવિત્ર સ્થાનકની યાદ ત્યાંથી રોજ ટ્રેન માહે પસાર થતા મુસાફરોને તે આપતી રહે છે. (જુવો સામેનું ચિત્ર)

## ૫. ટેકડીપરનું ભોંયરૂં

ટેકડીપર એજ લાઇનમાં થોડે છેટે એક જગા પસંદ કરી, બાબાએ પ્રથમ ત્યાં એક નાની કેબીન તૈયાર કરાવી તેમાં પોતાની



મેહેરાશ્રમ. મેહેરાબાદ (અહમદનગર)

બેઠક રાખી. ત્યારબાદ થોડે વખતે એજ કેબીનની જમીનની તળેટીએ એક ભોંયરૂં ખોદાવી તૈયાર કરાવ્યું, જે માહે થોડો વખત જઇ રહ્યા હતા. તેની એક બાજુએ એક નાની બારી (window) રાખી હતી. જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે તે બારી ખુલી ત્યાંજ અંદર બેસી બાહેરની દુનિયા સાથનો વ્હેવાર રાખતા. એ બારીની સામે એક મોટો ઓટલો તૈયાર કરાવ્યો હતો, જે પર મેહેરાશ્રમના પ્રેમી બચ્ચાંઓ બાબાની નજદીકમાં બેસી, એમનો સહવાસ લેતાં. ત્યારબાદ દર સાંજે બાબા આશ્રમના છોકરાઓ તેમજ મંડલી સનમુખ અધ્યાત્મ માર્ગને લગતા બહુજ મનનિય અને રસમય પ્રવચનો પણ ત્યાંજ આપતા હતા.

બાબાના કહેવા મુજબ એજ ભોંયરૂં એમની છેવટની "આરામગાહ" થશે !

એ કેબીન ઉપર એક ગોળ ગુંબજ હમણાજ બંધાયો છે, જેના ચાર ખુણે ચાર જુદી જુદી નિશાનો — હિંદુઓનું મંદિર, મુસ્લીમોની મસ્જીદ, ખ્રીસ્તીઓનો ક્રોસ, અને જરથોસ્તીઓના પવિત્ર "આતશનું પાત્રું" — એમ દુનિયાના ચાર મુખ્ય ધર્મોના ચાર જુદાં જુદાં ચિન્હો રાખવામાં આવ્યાં છે. તે આ જુદા જુદા ધર્મોના અનુયાયીઓને તેઓ સર્વ એકજ ખુદામાં માનનારા, તેનાજ ખાકી બંદાઓ છે, એકજ પ્રેમાળુ બાપનાં સર્વ બચ્ચાંઓ છે, એજ ઐકયતા અને માનવ-જાત વચ્ચેના અખંડ ભ્રાતૃભાવના ચિન્હો રજુ કરે છે.

## મરદો માટે "મકાને — ખાસ"

આવી રીતે એઓ શ્રીના દર્શને આવતાં ગોર.-ગરીબોની દરેક પ્રકારની સગવડ સાચવવા ઉપરાંત, બીજા સારી યા મધ્યમ સ્થિતિના દૂર દરાઝથી એઓ સાહેબના દર્શન યા મુલાકાતની ઇચ્છાથી આવતાં

લોકોના ઉતારા, સુવા–બેસવા વગેરેની સગવડ ખાતર, તેમજ એમની સાથ જાથુકનો વાસો કરી રહેલી ભક્ત–મંડળીના સભાસદોના વપરાસ માટે એક એલાહેદું મકાન બાંધવામાં આવ્યું હતું, જ્યાં ઘણું ખરૂં દિવસ દરમ્યાન બાબાની બેઠક રહેતી અને જ્યાં એઓ શ્રી આવતા જતા ભાવિકોને દર્શન અને મુલાકાત આપતા, તેમની સાથે તેમજ મંડળી સાથે વાતચીત, વિવેચન, અને ઉપદેશો પણ કરતા હતા.

## ઓરતો માટેના તમામ અલગ ખાતાંઓ

મહેરબાબા સાહેબના નીતિ–રીતિ અને ઉત્તમ ચારિત્રના ઉચ્ચ આચાર–વિચારો આગળ વર્ણવવામાં આવ્યા છે, એટલે તે માટે વધુ વિવેચન ન કરતાં, આ બાબત સાથે સંબંધ ધરાવતા સવાલ વિષેજ બોલીશું. એમના આશરા હેઠળ આવતાં અને આવી રહેલાં દરેક સ્ત્રી–પુરૂષ એકમેકના સમાગમમાં આવી કોઇ પણ રીતના વહેવારમાં ઉતરવા પામેજ નહિ, એવા પાકકા બંદોબસ્ત કાજે, અવ્વલથી તે આજની ઘડી તક, **મરદ અને ઓરતના તમામ ખાતાંઓ અકેકથી તદ્દન અલગજ** રાખ્યાં છે, એટલુંજ નહિ પણ અકેકની હદ ઓળંગી જવાની પણ સખત મનાઇ ફરમાવી છે. માટીડાઓ પોતાના મરદ વોર્ડમાં અને બૈરાંઓ તેમને માટે ખાસ બાંધેલા સ્ત્રી વોર્ડમાં, એકેકથી બીલકુલ અલગ રહીને સેવા કરતાં રહે, એ મતલબથી બૈરાંઓનો વોર્ડ, ધર્મશાળા અને હૉસ્પીટલ વગેરે તદ્દન અલગજ બાંધવામાં આવ્યાં હતાં, જેની હદમાં જવાની કોઇ પણ મરદને સખત મનાઇ હતી, અને આજે પણ એજ કડક નિયમ ચાલુ છે.

આ કડક નિયમ એટલી સખતાઇથી અમલમાં મેલાઇ રહ્યો છે કે ખુદ મા–દીકરા, ભાઇ–બ્હેન કે ધણી–ધણીયાણી પણ એકેકને મળી શકેજ નહિ. અગર કોઇ અનિવાર્ય સંજોગોને સબબે મળવું

જરૂરીજ હોય, તો બાબા સાહેબની ખાસ પરવાનગી મળવા બાદ, એઓએજ ઠરાવેલા વખતે, ઠેરવેલી અલગ જગાએ, તેમજ ઠરાવી આપેલા વખત સુધીજ, જે કંઇ સંદેશ આપવો યા વાતચીત કરવી હોય તે કરી લઇ, બંને પાછાં પોતપોતાના વૉર્ડમાં ચાલ્યાં જાય. કોઇવાર મહિનાઓ સુધી ને અમુક દાખલાઓમાં તો વરસોથી આ એકજ આશ્રમમાં, એકજ જગાએ અને એકજ ગુરૂના આશરામાં રહેતાં બાપ-દીકરી યા ભાઇ-બહેન કે ધણી-ધણીયાણી એકેકને મળી શકયાં નથી! ને ખુબી તો એ કે તે માટે કોઇની ફર્યાદ પણ નથી. પરંતુ એ સઘળો ભક્તિભાવ, શ્રધા અને શરણાગતની ખરી ખુબી અને કદર પિછાણનાર પ્રેમી ગુરૂ પોતેજ કોઇ શુભ ટાંકણે, યા કોઇપણ મોકા પર, પોતે રહી તેઓને અમુક વખતે અને અમુક સ્થળે મેળાપ કરાવી એકેકને ભેટવા, તો કોઇવાર બે બોલ વાતો કરવાની તક આપે છે. લેકીન મનાઇ ઓરડર સઘળા માટે એકજ અને તે અમલમાં મેલવાની સર્વને આજ્ઞા પણ તેટલીજ સખત.

વખત જતે બાબાએ સ્ત્રી-શિષ્યો માહેથી ખાસ ચુંટી કાઢેલાં થોડાંકને વરસો સુધી ખાસ તરબિયત આપી, મરદોની નઝરથીજ દૂર નહિ પરંતુ કોઇબી મરદનો અવાજ પણ તેમના કાન પર ન પડે એવી (beyond sight and sound of man) અતિ કડક શિષ્ટ (strictest discipline) હેઠળ કેળવી જાણે "ઔરત જાતિના આદર્શ રત્નો" (ideals of womanhood) જ તૈયાર કર્યાં છે! એ માહેલાં બે અણમૂલ સ્ત્રી-રત્નોની ઓળખ આગળ આપી છે.

---

# પ્રકરણ તેરમું

---

## દુનિયાભરમાં થનારી ઉથલપાથલો અર્થેની મેહેરબાબાની કામગીરી!

---

### મેહેરબાબાએ ધરેલું મૌન

દુનિયવી નજરે વિચિત્ર જણાતા યા નહિ સમજ પડે એવાં કારણથી, મગર બાતેની કોઇ ઉંડા ભેદી જગ–તારણના સબબ સર ભવિષ્યની કોઇ તૈયારી અર્થે, મેહેરબાબાએ તા૦ ૧૦ મી જુલાઇ ૧૯૨૫ ના દીનથી મૌન ધારણ કર્યું છે, એટલે જુલાઇ ૧૯૪૨ મા એ મૌનને ૧૭ વરસ પુરાં થયાં છે. એ લાંબી મુદત દરમ્યાન એઓએ મુખથી એક શબ્દ પણ ઉચ્ચાર્યો નથી!

મૌન ધરવા આગમચ, તા૦ ૮ મી જુલાઇએ, બાબાએ એક વિવેચન કર્યું હતું. તેમાં **મૌનના કારણો** દર્શાવતાં સમજાવ્યું કે **"આ મૌન એમની હવે પછીની ભારે આધ્યાત્મક કામગીરીના એક ભાગ લેખે, ધરવામાં આવ્યું છે. વળી તે ભવિષ્યમાં થનારી મોટા ભયાનક લડાઇના કારણે તેમજ જગભરમાં સઘળે અને ખાસ કરી હિંદમાં થનારા સંસારિક, ધાર્મિક, આર્થિક અને રાજદ્વારી ઝઘડાઓ અને ઉથલપાથલ વિગેરે સાથ સંબંધ ધરાવતી એમની અગત્યની કામગીરીના સબબે પણ ધરવામાં આવ્યું છે. આ બધી આફતોથી કોઇએ અકળાવું નહિ, કારણ આયંદે દુનિયામાં સુલેહ અને શાંતિ ફેલાશે! નવયુગ સ્થાપિત થશે!"**

## બાબાએ લખેલું પુસ્તક

મૌન ધરવા બાદ બાબા મોટે ભાગે રોજ કલાકો સુધી કાંઇ લખવામાં ગુંતાઇ રહેતા. આ સઘળું એમનાં એક પુસ્તક માટે હતું, જે મારફતે દુનિયાને એક અદભૂત સંદેશ આપવામાં આવનાર છે. તેમાં અત્યારસુધી કોઇપણ જગે ભાગ્યેજ લખાયલા ને કોઇએ ભાગ્યેજ સમજાવેલા એવા ગહન વિષયો સ્પષ્ટ રીતે સમજાવવા ઉપરાંત, બીજા કુદરતના ઘણા ગુહ્ય ભેદોની ખુલ્લી રીતે સમજણ આપવામાં આવી છે. કહે છે કે આ બધી બાબદોના મુખ્ય મુદ્દા અને મતલબ સમજાવવામાંજ આશરે ૩૦૦ પાનાં રોકાયાં છે, જેની તુલોતુવીલ સમજણ અર્થે તો બીજાં ઘણા પુસ્તકો લખી શકાય — ને લખાશે!

આ પુસ્તક તદન ખાનગી અને ગુપ્ત રાખવામાં આવ્યું છે, અને બાબા સિવાય કોઇનાં વાંચવામાં આવ્યું નથી. બાબાના મૌન તોડવા બાદ એઓ દુનિયાને જાહેર થવે એ પુસ્તક પણ દુનિયાની રોશની જોવા પામશે. તેટલાં તેને બહુ હિફાઝત અને કાળજીથી સાચવી રાખવામાં આવ્યું છે.

## લખવાનું બંધ

બાબાએ મૌન લેવા બાદ લગભગ દોઢ વરસ એઓ લખીને વાતચીત કરતા હતા, પણ આ પુસ્તક પુરૂં કર્યાબાદ, ૧૯૨૭ ના જાન્યુઆરીથી એઓએ લખવું પણ બંધ કરી દીધું, ને આજ તક જરૂર પડને કોઇ અગત્યના દસ્તાવેજ યા કાગળ પત્રો પર પોતાની સહિ — *M. S. Irani* — કરવા સિવાય બીજું કશું પણ લખતા નથી.

## બાબાનું બોર્ડ!

એ લખવું બંધ કર્યું ત્યારથી બીજાઓ સાથની વાતચીત માટે હાથવડે ઇશારાઓ કરવા ઉપરાંત એક **નાનું બોર્ડ** એમની

સાથે રહે છે, જે ઉપર અંગ્રેજી મુળાક્ષરો છાપેલા યા ચીતરેલા હોય છે. એ બોર્ડ ઉપર પોતાની જમણા હાથની પહેલી આંગળીવડે જોડણી (spelling) કરી એઓ અક્ષરો બતાવે છે, જે સામેનો માણુસ વાંચી લે છે. આ રૂઢીથી બીનમાહીતગાર બહારથી મુલાકાતે આવનારા નવા ભાવિકોને સમજાવવા માટે એમની મંડળીનો કોઇપણ આદમી નજદીકમાં રહે છે, જે આ બોર્ડ ઉપર બહુજ ઝડપથી ચાલતી બાબાની આંગળીએ દર્શાવેલા શબ્દો ચાલુ મહાવરાને લીધે સહેલથી ઉકેલી શકે છે. એજ પદ્ધતિ આજ વરસોથી ચાલુ છે. દુનિયાની નજરે ગમે એવી વિચિત્ર દેખાતી આ વાતચીતની રૂઢી એટલી અચુક છે કે એજ બોર્ડ મારફતે બાબાએ આજ સત્તર વરસો થયાં સેંકડો નહિ પણ હઝારો આદમીઓ સાથ અલગ અલગ વાતો કરી છે, એટલુંજ નહિ પણ ઘણીવેળા ભેગી મંડળીને ઉપદેશો પણ આપ્યા છે, તેમજ બીજા સંખ્યાબંધ ઉમદા લેખો લખાવ્યા છે, જે એમના શિષ્ય મંડળ હસ્તક પ્રગટ થતાં માસીકોમાં તેમજ બીજાં પુસ્તકોદ્વારા એમના શિક્ષણ–ઉપદેશ તરીકે છપાઇ બહાર પડયાં છે. એ સર્વનું એક અલગ લીસ્ટ આ પુસ્તકમાં આપ્યું છે.

## ચાલુ કડક ઉપવાસો

મૌન ધારણ કરવા ઉપરાંત આ મુનિશ્વર અવારનવાર દિવસો સુધી ને ઘણીકવાર મહિનાઓ સુધી સદંતર ખોરાક લેવાનું છોડી દઇ, કડક ઉપવાસો પણ ચાલુ કર્યાજ જાય છે. કોઇ વાર લાંબી મુદત સુધી ૨૪–કલાકમાં ફકત એકજ વાર ભોજણ લેય, તો કેટલીક વાર દહાડાઓ સુધી બીલકુલ ખાવાનું છોડી દઇ ફકત દુધ, ચહા યા પાણી વિગેરે પ્રવાહિ માત્રપર રહી મહિનાઓ ગબડાવે છે, જે સઘળું પોતાની અમુક કામગીરીના હિસાબે કર્યા જાય છે.

## કુઠે પણ ફરજ બજાવવામાં કસર કે કસુર થઇ ત્યાં એઓ હાજર!

વળી સર્વથી ધ્યાન પહોંચાડવા જોગ અને આશ્ચર્યકારક બીના તો એ છે કે પોતાનાં સંસ્થાનમાંના કોઇબી ખાતામાં, કુઠેબી કાંઇ ગેર-વયવસ્થા યા ગફલતી થઇ કે ત્યાં એઓ આવી ઉભાજ રહેતા, ગફલતી કરનાર પાસ ખોલાસો માગતા, અને તે માટે તેને બરોબર શિક્ષણ આપવા ઘણીવાર ઘટતી સજા (ખાસ સખત સજા 'ઉપવાસ') ફરમાવી, તે પરથી તે ગફલત કરનારને એકલાનેજ નહી પણ આસપાસના સર્વને બહુજ ચાનક અને ચકુનમરૂપી ઉપદેશ આપતા હતા. એટલે સહેજ પણ ગફલતી થઇ તો તે જાણી લેવાની એમની અણદીઠ શક્તિ જોઇ સર્વ કોઇ પોતાની ફરજની અચુક અમલ–બજાવણી માટે હર-હંમેશ ચોંકેલા અને ચકોર રહેતા!

## મન અને અંતરમાં ચમત્કારી અસર કરનાર શિક્ષા–ગુરૂ!

"Example is better than Precept" ની કહેતી પ્રમાણે ઉપર ઉપરના માત્ર મહોડેના ઉપદેશો કરતાં જાતી–વર્તનથી આપેલો દાખલો બહુજ જોરાવર અસર ઉપજાવે છે. જેમ કોઇ નવા શીખાઉને એકાદ નવી ચીજ શીખાડવા અને તેના મગજ ઉપર મજબુતાઇથી ઠસાવવા અગાઉ, એક શીક્ષકને અમુક ચીજ એકથી વધુવાર પોતે કરી બતાવવી પડે છે, તેમ "સેવા–ધર્મ" ખરો શું છે તે પોતાની ભક્ત–મંડળીને શીખાડવા અને તેમના મગજ ઉપર છાપ અને દીલમાં શ્રદ્ધા લાવવા, મહેરબાબા પોતે જાતે ખુદ માન્ગ–મહાર જેવા હલકી ગણાતી જાતીના લોકોની અનેક અગવડ ભરી સેવા પોતાને હાથે પહેલાં કરીને દેખાડતા, કે જેથી એમને પોતાને હાથે આવું કામ કરતા જોઇ, બીજા શીખાઉઓ કદાપી સેવા બજાવતાં સુગાઇ, ડગમગવા યા પાછળ હઠવાનું મન વટીક કરતા અટકી જાય.

## તમારેથી ન બને તો હું કરીશ!

એક ખરો બનેલો બનાવ તપાસીશું. અત્રેની શાળામાં શીક્ષણ લેતા એક મહારના છોકરાને એક વખત તાવ ચઢી આવી ન્યુમોન્યાની અસર જણાઇ, અને તાવ ૧૦૫–૧૦૬ ડીગ્રી સુધી વધી જવે મામલો ગંભીર જણાયો. એ વેળા અત્રેની હોસ્પીટલ તુરતનીજ શરૂ કીધી હતી, એટલે રાતના ૧૨ વાગતા સુધીજ ડયુટી બજાવનારાઓ રાખેલા હતા, જ્યારે આ ગંભીર કેસમાં તો આખી રાત માથે બરફ–પાણી વગેરે ફેરવવા માટે ખાસ ડયુટીવાલાની જરૂર હતી. ભકત–મંડળીના સભાસદોએ રાતના એક-એક કલાક વારા-ફરતી આ ફરજ ખુશીથી ઉપાડી લીધી. તેમાં એક નવો આવેલો જવાન બીજું બધું કામ કરવા તૈયાર હતો, પણ દરદીની કુદરતી હાજત વેળા મળ-મુત્રને અડકવાની સુગથી કાંઇક ડગમગ્યો. બાબા તે પામી ગયા છતાં ચુપજ રહ્યા. એટલે પેલા જવાને કાંઇક બીહીને પ્રશ્ન કર્યો કે "દરદીને કુદરતી હાજત થાય તે વેળાએ શું કરવું?" તેના મનમાં કંઇ એવો ખ્યાલ હતો કે આ કામ માટે હોસ્પીટલના કોઇ ઝાડુ-કચરો કાઢનાર કામદારને ઉઠાડવાનો બાબા હુકમ આપશે. પણ ત્યાં તો સેવા કરાવવા ઉપરાંત આવી ખોટી સુગની લાગણી પણ મટાડવાનું શીક્ષણ આપવાનો બાબાનો ઇરાદો હતો, એટલે એઓએ હસીને ફકત એટલુંજ કહ્યું કે "કાંઇ નહી, તમારાથી નહી થઇ શકે તો મને બોલાવજો. હું આવીને કરી જઇશ!" આ ઉત્તર સાંભળી તે બાપડો ચુપજ થઇ ગયો! તે પુજ્ય ગુરૂના આવા જવાબથી તો તેઓ સાહેબની મોટાઇ અને ઉંચ દરજ્જાનો તેને અચુક ખ્યાલ થયો, તેમના તરફના ભક્તિ–ભાવ અને માનમાં વધારો થયો! એટલે તે બાપડાએ શરમથી નીચું જોઇ તેમના પગપર પડી માફી ચાહી, અને તે પળથી તેના મનમાંથી મળ-મુત્ર તરફની ખોટી સુગ અને અભાવ નીકળી ગયાં! તે વધુ ઉમંગથી સેવા કરવા તૈયાર થઇ ગયો. એમના ઉમદા શીક્ષણ અને જાતી સેવાની બલિહારીના

અનેક દૃષ્ટાંતોમાં આ તો માત્ર એક નજીવો બનાવ છે. બાકી જેમને દુરથી જોઇનેજ દુનિયાના લોક કમકમીને નાસે તેવા રગત-પીત્યા, અને એવા બીજા ઝબુન બુરા અને ઉડતા રોગોથી પીડાતા દરદીઓને પોતાના હાથે નહવાડી, સ્વચ્છ કરી, તેમને કપડાં વટીક પોતાને હાથેજ બાબાએ પહેરાવ્યાં છે, — જે જોઇ એમની મંડળીના સભ્યોએ ઘણીકવાર આશ્ચર્ય પામી આફ્રીનના ઉદગારો કાઢયા છે!

## Military Discipline લશ્કરી કાયદા કરતાં પણ કડક તરબિયત!

વળી એવી જાતી સેવા કરવા ઉપરાંત દરેક સભાસદ તેમજ બીજાઓ પોતપોતાને સોંપી આપેલાં કામ લશ્કરી કડક કાયદા Military discipline માફક નેમી આપેલા નિયમ અનુસાર અમલમાં મેલે છે કે નહી તેની તમામ દેખરેખ અને બારીક ચોકસાઇ પોતે રાખતા આવ્યા છે.

## જન-સેવા માટેની હદ બહારની જેહેમતો.

આ સઘળી જંજાળો પણ કેવા સંજોગોમાં એઓ સહેવતા હતા તે પર જ્યારે ધ્યાન દોડાવીશું ત્યારે ખાતરી થશે કે આવી કાયનાત અને શક્તિ તો કોઇ ઉંચ કોટીની વ્યક્તિ Super-human Being જ ધરાવી શકે! કારણ આજે કોઇને થોડો વખત મોં બંધ રાખી ગુપચુપ ફરવાનું કેટલું ભારી પડે છે, તો પછી મુખમાંથી "ઉંહ" નો એક ઉદગાર પણ કાઢયા વગર, એમની ભક્ત-મંડળી ઉપરાંત બીજા ૩૦-૪૦ માણસો મળી લગભગ સો આદમીઓને સોંપી આપેલાં જુદાં જુદાં કામો અને અલગ અલગ ખાતાંઓ પર ચાલુ ચોમેર નજર રાખી, નાના મોટા સર્વે મળી લગભગ ૪૦૦ આદમીથી વસાયલાં એક સંસ્થાન પર જાતી દેખરેખ રાખી, તે માંહેના રકમ-રકમના આસામીઓના ખાધા-પીધાની, કપડાં-ચપડાંની,

તબીયત-તંદરોસ્તીની મનમાનતી વ્યવસ્થા જાળવવા દરેક બાજુ ફરી ચોકસાઇ કરવી, ઉપરાંત બીજા સેંકડો દર્શને યા મુલાકાતે આવનારાઓના તરેહવાર કીસમ-કીસમના સવાલ-જવાબની માથાફોડ કરવી, એ સઘળી રંજ એક સાધારણ ઇનસાન માટે તો કેવળ અશકયજ છે! અને એ સઘળી જહેમત પણ, વરસો તક, વગર બોલવે અને વળી કોઇવાર **મહીનાઓ સુધી મોંમાં અન્નનો દાણો નાખ્યા વગર** એઓ ઉઠાવી રહ્યા હતા, એનો જયારે ખ્યાલ કર્યે, ત્યારે તો એઓશ્રીની કોઇ અપાર દેવતાઇ (Divine) શક્તિ વિષે કશો પણ શક યા સંદેહ રહેતોજ નથી. જેઓ એમની સાથે વસી આ સઘળી અદભુત કામગીરી નજરોનજર નિહાળી રહ્યા છે; તેઓ માટે તો મેહેરબાબા બેશક એક મહા-પુરૂષ Super-human Being-જ છે!

આ સઘળું વાંચતાં સાધારણ રીતે કોઇ પણ ઇનસાન વીચારમાંપડી જઇ કુદરતી રીતે સવાલ કરી ઉઠશે કે, "એમ કેમ બને?" તેનો જવાબ એજ કે એમ હરરોજ બનતું હતું અને તે પણ એકાદ બે દીવસ નહીં, એકાદ-બે અઠવાડયાં નહી, એકાદ-બે મહીના નહી, પણ આજ વરસોથી એજ પ્રમાણે, મ્હોંમાંથી એક લફ્ઝ કાઢયા વગર, જગ-ઉદ્ધારની પોતાની કામગીરી અર્થે, બાબા પોતાના તન પર કેમ કષ્ટ ઉઠાવી રહ્યા છે, તે સઘળું જાતે જેનારાઓ જાણે છે, તેઓ તો હયરત થઇ એજ કહી રહ્યા છે કે—

બેકરારી જો કોઇ દેખે હય સો કહેતા હય
કુછ તો હય, અય ગુરૂ! એક દમ ભરબી તુજે આરામ નહી!

યાને એમના તન-મન પર પડતી હલાકી અને બેકરારી જેઓ જોઇ રહ્યા છે તેઓ પોકારી ઉઠે છે કે, "ઓ હમારા ગુરૂ! તમને એક દમ ખાવાનો પણ જાણે આરામ નથી!"

"ઝાહેરી" (External) સમજવાનો પ્રયત્ન કરો તો "બાતેની" (Internal) નો કાંઇક ખ્યાલ મેળવી શકશો!

આ તો બધી ઇનસાનની નજરે દેખાતી અને સમજમાં આવતી એઓની દુનિયવી ઝાહેરી કામગીરીની વાત થઇ, જે એમને મનથી તો બીલકુલ નીર્જીવ, દમ વગરની હતી. ખરી (Internal & Spiritual working) બાતેની અને આત્મિક કામગીરી, જે એમનું ખરૂં કર્તવ્ય, બલકે ફરજ છે તે તો તદ્દન અલગજ છે! તે આપણુ સાધારણ ઇનસાનની સમજમાં ઉતરીજ ન શકે, કારણુ તે આપણી સમજ–શક્તિની પેલે પાર (beyond intellect) ની વાત છે. એટલે આપણે જે કાંઇ કરી શકયે તે એજ કે આપણી સાધારણ નઝર, અકકલ અને સમજ વડે જેટલું જોઇ જાણી અને સમજી શકયે તે, યાને એઓનાં જાહેરી દુનિયવી કર્તવ્યોનું અવલોકન કરી, તે ઉપરથીજ એમની લાયકાત, લીલા અને જબરદસ્ત શક્તિનો, ઘણો નહિં ને થોડોબી ખ્યાલ મેળવવો. એમની સાથ વરસોથી વાસો કરી રહેલા થોડાક ગણત્રીનાઓને બાજુએ મેલતાં, અત્રે મેહરાબાદ આવવા પછીની એમની જગ–કલ્યાણ અર્થેની અદભુત કામગીરી જેઓ નઝરે જોઇ અને જાતે અનુભવી રહ્યા છે, જેઓ એમના અતી બોધ–દાયક, ધાર્મિક અને ઉમદા ઉપદેશો સમજવાને નસીબવાન નિવડયા છે, તેઓ સર્વને તો એમની ઉંચ મનોવૃત્તિ, એમનો ઉમદા આત્મ–ભોગ, એમની જન–સેવા અર્થેની જહેમતો, એમની સર્વ સાથની હયરતભરી માયા, મમતા અને મહોબત જોઇ તેઓને પણ એમના તરફ બેહદ ભક્તિ–ભાવ, માન અને મહોબતજ ઉત્પન્ન થયાં છે. એટલુંજ નહી, પણ એમના એકેક વર્તનમાં કાંઇને કાંઇ (Super-human અને Divine element) અસાધારણ અલૌકિક શક્તિજ નજરે આવે છે, જેને આપણે દુન્યાના લોકો સાધારણ રીતે કંઇબી ઉપમા આપી શકયે

તો તે "**અદ્દભુત આશ્ચર્ય**" નીજ છે. જેમને જોવાને આંખ, સમજવાને અક્કલ અને કબુલ કરવા માટે સાફ અને ખુલ્લું અંતઃકરણ છે તે સર્વેને તો અહીં એમની એકેક હીલચાલમાં કંઇ નહીંને કંઇ "અદ્દભુત" અને "અસાધારણ" જ દેખાય છે.

"મેહેરાબાદ" સંસ્થાન મધેના એઓશ્રિનાં કર્તવ્યો અને ઉપદેશોનું બ્યાન જેટલું બની શકયું એટલું રજુ કર્યું છે. તે ઉપરથી સાધારણ વાંચનારને કાંઇ નહિ તો એમની અથાગ સેવાનો, એમની ઉંચ મનોવૃતીનો તો ખ્યાલ આવશેજ. એ વતરોગે મેહેરાબાદની બાહેરની બીજી બાબદો પણ ઘણી છે, જેમાંની થોડીક હવે પછીના પ્રકરણોમાં રજુ થશે. તે સર્વ બીનાઓ ખુલ્લાં દીલે વાંચવાથી, એક અપક્ષપાત વાંચનારને પ્રત્યેક બીના માહે કાંઇ "અદ્દભુત" જરૂર જણાશે. યાને જેઓ એમને (externally) બાહેરના ઝાહેરી વર્તનપરથી પીછાણવાને પ્રયત્ન કરશે તેમને અંતરથી (internally) પીછાણવાને કંઇક સાધન મળશે.

## Baba's Internal Working.

## બાબા બીજાનું દુઃખ પોતે કેમ વ્હોરી લે છે?

## એક અદ્દભુત દ્રષ્ય અને અનુભવ!

**બાબા બીજાનું શારીરિક દુઃખ પોતાના તન પર કેમ વ્હોરી લે છે** તેના ઘણાક આશ્ચર્યકારક અનુભવો એમના શિષ્યો અને ભકતોએ નિહાળ્યા છે. તે માહેલા એક વિલક્ષણ પ્રકારનો બહુજ અસરકારક અને મનન કરવા યોગ્ય દાખલો એક ખરા બની ગયલા બનાવ ઉપરથી લઇશું. એકવાર મેહેરાબાદમાં તદ્દન સાજી તબીયતે મંડલી સાથ વાત કરતાં કરતાં એકાએક બાબાને તાવ ચઢી આવી, અને તદ્દન નસોસ થઇ ગયા. એમને બીસ્તરા પર સુવાઠી દીધા. એમનો અવાજ પણ એક

તાવથી પીડાતા દર્દી સરીખી કમ તાકાતને લીધે ધીમો ને બારીક નીકળતો. લગભગ દર બબ્બે મીનીટે પોતાનો હાથ લાંબો કરી યા માથા પર હાથ મુકી તાવ તપાસવા કહેતા, તો તે બંને હાથો અને માથું તાવથી ધમધમી રહેલાં જણાતાં! વળી થરમોમીટર મુકીને પણ એજ મીસાલ દર બબ્બે મીનીટે તાવ તપાસવા લગાડતા, તો સર્વની અત્યંત અજાયબી વચ્ચે દર વેળા તાવની ડીગ્રીઝમાં ફરક પડતો — અને તે પણ અચરતી ભર્યો! એકવાર તપાસી ૧૦૫ નોંધવા બાદ માત્ર બેજ મીનીટ બાદ પાછી તપાસતાં તે એકદમ પાંચ ડીગ્રી ઉતરી જઇ ૧૦૦ પર આવી જતી! વળી બીજી બેજ મીનીટ બાદ પાછી ૨–૪ ડીગ્રી વધુ, યાને ૧૦૨–૧૦૪ ઉપર જાય! ફરી બે મીનીટ બાદ થરમોમીટર મેલતાં એકદમ ૫–૭ ડીગ્રી ઉતરી જઇ ૯૮ પર આવી જાય! આમ લગભગ કલાક ભર આ ખેલ ચાલ્યો. કોઇને કશું સમજ નહિ પડે! બલ્કે આ તાવની બીમારીની આટલી તુરતાતુરત વિચિત્ર વધ–ઘટ જોઇ સઘળા અચરત થઇ રહ્યા! ડાકટર–દવાઇના ઉપચાર માટેની અરજ કરતાં, એઓ સાફ ના પાડતા. તો જો કે એ ચડ–ઉતર તાવની અસરે એમની તાસવીસ અને તરફડ દેખી જોનાર ભકતોના જીગર દુખથી જલી જતાં. પણ કોઇનો કશો ચારોજ નહી — એટલે એમની કોઇ આંતરીક "કામગીરી"ના સબબે હશે, એમ સમજી લઇ ગમે એવા ગંભીર અને દલગીર ચ્હેરે સૌ ચુપ બેસતા. સેવટે એમને શારીરિક વેદનાથી તદ્દન નસીસ થયલા દેખી મંડલી દુઃખથી દાઝી દલગીર થતી, ત્યારે પોતેજ તાસવીસ કરતી નબળી હાલતે બી ઇશારો કરી જણાવતા "ફીકર નહિ કરો. એ વધન પણ વીતી જશે!"

આમ અહીં વાત થઇ રહી છે, તેટલાં અહમદનગરથી બાબાની મંડળીના એક હિંદુ ભાવિક A. સાઇકલ પર આવી હાંફતો ફુફતો મેહેરાબાદમાં ઉતર્યો ને તુરત બાબા નજીક જઇ આંખમાં

આંસુઓ સાથે રડવા લાગ્યો, "બાબા — મારા બાબુને બચાવો! તે તરફડી રહ્યો છે. તમારી માફી ચાહે છે. દુઃખ બીલકુલ સોસાતું નહી. તાવ દર બબ્બે મીનીટે પાંચ–સાત ડીગ્રી ચઢ–ઉતર થતી રહે છે, જેથી ડાકટરો પણ હયરાન અને હયરત થઇ રહ્યા છે — ને આસપાસનાઓને પણ કંઇ સુઝતું નથી! તમો એકલા તારણહાર છો, દર્દી દુખથી આજેઝ થઇ મરવા અગાઉ પોતાના ગુનાહની માફી ચાહે છે — ને એજ સંદેશ આપી મને મોકલાવ્યો છે કે બાબાને કહો કે મને મરવાની પરવા નથી. મારા ગુનાહની માફી બક્ષો! બાબા, હવે એને માફ કરો. હમારેથી એનું દુઃખ દેખીબી નહિં શકાતું! એની કલાપીટ સાંભળી હમારા કલેજાં કપાઇ જાય છે!" આમ બોલી તે પોતે પણ બાબાના પગ પર માથું મેલી ખુબ રડવા લાગ્યો. આ રડારોળ અને હકીકત સાંભળી મંડળી પણ ચકિત થઇ રહી કે એ બધી શી ગડબડ હતી. બાબાની બીમારી ને તાસવીસમાં રાહત આપવાને બદલે આય શું તકલીફ? પણ એબી કંઇ એમનીજ ઘટના અને કરામત હશે, એમ માની સૌ ચુપજ રહ્યા. સર્વની અચરતી વચ્ચે બાબા નબળી નબીયતે પણ ઉઠી બેઠા. પેલાએ એમના પગ પર માથું મેલી, ગુનેહગાર દુખી તરફથી આંખમાં આંસુઓ સાથ માફી ચાહી. બાબાએ તેના માથા પર પ્રેમથી હાથ મેલ્યો અને તાસવીસથી કુમળાયલા મુખે પણ હસીને પેલાને માફી બક્ષી — દિલાસો દીધો અને ઘરના કોઇને પણ "ફીકર નહી કરવા" કહ્યું. એમની "રહેમ નઝર દર્દી પર છે" એમ આશ્વાસન આપી, પેલાને તુરત વિદાય થવા કહ્યું, અને એમ પણ ફરમાવ્યું કે ડાકટર દવાઇના સઘળા ચાંપતા ઇલાજો કરવા. હવે ઠીક થઇ જશે — અને થોડાક કલાક બાદ ત્યાંથી ખબર લઇ પાછા એમની આગળ આવવાની પણ ખાસ આજ્ઞા આપી.

તેના જવા બાદ બાબાએ તાવની દવાઇનો એક "ડોઝ" લીધો. રૂમમાં એકલાજ આરામ કરવા માટે સર્વને બહાર જવા ફરમાવ્યું. થોડીવારે સર્વને પાછા બોલાવ્યા. સૌ જુએ છે તો એમને આખે આંગે પરસેવો છુટી રહ્યો હતો, અને તે સાથ કાંઇક રાહત થયલી જણાઇ. તાવ તદન ઉતરી ગઇ. રફતે રફતે મામલો સુધરતો ગયો, અને ત્રણેક કલાકમાં તો એઓ પાછા ઉઠી, ટટાર થઇ બેઠા. આ સર્વ ઘટના માટે પોતેજ હસવા લાગ્યા, અને ડોક હલાવી કંઇ અર્થસુચક ઇશારો કર્યો — કે "વઘન વીતી ગયું!" થોડીજ વારમાં પેલો હિંદુ ભકત પાછો આવે છે ને ખબર કરે છે કે — "બાબા–હું ત્યાંથી નીકળવા બરાબર યાને જ્યારે તમે માફી બક્ષી, ફિકર નહિ કરવા કહ્યું તેજ વખતથી, દર્દી તાસવીસ કરતો શાંત થઇ ગયો. હું તમો સાથ વાત કરતો હોઇશ ત્યારે તે કંઇ અંદેશામાં હતો, અને તમારી "માફી"નો સંદેષ લઇ નીકળ્યો તે વેળા અજબ શાંત થઇ ગયો! આપનો સંદેષ સાંભળી તેની આંખ્યોમાં પાણી આવી ગયાં. તેને નવુંજ જીવતદાન આવ્યું! દવા લેવા હુજ્જત કરતો હતો તે હવે ખુશીથી પી ગયો, અને થોડીવાર આરામ કરવા બાદ આખા આંગે પરસેવાના ઝરણ ફુટયાં. ત્યાર બાદ તાવ તદન ઉતરી ગયો. હવે શાંત અને આરામમાં છે. બાબા! મારા દેવ! આપના ચરણે પોતાનું જીવન અર્પણ કરવાનીજ અપેક્ષા ધરાવી રહ્યો છે! —" અને અહીં તે ભાવિક અહેસાનમંદ જીગરે ધસાધસ રડતો બાબાના પગ પર પડયો, પોતાના દીલનો ઉભરો ખાલી કર્યો. બાબાએ તેને સાંત્વન આપ્યું.

આ સર્વનું મુળ કારણ પાછળથી માલમ પડતાં જણાયું કે દર્દીને અગાઉ બાબાએ અમુક આજ્ઞા આપી હતી, જે પાળવા તેણે બાબાને પવિત્ર કોલ દીધો હતો. પણ પાછો પોતાની અસલ ચાલ પર ગયો ને ગુરૂ આજ્ઞા તોડી. તેના નતિજામાં આ સઘળી હયરાની પોતે ભોગવી રહ્યો બીજાઓ ઉપરાંત ગુરૂને પણ

હયરાની ભોગવવા લગાડી! પણ તે એક સારો આત્મા હતો, એટલે ગુરૂ કૃપાથી મરતોજ બચ્યો — ને સાજો થયા બાદ બાબાને આવી મળ્યો; ખુબ રડી, માફી ચાહી. તે દીનથી તે બાબાનો સાચો ભકત બન્યો!

## સેવા-ધર્મ — સર્વથી શ્રેષ્ઠ!

બાબાની આ સઘળી જન-સેવાની અથાગ કામગીરી અને કારસાઝી આપણને એજ શીખાડે છે કે **સર્વથી મોટો ધર્મ તે સેવા-ધર્મ** છે — The Highest Religion is the Service to Humanity. દરેક આત્મા એકજ મૂળ આતશની અલગ ચીંગારીઓ છે, યાને પ્રત્યેક જીવાત્મા એ પર્માત્માનો એક અંશજ છે, એટલે કોઇ પણ જીવાત્માની સેવા તે પર્માત્માનીજ સેવા ગણાય છે. અને એવી સેવા પણ જ્યારે બીલકુલ બીન-સ્વાર્થિ હોય તો તે કમાલજ કહેવાય! આવા કમાલ યાને ઉત્તમ સેવા-ધર્મના સબકોની છાપ પોતાના ચેલાઓના મનપર ઠસાવવાની જ્યારે એમની ખાહેશ છે, તો તેઓ પોતેજ કેવી રીતે સ્વસ્થ રહે યા અયશ-આરામમાં જીવન ગુજારી શકે?

## "જન-સેવા એજ મારૂં જીવન!"

"જે કોઇ પોતાને માથે રંજ, જેહમત ઉઠાવી રહ્યો છે, જે કોઇ સર્વને પોતાનાજ સમજી તેમની સેવા માટે તત્પર રહ્યો છે, તેનેજ સાચો સંત કહેવો, દેવ કહેતાં ઇશ્વર તેનેજ જાણવો. જેમના કોઇ વન-વાળી નથી એવા લાચાર બેચારાને જે હાથ ધરે અને તેમના દિલના દુ:ખ જાણી પોતે દુ:ખી થાય તેજ સાચો સંત, કારણ કે માખણ જેમ અંદરથી અને બહારથી નરમ રહે છે, તેમ એક સંતનું દિલ પણ અંતરથી અને બહારથી મોમ મિસાલ નરમ રહે છે. ઉપર વર્ણવ્યા મુજબનું વર્તન કરે તે સાક્ષાત ભગવાનનીજ મૂર્તિ છે."

લક્ષ્મિ અને સરસ્વતી દેવી બંનેની પ્રસંશા પામેલા, અને ખુદાને પૂગેલા બબે મહાન સદગુરૂઓના પ્રેમી ચેલા અને વારસ હોવાનું અનુપમ સાફલ્ય ધરાવનાર મહેરબાબા ચાહે તો કોઇ કશાની દરકાર કર્યા વિના, પોતાને પ્રાપ્ત થયલી શ્રેષ્ઠ દૈવિક ન્યામતોનો લાભ પોતે એકલીજ લઇ, મન ચાહે તેમ અનંત આનંદમાં લહેર કરી શકે છે, પણ એઓ શ્રીને અમર રોશનીનો માર્ગ બતાવનાર અને મીનોતુમ માલેકના દર્શન કરાવનાર બબે મહાન ગુરૂઓની આજ્ઞાને આધિન, તેમજ **જગ-ઉધ્ધાર અર્થેની એમને ખાસ નિર્માણ થયલી કામગીરીના કારણે,** આ સઘળી દુનિયવી તેમજ મિનોઇ ન્યામતોનો લાભ પોતે એકલા જીવે લઇ એકલપેટાઇ ભોગવવાને બદલે, જગ-કલ્યાણ અર્થે પોતાની તમામ કિંમતી ન્યામતોનો થેલો અર્પણ કરી, ખુદ પોતાના તન બદન પર સખ્તી અને કષ્ટ વ્હોરી લઇ, પોતે જાતે સર્વ પ્રકારની સેવા કરવા ઉપરાંત પોતાના ભાવિકોને પણ જન સેવા કરવાનો ઉપદેશ અને ઉમદા લાભ આજ વરસોથી આપી રહ્યા છે, તે સેવા કરનારાઓ તેમજ તેનો લાભ ભોગવનારાઓ બંનેને તેનો ઉમદા લ્હાવો ચખાડી રહ્યા છે. તે માહેલું જે થોડું વર્ણન આપણે વાંચી ગયા તે તો એક નજીવી શરૂઆત છે! હજી આગળ તો ઘણું જોવા-જાણવાનું છે!

## અને સાચી જન-સેવા એજ મારૂં શિક્ષણ!

આગલાં પ્રકરણોમાં વર્ણવ્યા મુજબ મેહેરબાબા આ ગોર-ગરીબ અને બીજા એવા ગરજાઉઓની સેવા અને ઉદ્ધાર Service and Salvation અર્થે જે ચળવળ ચલાવી રહ્યા હતા, તેનો લાભ દુનિયવી યાને ઝાહેરી નજરે તો તે બાપડાં દુ:ખી-દર્દીઓ અને ગોર ગરીબોને મળતો હતોજ, પણ આ સેવાનો મોટો લાભ એટલામાંજ આવીને અટકતો નહી. કારણ

આ જાહેર લાભ જેમને તે સેવા પહોંચતી તેમને મળવા ઉપરાંત તે કરતાં બહુ મોટો આત્મિક લાભ તો તે સેવા કરનારાં, એમની ભકત–મંડળીના સભાસદો અને બીજાં ભાવીકોને મળ્યો છે, તો જો કે સાધારણ નજરે તો તે બીચારાં સેવા કરનારાંઓ દુનિયાદારી સાથના પોતાના ધાડા અને સુખી સંબંધથી અલગ થઇ, પૈસા-ટકા યા બીજા કોઇ પણ એવા દુનિયવી લોભ વગર ફકત પોતાના જીવન અર્થે જરૂરી જે દાળ-રોટી અહીં મળતી તે પરજ શુક્ર–ગુજારી કરી રહ્યાં છે.

## સુખના ભોગે સેવા બજાવનારા સુખી–સુખીયારાંઓ !

"Let us not live on this material plane that dreams of happiness only in the guise of purple and fine linen, and the feast of Lucullus and Self-indulgence, but on that plane where opportunities of Service to others are held as the higher privilege and where Self-Sacrifice is the highest ideal to be attained."

અને ખરેખર અજબ જેવું તો એ કે અત્રે બાબા સાહેબની ભકત–મંડળીમાં એવાં પણ સ્ત્રી–પુરૂષો છે, જેઓ પોતે પૈસે પુર અને ઘરેબારે સુખી-સુખીયારાં હતાં અને આજે પણ છે. તેવાંઓ પણ પોતાના ઘરબાર અને સંસારના સુખોને સલામ કરી, અત્રે આવી, એઓશ્રીની આજ્ઞાનુસાર જન-સેવા બજાવી રહ્યાં છે. તેઓમાંના ઘણાકોએ જવાન જીંદગીની મોજ વટીક ભોગવી નથી, બલ્કે થોડાક ગણત્રિના અપવાદો સિવાય, મોટે ભાગે ભર-જવાન વયના ઉલટમંદ શિષ્યો છે જેઓ સઘળાં મેહેરબાબાના આશરા, આશીષ અને સહવાસ હેઠળ વરસોથી પોતાના ઘરબાર, ધંધાધાપા અને દુનિયાદારી સાથના સંબંધ પોતાની રાજીખુશીથી અલગ કરી,

ફકત જન-સેવા અર્થે જીવન ગુજારી રહ્યાં છે. જેમના ઘરમાં હુકમનો અવાજ સાંભળતાં એકથી વધુ નોકરો હાજર થઇ ખડા રહે એવી સારી સ્થિતીના સ્ત્રી–પુરૂષો પણ પોતાના ઘરનાં કામમાં યા કારખાનામાં નોકર તરીકે રાખી શકે એવા માન્ગ-માહારના પોર્યાઓની નોકરી અત્રે પોતે કરી રહ્યાં હતાં. જેઓ પોતાનાં મેલાં કપડાં ધોવા ગરીબ વર્ગના ધોબીઓને પૈસા આપી રોકી શકે, તેવા ગરીબ ગરજાઉઓનાજ બચ્ચાંના આંગપરના ચાંચડ–માકડ અને અને અસંખ્ય જુ વિગેરે જીવ–જંતુઓથી ભરેલાં મેલાં કપડાં આજ ઘરબારના સુખયારા શેઠ લોકોના ફરજંદોએ ધોયાં છે! જેઓ ખુરસી–ટેબલે બીરાજી, માંસ–મદીરાના સ્વાદીષ્ટ મિષ્ટાનો સુખેથી ભક્ષ કરી શકે એવી સારી સુખીયારી સ્થિતિના સ્ત્રી–પુરૂષ સર્વ ખાણી-પીણીની મીઠી મૌજ તજી દઇ, અત્રે મળતા સાદા દાળ–ભાતના ખોરાક પર બારો માસ દીવસ કાઢી રહ્યાં છે. એ ઉપરાંત આટાની ચકકી પીસવાની, દીવાબત્તી સાફસુફ કરવાની, વખતો વખત મકાનોનો કચરો પુંજો કાઢવાની, તેમજ જમીનને લીંપી–ગુંપી સાફસુફ રાખવાની સઘળી ફરજો હાથે જાતે કરી બજાવવાને કોઇ પણ રીતની આંચકી કોઇએ કદી ખાધી નથી.

વળી આગળ લખ્યા મુજબ, દુઃખી–દર્દીઓની સારવાર કરવાનું, તેમને દવા–દારૂ આપવાનું, સઘળાંની જમવા–ખાવાની વ્યવસ્થા કરવાનું, વજનદાર કાવરો વડે પાણી લાવ–લઇ જા કરી ભરવાનું, સ્કુલના છોકરાઓને નહવડાવવાનું વિગેરે હરેક રીતનું કામકાજ સઘળાં પુર ઉલટ અને ઉમંગ સાથ કરી રહ્યાં હતા.

## વળી મરદો સાથ ઓરતોએ પણ કંઇ ઓછી સેવા બજાવી નથી

અત્રે બાબા સાહેબના સહવાસમાં મેહેરાબાદ મધે રહેલી સ્ત્રી–મંડળીએ પણ કાંઇ નાની સુની સેવા બજાવી નથી. પ્રથમમાં

ભકત-મંડળી અને સ્કુલના છોકરા-છોકરીઓ અને બીજાં બહારના નવાં દર્શન યા મુલાકાતે આવનારાંઓ વીગેરે મળી આશરે ૧૫૦ થી ૨૦૦ આદમીનું બપોર-રાતનું બેવારનું ભોજન રોજ સઘળું તેઓજ પકાવતાં. ઉપરાંત, એ સઘળાંઓ માટે રોજ બે વાર ચાહ-પાણી વીગેરે તૈયાર કરી આપવાની આખા દિવસની ભારે ઠાક અને રકજીકભરી ફરજ, આ ભકત-મંડળી માહેલી સ્ત્રી સભાસદો બજાવતી રહી હતી. અને વળી તેઓમાં પણ કેટલીક એવાં શ્રીમંત ખાનદાનની અને સારી સ્થિતિવાળી, જીવનની આશાઓથી ભરી જુવાન સ્ત્રીઓ છે કે જેઓ પોતાને ઘરેબારે નોકર-ચાકર ઉપર સાહેબી ભોગવી, બીજા દરેક રીતના અયશ-આરામ અને અમન-ચમનમાં રહી શકે !

## આવું કર્તવ્ય એક સદ્‌ગુરૂજ કરી શકે !

It is good to work for the love of work—for friends, for honour, for independence; but the highest and best to work for the love of Truth, without hope of praise, or fear of reproach."

મગર આ સર્વ સારી સુખવાસી સ્થિતિના સ્ત્રી-પુરૂષો, જેએ જીંદગીની સર્વ નેઆમતોનો ભોગ આપી, આવી રાત-દીવસની જંજાળ અને જહેમતભરી ફરજો રાજી-ખુશીથી, ખરા પ્રેમથી, આનંદથી, આસ્થાથી, લોક-સેવા બલ્કે ખરી જન-સેવાના ખ્યાલથી આજ વરસોથી બજાવી રહ્યાં છે, એ સઘળા શાના પ્રતાપ? કોના પ્રતાપ?

આ કળીયુગના બીલકુલ આપ મતલબી અને લોભી જમાનામાં, આવી સારી સુખવાસી સ્થિતિના અને આટલી કુમળી જવાન વયના સ્ત્રી-પુરૂષોની લગભગ પચાસેક માણસોની મંડળી પાસે

જીંદગીની મોજશોખો અને ઉત્તમ સુખોનો ભોગ અપાવી, કંઇ પણ પાઇ–પૈસો કમાવાની આરઝુ વગર, ફક્ત જન–સેવા અર્થેજ આવી રાત–દીવસની રંજભરી સખત ફરજો બજાવવાનું, અને આજકાલના સાહેબો–શોખ અને તુમાખી લોકને મનસે ફક્ત નોકર–ચાકરોના નીચલા વર્ગથીંજ થઇ શકે એવાં હલકાં ગણાતાં કામો કરવાનું, દાળ–ભાતના સાદાં ભોજન પર બારો માસ શુક્રગુજારી કરી રહેવાનું જોરાવર જીગર અને ઉંચ મનોવૃતી એ સર્વમાં બરપા કરનાર એક સાચો સદ્ગુરૂજ હોઇ શકે! અને વળી તે સદ્ગુરૂની શક્તિ પણ કંઇ જેવી તેવી હોઇ ન શકે!!!

પૈસા ટકા યા બીજા કોઇ પણ સ્વાર્થ યા લોભને ખાતર તો કોઇબી કાંઇ પણ કામ કરી શકે છે! તેવી કોઇ લાલચથી માંગો એટલા ભાડુતી, મતલબ્યા યા લોભી માણસોની સેવા પણ મેળવી શકાય છે! પણ ઉપર કહ્યું તેમ, પોતાના કોઇ પણ રીતના દુનિયવિ સ્વાર્થ વિના, ફક્ત **પરમાર્થ અને જન–સેવાનીજ ભાવનાથી** ફરજ બજાવવા તૈયાર થનારાં આજે કેટલા અને કયાં મળી શકશે?

પૈસા કમાવા યા જમાવવાના કોઇપણ લોભ વિના, અને ફક્ત જીવન અર્થે જરૂરના સાદા ખોરાકપર સંતોષ ધરી સાચી સેવા બજાવનારા બીન-સ્વાર્થિ સેવકો તો આવા પરમ-પુજ્ય, ખુદાને પુગેલા સદ્ગુરૂઓને ત્યાંજ મળી શકશે! એ મહાન સંતોજ આ દુનિયવિ માયામાં ફસેલા મરદો અને ઓરતોમાંથી માયાનો મોહ દુર કરી તેમનામાં આત્મ–ભોગની ઉંચ મનોવૃત્તિ ઉત્પન્ન કરે છે; તેમને કેળવી તૈયાર કરી શકે છે અને તેમને નીભાવી લે છે. ત્યારેજ તે સ્ત્રી–પુરૂષો આવી બીલકુલ બીન-સ્વાર્થિ અને પરમાર્થિ સેવા બજાવવાને લાયક થઇ, સદા તેમના ગુરૂની આજ્ઞાને ગમે તે ભોગે માન આપવા તત્પર રહી અને ટકી શકે છે.

# પ્રકરણ ચૌદમું

## સંત-સંગની ચમત્કારી અસરો!

આંકે ઝર મી શવદ અઝ પરતવે આં કલ્બે સીયાહ,
કીમીયા અસ્ત કે દર સોબતે દરવીશાંનસ્ત. (હાફેઝ)

યાને કે-પર્માત્માને પુગી ચુકેલા એકાદ દરવીશ (સદગુરૂ)ના સહવાસ કે સોબતની કીમીયાના જેવી અસરથી પોલાદના જેવું સિયાહ અંતઃકરણ પણ સોનાની માફક પ્રકાશિત થાય છે; અને તે ખરૂંજ છે! આપણે થોડા દાખલા તપાસ્યે.

### મુવેલાં ઢોરો અને બીજાં જંગલી જાનવરોનો ભક્ષ કરનારાંઓ પણ અન્ન-ફળ-શાકપર જીવન ગુજારતાં શીખ્યાં છે!

આ પ્રદેશના ગામડયાઓ, ખાસ કંરી માન્ગ અને મહાર જાતના લોકો, બાબા આરનગાંવ આવી રહ્યા ત્યાં સુધી "માંસહારી" હતા. પરંતુ પોતાની ગરીબીને સબબે મુવેલાં ઢોરો, હરણ, કોહલાં, ખીસકોલાં વીગેરેનો પણ છુટથી ભક્ષ કરતાં હતાં. પરીણામે બાપડાં ઘણાક નિર્દોષો અજ્ઞાનપણે ભયંકર રોગોને આધીન થઇ, જન્મભરના દુઃખોથી પીડાતાં અને કેટલાક તો જાનથી પણ ચાલ્યાં જતાં. આવી નાશકારક સ્થિતીનો અટકાવ કરવા, તેમજ આ બાપડી અજ્ઞાન પ્રજાના શારીરિક ફાયદા તેમજ આત્મિક ઉન્નતિ અર્થે મેહેરબાબાએ અત્રે આવ્યા બરાબર, માત્ર આરનગામનાજ નહી પણ આસપાસના બીજા ગામના લોકોમાં પણ માંસહારી ખોરાકની સખત મનાઇ ફરમાવી, જેનાં પરીણામે બાપડાં ગરીબ અણઘડ લોકોને મુવેલાં ઢોરોના માંસ ખાધાથી ઉત્પન્ન થતાં ભયંકર દુઃખ-દર્દોમાંથી બચાવી, શારીરિક યાને દુનિયવિ તેમજ આત્મિક બંન્ને રીતે તેમને ઉગાર્યાં છે.

## બુરાં વ્યસનોમાંથી દૂર

એટલુંજ નહિ, પણ તેમને બીજાં બુરાં વ્યસનોમાંથી બહાર કાઢી બચાવ્યાં છે, દારૂ, ગાંજો, ભાંગ, તમાકુ વીગેરે નશા ઉત્પન્ન કરનારાં નાશકારક વ્યસનોમાંથી પણ તેમને છોડવી રહ્યા છે. આ બુરાં વ્યસનોને જેઓ આધીન થયા હતા તેમાંનો મોટો ભાગ એક યા બીજા રોગથી પીડાતો હતો. કારણ ગરીબીને સબબે તદ્દન હલકી જાતના અને દેહનું નખ્ખોદ વાળનારાં આ નાશકારક પીણાંઓ તેમના દેહની કેવી ખરાબી કરતી હતી એ બાબાશ્રીની જાણમાં આવતાં તેના અટકાવ અર્થે, તેમજ વળી તેમના આત્મિક ઉદ્ધાર અર્થે પણ આ વ્યસનોથી દુર રહેવા સઘળાને સખત તાકીદ આપી હતી. જ્યાં જ્યાં એવા દાખલા સપડાતા, ત્યાં બીજા આસપાસનાઓને ધડો બેસે અને ચાનક લાગે એવી સજા ફરમાવતા ને સારી શીખામણ પણ આપતા, જેના પરીણામે ઘણે મોટે ભાગે આ ગરીબ અજ્ઞાન લોકો આ વ્યસનોથી દુર રહેવા પામ્યા છે, અને પોતે શારીરિક ફાયદા ઉઠાવા ઉપરાંત આત્મિક ઉદ્ધારના માર્ગ તરફ આગળ વધવા નસીબવંત નીવડયા છે.

## ચોરી લુંટફાટનો અટકાવ

વળી એ ઉપરાંત જ્યાં બાબાએ સ્થાનકજ કર્યું અને આ પ્રદેશનો ઉદ્ધારજ કરવો હતો, તો પછી ત્યાંના લોકોને કોઇપણ રીતે આડે માર્ગે જવાજ કેમ દેય? એટલે અત્રે લુંટફાટ ચલાવતી ટોળકીઓ માંહેલા ઘણાકોને પણ એ રસ્તેથી દુર કરી, જીવન અર્થે જરૂરનાં બીજાં પ્રમાણીક સાધનો મેળવવા કોઇપણ પ્રકારના નોકરી-ધંધામાં એઓએ ગુંતાવ્યા છે. અને કેથે પણ ચોરી-લુટફાટના દાખલા સપડાતા, ત્યાં તેમાં સંડોવાયલાઓને સજા ફરમાવતા, ને ઉપદેશ પણ કરતા, જે તેમને પોતાને સુધારવા ઉપરાંત આસપાસનાઓમાં પણ દાખલો બેસાડી, આવી અપ્રમાણીક ઇલ્લતથી

દુર રહેવા સઘળાને સાવધ રાખતા! આનો એક જાણવાજોગ દાખલો હેઠળ રજુ કર્યો છે.

## સત્યા માંન્ગ

### અદ્દભુત જીવન-પલટાનો એક જાણવાજોગ ચિતાર!

સત-સમાગમથી દુનિયાના નામચીન ઉઠાવગીરોના જીવન પલટાઇ તેઓ પણ સદમાર્ગે લાગી ગયા હતા, એ વાત શાસ્ત્રોમાં વિખ્યાત છે. આને મળતોજ એક જાણવાજોગ દાખલો અહીં અહમદનગર જીલ્લામાં બન્યો છે, જ્યાંનો એક મશહુર ડાકુ (લુટારૂ), જેનું નામજ સાંભળતાં લોક થરથર કાંપતાં, જે આસપાસના ગામો અને જીલ્લાઓમાં વસ્તિ પ્રજા તેમજ પોલીસને એક ભય સમાન હતો, તે મેહેરબાબા સાથની માત્ર એકજ મુલાકાતમાં પલટાઇને મોમ મીસાલ નરમ થઇ ગયો અને લુટફાટનો ધંધો છોડી દઇ એક ભક્ત સરીખું જીવન ગુજારવા લાગી ગયો છે!

એકવાર, આ મશહુર ડાકુ કેઠે ધાડ પાઠી પરવાર્યા બાદ અહમદનગર તરફથી પસાર થતાં, પોતાની ટોળકી સાથ મેહેરાબાદમાં આવી વસેલ, સદગુરૂ મેહેરબાબાના દર્શને આવ્યો. આ ડાકુઓ પણ પોતાની કોઇ દેવ-દેવીઓની હંમેશ પુજ્ય ભાવથી ભક્તિ અને માનતા કરે છે; તેઓની કૃપા પોતા પર કાયમ રહે ને કામ સફળ થાય એ પ્રમાણિક નિષ્ઠાથી પોતાની કમાઇનો અમુક ભાગ તેઓને ભેટ પણ ધરે છે. તેજ મિસાલ આ તરફથી પસાર થતાં થતાં મેહેરબાબા જેવા સંત પુરૂષનું નામ સમજી, તે ત્યાં એમના દર્શનાર્થે આવ્યો. કાળો ભીલ સરીખો, તેજી આંખ્યો સાથનો, તે દેખાવમાં બહુજ ઝનુની, લગાર ટુકા કદનો પણ બાંધામાં બાવળની ગાંઠ જેવો ચીવટ ને મજબુત હતો. કહે છે કે તે ગમે એવી સપાટ ને ઉંચી દેવાલને પીઠ કરીને સડસડાત ચઢી જતો ને વરસોથી પોલીસ પાછળ પડવા છતાં કદી સપડાતો નહિં, — બલ્કે સઘળાને એક ભયાનક ત્રાસ સમાન હતો.

એ ટોળકી બાબાના દર્શને પધારી તે વેળા બાબા લગભગ પચાસેક ભક્તો સહિત મંડળીના મકાનમાં બેસી કાંઇ ઉપદેશ આપતા હતા. દર્શન માટેની અરજ થતાં તેઓને મકાનમાં દાખલ કરવામાં આવ્યા. તેઓ બાબા સનમુખ હાજર થયા બરાબર સાષ્ટાંગ નમસ્કાર કરી બાબાની દિવ્ય મૂર્તિને આનંદથી નિહાળતા સામે બેઠા. બાબા પ્રથમ તો જાણે કશું જાણતાજ ન હોય એમ ગંભીર ચ્હેરો કરી થોડીવાર ચુપજ બેઠા. બાદ તેઓ કયાંથી આવ્યા, કયાં જવાના, સાથમાં કોણ વીગેરે સહેજ ખબર પુછી અને પછી થોડીવારે ઇશારો કરી જણાવ્યું — "હાથે ચીતળ (બંગડી) પહેર !"

પેલો તો કશુંજ સમજયો નહિં, ને ડઘાઇને બાબાનું મ્હોં જોવા લાગ્યો અને "એઓ શું કહે છે" તે માટેનો ખુલાસો આસપાસની મંડળીને પુછવા લાગ્યો.

બાબાએ ફરી તેજ ઇશારો કર્યો એટલે મંડળીમાના એકે કહ્યું — "બાબા કહે છે કે તું બંગડી ઘાલ !"

"કાં ભલા — મેં શું કીધું ? — " તેણે ડઘાઇને વળતો પ્રશ્ન કર્યો.

"તું ના–મર્દ છે — " બાબા તરફનો ઇશારો તેને સમજાવવામાં આવ્યો.

"તે કેમ ?" તેણે ફરી ડઘાઇને પુછ્યું.

બાબાએ ફરી ઇશારો કરી જણાવ્યું કે તેના જેવા એક લટખટ મજબુત માણસે તો મહેનત મજુરી કરી, પત્થરમાંથી પાણી કાઢી પૈસો કમાવો જોઇએ. તેને બદલે બાપડા ગરીબ લાચાર–બેચાર, ખેડુ–પાડુના ગોર ગામડયાઓને લુંટી, બૈરાંઓ ને બચ્ચાંઓને ડરાવી, એવી હરામની કમાઇ પર જીવે છે, — એ માટે તેના જેવા મુછાળા મર્દે શરમાવું જોઇએ !

બાબાએ એકવાર કોઇને સુધારી નાખવાનું મન પર લીધું કે પછી તેની ખોડ-ખાપણ કાઢતાં તે બાપડાની ખેરજ નહિ! તેમ જ્યારે આ ડાકુને સુધારીજ નાખવાનો ઇરાદો કર્યો એટલે તે બીચારાને ભર મજલીસમાં સર્વની સામે "નામર્દ-હીચકારો" વિગેરે ઉપમાઓ આપી ઉઘાડી ફજેતીજ કીધી. આવી વાતો સમજવાનો કડવો અનુભવ તેને આ પહેલીજવાર થયો થશે, અને તે પણ એક સાધુ પુરૂષ તરફથી એટલે તે તો સર્વ સામે ઝંખવાણોજ પડી ગયો!

શરમથી ઝુલતી નીચી મુડીએ તેણે વળતો પ્રશ્ન કર્યો કે "બાપદાદેથી એ ચાલતું આવ્યું છે. જો એ ધંધો નહિ કર્યે, તો પછી પેટનો ખાડો કેમ પૂર્યે? બૈરી બચ્ચાંને શું ખવાડીયે? તેથી પેટને જ ખાતર એમી કર્યેછ!"

"ખરેજ ઘણું શરમ ભર્યું! શું દુન્યામાં બીજા કોઇ કામ ધંધાજ નહિ મળતા કે આમ લુટફાટ ચલાવવી? આખી દુન્યાના લોકો શું કરેછ? શું બધા આમ હરામના માલ પર જીવે છે? પાપી પેટને ખાતર બીજાને મારી હરામનું ખાવું? તેમી નબળા પોચાને? અને વળી ચોરી પર સરજોરી? તારા જેવા રૂષ્ટ-પુષ્ટ શખસે તો આમ બોલતાંબી શરમાવું જોઇએ!—"

આવી તદન તડ ને ફડ વાતો બાબા તરફથી સમજતાં તે તો બાપડો ફાટીજ ગયો! જાણે આય ધરતી ફાટે તો અંદર ગર્ક થઇ જાય એવી તેની સ્થિતી કફોડી થઇ પડી, એટલે તેણે ડઘાઇને પાછો પ્રશ્ન કર્યો—

"મહારાજ, ત્યારે તમેજ સુચવોને—મારે શું કરવું? મારા બૈરી બચ્ચાંના ગુજરાનની જોગવઇ પુરતાં કામનો બંદોબસ્ત થાય તો આજે એ ધંધો છોડી દેવા તૈયાર છું—"

"અરે તે બંદોબસ્ત તો અબઘડી થઇ જાય, પણ તું શું છોડી દેવાનો? તારી રગેરગમાં લુટારૂનું લોહી છે!" બાબાએ શંકા દર્શાવી તેની કસોટી પુરી કરવાનું ચાલુજ રાખ્યું.

"ના મહારાજ—હું સોગંદથી કહું છું કે હવે પછી આ કામ હરગીઝ નહિ કરૂં. માત્ર મારાં બાળબચ્ચાંની દાળ-રોટીના સાધનની સગવડ કરી આપો તો હું ફરી આ રસ્તે નહિ જાવું !"

તેને હવે રાહ પર આવેલો જોઇ બાબાએ સમજાવત કરવી શરૂ કીધી—"તું કોની સાથ વાત કરે છે—ને કો'ને વચન આપવા તૈયાર થયો છે તેનું ભાન છે કે ? દેવ (ઇશ્વર)ને આપેલા કોલ તોડશે તો જન્મનો રદ થઇ જશે, સમજ્યો. દેવ બધુ જાણે છે !..."

"નહિ મહારાજ—હું વચન દઉં છું કે હવે ફરી આ રસ્તે ન જાવું !"

"લાવ, આપ વચન"—બાબાએ પોતાનો હાથ લાંબો કર્યો, જે પર પેલાએ તુરત ઉઠી પોતાનો હાથ મેલી તાલી આપી.

"જો આ કોલ તોડયો તો હાથે-પગે અડી જશે ! ધ્યાન રાખજે !—"

પશેમાન થયલો તે જ્યારે પ્રમાણીક જીવન ગુજારવા તૈયાર થયો કે બાબાએ તુરતજ તેના ગુજરાનના સાધનની ગોઠવણ માટે આજ્ઞા ફરમાવી. ઘરના કુટુંબીઓ અને તેમને જોઇતા અનાજ વીગેરેની ઘટતી પુછપરછ કરી અમુક જથો અનાજ-સીધો વગેરે પુરા પાડવાનું નકકી કર્યું. દર અઠવાડયે એમની સમક્ષ હાજર થઇ પોતાની હકિકત જણાવતા રહેવાની પણ આજ્ઞા ફરમાવી, સર્વને વિદાય કર્યા.

તે દિવસથી તે સુધરીજ ગયો ! આખા નગર જીલ્લામાં આ બનાવથી હોહોકાર થઇ રહ્યો. આવા એક અફલાતુન લુટારાના દોર મટી જવાથી ત્રાસેલી પ્રજાએ છુટકારાનો દમ ખેંચ્યો ! દેવ (બાબા) ની લીલાની વાત ચોમેર પ્રસરી રહી.

વચન મુજબ તે થોડો વખત લુટારૂ સીધી રાહે રહ્યો ને પ્રમાણીક જીવન ગુજારવા લાગ્યો. પણ હજી કંઇ થોડી કસર રહી

હતી. એક વાર ફરી તેના મગજનો કીડો ચવરી આવ્યો, અને ઘડીભરના આવેશમાં સઘળું ભુલી જઇ તે પાછો કેડે "હાથ અજમાવવા" ઉતરી પડયો. કહે છે કે જ્યારે તે એક ઘરમાં ઘુસી નવતરૂ યાને એકાંત જોઇ કાંઇ કિંમતી માલ પર હાથ મેલવા જતો હતો, તેટલાં ત્યાં સામે બાબાને આડા ઉભેલા દીઠા! તે થરથર કાંપવા લાગ્યો. બાબાના બોલ તેને તુરત યાદ આવ્યા!

"દેવ બધે હાજર છે ને તે બધું જોઇ રહ્યાછ!" તેનાથી કંઇ છુપ્યું નથી! તું થાપ નહિ ખાતો!—"

તેની આંખે અંધારાં આવી ગયાં! થોડી પળ બાદ ફરી આંખ્યો ખુલીને જુવે છે તો બાબા અદ્રષ્ય થઇ ગયલા જણાયા! તે ત્યાં એક ઘડી થોભ્યો નહિ, પણ સઘળું એમનું એમ પડતું મેલી, સીધો દોડયો; તે બાબા આગળ આવી, તેમના ચરણે માથું મેલી ધસાધસ રડવા લાગ્યો, "બાબા ભુલ થઇ ગઇ. એકવાર ફરી મને માફ કરો!" તે કરગરવા લાગ્યો.

બાબા જાણે કશુંજ જાણતા ન હોય એવો દેખાવ કરી પુછતાં તે કગળી પડયો. "દેવા, તુલા સર્વ માહિત આહે—મલા માફ કરા!"

તેને લાગેલા ઝટકાથી આ સાચા દીલનો પશ્ચાતાપ બાબાએ કબુલી તેને માફી બક્ષી. "જો હવે ફરીથી નહિ કરતો! ઇશ્વર બધુ જાણે છે અને જુએ છે!—"

આ છેલ્લા અનુભવ બાદ તો તે તદન બદલાઇ જઇ એક જુદોજ આદમી થયો. ભક્તિ અને ભજન પુજન કરવા લાગી ગયો. ગામના પટેલ મારફત લોક તરફથી મળતો સીધો બંધ કરાવી પોતે પ્રમાણીક ધંધો (ખેતી) કરવા લાગ્યો. દર ગુરૂવારે નિયમીત બાબાના દર્શને આવવા લાગ્યો ને એમના માટે એક

એવો પુજ્ય ભક્તિભાવ તેનામાં ઉત્પન્ન થયો કે એમના એક શબ્દપર જીવ આપવા તૈયાર થયો. કોઇભી સેવા કરવા ખુશી દર્શાવી. "વખત આવવે કહીશ," આમ કહી બાબાએ આનંદથી તેની સેવા-ભાવનો સ્વિકાર કર્યો.

એકવારનો મશહુર ડાકુ આજે એક ભકત બની ભગવાનની યાદ અને ભક્તિમાં લીન થયો છે. જેનાથી પોલીસ અને પ્રજા ત્રાસી રહેલી તેનાજ નામથી આજે બીજા ધાડપાડુ લુટારાઓ તરખાઇ રહ્યા છે! તેઓનો ત્રાસ કમી થઇ ગયો છે! એ સઘળા શાના પ્રતાપ? હૃદય પલટાના! તે કેમ થવા પામ્યો? સદગુરૂ કૃપાથી! ગમે એવા પાપીને પવિત્ર બનાવનાર સદગુરૂની કૃપા સર્વ પર ઉતરો!

## એક વધુ દાખલો!

૧૯૩૬ માં જ્યારે બાબાએ રાહુરીમાં મસ્ત-આશ્રમ ચાલુ કર્યું હતું, ત્યારે કહે છે, કે મેહેરાબાદની ટેકડીપરની એમની ખાસ નાની કેબીન (જે એક ભોંયરાં પર બાંધવામાં આવી હતી), તે કેબીનના બારી, બારણા, નકુચા વિગેરે સામાન કોઇ કાઢી લઇ ગયું. એ વેળા ત્યાં કોઇની વસ્તી નહિ એટલે કોઇ લાગ જોઇ આ કામ કરી ગયું.

બાબાને આ વાતની ખબર થતાં સત્યાને તુરત બોલાવી મંગાવી ખુલાસો પૂછ્યો. તેણે તો સાફ કાને હાથ દીધો કે તે કશુંજ જાણતો ન હતો. બાબાએ તો ચોરને પકડવોજ હતો, એટલે પોતાની રીતથી સત્યાને કહ્યું કે "આ ચોરી કરનાર યા તો તું પોતે યા તારી સાથવાળો કોઇ હોવોજ જોઇએ. અગર તેં એ ચોરી નથી કીધી તો જેણે કીધી તેને પકડી લાવ! —"

પોતાપરનો શક દુર કરવા અને બાબાને પોતાની નિર્દોશતા પુરવાર કરવા તે મથ્યો. પોતાના સાથીઓની મીટીંગ ભરી આ

હકીકત સઘળાને સંભળાવી કે "બાબાએ કહ્યું છે કે ચોર આપણામાંનોજ કોઇ છે. તે કોણ તે કબુલ થઇ જાવો! —"

બધા તો ચુપ બેઠા પણ એક જણ લગાર હિંમતથી સત્યાનેજ ગળે પડયો કે "ચોર તુંજ હોવો જોઇએ. બીજું કોણ? હમને શાનો ગળે પડે છે? —" વીગેરે.

ચોરના પગલાં ચોરજ જાણે! સત્યો સમજી ગયો આયજ તે ચોર છે, ને પોતાનું પાપ મારે ગળે ઓળવવા માગે છે. એટલે તેને વળતી ચેલેંજ કરી કે "તુંજ ચોર દીસે છે!"

બંનેની આ રીકઝીકનો તોડ કાઢવા એવું નક્કી થયું કે બેઉ જણે બાબા આગળ જવું. બાબાના દર્શન લઇ, તેવણની બેઠક નજીકની ધુણીની પવિત્ર ભસ્મ લઇ, બાબાનું નામ દઇ ખાઇ જવી, ને પ્રતિજ્ઞા લેવી કે — "જેણે ચોરી કરી હોય તે આઠ દિવસમાં મરી જાય!"

આ ગોઠવણ મુજબ બંને મેહેરાબાદ આવી પ્રતિજ્ઞાપુર્વક ભસ્મ ખાધી, ને બરાબર આઠમે દિવસે પેલો મરણ પામ્યો! સત્યાનું સત પુરવાર થયું.

આ વાતથી આસપાસના ગામડાંઓમાં લુટફાટ કરતા ચોર-લુટારા ને ડાકુઓમાં પણ એવો તો મજબુત છાપ બેસી ગયો કે કદી કોઇ બાબાની હદમાં ચોરી કરવાની હિંમત કરતું નહી, એટલુંજ નહી પણ રસ્તે લુટફાટ કરતી વેળા પણ તપાસ રાખતા અને કોઇ બાબાની મંડળીનો માણસ હોય — તેને કદી હાથ નહી લગાડતા!

આ સઘળી કોઇ કલ્પિત કહાણી યા કિસ્સો નથી. સેંકડોની નઝર સામે ખરી બનેલી હકિકત (facts) છે, જે મેહેરબાબાની અપાર જીવન લીલાનું એક નિર્જીવ પ્રકરણ રજુ કરે છે!

૧૪૩

# બાબા! ગરીબોના બેલી!

## રાહ ભુલેલાઓના રાહબર!

ટુંકમાં, જાણઅજાણ ખરાબ ઇલ્લતમાં પડેલી આ બાપડી અજ્ઞાન પ્રજાને ખરાબીના ખોહમાંથી બચાવી લઇ, મેહેરબાબા તેમને દુનિયવી તેમજ આત્મિક કલ્યાણના માર્ગ તરફ વરસોથી દોરવી રહ્યા છે. જે કમનસીબ પ્રજા ગરીબી, નાચારી અને અજ્ઞાનપણાના અંધકારમાં ગોતાં ખાઇ હાડમાર થઇ રહી હતી, તેમની હાડમારી બની શકતી રીતે દુર કરી રહ્યા છે. જેમનો કોઇ રાહબર ન હતો, તેમના સાચ્ચા, દીલસોજ રાહબર બની, તેમનો સર્વ વાતે ઉદ્ધાર કરી રહ્યા છે. અને તે પણ માત્ર મ્હોંડેથી બોલી, યા લુખ્ખા ઉપદેશો કરીનેજ નહીં, પરંતુ જર ખરચી, જેહમત વેઠી, પોતાના તનપર કષ્ટ વ્હોરી લઇને, પોતાના અનંત સુખનો કિંમતી ભોગ આપીને આ સઘળી જન-સેવા બજાવી રહ્યા છે. તો આવા પરમ-પુજ્ય, બીન-સ્વાર્થિ, પરમાર્થિ ગુરૂને આ પ્રદેશના અને આસપાસના લોકો હજારોની સંખ્યામાં પુજે તેમાં શી નવાઇ?

## "બાબા" નામની બલીહારી!

મેહેરબાબાનું મીઠું, પ્યારૂં, પનોતું, લાડકવાયું નામ— **"બાબા"**—એ આ પ્રદેશના અને આસપાસના લોકોમાં એક પનોતો, લાડકવાયો શબ્દ થઇ પડયો છે, જે તે બોલનાર યા યાદ કરનારના જીગરમાં ન સમજી યા કલ્પિ શકાય એવી મહોબત, માન અને અહેસાનની લાગણી સજીવન કરે છે. કોઇ પણ આડે રસ્તે ઉતરી જનારને ચેતવણીનું એક ચાનકરૂપી સાધન થઇ પડે છે. મુશ્કેલી અને આફતની વેળા "બાબા" નામની યાદ યા એ શબ્દનું ઉચ્ચારણ જાણે અજબ ધીરજ, હિંમત અને શક્તિ સાથ સાંત્વનની બક્ષેસ લાવે છે! ગમે એવા શારીરિક યા માનસિક

દુઃખનું તાત્કાળીક નિવારણુ કરનાર, દીલને રાહત અને મનને શાંતિ આપનાર તે એક અજબ મહા-મંત્રજ છે!

## મેહેરબાબા સાહેબની ૩૧ મી વરસગાંઠ — એક દીવસમાં હજારો આદમીઓએ લીધેલાં એઓશ્રીનાં દર્શન

ગુરૂવાર તા. ૧૮ મી ફેબ્રુઆરી ૧૯૨૬ ના દીવસની યાદ મેહરાબાદની તવારીખમાં સોનેરી હરફે લખાઇ રહેશે. મેહેરબાબાની ૩૧ મી વરસગાંઠનો એ શુભ દીન હતો, અને એઓશ્રીની સદગુરૂપદ–પ્રાપ્તિ પછીનો પહેલવહેલોજ જાહેર ઓત્સવનો દીવસ હતો. મેહેરાબાદમાં આવી વસવાને હજી તો એકજ વરસ પુરૂં થયું હતું. એટલામાંજ એમના મુબારક નામ અને કામની શું કરામત હશે કે આ એમની વરસગાંઠના દીવસે, અરનગામ, અહમદનગર, અને અત્રેની આસપાસના પ્રદેશ તેમજ મુંબઇ, પુના, દખણુ, ગુજરાત વગેરે સ્થળોથી હજારો આદમીઓ એઓશ્રીના પવિત્ર દર્શનાર્થે આવ્યાં હતાં. સવારના સકાળેથી તે છેક મોડી રાત્રે દોઢ વાગતા સુધી મોટરો, ત્રાલીઓ, ટાંગાઓ અને ગાડાંઓ ભરાઇ ભરાઇને આખો દીવસ લોક આવતું રહ્યું હતું, અને એ દીવસે મેહેરાબાદમાં એક મોટી જાત્રા યા મેળો ભરાયો હોય એવો દેખાવ થઇ રહ્યા હતો.

### દર્શન માટે ધસારો

આવા અસાધારણુ ધસારાની કોઇને પણુ વકી ન હતી. એમના દર્શન અર્થે આવેલાં હજારો આદમીઓની જંગી ઠઠનો દરોરો કેટલો ઝબરદસ્ત હશે તેનો ખ્યાલ એટલાપરથી આવી શકશે કે “સાંઇ દરબાર” ની એમને માટે ખાસ બનાવેલી બેઠક આગળથી ફક્ત થોડાંજ પગલાં દુર, ભકત–મંડળીના મકાનમાં લઇ જવા માટે કદાવર બાંધાના પચ્ચીસ માણુસો એમની આસપાસ એક ગોળ કુંડાળાંમાં ફરી વળતાં. પરંતુ આવી એક મોટી અને મજબુત

રીંગ યાને સાંકળ પણ બાબાને આ નાના અંતરે લઇ જવા અશક્ત થઇ પડી હતી. બે ત્રણવાર એઓ પોતાના પગ પર નમન કરતાં લોકોથી ઉથલાઇ પડતા બચી ગયા હતા. વળી એકવાર લોકોની એક મોટી ટોળીએ એમના દર્શન માટે એમની બેઠક પર એટલો તો જોશભેર ધસારો કર્યો કે આસપાસના પચાસ માણસોની મદદ છતાં એઓ લોકોના આ જંગી ધસારા વચ્ચે દબાઇ જવાના જોખમમાં આવી પડયા હતા. હઝારો ભાવિકોની ગંજાવર ઠઠના આવા અસાધારણ ધસારા છતાં, એમનીજ કૃપાથી એ શુભ દીને સઘળું શાંતિથી પસાર થયું હતું.

## "હઝરત મૌલા"ની આગાહી ખરી પડેલી સઘળાઓએ નઝરો નઝર જોઇ!

ખરા સાધુ સંત અને વલીઓના મુખમાંથી નીકળતા ઉદગારો અને આગાહીઓ કદી ખોટી પડતી નથી. દુનિયવી લોકો ઘણીક વેળા આવા આગાહી કે ચેતવણી દર્શાવતા ચમત્કારીક શબ્દોને ઝાઝું વજન આપવાની દરકાર કરતા નથી. પરંતુ તેથી કાંઇ તે મહાત્માઓના મુખમાંથી નીકળેલા શબ્દો અને આગાહીઓમાં ફરક પડતો નથી. તે તો અચુકજ હતા અને રહેશેજ. તવારીખમાં એવા કાંઇક દાખલાઓ વાંચવામાં આવે છે. અહીં આપણા સંબંધમાં જોઇશું તો માલમ પડશે કે અત્રે અહમદનગરમાં થઇ ગયલા એક મહાવલી અને બુઝોર્ગ **હઝરત મૌલા સાહેબે** માત્ર થોડાકજ વખત અગાઉ કરેલી ચમત્કારીક આગાહી અચુક રીતે બોલેબોલ તારીખ ૧૮-૩-૧૯૨૬ ના મુબારક દીવસે ખરી પડી હતી!

## જંગલમાં મંગલ!

આરનગામ સરીખાં એક નાના ખેડુગાંવની ઉજ્જડ વેરાન જગા, જ્યાં કદી કદાપી આવતા જતા છુટાછવાયા લોકો સિવાય "કાળું

ફુલરૂં" પણ નજરે ન આવે, ત્યાં ચાલુ હજારો માણસોની આવન-જાવન ઉપરાંત એક સંસ્થાન વટીક સ્થપાઇ રહ્યું હતું, એ બીનાજ એ જગાની મહત્વતા અને તેના આત્મિક વાતાવરણની અચુક ગવાહી પુરી પાડે છે. આ વેળા તો અહીં એક દીવસમાં હજારે આદમી આવી ગયું — ભવિષ્યમાં એથી પણ વધારે — બલ્કે લાખો આદમી પણ આવે તો તેમાં કશું આશ્ચર્ય જેવું નથી!

## માનવ મેદની

હાલ તો એ બીના અત્રે સર્વને અચરત કરી રહી હતી કે મેહેરબાબાના વરસગાંઠના દીવસે ફકત એઓ સાહેબના પવિત્ર દર્શન લેવા અને પગ પર માથું મેલી નમસ્કાર કરવા માટે આવી અસાધારણ ગરદી અને ભચડાકચડીમાં, ખુદ નાજુક સ્ત્રી જાતી પણ હજારોની સંખ્યામાં, હાથમાં બચ્ચાં પોર્યાંને લઇ, ભચડાઇ કચડાઇ જવાના ખુલ્લા જોખમે વટીક, અફડાતફડી કરી રહી હતી. કાંઇકો કચડાઇ વટીક ગઇ હશે, પણ તે બાબે તેઓને કશોજ મુજાકો ન હતો, એમ તેઓના મુખ પર છવાઇ રહેલા ખુશાલીના છાપ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવતું! તે સર્વને એક જીવંત દેવના દર્શન થયાં, એક ઇશ્વરી અવતારના ચરણને સ્પર્શ કરવાની ખુશનશીબી, ગમે એ જોખમે પણ હાંસલ થઇ, એજ એક બીના તેમના જીગરને ખુશાલી અને સંતોષથી ભરવાને પુરતી હતી! તે માટે તેઓએ દિવસભર રંજ વેઠી, દુરદરાજથી લાંબી મુસાફરીની વેઠ ઉઠાવી, અસહ્ય અડચણો વટીક સેહવી તેમાં મોજ માની હતી! જેઓ દિવસના કામકાજે રોકાયાં હતાં તેઓ મોડી રાત્રે દોઢ વાગતા સુધી પણ એ શુભ દિવસે ખાસ દર્શન લેવા આવ્યાં હતાં! અને રાત્રે અત્રેજ "સાંઇ દરબાર" ના પોખાળ મંડપમાં વાસો કર્યો હતો.

## ગુરૂ-ચરણનો મહિમા

મહીમા ચરણ સરોજકી, એક મુખ કહી ન જાય,
અડસઠ તીરથ નીત બસે, ગુરૂ ચરણમે આય!

એક "ગુરૂ–ચરણુ" નો મહિમા એટલો મહત્વનો છે કે તેનું વર્ણન આ ખાકી મુખડાથી થઇ શકતું નથી! છતાં આટલી એક નજીવી સરખામણી પરથી સમજી લેવું કે એકજ વાર એક સાચ્ચા સંતના પગપર માથું મુકવા નસીબવાન થવું એ અડસઠ મોટી તીર્થ–યાત્રા કરવા બરાબર છે.

આજના બીલકુલ આપસ્વાર્થી અને જડવાદી જમાનામાં હઝરત **મેહેરબાબા** સરીખા એક પરકોમ અને ધર્મના ઇરાની સદગુરૂ સનમુખ, હીંદુ અને મુસલીમ કોમોના હઝારો ભાવિકો દુર-દરાઝથી આટલી રંજ વેઠી, દર્શન યા મુલાકાતે આવે, એજ એમની આત્મિક અને ઇશ્વરી શક્તિની અચુક ગવાહિ છે! એમના બાપીકા ઝરથોસ્તી મઝહબમા માનનારા પારસીઓ અને ઇરાનીઓની ધમાલ ઉપરાંત બીજી પરકોમો અને ધર્મોમાં માનનારા હઝારો ભાવીકોની હઝારોની સંખ્યાની આમદ, મેહેરબાબા સાહેબ પ્રત્યેની તેમની શ્રદ્ધા, માન અને મહોબતનો એક પ્રત્યક્ષ પુરાવો રજુ કરે છે, તેમજ એક **"ગુરૂ–ચરણુ" નો મહીમા** કેટલો માતેબર છે તે દર્શાવે છે.

કીડા જરાસા 'ગર વો પત્થરમે ઘર કરે,
ઇનસાન કયું ન વો દીલે દીલબરમે ઘર કરે?

જુવો કે એક નાનો કીડો જેવો પણ સખત પત્થરને કોતરી તેમાં પોતાનું ઘર કરી રહે છે, તો ઇનસાન આ "દુનિયાની દીલબર" જે પ્રેમી સદગુરૂ તેના દીલ-જીગરમાં વસીને કાં નહિ ઘર કરે? યાને પ્રેમી ભાવિકો ભગવાન-સ્વરૂપ સદગુરૂને કાં નહિ પ્રેમ-ભાવથી પૂજે?

---

# પ્રકરણ પંદરમું

## બાબાના થોડા ઉપદેશો

અવાર નવાર, જ્યારે એઓના ધ્યાનમાં આવે ત્યારે તક અને ટાંકણું જોઇ યા વાત પરથી વાત કાઢી તે ઉપરથી ખુદા, ધર્મ, દુનિયા (આ અને બીજી), તેમજ તમામ સૃષ્ટિ અને અધ્યાત્મ માર્ગને લગતી ઘણીજ ઉમદા ફીલસુફી પોતાની ભક્ત મંડળીને તેમજ બીજા દર્શને આવેલાઓને બાબા સમજાવતા રહે છે. દરેક બાબદ સમજાવવાની એમની રીત એટલી સરળ, સુંદર અને અસરકારક રહે છે, કે કેટલીક વાર કલાકો સુધી આ ઉપદેશો ચાલુ રહેવા છતાં, સઘળા પૂર ઉલટ અને ઉમંગ સાથ સમજવા તત્પર રહે છે.

એ માહેલા થોડાકનો સાર આ પ્રકરણમાં રજુ થાય છે–

### સ્વપ્નવિ જગત ! માયાનો ખેલ ! !

આ ફાની તુફાની દુનિયાની સ્વપ્નવિ હસ્તિ દરમ્યાન ફકત જુઠાણું અને દગલબાઝીજ આપણે અનુભવીશું. કારણ જે ચીજની હસ્તિ માત્ર જુઠી અને સ્વપ્નવિ, તેમાં વળી સચ્ચાઇ તે કેમ સમાય ? આનો એક બહુજ અસરકારક ઉદાહરણ લેવો હોય તો એક સ્વપ્નુંજ ધ્યાનમાં લેવો. રાત્રે ભરનીંદમાં આપણા બીછાનામાં ધરોધર ઘોરતા સ્વસ્થ પડી રહેવા છતાં ઘણીવાર આપણે ચીન, જાપાન, વિલાયત, અમેરીકા, આફ્રીકા, વિગેરે દુરદરાજના મુલકોમાં સયર કરી આવ્યે છીએ; ત્યાં વસ્તા કોઇ આપણા સગા–સ્નેહી યા દોસ્ત–આશનાવને મળી ભેટી, તેમની સાથ વાતચીત બલ્કે ફરહર પણ કરી આવ્યે છીએ, વિગેરે એવા કાંઇક બનાવોના અનુભવો લઇયે છીએ કે જે આપણી પૂર હોશમાં જાગતી, હાલતી–ચાલતી હાલતમાં અને વીસમી સદીના સર્વથી

શ્રેષ્ટ સાયનટીફીક સાધનોની મદદ સાથે પણ બનવું બીલકુલ અશકય હોય. અને જયારે આપણે આંખ ચોળતા ઉંઘમાંથી બિદાર થઇએ છીએ ત્યારે તો પોતાને બીછાનામાંજ પડેલા જોઇએ છીએ! લગાર સાવધ થતાં આપણી શુધ-બુધ ખુલે છે, ત્યારેજ માલમ પડે છે, કે આ "ચીન, જાપાન અને વિલાયત, અમેરીકા બધું આપણે સ્વપ્નામાં જોઇ આવ્યા હતા," જોકે તે સ્વપ્નવિ હાલતમાં આપણને બધું ખરૂંજ લાગ્યું હતું. એજ મીસાલ આ આપણી જીંદગી, દુનિયા અને તમામ સૃષ્ટી-મંડળ સર્વ માત્ર આપણા મન-રૂપી માયાએજ ઉત્પન્ન કરેલી "સ્વપ્નવિ હસ્તિ" છે. ખરૂં કંઇજ નથી. જે પ્રમાણે આપણે જાગૃત હાલતમાં આવતાં ઉંઘમાં જોયલા બનાવોને તદન ટુંકી, તકલીદી "સ્વપ્નવિ" હસ્તિ માની હસી કાઢયે છીએ, તેજ મીસાલ જ્યારે આપણે આ "માયા" ના મોહ અને બંધનમાંથી મુકત થઇ (Realization of Truth) યાને સત્યની ખરી હસ્તિને પામ્યે છીએ, ત્યારેજ આપણને માલમ પડે છે કે આ **લાખો-લાખ જન્મ દરમ્યાન જોયલું-જાણેલું, અને અનુભવેલું સઘળું માત્ર "સ્વપ્નવિ"જ હતું. એ સઘળો "માયાનોજ મેળો" હતો. ખરી હસ્તિ ફકત "Truth" યાને "સચ્ચાઇની" જ છે, બાકી બધું ખોટું, તકલીદી, ફરેબી, દગાબાઝ માયાનું કર્તવ્ય!**

## મોત અને મુક્તિ

આ દગાબાઝ દુન્યાના રંગ-ઢંગ બહુ વિચિત્ર છે. આ જીંદગી જે એક સ્વપ્નું યાને ખ્યાલી હસ્તિજ છે. તે દરમ્યાન, ત્રણ-પાંચ દીનની આ તકલીદી હસ્તિ ધરાવતી દુનિયાને જાથુકનો વાસો કરવાનું ધામ સમજી, કમ-અકલી ઇનસાન "મારૂં-મારૂં" કરવામાંજ ચાલુ મચ્યો અને મથ્યો રહે છે. મોતનો ઝાલીમ દૈત્ય છાયા મીસાલ તેની પાછળ અને પાછળજ છે તેનું કમનસીબે તે

ભાન-ભુલાને બીલકુલ ભાન રહેતું નથી, અને જે વેળાએ તે પોતાની કોઇ વરસોની ગણત્રી, યોજનાઓ, અને મહેનતનું ફળ મેળવવા માટે ઉમીદભર તૈયાર થઇ રહેલો છે, તે વેળાએ ઝાલીમ જમ-દુતનો જોરાવર પંજો તેના પર અચાનક આવી પડે છે, ત્યારે — છેક છેલ્લી ઘડીએજ — તેની આંખ અને શાન ખુલે છે કે આ જીંદગી તો એક ફાની હસ્તિનો ખેલ હતો! દુનિયાની તમામ અચોકસાઇ મધે ફકત એકજ બીના ચોકસ છે, અને તે એજ કે દરેક ઇનસાનને એક દીન મરવું તો છેજ. ખુદ સાધુ-સંતો અને "સદગુરૂ" સરીખી પર્માત્માને પહોંચેલી ઇશ્વરી વ્યક્તિઓ પણ પોતાનો વખત પુરો થતાં, આ ખાકી શરીર છોડી દે છે, જેને આપણે મોત (દેહ-ત્યાગ) માની લઇએ છીએ, તો પછી આપણ સાધારણ ઇનસાન તેમાંથી કેમ બાકાત રહેવા પામ્યે?

## બાબાના ભાઇનું અચાનક અવસાન!

અત્રે મેહેરબાબા સાહેબના "જન્મ-દીવસ"ના ઉત્સવનો મહિમા અને ખુશાલીની યાદ હજી તો સર્વના જીગરમાં સમાઇ રહી હતી, સર્વ કોઇને મ્હોડે તે વાત ચાલુ નીકળતી રહી હતી, તેટલામાં એકાએક શનીવાર તા. ૨૭ મી ફેબ્રુઆરીને દીને પુનેથી મેહેરબાબા સાહેબના વડા ભાઇ **જમશેદ**ના ભરજવાન વયે એકાએક ગુઝર પામવાની દલગીરીભરી ખબર આવી, અને સર્વ કોઇના મ્હોં અલબત્તાં કુદરતીજ ઉદાસ થઇ રહ્યાં! કારણ, કોઇએ પણ આ બનાવની કદી વકી રાખી ન હતી. બાબા સાહેબના વડા ભાઇ સરીખો ફકત ૩૫ વરસનો એક તદન રૂષ્ટ-પુષ્ટ તરૂણ જવાન આમ એકાએક ચટ-ને-પટ, કાંઇપણ કારણ વિના ગુજર પામશે, એ ખબર માટે કોઇજ તૈયાર ન હતું. બલ્કે પહેલવહેલાં તો એ બીના સાચી છે, એમ કોઇના દીલે કબુલજ ન કર્યું. અને જ્યારે ખરેખર જાણ્યું કે તેવણ બે ત્રણ કલાકની રમતમાં — બાબાના નામની ચાલુ યાદ

કરતા — ગુઝર પામ્યા ત્યારે સર્વ ગમગીન થઇ રહ્યાં! આ દુનિયાની તકલીદી હસ્તિ અને કદમ કદમ પર પુઠે ભમતાં મોત માટે કાંઇક ગંભીર ખ્યાલ આવા અચાનક ગંભીર બનાવ વખતેજ થાય છે!

આ બનાવ સાથે દુનિયાને કશું લાગતું વળગતું નથી. હરરોઝ હઝારો અને લાખો ઇનસાનો મરે છેજ. પરંતુ આ ગમખાર બનાવ ઉપરથી "મોત અને મુકિત" એ વિષય ઉપર બાબા સાહેબે જે ઉપદેશ કર્યો, તે દુનિયાના લોકોની જાણમાં લાવવા માટે, તેમજ "મોત પાછળની માહેતમ" કેટલી મિથ્યા, કલ્પિત અને સ્વાર્થિ' છે, તે આવા સર્વજ્ઞાની સદગુરૂઓથી જાહેર આલમને સમજાવવા અને શીખવવા માટેજ અત્રે ખાસ રજુ કર્યો છે.

## જે ખુદા યા ગુરૂને યાદ કરતાં મરી જાય છે તે "મરી" નથી જતાં પણ "મળી" જાય છે.

ઉપર કહ્યું તેમ જ્યારે બાબાના વડા ભાઇના મરણથી અત્રે સઘળા શોકાતુર બની રહ્યા હતા, ત્યારે જેમ સાધુ–સંતો અને ખુદાને પુગેલી વ્યક્તિઓના બાબમાં બને છે તેમ, બાબા તો હમેશ મુજબ ખુશાલ દીસતા હતા; જાણે કશુંજ બન્યું ન હોય એમ નચિંત ફરતા હતા! બલ્કે પોતાની મંડળીના સભાસદોને ઉપરથી સવાલ કરતા કે–"તમો બધા આમ ગમગીન શા સારૂ રહો છો?" અલબતાં બાબા સાહેબના વડા ભાઇ, મરનાર જમશેદ ખુશ-મીઝાજી અને અત્રે સર્વમાં ભેળાયલા, અને માત્ર ૪–૫ દીવસનાજ અહિંથી પુને ગયલા, એટલે ઓળખાણનાઓને અને સાથે ફરનારાઓને લાગે કાં નહી? અને સર્વએ પોતપોતાની ગમની લાગણી અને દલગીરી દર્શાવી, ત્યારે બાબા સાહેબે હસીને વળતો જવાબ દીધો કે "બધું ફોકટ છે, ખોટું છે, માયાવિ છે, સ્વાર્થિ છે!"

સવાલ — "દુનિયવિ રીતે દરેક ઇનસાનને લાગવુંજ જોઇએ!"

બાબા—"શા માટે? ત્યાંજ ભુલ છે; બલ્કે તેજ ખોટું છે!"

સવાલ—"ત્યારે શું જમશેદજી મરી નથી ગયા? તે તમારા ભાઇ ન હતા?"

બાબા—"અલબત તેવણ મારા ભાઇ હતા, પણ તેવણ મરી ગયાજ નથી. તે તો મને યાદ કરતા ગયા એટલે મારામાંજ વાસો કરીને રહેલા છે, એટલે મને ગમજ શાનો? તમે પણ જમશેદ 'મરી' ગયો કહેવાને બદલે મને '**મળી**' ગયો એમ કહો!

સવાલ—"પણ તે બધું હમો દુન્યાના લોકો કેમ જાણી શકયે?"

બાબા—"જેઓ જન્મ–મરણનો ભેદ જાણે છે તેઓનું માનીને!"

આ વેળા બાબાની ખાસ તાકીદની આજ્ઞાથી મંગાવેલી જલેબીનો ટોપલો બજારેથી આવ્યો, તે પોતાને હાથે સર્વને વહેંચી રહેવા બાદ બાબાએ "મોત, મુક્તિ અને માહેતમ" વગેરે વિષય ઉપર લંબાણથી ઉપદેશ આપ્યો, તેની ટુંક સમજણ રજુ કરી છે.

## મોત તો માત્ર એક ડગલો યા પહેરણ બદલવાની ક્રીયા છે!

મરણને શરણ તો સર્વ છે, કારણ **મોત તો મુકિતના માર્ગનું એક અગત્યનું પગથિયું** છે. મોત માત્ર એકાદ ડગલો યા પહેરણ બદલવાની ક્રિયા છે, કે જ્યારે આપણો અમર આત્મા આ ખાકી શરીર તજીને બીજું નવું શરીર ધારણ કરે છે. તે એક જાતની ઉંઘ છે, જેમાંથી જાગૃત થતાં ઇનસાન પોતાનું આગલું શરીર ગુમ થયલું અને બીજું નવું શરીર ધારણ કરેલું જુવે છે. સાધારણ ઉંઘમાંથી સજાગૃત થઇ આપણે ઉઠીએ છીએ ત્યારે આપણે તેજ શરીર પાછું લઇ ઉઠીએ છીએ, જ્યારે મોતની નીંદમાં આપણું આ શરીર તજી દઇ, બીજું કોઇ નવું શરીર લઇ ઉઠીએ છીએ—એટલો જ ફરક! તો શા માટે દુનિયાના લોકો પોતાના કોઇ વ્હાલાંનાં મરણ માટે વિલાપ, માહેતમ અને શોર કરતાં હશે?

## મોત પાછળની માહેતમ મિથ્યા છે—સ્વાર્થિ છે!

એક સાધારણ ઉંઘમાં સુતેલું આપણું વ્હાલું પાછું જાગીને ઉઠશેજ તેની પૂર ખાતરીથી આપણે નભરવસ રહી ખુશ-ખુશાલ ફરીએ છીએ ને આપણા રોજીંદાં કામકાજમાં લક્ષ દઇએ છીએ, તો મોતની શાંત નીંદમાં નીદ્રાવશ થયલું આપણું વ્હાલું પણ હવે કોઇ બીજું શરીર ધારણ કરીને ઉઠશેજ, એવી ખાતરી છતાં કાં ઇનસાન ખુશાલ રહેતું નથી ને વીલાપ-જારી કરે છે? કારણ એજ કે પેલાં મરણ પામેલાં વ્હાલાંનું સુક્ષ્મ-શરીર યા સ્વરૂપ તે સ્વાર્થિ જીવંત ઇનસાન પોતાની ચર્મ-ચક્ષુ યાને ખાકી આંખોએ જોઇ શકતું નથી, જેથી તે ગુજર **પામેલાં વ્હાલાંની આત્મિક હસ્તિ** વિષે તેને સંતોષ થતો નથી; યાને કે તે વિલાપ કરનાર આદમી મરનારને પોતાની નજરથી જોઇને મનને સંતોષ આપી નહી શકવાને લીધે—અર્થાત પોતાના સ્વાર્થ ખાતર—સંતાપ કરે છે, પેલાના ગુઝર પામવા ખાતર નહી. મરનાર તો મરી ગયું, મગર પાછળ માહેતમ કરનાર તો "**મારો** બાપ મરી ગયો, **મારો** પાલણહાર જતો રહ્યો, **મારો** રોશન-ચેરાગ ગુલ થઇ ગયો, **મારી** ઘડપણની લાકડી ગુમ થઇ ગઇ, **મારી** મા, બહેન કે દીકરી મરી ગઇ, **મારી** મહોરદાર કયાં ગઇ?"—વિગેરે "**મારાં" ની માહેતમમાં** પડે છે; યાને તે તમામ વિલાપ-જારી પાછળ પેલું "**મારૂં**" કંઇ ગયું એવો "સ્વાર્થ" સમાઇ રહેલો છે. આમ અજ્ઞાનતાને લીધે લોકો નાહક છાતી કુટે છે, માથાં ફોડે છે, રૂદન કરે છે. વળી કેટલેક ઠેકાણે તો દુનિયાને દેખાડવા ખાતર આહોજારી અને વિલાપ કરવાનો ખાસ રિવાજ પડી ગયો છે. મગર જેઓ આ જન્મ-મરણનો બાતેની ભેદ સમજે છે, તેઓને તો આ માયાવિ, સ્વાર્થિ કલ્પાંતના દેખાવો જોઇ અફસોસ ઉપજ થાય છે.

આ જન્મ–મરણની ક્રિયા તો "રોઝે અવ્વલ" થીજ ચાલુ છે. રોજ મારા લાખો ભાઇઓ મરે છે, તેનો મને કશો ગમ નથી, તેમ આ મારા ભાઇના મરણ માટે મને તો જરાએ ગમ નથી. "સર્વ મરણને શરણ તો છેજ"—એતો સઘળા ખાતરીથી જાણે છે અને માને છે. તો એક બીના બનનાર છે, તે સિવાય છુટકોજ નથી, એ ચોકકસ જાણવા છતાં, જો કોઇ તે બનાવ બનવા બાદ વિલાપ કરે તો તેને શાની ઉપમાં આપવી? યા તો કમઅકલીપણું યા ગાંડાપણું! અને એ ઉપરાંત જો કોઇ પોતાના વ્હાલાંના ગુઝર પામવાથી તેના મરણ માટે વિલાપ કરનારને કંઇ ગેરલાભ થયો હોય અને તેને માટે જો "માહેતમ" કરવામા આવે, તો તે સઘળી માહેતમને "સ્વાર્થ" સિવાય બીજી શી ઉપમા આપી શકાય?

## જે ખરેખર મુવો તેજ જીવ્યો!

## બાકી તો બધા જીવતા છતાં મુવેલા છે!

અસલ વાત તો એ છે કે મારો ભાઇ મરી ગયોજ નથી! વાસ્તવિક—જો તેઓ ખરેખર મરી ગયા હોય તો તે એક ખરેજ ખુશનસીબી કહેવાય! કારણ ત્યારેજ તેવણ ખરેખર જીવેલા કહેવાય. હું જે આજે જીવતો–જાગતો, બોલતો–ચાલતો તમારી નઝરે જણાવું છું તે ખરેખર તો મરી ગયલોજ છું, અને મરી ગયાથીજ જીવતો છું. તમેબી મરી જાવો, તોજ ખરેખર જીવશો! બાકી આ પ્રમાણે તો જન્મ–મરણના ચોર્યાસીના ચકકરમાં ચકરાયાજ કરશો!

મરના મરના સબ કોઇ કહે, મરી ન જાણે કોય,
મરના હો તો અયસા મરો, કે ફીર ન મરના હોય.

સાધારણ શ્વાસ્છોશ્વાસ યા નાડી બંધ થવાના, યા ઇનસાનના "દેહ–ત્યાગ" ના બનાવને દુનિયવિ લોકો "મરણ" કહે છે, તે ખરૂં

"મરણ" નથી. એ તો એક શરીર છોડી બીજાં શરીરમાં આત્માને દાખલ કરવાની સાધારણ ક્રિયા — ચોર્યાસીના ચકકરનો એક ફેરો — છે. ખરી રીતે મરવાનું તો કોઇ જાણતુંજ નથી. તેથીજ સંત કબીર કહે છે કે જો તમારે ખરેખર મરવું હોય તો એવી રીતે મરી જાવો, કે ફરીથી મરવું થાયજ નહી! યાને કે તમારા આ ખાકી દેહને નહી, પણ **તમારી ઇચ્છા, વાસના, અને દુનિયવિ માયાને મારો! સંસ્કાર બંધનમાંથી મુકત થાવો! ત્યારેજ તમો ખરી રીતે મરી ગયલા કહેવાશો — ત્યારેજ તમને મુકિત મળશે!**

## "સત-સંગ કરો!"

સવાલ — તે માટેનો સર્વથી સરળ અને સહેલ માર્ગ કયો?

બાબા — સતસંગ. તે સિવાયના બાકીના બીજા બધા માર્ગ બહુ લંબાણ, અને બહુ ઓછા ફળદાયી છે, જે ગતિએ આગળ વધતાં અસંખ્ય જન્મો જોઇયે! "સેવા-ધર્મ," જે સર્વથી મોટો ધર્મ કહેવાય છે, તે પણ સેંકડો જન્મોભર કરવા છતાં પુરેપુરી પરમેશ્વર-પ્રાપ્તિ હાંસલ કરાવી શકતો નથી. વાસ્તે **સેવટની મંઝીલ તરફ જવાનો સર્વથી સહેલ માર્ગ માત્ર સત-સંગ, સદ્દગુરૂ-સમાગમ અને તેમની સંગત અને આજ્ઞા હેઠળ કરેલી કોઇ પણ રીતની સેવા છે!**

જગ વહેવારમાં આપણી અજ્ઞાનતા અને તરેહ તરેહની માયાને સબબે આપણે હરઘડી આડે રસ્તે ઉતરી જવાના સંભવમાં રહ્યે છીએ. આ ફાની તુફાની દુનિયાની તરેહવાર નાની મોટી ચળવળો અને ઉથલપાથલોના ઉછળતા મોજાઓના મહાસાગરમાં આપણી જીંદગીની નાની નાવ ભર દરીયે અને હરઘડી ડુબી જવાની ભયભરી હાલતમાં રહે છે, અને આવી ઇશ્વરી વ્યક્તિઓની

મદદથીજ તે તરાવી શકાય છે. એક મોટી સ્ટીમરની પાગરે બાંધેલું ગમે એવું નાનું હોડકું તે મોટી સ્ટીમરની સાથે ધસડાતું માત્ર ટુંક મુદતમાં હજારો માઇલની મંજલ કાપી શકે છે; જ્યારે તે એકલું તેટલોજ તફાવત કાપવા માટે વરસો વેર ફાફાં મારે તો પણ કદાચજ ફાવી શકે, બલ્કે તેમ કરવા જતાં પોતાને ઠેરવેલે મુકામે પહોંચવાને બદલે ભરદરીયે ઉછળતા મોજાઓના મારામાં ટકી ન શકવે, દરીયાની તળેટીએ જઇ બેસે છે. તેજ મીસાલ ઇશ્વરને **પહોંચેલી અદ્દભુત વ્યક્તિઓની સહાયતા મેળવવાથી જેમ આપણું દુનિયવિ હોડકું સેવટની મંજીલ—મુક્તિ યા ઇશ્વર સાથની ઐકયતા God-realization—તરફ જલદી જઇ પહોંચે છે,** તેમ વળી એ નાની નાવને દુનિયવિ દગાફટકા અને મોહ-માયાના ઉછળતા મોજાઓથી ઉથલાઇ પડી ડુબી જવાનો સંભવ જતો રહે છે. તેથીજ જ્ઞાની સત્પુરૂષોનું કહેવું છે કે "સત-સંગ કરો" કારણ —

ચંદન જયસા સંત હય, સર્પ જયસા સંસાર,
અંગહીસે લપટતા રહે, છોડે નહી બીકાર.

સાધુ-સંતો, સત્પુરૂષો અને સદ્દગુરૂઓ તો ચંદન યાને સુખડના વૃક્ષ જેવા શીતળ એટલે ઠંડા હોય છે, જ્યારે આપણો આ તાપ-પરીતાપવાળો દુ:ખમય સંસાર ઝેરીલા સર્પ સરીખો છે. આ સંસારરૂપી સર્પના ઝેહેરની ગરમી જ્યારે મનુષ્યને જલાવે છે, ત્યારે પેલા ચંદનરૂપી શીતળ સત્પુરૂષને વીંટળાઇ જઇને તેની છાયામાં જે બેસે છે, તેનો પરીતાપ દૂર થઇ તેને પુરતી રાહત મળે છે. યાને આ માયાવિ જગત ઝહેરી છે, જેથી તે સર્વને લાહે બાળે છે. માટે જેઓને તે લાહે હોલવવાની ઇચ્છા હોય તેમણે સત્પુરૂષોનો સમાગમ કરતા રહેવું.

## સદ્દગુરૂમાં ખુદા અને પયગમ્બર બંને સમાયલા છે!

ચુંકે કરદી ઝાતે મુરશદરા કબુલ,
હમ ખુદા દર ઝાતશ આમદ, હમ રસુલ.

યાને કે—સદ્દગુરૂને જો તેં સ્વિકાર્યા તો, હે જીવ! તારે સમજી લેવું કે તેની જાતમાં ખુદા પાક અને પયગમ્બર પાક બંને સમાયલા છે, જેથી તે તારા નાના અને નીર્જીવ દુઃખોજ નહી, પરંતુ મોટી મોટી મુસીબતો અને આફતોમાંથી ઉગારી તને આત્મિક રાહ તરફેજ દોરવશે.

**એક સદ્દગુરૂ ચાહે તો તમને એક લહેજામાં ખુદા-પાકના દર્શન કરાવી શકે છે, તમારા જન્મો-જનમના ફેરા મીટાવી શકે છે.** જે તમામ જગતના દુઃખ નિવારણ કરવાની સબળ શક્તિ ધરાવે તેવી પર્માત્મામાં પરોવાયલી પરિપૂર્ણ ઇશ્વરી વ્યક્તિને માટે એકાદ જીવને સાક્ષાત ભગવાનના દર્શન કરાવવાં એ કાંઇ અશકય વાત નથી!

## તારાં સુખ-દુઃખનું કારણ તું પોતેજ છે

## એવી કરણી કર કે તું સત-સંગને લાયક થાય!

તમારાજ વિચાર, વાણી અને વર્તનનાં સંસ્કાર વડે તમો સતસંગ થવાના સંજોગ ઉભા કરી શકો છો. તે વડેજ તમને ઘણીકવાર એકાએક કોઇ ગુરૂના દર્શન અને મુલાકાત થાય છે, તમારો સંબંધ તેની સાથ વધુ અને વધુ સંધાય છે, અને તમારીજ લાયકાત વડે તમો આગળ અને આગળ વધી શકો છો. એ મુક્તિના માર્ગ તરફ આગળ વધવાના કાર્યમાં ગુરૂ તમને ગુપ્ત મદદ આપી આગળ હડસેલતો રહે છે, એટલુંજ નહીં પણ તમારી કોઇ ગફલતથી તમો આડે રસ્તે ઉતરી જવાના જોખમમાં આવી જાઓ તેવી વેળાએ પોતે આડા ઉભા રહી તમને હેઠળ ગબડી પડતાં ગુપ્ત

રીતે બચાવી લે છે. **મગર સઘળામાં કોશેષ તો તમારીજ, વિચાર, વાચા અને વર્તન તો તમારાંજ. તમારાંજ કર્તવ્ય વડે તમને આગળ અને આગળ વધારવાની તે વેતરણ કરતો રહે છે.** કારણ self-help યાને જાતી કોશેષ તમને સેવટ સુધી કામ લાગે છે, અને જ્યાં તમારી કોઈ શક્તિની બહારનું કામ યા ફરજ આવી, ત્યાં તમને આગળ વધારવા તે પોતાની શક્તિથી હડસેલો મારી દે છે. મગર તે સર્વ — સતસંગ, સેવા અને ગુરૂની મદદ — લેવા માટે તમારી પોતાની લાયકાત પહેલી, પછી બધું. Deserve and then Desire — યાને **પ્રથમ લાયકાત પેદા કરો ને પછી ઇચ્છા કરો!** એ નિયમ જેમ દુનિયવી બાબદોમાં તેમ આ આત્મિક વહેવારમાં પણ સર્વથી પહેલી અગત્યનો છે. છતાં **કોશેષ અને કર્તવ્ય તો તમારાંજ** — એ બીના પર ધ્યાન પુગાડવાની જરૂર છે!

## સદગુરૂ લીલા અને શકિત!

હે ઇનસાન! કોઇ સાચો, પુરો પહોંચેલો સત્પુરૂષ તને મળે ત્યારે તને ખુદાજ મળ્યો એમ સમજી લેજે. તેને તારો ગુરૂ માની તેની આગળ તારા જન્મો-જન્મની પહેલેથી માંડીને સેવટ સુધીની સ્થિતિ તું ખુલ્લી કરી દેજે, અને તે તારો ગુરૂજ તારી મુસીબતો અને મુઝવણો મટાડવાનો ખરો માર્ગ તને બતાવશે. હે ભાનભુલા! તું **હરગીઝ આવા સત્ય-જ્ઞાની પુરૂષોથી અળગો રહીશ નહી. તેટલો તું પરમેશ્વરથી દુર રહેશે! જેણે આ સદગુરૂને તજી દીધા તેણે ખુદ ભગવાનને છોડી દીધેલા કહેવાય! કારણ સદગુરૂ પોતે સાક્ષાત ઇશ્વર કિંવા બ્રહ્મરૂપ હોવાના કારણે પુરી અસલ હાલત અને ઇશ્વરી શક્તિ ધરાવતો હોય છે.**

જે કોઇ બ્રહ્મને ઓળખી લે છે તે જરૂર બ્રહ્મ થઇ જાય છે. જુદી જુદી અવસ્થાઓને સમજી લઇને એકજ બ્રહ્મમાં ચિત ચોંટાડવાથી ફક્ત બ્રહ્મ સિવાય બીજું કશું તે જાણુતોજ નથી કે બીજું કંઇ તે સમજતો પણ નથી. એટલે સઘળે એકયતાજ જોવાવાળાને જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીયાતીત અવસ્થાના જુદા જુદા દેખાવોમાં જુદી જુદી ભાવનાની કલ્પના પણ થતી નથી; કેવળ જાગૃત જેવી સ્થિતીમાં સાવ સ્વપ્રકાશ રૂપે તે સદગુરૂ પ્રકાશિત રહે છે.

સઘળી યોજનાઓનો ભંડાર તેની પાસે હોય છે, એટલે જેઓ પોતાની યા બીજા કોઇ કાચા ગુરૂની યોજનાઓથી હારી ખાઇ તેને વશ થાય છે, તે સર્વને તે તેમની લાયકાત મુજબ સેવટનાં માર્ગ તરફ દોરવી લઇ જાય છે.

બધા સદગુરૂઓ એકવાર સર્વથી ઉંચમાં ઉંચ ઇશ્વરી હાલતમાં આવે છે. જેને વિષે કલ્પના પણ ન કરી શકાય એવી તે "નિર્વિકલ્પ" હાલત હોય છે, જે સ્થિતીમાં તેઓને આ પૃથ્વીનું ભાન બીલકુલ રહેતું નથી. આ હાલત પસાર કીધા પછી સદગુરૂઓ આ જગતનાં લોકોનો ઉદ્ધાર કરવા સારૂ પાછા નીચલી દુનિયાદારી હાલતમાં હેઠળ ઉતરી આવે છે. કૃષ્ણ, **જરથુસ્ત્ર, મહુમદ, મુસા, ઇસા,** વગેરે સર્વ અવતારો ફક્ત જગતનાં કલ્યાણ અર્થે, યાને ખાનેખરાબીને રસ્તે ઉતરી ગયલી તે વેળાની પ્રજાઓને નીતી–નેકીનો ખુદાઇ માર્ગ બતાવવા ખાતરજ, પોતાના અનંત આનંદના ભોગે, પોતાના તનપર અસહ્ય કષ્ટો વ્હોરી લઇ હેઠળ આવ્યા હતા. અને જો કે તેમનાં દેહ–ત્યાગ બાદ દુનિયા તેમની લીલાને પીછાણુવા લાગી હતી, છતાં જીવતાં જીવત યાને મનુષ્ય–દેહમાં તો તે સઘળા દુનિયાના લોકોથી હીણાયા, તજાયા, અને હાડમાર થયા હતા. તોયે તેઓ પોતાનું કર્તવ્ય પૂર્ણપણે બજાવી જનતાનું કલ્યાણજ કરી ગયા.

ઘણા જીજ્ઞાસુઓનું પુછવું છે કે હિમાલ્ય ઉપર કે ગુફાઓમાં, યા નદી કીનારે કે જંગલોમાં એકાંત પડી રહેનારા મહાઋષિ-મુનીઓ, સાધુસંતો અને સત્પુરૂષો દુનિયાને શા ખપના ? જનસમાજને તેઓ શા ઉપયોગના ? આવા પ્રશ્ન કરનારાઓએ જાણવું જોઇએ કે આ ઇશ્વરી વ્યક્તિઓએ એકઠો કરેલો ઉત્તમ આત્મિક ખજાનો એટલો તો બળવાન હોય છે કે રાત અને દિન તે સાહેબો, જયાં પણ હોય ત્યાંથી, પોતાનાં આત્મિક પ્રવાહો જગતનાં કલ્યાણ સારૂ ચાલુ છોડયાજ જાય છે. તેઓ ગુપ્ત રીતે જે જનસેવા બજાવે છે તેવી સેવા લાખો — ગમે એવા મહાન — દુનિયવિ નરોથી પણ બજાવી શકાતી નથી. તેઓનાં જ્ઞાનનો ભંડાર એટલો તો ભરપુર હોય છે કે દુનિયાનાં લોકોને બસ આપ-આપ કરતાં પણ તે ભંડાર ખુટેલો ખુટતો નથી. તે અખુટ ભંડાર તેમના દેહ છુટયા પછી પણ ભરણી કરતોજ રહે છે. આજે પણ પાક **જરથુશ્ત્ર**નો તે ભંડાર જરથોસ્તીઓને પહોંચ્યોજ જાય છે; આજે પણ **ક્રાઇસ્ટ**નાં કોઠારમાંથી ક્રિશ્ચીયનોને દાન મળ્યુંજ જાય છે; આજે પણ હઝરત **મહોમદ** સાહેબની મદદ મહોમેદીયાનોને પહોચતીજ જાય છે; હિંદુઓને **શ્રીરામ, શ્રીકૃષ્ણ** અને બીજા સદગુરૂઓની ગેબી મદદ, ગેબી બક્ષીસ અને ગેબી બસારત મળતીજ જાય છે; અને યાહુદીઓને **મુસા** પેગમ્બરના આત્મિક બળનો લ્હાવો પહોંચતોજ જાય છે. તે સદગુરૂઓના દેહ પડયા પણ તેમનાં ભરપુર જ્ઞાનના ભંડારો જીવતા છે ! તેમાંથી મનુષ્યોને ચાલુ જ્ઞાન મળ્યુંજ જાય છે. હઝારો દરૂદ તેમનાં અશો રૂહો પર હોજો !

## એક સદગુરૂ બનવું કંઇ સહેલ નથી !

કબીર સાહેબ કહે છે કે — હસતાં ખેલતાં યાને સહેલાઇથી કોઇ પણ ખુદાને પામ્યું નથી. જેઓ તે (ખુદા) ને પામ્યાં છે

તેઓ સઘળા રડી રડીને, યાને અસહ્ય દુઃખો ખમીનેજ, પામ્યાં છે; કારણ કે એ પ્રમાણે જો ખોદાયજી હસતાં ખેલતાં મળી જતા હતે તો પછી વૈરાગી યા જોગન કોણ બનતે? જ્યાં સુધી તમામ ઇચ્છા-વાસના નાબુદ થાય નહીં, જ્યાં સુધી માયાની મોહજાળમાં સપડાયલો જીવ તે માહેથી મુકત થાય નહી, ત્યાંસુધી તો જન્મ મરણનાં ફેરામાં અટવાયાજ કરવું પડે છે.

ખચીતજ એક સદગુરૂ બનવું કંઇ સહેલ નથી. પ્રથમ તે હાલત પ્રાપ્ત કરવા કસોટી કેવી કડક અને અસહ્ય હોય છે તેનો ખ્યાલ વટીક આપણને આવી શકે એમ નથી. એ ઉંચ ઇશ્વરી હાલતે પહોંચ્યા અગાઉ મેહેરબાબાએ વેઠેલાં અસહ્ય સંકટો, જે આ પુસ્તકમાં ટુકમાં વર્ણવ્યાં છે તે તો માત્ર મુજ સરીખાં એક નાકેશની કમીની કલમે ચીતારેલો બીલકુલ ઝાંખામાં ઝાંખો ચિતાર છે. અનુભવ વગર તે કલ્પિ શકાય એમ છેજ નહી. અને એ સઘળી વરસોની અસહ્ય કસોટીમાંથી બહાર પડયા બાદ પણ તે સદગુરૂ-પદની પ્રાપ્તિ પામેલાને કંઇ નીરાંત થોડી છે? તેને વળી તે મહાન અવસ્થાને બરની તેટલીજ મહાન જાહેરી તેમજ ગુપ્ત ફરજો ચાલુ રાતદીન બજાવવાની છે; કાંઇ ગાદી-તકીયે આરામથી બેસી, યા કોઇ મોટાં આસન પર બીરાજી, મેવા-મીઠાઇ અને ફુલ-ફળની પ્રસાદીના સ્વાદ અને મોજ ભોગવવાના નથી! કારણ —

"ધન હરે, ધોકો નવ હરે,
એવા ગુરૂ શું કલ્યાણ કરે?"

તેમ ધન-લોભી ધુતારાઓ, જેઓ પારકાઓના "ધોકા" યાને દુખ હરી નહિ શકે, તેઓ તેમનું કલ્યાણ તે શું કરે? આમ બાપડા અજાણ, વ્હેમી, અને શ્રદ્ધાળુ ભકતોની ભોળી શ્રદ્ધાનો લાભ લઇ, ગાદી-તકીયે બેસી આરામ કરનાર યા મેવા-મીઠાઇના મીષ્ટાનોની મજેહ

ઉડાવનાર તેવો કોઇ વેષધારી સાધુ ખરો સદગુરૂ હોઇ શકેજ નહી. **એક સદગુરૂને તો પોતાના પગ પર માથું મેલનારા તમામ અનુયાયીઓનાં પાપો અને દુ:ખોનો બોજ ઝીલવો પડે છે!** પોતાનાં સુખોનો લ્હાવો તો તે અનુયાયીઓને મળેછેજ, મગર દુ:ખો અને પાપોનો બોજ તો સદગુરૂને શીર જઇ પડે છે! એક સદગુરૂ પોતાનાં શિષ્યો યા કોઇપણ ભાવિક તરફથી કોઇપણ રીતની ભેટ—એકાદ ફળ કે ફુલનો હાર, કીંવા ચર્ણ-સ્પર્ષ યા પ્રણામ વટીક—જો કબુલ કરે, તો તે સર્વને તેમનાં દુ:ખમાંથી મુક્ત કરવાની જવાબદારી તેને માથે વ્હોરી લેવી પડે છે, યાને ગમે એવી નાનામાં નાની ભેટ વટીકનો સો ઘણો બદલો પોતા તરફની ગુપ્ત મદદની બક્ષિસથી વાળી આપવો પડે છે.

પૈસા યા નઝરાણું લઇ દુ:ખ-દર્દ સારાં કરવાનો દાવો કરનારા કાંઇજ કરી શકનાર નથી. પોતાનાં દીલની કોઇ આરઝુ પુરી કરવા આવેલા એકાદ દુ:ખી-દર્દી યા બીજી કોઇ રીતની મુસીબત યા સંકટથી ઉગરવાની આશાએ આવેલા એક ગરજાઉ તરફથી કાંઇપણ ચીજની "માગણી" કરવી એ ખરા સાધુનાં લક્ષણજ નથી. જે પોતેજ પારકા તરફથી કોઇ ચીજની આર્ઝુ કરે તે વળી બીજાની આર્ઝુ કેમ પુરી કરી શકે?

## સાલેક—સદગુરૂ—અવતાર !

ખુદાને પુગેલા પૂર્ણાત્માઓ માંહેલા જેઓ ઇશ્વરમાં એકતાન થવા બાદ નીચલી દુનિયાનું ભાન પણ ધરાવે છે, તે સાલેક સદગુરૂઓને માથે સુક્ષ્મ જગતને આત્મિક ધકકો આપવાની ફરજ નિર્માણ થયલી હોય છે. તેઓ માંહેલા વડા, જે અવતાર લેખાય છે, તેમને તો પોતાના બાર અંગત શિષ્યોનું "મંડળ" યાને સરકલ તૈયાર કરવા ઉપરાંત, સ્થુળ જગતને પણ આત્મિક ધકકો આપવાની મોટી ફરજ નિર્માણ થયલી હોય છે.

સ્થૂળ જગતને આમ આત્મિક ઉદ્ધારનો ધકકો આપવાનું કાર્ય બજાવવા માટે, તે મહાત્માઓને નિર્વિકલ્પ સમાધીની અનંત આનંદની અવસ્થા અને ભાન માહેથી, નીચલાં દુનિયવિ ભાનમાં આવવું પડે છે. આ ઉપલાં અને નીચલાં ભાનવાળી સ્થિતિઓનું સંગમ, યાને બંનેને ભેગા મળવાની જગા, માનવ શરિરના સર્વથી ઉંચા ભાગ, માથાના ટાળકની મધ્ય ટોંચ પર રહે છે, જેને "બ્રહ્માંડ" કહે છે. એ બીજું સ્થાન તરીકે પણ લેખાય છે. જેમ માનવ શરીરના સર્વથી ઉંચ ભાગ યાને માથાં માહેલી આંખ્યો મારફત શરીરના હેઠળના બીજા સઘળા ભાગો જોઇ શકાય છે, તેમ આ "બ્રહ્માંડ"ના સ્થાન પરથી સદગુરૂઓ પોતાના ઇશ્વર-પ્રપ્તિના અનુભવ આગમચ, પ્રગતિકરણના ક્રમ માહેથી પસાર થતાં જે જે અસંખ્ય યોનિઓ, શરીરો અને જન્મારાઓમાંથી પસાર થઇ આવ્યા, તે સર્વ નિહાળી શકે છે.

ઇશ્વરમાં એકતાન થયલા પુર્ણાત્માઓ માહેલા થોડાકને પોતાના તે ઉંચ ભાનવાળી અવસ્થા માંહેથી હેઠળના નીચલા ભુવનના ભાનમાં ઉતરી આવી, એ નીચલાં ભુવન ઉપર જે આત્માઓ આ ઉંચ અનુભવને લાયક થયલા હોય તેમને ઉપલાં ઉંચ ઇશ્વરી ભાનવાળી અવસ્થામાં લઇ જવાની ફરજ નિર્માણ થયલી હોય છે. નીચલાં ભુવનના આ આત્માની લાયકાત તેમના ભૂતકાળના આત્મિક સંબંધ અને તૈયારી પરથી સ્થાપિત થાય છે. પણ આ તૈયારી કંઇ સહજ યા સહેલાઇથી થતી નથી. કાંઇ જમાનાઓની તળમળ, ભક્તિ, સેવા અને સ્વભોગ તેમજ તે અર્થેના અસહ્ય કષ્ટો વેઠયા પછીજ આવી તૈયારી થાય છે, અને કોઇ પુર્ણાત્મા સદગુરૂ સાથ આત્મિક સંબંધ સંધાય છે. ટુંકમાં એક સદગુરૂના અંગત "સરકલ" માહે સામેલ થવાની લાયકાત જન્મો-જન્મના અથાગ શ્રમ અને અસહ્ય સંકટોની સખતમાં સખત કસોટી બાદજ પ્રાપ્ત થાય છે. દુનિયાની અબજોની વસ્તી

માંહેથી બહુજ થોડા ગણત્રીનાઓનેજ તે સુ–ભાગ્ય પ્રાપ્ત થાય છે. એ ખૂશનસીબી હાંસેલ કરવા પ્રત્યેક ઇસમને જાતી કોશેશ કરવી અતી જરૂરી છે.

## ગુરૂ–સેવા

ગુરૂ–આજ્ઞા અનુસાર કરેલી સેવાનું રહસ્ય બહુ મોટું છે. વળી તે માત્ર થોડાનેજ નસીબ થાય છે. એક સદગુરૂના ચરણે પડી શરણ થનારા અને તેમને માનનારા ભાવિકોની સંખ્યા કદી લાખોની પણ ઉપર જાય, પરંતુ તે સર્વ પૈકી તેના ખાસ ચેલા અને તેના સંબંધ અને સહવાસમાં ચાલુ રહેનારા બહુજ જુજ, માત્ર ગણત્રીનાજ હોય છે, જેઓ દુનિયાદારી સાથનો પોતાનો સંબંધ, કંઇ નહી તો થોડો વખત પણ સમુળગો છોડી દઇ, માત્ર "ગુરૂ–સેવા" ની જીજ્ઞાસાથીજ તેમના સહવાસ, સાથ્રા અને આશિષ હેઠળ રહેવા ઇચ્છે છે. બાકીના બીજા અસંખ્ય, સેંકડો, હજારો બલ્કે લાખો ભાવિકો તર–તિર્થે યા અવકાશ મળે ને અભિલાશા થાય ત્યારે આવ–જાવ કરી, તેમની શ્રદ્ધા, પ્રેમ અને લાયકાત મુજબ જાહેરી તેમજ બાતેની ફાયદો ગુરૂ તરફથી મેળવે છે. ખરો, બાતેની યાને આત્મિક ફાયદો તો પેલા સાથે રહેનારા ને ગુરૂ–આજ્ઞા અનુસાર સેવા બજાવનારનેજ મળે છે, તો જો કે જાહેરી રીતે તો તે બાપડો દુનિયાદારીના સબંધથી અલગ થવાને લીધે પૈસે–ટકે મહોતાજ, સગા–સ્નેહીઓથી તરછોડાયલો, અને ઘણાક દાખલાઓમાં તો "ઘેલાપણા"ના ગંભીર આળ સાથ, સર્વથી હીણાયલો–તજાયલો રહે છે. મગર ગુરૂ તરફના અણુહદ પ્રેમ, શ્રદ્ધા, તેમજ તેની આગલી કરણીનાં સંસ્કારને સબબે તે સદગુરૂ નજદીક રહેવાને, અને તેમની આજ્ઞા અનુસાર સેવા બજાવવાને લાયક થાય છે. બીજા બધાથી તે થઇ શકતું નથી, કારણ "ગુરૂ–સેવા તે કાંઇ મીઠાઇ–મેવા નથી." ગુરૂ જેટલો પ્રેમી, માયાળુ અને થંડો છે, તેટલોજ

તે અંગાર જેટલો તેજ અને ગરમ પણ છે. જેઓ તે અંગારની ગરમી સહેવી શકે તેઓજ તેની નજદીક રહી શકે છે.

"જ્ઞાની સત્પુરૂષ યુક્તિથી પરીક્ષા કરીને, બુદ્ધિ વાપરીને, વારંવાર યોગ્યતાની ખાત્રી કરીને, સંભાળીને અને વધારે વધારે ખાત્રી કરીને જે સુમતીનું મનુષ્ય માલમ પડે તેનોજ સહવાસ વધુ રાખે છે."

વળી તે ગુરૂ પણ જેઓ લાયક હોય તેઓનેજ પોતા નજદીક રાખી તેમને ગુરૂ-સેવાનો લાભ આપે છે, જેની સંખ્યા બીજા સાધારણ ભાવિકો સાથ સરખાવતાં બહુ જુજ હોય છે.

તેમ વળી બીજા એવા પણ ઘણા છે, જેઓ ગુરૂ–સેવા માટે ચાલુ તલબ કરતા રહે છે, કારણ તેનો અગણિત લાભ તેઓ સમજે છે, છતાં તેમની આગલી કરણીને સબબે તેમનાં સંસ્કાર એટલા જોરાવર બનવા પામ્યા નથી, જે તેમને ગુરૂ-સેવાની લાયકાતનો લાભ આપી શકે. તેથીજ તેઓની ગમે એવી ચાલુ ઇંતેજારી, અભિલાશા અને તલબ છતાં તેઓ બાપડા, લાયક થાય ત્યાં સુધી, એક યા બીજી રીતે દુનિયવી સંસાર–સંબંધમાં અને બીજી માયાવિ જંજીરમાં એવી રીતે જકડાયલા રહે છે કે તે તરછોડી ગુરૂ નજદીક તેમનાથી રહી શકાતું નથી, ગુરૂ-સેવાનો લાભ લેવાઇ શકાતો નથી; અને કાંઇ તર-તિર્થ યા બીજા એવા સગવડ ભર્યા મોકાપર અવારનવાર ગુરૂની મુલાકાત અને દર્શન કરી — તેવી વેળા એકાદ બે દિવસ યા વધુ રહી, તેટલા વખતમાં બને એટલી સેવા બજાવી તે પરજ તેમને સંતોષ માની લેવો પડે છે. જેવો જેનો સંબંધ, જેવા જેના સંસ્કાર, તેવોજ તેનો ગુરૂ પ્રત્યે પ્રેમ અને શ્રદ્ધા, અને તેટલોજ તેને લાભ !

**મતલબ — કુદરતમાં કશું પણ અલ્લબ્ઇટપ્પુ, વગર હિસાબે કે વગર ગણુત્રીએ થતુંજ નથી. પ્રત્યેક** વિચાર, વચન અને

વર્તનને માટે પ્રત્યેક સંસ્કાર બંધાય છે, જે સઘળા જમા થઇ એક પીંજરૂં યનો શરીર બને છે, જે દેહ-પીંજરમાં આગલો દેહ ત્યાગ થયા બાદ, તેજ આત્મા નવી જીંદગી માટે જઇ વસે છે. પોતાના વિચાર, વાચા અને વર્તનથી યા તો તે જીવ જુના સંસ્કારને કાપે છે યા વધારે છે, અને તે મુજબ બીજા નવા સંસ્કારો પેદા કરે છે.

ગુરૂ–સેવા માટે લાયક થવું એ કાંઇ નાની સુની વાત નથી. પહેલ્લાં તો ગુરૂ મળવોજ મુશ્કેલ છે. દુનિયાની વસ્તીનો એક બહુ નાનો — બીલકુલ નજીવો — ભાગ એવા મહાત્માઓના સમાગમમાં આવે છે; અને તેઓમાંનો પણ બહુ નાનો–નજીવો ભાગ તેમની નજદીક રહી ગુરૂ–સેવા બજાવે છે. એટલે આગલા સંસ્કાર અને સંબંધ હોય તોજ પહેલાં તો ગુરૂ મળે છે; ને તે મળવા બાદ પણ જેનાં સંસ્કાર એટલા જોરાવર હોય તેનેજ ગુરૂ–સેવા માટેની લાયકાત નસીબ થાય છે. છતાં નિરાશ થવાની કંઇજ જરૂર નથી. તમારા આગલા સંસ્કાર નહીંબી હોય, તો પણ આ જીંદગીમ તમો કોઇ ગુરૂની તલબ કરો, તેવાં વર્તન કરો, તો આ જીંદગીમાં નહિ તો હવે પછીની જીંદગીમાં તો જરૂર તમને તેનો સંબંધ થશેજ, તેનો લાભ મળશેજ. અને એકવાર ગુરૂ માટેની તલબ થઇ તેની સાથ સંબંધ સંધાયો, **તમે ગુરૂનો પગ પકડયો,** એટલે તમો અત્યાર આગમચનાં જન્મ–મરણનાં ફેરામાં અટવાઇ અંધારામાં ગોતાં ખાયા કરતા હતા, તેમાંથી તમને મુક્તિના માર્ગ તરફ આગળ વધવાનો રસ્તો અને રોશની — ગુરૂ સંબંધ થવાથી — મળી, અને **તમો સલામત રાહે ચાલવા લાગ્યા,** એ નાંકક સમજજો. એટલુંજ નહીં, પણ હવે તમો કંઇ ગફલતીથી આડે રસ્તે ઉતરી જવાનાં જોખમમાંથી પણ મોકળા થયા એમ માનજો. કારણ કે જે જ્ઞાની ગુરૂનો તમે પગ પકડી, તેનો સાહ્યા શોધ્યો છે, તેણે તમને સારેજ રસ્તે દોરવવાની જવાબદારી વ્હોરી લીધી છે, એટલે તે તમને

કદી આડા માર્ગે ઉતરી જવા દેનાર નથી. અજ્ઞાનપણા યા ગેરસમજથી તમારી "હા" અને તેની "ના" વચ્ચે કદાચ તમો તેના તરફથી હાડમાર પણ થશો, તેબી તમારા ફાયદા માટેજ. એ બાબદ બહુ બહોળી છે — પણ આટલું ટુંક પણ સમજશો તો બહુ છે.

"કોઇ નબળા દુરાચરણી મનુષ્યની માયા મેહેરબાની મેળવવા કરતાં એક સજ્જન સદગુરૂ હોય તેનો ક્રોધ પણ સહન કરવો એબી મોટું સાર્થક કરનારૂં છે. જેવી રીતે કે સુર્યના તાપ અતીશય પડયા પછીજ મેઘરાજાનો મહિમા જામવાની આશા આવે છે, તેવી રીતે એકાદ જ્ઞાની સત્પુરૂષનાં કઠોર વચન વટીક સહન કરી જવાથી ઘણીકવાર અમુલ્ય પ્રાપ્તિ થવાનો સંભવ રહે છે."

## ગુરૂ–પ્રેમ પ્રસાદી

એક પૂર્ણ–જ્ઞાની અને અનુભવી સદગુરૂની સેવા કરતાં કરતાં ખુદ તારા પોતાનાં અંતરમાં ખુદા પ્રગટ થઇ જશે — તેમજ તારા વિચાર, વચન, અને વર્તનથી થયલાં જન્મો–જન્મનાં પાપો અને દુ:ખો મટી જશે.

ગુરૂ–પ્રેમ પ્રસાદી ઘણા થોડા નસીબવંતોનેજ મળે છે. સૌ સૌનાં સંસ્કાર અને લાયકાત મુજબ તે મળે છે. ખાસ મંડળીને માવો મળે છે, જ્યારે આમ માટે તો કોટલાંજ રહે છે. યાને સદગુરૂ કૃપા કંઇ સઘળા પર એક સરખી ઉતરતી નથી. દરેક પયગમ્બર યા ગુરૂ પોતાના બધાજ સેવકોને ગુપ્ત જ્ઞાનની વાત કહી દેતા નથી. જેમને પ્રાણ કરતાં પ્યારી "આત્મિક ભુખ" હોય છે તેઓનેજ આ અલૌકીક લ્હાવો આપવામાં આવે છે. દુનિયાદારી કે સંસારી લોકોને ખરેખરાં આત્મજ્ઞાનની પ્રસાદી ગુરૂ તરફથી મળતી નથી. તેઓના હાથમાં તો કોટલાંજ આવે છે. લાયક ચેલાઓનેજ ઉસ્તાદ સત્પુરૂષ પોતાનો આત્મિક વારસો આપે છે. પયગમ્બરોનાં ધર્મશાસ્ત્રો આમવર્ગને

નીતી-રીતી, વિવેક, રીતભાત અને ધર્મ આચારનાંજ શિક્ષણો આપે છે. ખરૂં સત્વ-તત્વ તો પોતાના ખાસ યારોનેજ આપી જાય છે, જેઓ પુરા લાયક થયલા હોય છે. વળી તે ખાસ સેવકો પૈકી પણ જે ઘણોજ આગળ વધેલો યાર કહેતાં દોસ્તની લાયકાતમાં આવેલો હોય, તેનેજ પોતાનું ઇશ્વરી સંપૂર્ણ જ્ઞાન એક સદગુરૂ આપી જાય છે, યાને સંપૂર્ણ ગુરૂ-પ્રસાદ તો એકનેજ મળે છે.

પોતાના ગુરૂની પ્રેમ અને શ્રદ્ધાપુર્વક સેવા બજાવવાનું ચાલુ રાખવાથી કોઇ વાર ગુરૂ પ્રસન્ન થઇ પોતાના સેવક-સેવીકીને આત્મિક વારસો પણ આપી દેવાની કૃપા કરે છે. ગુરૂને વળગી, તેજ તેનો ઇશ્વર છે એવું સાબુત ગુમાન ચાલુ રાખનાર શિષ્યને ગુરૂ-પ્રેમ પ્રસાદીનાં શ્રેષ્ટ ફળનો લ્હાવો મળે છે — તેને અનુપમ સુખ હાંસલ થાય છે. કારણ સદગુરૂઓ હંમેશ આપનારાજ હોય છે. જો માત્ર ફુલ પણ લીધાં તો જાણવું કે તેઓ મોટી પ્રસાદીનો લ્હાવો આપશેજ, અને ભોજન કબુલ કીધું તો તમારી આત્મિક ભુખ પણ થોડી ઘણી તૃપ્ત કરશેજ. તમારી ગમે એવી નજીવી પણ ભેટનો બદલો તમને આપવા તેઓ બંધાયલા છે, અને તેમની સેવાનો બદલો તો કદીજ ખાલી જતો નથી. સર્વને ગુરૂ-પ્રસાદ મળો!

સતસંગ, સદગુરૂ લીલા અને શકતી, ગુરૂ-આજ્ઞા, ગુરૂ-સેવા, ગુરૂ-પ્રેમ પ્રસાદી વગેરે ઇશ્વરી લીલાને લગતી બાબદોની કિંમત તો માત્ર અનુભવી યા જાણકારોજ સમજે છે. તેવા સાચા તલબગારો માટેજ મુખ્યત્વે એ સઘળી બાબદોનું ટુંક વિવેચન અત્રે રજુ કરવામાં આવ્યું છે.

---

# પ્રકરણ સોલમું

## મેહેરાબાદથી મુંબઇ

૧૯૨૬ ના નવેમ્બર માસમાં, મેહેરબાબાએ લાંબા પ્રવાસે જવાનું કારણ દર્શાવી, મેહેરાબાદ સંસ્થાન માહેલાં સઘળાં ખાતાંઓ બંધ કરવાની આજ્ઞા ફરમાવી. લગભગ ત્રણસેથી ચારસે આદમીઓથી વસાયલાં એક મોટાં સંસ્થાનને એકદમ બંધ કરી દેવાનું કંઇ સહેલ તો ન હતું. છતાંએ સર્વએ રાતદીસ મહેનત કરી, આજ્ઞાનુસાર સઘળુ જમાવ્યું. ત્યાર બાદ લગભગ પચાસ ઉપરની મંડળીને સાથે લઇ બાબા પ્રથમ મુંબઇ નજદીક સાંટાક્રૂઝમાં આવી વસ્યા.

## મુંબઇથી પાછા મેહેરાબાદ

પરંતુ સર્વની ભારે અજાયબી વચ્ચે એકજ મહિનાની ટુંક મુદતની અંદર બાબાએ પાછા મેહેરાબાદ આવી વસવાની ઇચ્છા દર્શાવી. એટલે મુંબઇથી સઘળો પસારો ઉઠાવી એકજ મહિનામાં પાછા મેહેરાબાદ આવી રહ્યા, અને બાબાની ઇચ્છાનુસાર નવેસરથી નવીજ સંસ્થા અને નવુંજ સંસ્થાન, અસલ કરતાં મોટા પાયાપર, સ્થાપવાની શરૂઆત કરી.

## કાંઇ નવીજ રંગત!

એ માટે મંડળી સાથ વાત કરતાં બાબાએ ઇશારો કર્યો કે તેઓ હવે કાંઇ નવીજ રંગત જમાવવા ચાહતા હતા — અને અગાઉ કદી કેઠે દીઠામાં યા સાંભળ્યામાં પણ ન આવ્યું હોય એવી કોઇ નવીજ ઘટના — **લૌકિકમાં અલૌકિક** — ઘડવાનો ઇરાદો દર્શાવ્યો! એમના એ કાર્યમાં મંડળી તરફથી દીલોજાનભરી હમશરીકીની જરૂર હતી, તે માટે મંડળીએ દીલથી તૈયારી દર્શાવી, જેથી આનંદ અને પ્રસન્ન થઇ બાબાએ આ નવી કામગીરી અર્થે પ્રથમ એક આધ્યાત્મિક શાળાની શરૂઆત કીધી, જે "**મેહેરાશ્રમ**"ના નામથી તવારીખમાં અમર રહેશે.

# મેહેરાશ્રમ

હવે આપણે એક એવા અલૌકિક વિષયનું વર્ણન વાંચીશું કે જેવું ભાગ્યેજ કેઠે વાંચવામાં આવ્યું હોય ! બાબાની ઇશ્વરી શક્તિના કોઇક વિલક્ષણ ચમકારાઓ જે એમની મંડળીએ અવારનવાર અનુભવ્યા હતા, તે માહેલા થોડા આપણે અત્યાર અગાઉ જોઇ ગયા. હવે આપણે એમના એક ખરેખરા દૈવિક પ્રયોગનું ચિત્ર નિહાળીશું, જેવું જવલેજ કેઠે દીઠામાં આવે. એમની જગઉદ્ધારની કામગીરીનો તે એક અનોખોજ પ્રકાર અને પ્રકરણ રજુ કરે છે.

મુંબઇની ટુંક મુલાકાત બાદ મેહેરાબાદ પાછા ફર્યા તે વેળા બાબાએ એક **"આધ્યાત્મિક આશ્રમ"** ખોલવાની ઇચ્છા દર્શાવી, અને તે માટે એટલી જોશભેર તૈયારી પણ તુરતા તુરત કરવા માંડી કે મંડળી પણ અચરતજ રહી. એ આશ્રમ જગભરમાં એક અજોડ અને આદર્શ ખાતું થઇ પડે એવી ઉમદા તાલીમ તરબિયત બચ્ચાંઓને આપી, તેમને માત્ર પોથા-પંડીત તરીકેજ નહિ પણ તેમનામાં ઇશ્વરી જયોત જગાડી અકેકને બે-નમુન **"'આત્મિક જવાહીર"** સમાન ચમકાવાનો બાબાએ પ્રથમથીજ ઇરાદો જાહેર કર્યો, અને તે માટે અથાગ જહેમત પોતે ઉઠાવવા ઉપરાંત મંડળીને પણ આ અદભૂત કામગીરીમાં સામેલ કરી, આયંદે આ અવનીપર એક દેવતાઇ દ્રશ્યજ રજુ કર્યું !

માત્ર ગણત્રીના દશેક છોકરાઓની સંખ્યા સાથ આ આદર્શ ખાતાંની શરૂઆત કરી દીધી, અને તે માટે મેટ્રીક સુધીની કેળવણી મુફત આપવા ઉપરાંત છોકરાઓને ખાવા-પીવા રહેવાની તેમજ કપડાં વિગેરેની મનમાનતી ગોઠવણ સઘળી મુફતમાં કરવામાં આવશે એ જાહેરાત સઘળે ફેલાવી. પરીણામે માત્ર નગર જીલ્લા અને

દખણુનાજ નહિ પણ આખા મુંબઇ ઇલાકા, હિંદ દેશ અને છેક ઇરાન વેરથી છોકરાઓની ભરતી થવા લાગી, જેની સંખ્યા વધતે વધતે એકસો ઉપર ગઇ હતી.

એ ખાતાંના અભ્યાસ–ક્રમ ઉપરાંત દિવસ ભરની આધ્યાત્મિક તાલીમ તરબિયત માટેનો ક્રમ પણ બાબાએ એટલી તો આદર્શ રીતે ગોઠવ્યો હતો, જે આજે કોઇ પણ ખાતાંને દુનિયા ભરમાં દીપાવી આશ્ચર્ય કરે. અને એ સઘળું કાગળ ઉપર ગોઠવીનેજ નહિ પણ તંતો–તંત અમલમાં મેલીને ટુંક મુદતમાં બચ્ચાંઓને સઘળા વિભાગોમાં કેળવી એવાં સરસ તૈયાર કર્યાં કે કોઇ પણ જોનારને તાઝુબીજ બરપા થાય. એ ખાતાંના જુદા જુદા વિભાગો માહે સેવા બજાવવા પોતાની અંગત મંડળી માહેલા ખાસ ચુંટી કાઢેલા સ્ટાફને રોકયો હતો અને એઓએ નેમી આપેલા નિયમોની અમલ બજાવણી અર્થે સર્વને બહુ સખત તાકીદ કરી હતી, એટલુંજ નહિ પણ એમની પોતાની અંગત દેખરેખ એટલી તો બારીક રાખી હતી કે કેઠે પણ જરાએ ઢિલાપણું યા ખામી જણાયજ નહિ, યા જણાઇ કે તુરત પકડાઇજ આવે. વળી મંડળીને એમની સર્વજ્ઞાની શક્તિનો અંગત અનુભવ કયાં કમ હતો ? ભૂલેચુકે કોઇ બચાંના કોટનું એકાદ બટન પણ ખુલ્લું રહી ગયું તો તે પર એક ક્ષણભરમાં એમની નઝર પહોંચી જતી અને તે માટેના જોખમદાર અધિકારીની સખતમાં સખત ખબર લેવાતી. એ નાના ઉગતા છોડવાઓને જે આધ્યાત્મિક પ્રયોગ હેઠળ પસાર થવાનું હતું તે અર્થે "તંદરોસ્તી" યાને શારીરિક યોગ્યતા સર્વથી અગત્યની હતી. તે માટે ખાસ કાળજીથી તૈયાર કરેલો પુષ્ટિકારક પણ અન્ન–ફળ–શાકનો ખોરાક આપવા ઉપરાંત સફાઇ–સુઘડાઇ રાખવાની અને તબીયતની અથાગ કાળજી કરવાની સર્વને સખત તાકીદ હતી. એ બચ્ચાંઓની તબીયતની સંભાળ તેમજ ચારિત્રની શુદ્ધતા અર્થેની બાબાની કાળજી અને ખંત અચંબો પમાડે એવી હતી !

આધ્યાત્મિક કેળવણીની પ્રથમ શરૂઆત માત્ર સહવાર-સાંજ બે વાર એકાગ્ર ચિતે "ધ્યાન" ધરવાના નિયમ સાથ કરવામાં આવી. પાછળથી "આધ્યાત્મિક વિવેચન"ના કલાસો સાંજના એક કલાક શરૂ કરવામાં આવ્યા, જે દરમ્યાન વેદાંત, કુરાન, સુફી સાહિત્ય, બાઇબલ અને અવસ્તા એમ પ્રત્યેક ધર્મના સર્વથી અગત્યના બે-નમુન પુસ્તકો માહેથી માત્ર ઇશ્વરી લીલાને લગતું જ્ઞાન આપતી ખાસ બાબદોના બાબાએ પોતે ચુંટી કાઢેલાં પ્રકરણો વાંચી — તે માહે સમાયલું આત્મિક રહસ્ય સમજાવવામાં આવતું, જે અભ્યાસ-ક્રમ આજે એવા કોઇ પણ ખાતાં માટે આદર્શ અને નકલ કરવા યોગ્યજ થઇ પડે. તે હમો જાહેરની જાણ અર્થે ખાસ રજુ કર્યે છીયે.

# આધ્યાત્મિક અભ્યાસક્રમ!

## મેહેરાશ્રમમાં આત્મ-માર્ગના શિક્ષણ માટે બાબાએ પસંદ કરેલાં પુસ્તકો અને વિષયો

આધ્યાત્મિક શિક્ષણ માટેની આ નમુનેદાર બોરડીંગ-સ્કુલમાં સરકારી કેળવણી-ખાતાંએ સ્વિકારેલી સ્કુલોમાં શિખવાતા તમામ અભ્યાસ ક્રમ ઉપરાંત, ખાસ ધાર્મિક, નૈતિક, અને આધ્યાત્મિક વિષયોનું શિક્ષણ પણ આપવામાં આવતું હતું. આ ખાસ અભ્યાસ-ક્રમ કેવો મોતેબર છે તે આ સાથના પાનાઓમાં આપેલી રૂપ-રેખા ઉપરથી ઝટ સમજાઇ જશે.

બાબા સાહેબે આ સઘળો ક્રમ પોતે નક્કી કર્યાબાદ, એ વર્ગો ચલાવનાર શિક્ષકોને ખાસ આજ્ઞા આપી હતી કે આ સઘળી કેતાબો માહેથી માત્ર ખુદાને લગતી વાતો અને વર્ણન, જે સઘળા પર ખાસ નીશાન (underline) કરાવી હતી, તે ઉપરજ વિવેચન કરવું. તે સિવાય બીજી ફીલસુફી છોડી દેવી. મતલબ ટુંકમાં એજ કે ફક્ત ખુદા-પર્માત્મા અને તેનીજ લીલાની વાતો નિર્દોશ બચ્ચાંઓના કાન પર રેડી, તેનીજ યાદથી તેમના અંતર ભરી દેવાં, જેથી તેમના માહે ચાલુ એજ યાદ અને એજ ધગસ નીરંતર રહે — એજ ઇશ્વર-પ્રેમમાં તેઓ પરોવાયલાં રહે!

### સોમવાર

વિષય

(मराठी) मेहेरबाबांचा उपदेश

(ગુજરાતી) મેહેરબાબાના ઉપદેશો

(ફારસી) નાકાત વ એશારાતે બાબા

## મંગળવાર

મરાઠી વર્ગના વિષયો

### સંત-વચનામૃત

સ્વામી વિવેકાનંદના વચનામૃત
„ રામતિર્થ „
સંત તુકારામના ગાથા
„ „ વચનામૃત (રાનાડે કૃત)
જ્ઞાનેશ્વર મહારાજના „
રામદાસના દાસબોધ

× × × ×

ગુજરાતી વર્ગના વિષયો

### સત્પુરૂષોના સત્વચનો

સ્વામી વિવેકાનંદના સત્વચનો
„ રામતિર્થ „
શ્રી ઉપાસની સાંઇવાક સુધા
ગૌશલી શાહ કલંદરના સત્વચનો

× × × ×

ફારસી વર્ગના વિષયો

### નેગારેશાતે ખુદા રસીદેગાન

સ્વામી વિવેકાનંદના સત્વચનો
„ રામતિર્થ „
ગોશલી શાહ કલંદર „
જલાલુદીન રૂમી „
ઇબ્રાહીમ અદહમ „
મહમદ ગઝાલી „

## બુધવાર

મરાઠી વર્ગના વિષયો

### વેદાન્ત

૧. ભગવત ગીતા
૨. ઉપનિષદ
૩. જરથુશ્ત્રના ગાથા (ચુંટી કાઢેલા ગૌહરો)
૪. સુફી શિક્ષક (ચુંટી કાઢેલા વિષયો)

× × × ×

ગુજરાતી વર્ગના વિષયો

### ઇલ્મે-ક્શ્નુમ

૧. દસાતીર — (ખાસ ચુંટી કાઢેલા વિષયો)
૨. ગાથા — " " "
૩. જરથોશ્તી ધર્મની નીતી-નેકી
ડૉ૦ જીવનજી મોદી-વાળી)

× × × ×

ફારસી વર્ગના વિષયો

### વહદાનિયત

૧. દસાતીર
૨. હાફેઝ
૩. શમ્સે તબરીઝી
૪. ગઝનવી

ગુરૂવાર

મરાઠી વર્ગના વિષયો

આત્મ–જ્ઞાન

૧. ક્રીશ્ચીયન ગુમ્રજ્ઞાન
૨. ઇસલામનું ,,
૩. ગાથાના ગૌહરો
૪. સુફી શિક્ષક

× × × ×

ગુજરાતી વર્ગના વિષયો

એહમે–ઇઝદ

૧. ક્રીશ્ચીયન ધર્મનું ગુમ્રજ્ઞાન
૨. ઇસ્લામી ,, ,,
૩. કબીર
૪. ભગવત ગીતા—ચુંટી કાઢેલા વિષયો
૫. સુફી શિક્ષક— ,, ,, ,,

× × × ×

ફારસી વર્ગનો વિષયો

એહમે–એલાહી

૧. તસવ્વુફે ઇસવી
૨. ,, ઇસ્લામ
૩. ,, કબીર
૪. તાઆલીમાતે સુફી

શુક્રવાર

| | |
|---|---|
| મરાઠી<br>ગુજરાતી<br>ફારસી | મંગળવારનો ક્રમ. |

## શનિવાર

મરાઠી વર્ગના વિષયો

### સદગુરૂ–ચરિત્ર

| | | |
|---|---|---|
| ૧. | ગૌતમ બુધ્ધ નુ | જીવન-વૃતાંત |
| ૨. | જીસસ ક્રાઇસ્ટ નુ | ” |
| ૩. | જરથુસ્ત્ર નુ | ” |
| ૪. | હઝરત મહમદ નુ | ” |
| ૫. | ખ્વાજા સાહેબ અજમેરી નુ | ” |
| ૬. | રામકૃષ્ણા પરમહંસ નુ | ” |
| ૭. | સેંટ ફ્રાનસીસ ઝેવીયર નુ | ” |
| ૮. | હઝરત આઝર કયવાન નુ | ” |
| ૯. | તુકારામ નુ | ” |
| ૧૦. | ચૈતન્ય દેવ નુ | ” |
| ૧૧. | નઓસરે ખુશરવ એલાવી | |
| ૧૨. | તસ્કરે ખ્વાજા ગની ચીશ્તી. | |

× × × ×

ગુજરાતી વર્ગના વિષયો

### સદગુરૂઓના જીવન-ચરિત્ર

ઉપર મુજબ

× × × ×

ફારસી વર્ગના વિષયો

### શરહે ઝીનદેગાનીયે ખુદા-રસીદેગાન

ઉપર મુજબ

## રવિવાર

મરાઠી, ગુજરાતી, ફારસી ત્રણુડે વર્ગો માટેનો વિષય

### દુનિયાના જુદા જુદા ધર્મો

### Religions of the World

### ફલસફે મઝાહેબે આલમ

## અંતર–જાગૃતિ !

પરંતુ એ સઘળી ગમે એવી ઉત્તમ કેળવણીને તરબિયત માત્ર ઉપરનીજ (external training) હતી. ખરી અંતરની જાગૃતિ તો બાબાનો પોતાનો અંગત સહવાસ (personal contact) હતો. તે માટે એ કુમળાં બચ્ચાંઓને પ્રથમ ધ્યાન–ચિંતનમાં અને પોતાના અંગત સહવાસમાં રાખી, પ્રેમથી હસાવી–ખેલાવી તૈયાર કરી, તેમનામાં પ્રેમ જ્યોત પ્રકટ કીધી, જેના પહેલાજ ઝળકાટે સર્વને ચકિત કરી મેલ્યાં!

**બાબા પોતે એક પ્રેમનીજ પ્રાતમા** છે, એટલે જ્યાં જાય ત્યાં પ્રેમજ પ્રકટાવે છે! એમના સઘળાં શિક્ષણ, ઉપદેશ અને તાલીમ–તરબિયત સર્વનો મુળ પાયો એ "પ્રેમ" ઉપરજ રચાયો છે. શુધ દૈવિ **પ્રેમ** જે એમના માહેથી નિરંતર સ્ફુરે છે, તે અદભૂત આકર્ષણથીજ એઓ સર્વના દીલ હરી લે છે. ભાવિક અને પ્રેમી જનોને તેઓ પહેલી નજરેજ પોતાના કરી લે છે. ઉમરે પુગેલાં ને દુન્યા દીઠી ચુકેલાં સ્ત્રી–પુરૂષો જ્યારે આ પ્રેમને વશ થઇ, એમના ચરણ–શરણે જઇ, પોતાના જીવન અર્પણ કરી રહ્યાં છે તો આ નિર્દોશ, નાનાં, પ્રેમાળ બાળકોને પોતા તરફ હરી લેતાં કેટલી વાર; તે પણ એટલી હદે કે હસવું, ખેલવું, ખાવું–પીવું, ગેલ–ગમત યા મસ્તી–તોફાન એ સર્વ બાળપણના કુદરતી લક્ષણો અને સ્વભાવ પણ જાણે વિસારી મેલી સઘળા છોકરાઓ બસ "બાબા"નાજ વિચાર અને ધ્યાનમાં હરદમ રહી, એમનોજ સહવાસ શોધતા — તેનીજ તલબ કરતા; એટલુંજ નહિ પણ બાળકને હરદમ પ્રિય અને હૈયે ચઢી આવે તે — પોતાના મા–બાપ અને ઘર–બારને પણ કેટલાક તો વીસારી મેલી, પોતાની નવી દુનિયાની પ્રેમમય હસ્તિમાં નિમગ્ન થઇ રહ્યા હતા. આ પ્રકાર દુનિયવી નજરે ગમે એવો વિચિત્ર અને ન–ઇચ્છવાજોગ

લાગે તોયે તે આ દુનિંયવિ, માયાવિ મોહથી કોઇ વધુ બળવાન આકર્ષણ શક્તિ અને અસરનુંજ અચુક પરિણામ હતું, એ કોઇથી ના–પાડી શકાય નહિ. અને આ નાદાન નિર્દોશ ફુલ બચ્ચાંઓની સ્વાભાવિક પ્રકૃતિને પણ વિસરાવી તેમને દૈવિક પ્રેમમાં ડોલતાં કરનારની અદભુત શક્તિ વિષે પણ કશો શક યા સંદેહ હોઇ શકે નહિ.

## પ્રથમ ચમકારો! એક અલૌકિક દ્રષ્ય!

૧૯૨૭ના ખ્રીસ્તી નવા સાલનો તે શુભ દીન છે. વખત સમી સાંજનો છે. હંમેશ મુજબ છોકરાઓ આધ્યાત્મિક વર્ગમાં શિક્ષકોને મુખથી ઇશ્વરી પ્રેમ-લીલાના રસમય વિવેચન સમજી રહ્યા છે. એકાએક બાબા તરફથી "તેડું" આવવે મરાઠી, ગુજરાતી અને ફારસી વર્ગોના ત્રણડે શિક્ષકો બાબાની કેબીન તરફ જાય છે. અહિં બાબા આજ લાંબો વખતથી એકાંતવાસે બેઠા છે — બહાર કદી નીકળતા નથી. બાબાએ ટુંકમાંજ આજ્ઞા આપી કે આજે આધ્યાત્મિક વિવેચન બંધ કરી, બાકીની ૪૦ મીનીટ છોકરાઓને ફકત ધ્યાન કરવા કેહવું અને શિક્ષકોએ વર્ગમાં ચુપચાપ બેસી રહેવું. આજ્ઞા મુજબ છોકરાઓને ધ્યાન ધરવા કહી ત્રણડે શિક્ષકો પોતપોતાના વર્ગમાં જઇ ચુપચાપ બેસે છે.

## બાબાએ પ્રકટાવેલો ખુદાઇ પ્રેમ!

માત્ર દશેક મીનીટની ચુપકીદી બાદ એકાએક ધ્યાન કરતાં બચ્ચાંઓ માહેલાં એકાદ બેની આંખ્યો માહેથી આંસુઓ વહેતાં દીસેછે. બાદ તેઓ ડચકાં ખાતાં સંભળાય છે. થોડી પળ વધુ અને કોઇક જમીનપર પડી જઇ આળોટે છે, અને ધસાધસ રડી રહ્યાં છે. પ્રથમ એકાદ બે, અને ત્યારબાદ એક પછી એક એમ સઘળાંજ — કોઇ મોટે સાદે રડી રહ્યાં છે, કોઇ નાનાં અવાજે — સઘળે "બાબા"નાજ એક સરખા પુકાર સંભળાય છે! શિક્ષકો બાપડા

આ દ્રષ્ય જોઇ સ્તબ્ધજ રહે છે! એક હોય, બે હોય તો કોઇને ધરી-પકડી ઉઠાડે, સમજાવે, દીલાસો દે. પણ આ તો સઘળાજ એકસરખા રડારોળ કરી રહ્યા છે ને "બાબા" નામના પુકાર કરી રહ્યા છે, તો એ ઘટના કંઇ તેમનીજ ઘડેલી હશે, એમ ખાતરીથી માની તેઓ પણ ચુપજ રહ્યા. કોઇના પણ અંતરને અસર કરે એવો તે દીલ પીગળાવનારો દેખાવ હતો!

ટેકડીપરના આશ્રમના આ સઘળાના રડવાના અવાજ અને શોર ઉઠળ દૂર વેર સંભળાય છે. બાબાની મંડળી તેમજ રસ્તેથી પસાર થતા લોક સઘળા દંગ થઇ અકેકને પુછી રહ્યા છે—કે આ સઘળું શું ચાલી રહ્યું છે?

વીસેક મીનીટ આ સઘળી **"પ્રેમ-લીલા"** નો ખેલ ચાલ્યા બાદ બાબા તરફથી હુકમ આવે છે, "બસ—સઘળાએ રડવું બંધ કરવું!" બાબાની આ આજ્ઞાની તાત્કાળીક ચમત્કારીક અસર થાય છે. થોડાક અપવાદ સિવાય સઘળા રડવું બંધ કરી, આંસુ લુછી શાંત થવાની કોશેશ કરે છે. પણ પ્રેમથી ઉભરાતી છાતીઓ ડચકાં ખાતીજ રહે છે. આવી હાલતમાં બાબાની આજ્ઞાનું પાલણ કરવાની તે ફુલ બચ્ચાંઓની ભગીરથ કોશેશો છતાં કેટલાકની છાતી પણ ગુંગળાય છે. શિક્ષકો તેમજ છોકરાઓ પર દેખરેખ રાખનારા (supervisors) સર્વની આંખ્યો પણ આ પ્રેમ-દ્રષ્ય જોઇ પ્રેમ-અશ્રુથી ભીંજાય છે. નજરોનજર જુવેલા એ અદભૂત દ્રષ્યનો માત્ર એક ઝાંખો ચિતાર આ ચિત્ર રજુ કરે છે! આવા અદભુત અલૌકિક દ્રષ્યનુ વર્ણન કોઇ કવિની અંતર-પ્રેરણા અને અલૌકિક વાણીજ કરી શકે!

## ભોજન-પાણી પણ અપ્રિય!

આત્મ-જ્ઞાનનો રોજીંદો ક્રમ ને કલાક પુરો થવે ભોજન માટેની ઘંટી થાય છે. વર્ગ વિખરાઇ છોકરાઓ પોતપોતાના

વોર્ડ તરફ જઇ, બહારથીજ બાબાની કેબીન તરફ નજર નાખી ડચકાં ખાતા ઉભા છે. કોઇ જમવાના હૉલમાં જતું નથી. બાબા તરફથી ફરી ફરમાન આવે છે "સર્વએ પેટ–ભરી ભોજન લેવું!—" એ ફરમાન સમજતાંજ ફરી થોડાકને પાછો ઉભરો થઇ આવે છે. આ હાલતે ભોજન તે કેમ ગળે ઉતરે? તેમને સમજાવી પટાવી, બાબાના બોલની યાદ આપી ભોજન હૉલમાં લાવવામાં આવે છે, પરંતુ રોજ ભૂખ અને સ્વાદથી ખવાતાં ભોજન તરફ આજ કોઇની નજર પણ જવા ના પાડે છે. બાબાની આજ્ઞા પાળવા પ્રયત્ન કરે છે તો બુક ગળે ઉતરતો નથી! એટલે તે બાપડાંની હાલત દયાજનક લાગે છે! પણ "દયાનોજ દાતાર" તે બરાબર જાણીને તેનો ઇલાજ કરી રહ્યા છે! સઘળાને ભોજન લેવાની આજ્ઞા ફરમાવ્યા બાદ બાબા ઉપરી દેખરેખ કરનારી મંડળીને બોલાવી ખાનગીમાં આજ્ઞા આપે છે કે બચ્ચાંઓ નહિ ખાય તો જબરદસ્તી કરવી નહિ.

મુસીબતથી ગળે ઉતરેલું બુક–બચાક ભોજન કર્યા બાદ સઘળા ત્યાંથી નીકળી પાછા પોતપોતાના હૉલની બહારજ ઉભા ઉભા બાબાની કેબીન તરફ નજર નાખી ડચકાં ખાઇ રહ્યા છે! હૉલમાં અંદર કોઇ જતું નથી. સુઇ જવાની ઘંટી થવે સૌ ભારી દીલે પોતાના બીસ્તરા પર જાય છે, કલાકો ભર ઉંઘાડી આંખ્યોએ ડચકાં ખાતાજ પડી રહે છે! રાત્રે તેઓ પર પાહરો કરનારાઓ બીજી સહવારે બાબાને રીપોર્ટ કરે છે કે અમુક બચ્ચાંઓ સારી રાત તાસવીસ કરી રહ્યાં હતાં; અમુક શાંત પણ ઉઘાડે ડોળે પડી રહ્યાં હતાં, પણ કોઇએ રાત્રભર બીલકુલ નીંદ લીધી ન હતી.

## સ્વભાવનો પલટો!

ઇશ્વરી પ્રેમના આ પ્રથમ મિશ્રણ અને રેલછેલથી તે ફુલ બચ્ચાંઓની સ્વભાવિક પ્રકૃતિ એકાએક ફેરવાઇજ ગઇ!

ગુરૂકૃપાની તે અનમુળ પ્રસાદીની પ્રથમ પ્રેમ-વૃષ્ટિ થતાં બરાબર તેમના અંતર પ્રેમથી ઉભરાવા લાગ્યાં, તે માહે જાણે દૈવી પ્રેમની રેલ-જ ચાલી રહી! શાળા-શિક્ષણમાં ભારે ઉલટ લેતા સર્વથી ચાલાક છોકરાઓ પુસ્તક તરફ જોવાની પણ ના પાડતા. રમત-ગમતના શોખીન બચ્ચાંઓ રમવાનું છોડી બસ બાબાની કેબીન તરફ નજર ધરી ઉભા રહેતા. ખાવું-પીવું પણ દિવસો તક અકારૂં થઇ રહ્યું છે. ઉંઘ તો જાણે ઉડીજ ગઇ છે. દીનભરના આખા ક્રમમાં ફકત બાબા નજદીક બેસવાનો એક કલાકજ તેમનાં જીવનને ઉત્સાહી બનાવે છે. બાકી બધો દિવસભરનો પ્રોગ્રામ રસ-કસ વિનાનો લાગે છે—જો કે બાબાની આજ્ઞાને આધીન સૌ કોઇ તે પ્રોગ્રામ અમલમાં મેલવાના પ્રયત્નો તો કરે છે. પણ તે બચ્ચાંઓની કાયનાત શી! તાકાત શી? રફતે રફતે તેઓ માંહેલા થોડાકને ચુંટી કાઢી, તેમને દિવસના બીજા ક્રમના કલાકો માહેથી મોકળા કરી બાબા પોતાના અંગત સહવાસમાં રાખે છે. બાકીનાઓ વખત જતે રાહે લાગી પાછા અભ્યાસ, રમત વિગેરેમાં ગુંતાતા જાય છે, તો જોકે આગળના જેવા ઉત્સાહ યા આનંદથી તો નહિજ. થોડાક જેમને પ્રથમ ઝટકાની અસર ઉંડાણથી ઉતરી ગઇ છે, તેઓને તો કશુંજ ગમતું નથી. તેઓને વખત ને દિવસોનું કશું ભાન રહેતું નથી. તેઓ એક સરીખા "બાબા"ના ખ્યાલ, ધ્યાન-ચિંતનમાં મશગુલ રહે છે. બાહેરની દુનિયા તેમના માટે જાણે હસ્તિ ધરાવતીજ નથી. તેઓની એકલી તલબ, અભિલાષા પ્રેમમાં જલતા રેહવાની ને તેમના માહે પ્રેમ-જ્યોત પ્રગટાવનાર ગુરૂના સહવાસ અને ગરમીમાં રહી તેમના દીલની આગને જલતી રાખવાનીજ છે! બાળ-ચેષ્ટા, બચપણની લહરી, મસ્તી-તુફાન, રમતગમતમાં ધ્યાન, વગેરે જે બાળપણના સ્વાભાવિક ગુણ-લક્ષણો તે સઘળા વિસારી મેલી, ખાવા-પીવા, ખેલવા-કુદવા વિગેરે માટે કશીએ કનવાર કર્યા વના, તેઓ દીન-રાત આ નવીન પ્રેમ-રસ

અને રંગતમાં સદા નિમગ્ન થઇ શાંત બેસી રહે છે. બાબાના પ્રેમ જલ્વાની બલિહારીએ તેમને સાચા શુદ્ધ પ્રેમથી રંગી નાખ્યા છે. તેમની હાલત દુનિયવી નઝરે ગમે એવી દયા ખાવા જોગ દીસે, તોયે બાતેની નઝરથી તો ખરેજ અદેખાઇ ઉત્પન્ન કરે એવી શ્રેષ્ઠ હતી. જે ઉંચ હાલત પ્રાપ્ત થવા માટે યોગી-મુનીઓ પહાડો અને ગુફાઓની એકાંતવાસમાં સ્થાનક લઇ વરસોથી રામ-નામ જપતા અને સ્મર્ણ કરતા બેઠા છે, તેમને પ્રાપ્ત ન થાય એવી હાલત આ ગુરૂ–કૃપાની પ્રસાદીથી પ્રથમ ઝટકેજ આ નાના બચ્ચાંઓને પ્રાપ્ત થઇ ગઇ છે!

## પ્રેમની પ્રતિમાઓ!

તેમની પોતાની પ્રતિમા પણ બદલાઇજ ગઇ છે. તેઓની આંખો માહે નવીનજ ઇશ્વરી તેજ પ્રકટે છે. તેમનાં ચ્હેરા પર અજબ નૂરાની પ્રકાશી નીકળી છે. તેમનો સાધારણ દેખાવ એટલો મોહક અને આકર્ષક દીસે છે કે જાણે આ ઘડી તેમને આલીંગન આપી ગળે લગાડી દીયે. પરંતુ તેમના નિર્દોશ પવિત્ર–પ્રેમથી ભર્યા શરીરનો કોઇને પણ સ્પર્શ કરવાની બાબાની સખત મનાઇ છે, એટલે તે પ્રેમથી રંગાયલી પ્રતિમાઓને માત્ર દુરથીજ નિહાળી સંતોષ લેવો રહ્યો. સ્કુલના કલાકો સિવાય શિક્ષકો ને પણ તેમની સાથ વાત કરવાની સખત મનાઇ છે. ટુંકમાં તે નાના નિર્દોષ ભુલકાંઓ માહે દૈવિક પ્રેમ પ્રકટાવવાના નાજુક પ્રયોગની મુદત દરમ્યાન બાબાએ તેમને દુરથી પણ તમામે તમામ "પોતાનાજ" કરી લીધાં છે. પોતાના અંગત સહવાસ અને હાજરીમાં રાખી તેમને પ્રેમ–રંગે પુરા રંગી નાખવાની રમત ચાલી રહી છે, તો જોકે તેઓ એમની આગળ તો દિવસમાં માત્ર એકજ કલાક રહે છે. લડાઇના મયદાનમાં ઘાયલ થઇ પડેલા સીપાહો મીસાલ આ ફુલ બચ્ચાંઓ ઇશ્કના આઝારથી પીડાતાં પોતાની પ્રીયતમ પ્રેમીદાની યાદ કરતાં અંતરથી છુપ્યાં આંસુઓ

ઓરવી રહ્યાં છે. બાબા માત્ર થોડેજ છેટે પોતાની કેબીનમાં એકાંતવાસે બેઠેલા હોવા છતાં, આટલો પણ પ્રેમ–વિયોગ તેમનાથી સહન થઇ શકતો નથી. તેમની એકજ તમન્ના, એકજ તલબ, બાબાની દિવ્ય પ્રતિમાને દૂરથી પણ નિહાળતા રહેવાની,—તેમની નજદીકમાં રહેવાની છે. એકાદ બે નહિ પણ આશરે એકસો **નાના બચ્ચાંઓને આમ દૈવિ પ્રેમમાં ડોળતાં કરવાનો પ્રયોગ અને ખેલ અગાઉ કયારે અને કયાં થયો છે— એ માટેની તવારીખમાં વર્ણવેલી શાહદત કયાંએ મળતી નથી. આ ધર્થીપર આવી દૈવિ ઘટના કદાપિ પહેલીજવાર ઘડાઇ હશે. તે માહે ભાગ લેનારાં ભુલકાંઓ, તેટલાંજ તે દ્રષ્ય નજરે નજર નિહાળનારાઓ પણ બેરેજ ભાગયવંત લેખાય!**

હજી આ રંગત આગળ કેવી જામે છે, તે અદભૂત ઘટના જોવી રહી છે!

## ગુરૂ–કૃપાનો પ્રથમ લ્હાવો ચાખનાર એક નસીબદાર જવાન!

છેક ઇરાનવેરથી આવેલા છોકરાઓની ટોળી માહેલો એક પંદર વરસની વયનો સર્વથી મોટો મોગલ છોકરો **અબદુલા આવાઝી** નામનો હતો. બાબાની આ દિવ્ય પ્રેમ-પ્રસાદીનો સર્વોત્તમ લ્હાવો લેનાર તે પહેલો નસીબદાર હતો! અબદુલા ફકત અભ્યાસની ઇચ્છાએજ અત્રે આવ્યો હતો, અને અભ્યાસ પાછળ પ્રથમથીજ મંડી દીનરાત તેમાંજ મશગુલ રહેતો. બાબાના મનનિય ઉપદેશો, આ માર્ગને લગતી વાતો અને સમજણ, તહેવારના દિવસોએ થતા ઉત્સવો વિગેરે કશામાંજ ઉત્સાહ કે ભાગ ન લેતો હતો. માત્ર શાળા–શિક્ષણ પુરતોજ તેને ઉત્સાહ હતો, અને તે અર્થે રાતદીન વાંચન અને અભ્યાસ ચાલુ રાખતો. આધ્યાત્મિક શિક્ષણને લગતા વર્ગમાં દિવસમાં માત્ર એક કલાક હાજરી આપવા કહેતાં

તેટલા પુરતી પણ નામરજી દર્શાવે કે અભ્યાસનો એટલો વખત ઓછો થાય. એ માટે પહેલા કશું દબાણ કરવામાં ન આવ્યું, પણ બે મહિના બાદ બાબાએ પોતે તેને એ વર્ગમાં હાજરી આપવા સમજાવ્યો. **"બેટા, વિશ્વાસ રાખ ને હિંમત ધર. હું તને સુન્નુ બનાવશ!"** બાબાના શબ્દને ખાતર તે ફારસી વર્ગમાં હાજરી આપવા કબુલ થયો અને માત્ર એકાદ બે દિવસમાંજ ત્યાં **સુફી શાયરો હાફેઝ અને શમસે તબ્રીઝના ઇશ્કે-હકિકિની શેરોના ઉદ્દગારો સમજી તેના દીલને પ્રથમ ચોંટ લાગી.** રૂહાની બાબદોમાં તે એકાએક ભારે ઉત્સાહથી ભાગ લેવા લાગ્યો.

## પ્રેમનો પ્રથમ ઝટકો!

એક રવિવારે સહવારે જ્યારે બાબા પોતાની કોઇ કામગીરીને સર સાથમાં માત્ર ૪-૫ જણાને લઇ "હૅપી વૅલી" ગયા અને ત્યાં સાથની મંડળીને કોઇ ઉપદેશ આપતા હતા, તેટલાં અધવચ્ચે એકાએક અટકી જઇ એઓએ ઇશારો કીધો કે ત્યાં (મેહેરાશ્રમમાં) કાંઇ અ-સાધારણ બનાવ બન્યો છે, કાંઇ ગડબડ થઇ રહી છે!" તેઓ તુરત ત્યાંથી નીકળી મહેરાબાદ આવ્યા, જ્યાં સર્વ એઓનીજ રાહ જોઇ રહ્યા હતા. રીપોર્ટ મુજબ, આશ્રમનો એક સર્વથી મોટો છોકરો — અબ્દુલા — એકાએક બેહોશ થઇ ગયો હતો, અને થોડેવારે શુદ્ધીમાં આવતાં આંખમાં આંસુઓ સાથ "બાબા"ની ટગર કરવા લાગ્યો. સર્વ ઉપરીઓની ગમે એવી સમજાવત પટાવટ છતાં તે બસ "બાબા" નામનું રટન છોડેજ નહિ, એટલે સઘળા લાચાર બની ફકત બાબાના આવવાની વાર જોઇ રહ્યા. બાબા આવ્યા બરાબર તેઓ અબદુલા આગળ ગયા, તેને હેતથી બગલગીરી કીધી અને રડવાનું બંધ કરવા કહ્યું, ત્યારેજ તે શાંત થયો. તેને ઉપાડી તેની ઓલીમાં લઇ ગયા, જ્યાં તેને તદન શાંત પડી રહેવાની આજ્ઞા ફરમાવી. થોડાક કલાકે તે બરાબર ભાનમાં આવ્યો.

એ દિવસથી તેની પણ મતિ બદલાઇ ગઇ. શાળા–શિક્ષણમાં આટલે ઉત્સાહ ધરાવનાર તે હવે પુસ્તક જોઇ મ્હો મરડવા લાગ્યો, અને ફક્ત બાબાની આજ્ઞા અને બોલને ખાતર શાળાના અભ્યાસ પર ધ્યાન આપવાની કોશેશ કરતો રહ્યો.

એક સાંજે જ્યારે બાબા હંમેશ મુજબ આશ્રમના છોકરાઓ અને મંડળીને અધ્યાત્મિક માર્ગને લગતા જુદા જુદા તબક્કાઓ (planes) ને લગતી વાતો સમજાવતા હતા, ત્યારે એકાએક અબદુલા બેઠેબેઠે "બાબા"ના પુકાર સાથ પોતાની જગાપરજ પડી ગયો! તેનું માથું જોસભેર જમીન સાથ અફળાયું અને તે બેહોશ થઇ ગયો! તેને એકદમ હોસ્પીટલમાં લઇ જવાનો હુકમ થયો. ડાકટરે તપાસી જોતાં તે તદ્દન સાજો તાજો હતો અને કોઇપણ રીતની શારીરિક માંદગી યા ફર્યાદનું કારણ ન હતું એવો અભિપ્રાય આપ્યો, પણ તેની બેહોશીનું કશું કારણ તે આપી શકયો નહિ!

## બાબાની ઉંચ ઇશ્વરી હાલત નજરે જોનાર પહેલો નસીબદાર!

આ બેહોશીની હાલતમાં અબદુલા ચાર દિવસ સુધી રહ્યો, જે દરમ્યાન કશો ખોરાક તો નહિ પણ એક ટીપું પાણી પણ ન લીધું હતું! છતાં તેના ચ્હેરાપર કોઇ અજબ નૂરાની પ્રકટી રહી હતી! **ચાર દિવસની આ સ્થૂળ જગતની બેભાનીની હાલતમાં તે ઉંચ આત્મિક ભૂવનો માહે સયર કરી બાબાની દૈવી હાલત નજરે નજર જોઇ ચકિત રહ્યો હતો! ચાર દિવસે હોશમાં આવ્યા બાદ પણ તે સર્વત્ર "બાબા"નુંજ સર્વવ્યાપક સ્વરૂપ જોવા લાગ્યો!** તેને જે કાંઇ વસ્તુ બતાવી પુછીયે કે આ શું છે, તો કહેતો કે "બાબા!" થોડા કલાકે વધુ હોંશમાં આવ્યો અને પ્રત્યેક આદમી,

ચા વસ્તુને દેખી પીછાણવા લાગ્યો, ને પુછતાં બરાબર જવાબ દેતો ખરો, પરંતુ તે સર્વમાં પણ તે "બાબા"નીજ પ્રતિમાં નિહાળતો! બાબાના સમજાવવા મુજબ **આત્મિક ભુવનના છઠા તબકકા (6th plane)ની તે ઉંચ હાલત હતી, જયાં આત્મા પરમાત્માને નઝરેનઝર જોઇ શકે છે,** જે સેંકડો વર્ષોથી તપ-જપ કરી રહેલા યોગી–મુનિઓને પણ દુર્લભ છે! તે જવાનના ચહેરા પર આ વેળા એવુ દૈવિ નૂર પ્રકાશી રહ્યું હતું કે જાણે ઓય વળગી ગળે લગાડયે! પરંતુ કોઇ પણ છોકરાને સ્પર્શ કરવાનો હુકમ-જ નહિ; તેમા અબદુલા માટે તો ખાસ નહિ, એટલે બાબાની આજ્ઞાથી તેની ખબર પુછવા જનાર ઇસમને પણ દૂરથીજ વાતચીત કરી સંતોશ ધરવો પડતો.

ચાર ચાર દિવસ બીલકુલ ખાધાપીધા વગર આમ સ્વસ્થ પડી રહેવાથી સ્વાભાવિક તેને શારીરિક નબળાઇ થઇ ગઇ. તે સેવટે એટલી વધી ગઇ કે જો આમ વધુવાર ખોરાક-પાણી વગર રહે તો કદાપી શરીર પણ છોડી દીયે. અને તે દૈવી આનંદની ઉંચ હાલતમાં તેને ખાવા–પીવા ગમેજ કેમ? ને જબરદસ્તીથી આપે તો ગળે ઉતરેજ કેમ? વળી બાબા તો દૂર પોતાની કેબીનમાં એકાંતવાસે હતા, ને અબ્દુલાની પણ એવી હાલત ન હતી કે તે ઉઠીને બાબા આગળ જઇ શકે, બલ્કે નબળાઇ એટલી થઇ ગઇ હતી કે બેસાડીને પણ લઇ જઇ શકાય નહિ! તેમ વળી તે હોશમાં (દુનિયવિ ભાનમાં) પણ આવી શકતો નહિં!

## દુનિયવિ ભાનમાં પાછો!

ત્યારે હવે! ઇલાજ એકજ રહ્યો! તેને હોશમાં લાવવાનો! પોતાની કેબીન માહે બેઠે બેઠેજ બાબાએ તે ઇલાજ અજમાવ્યો અને એઓ અબદુલ્લાને નીચલાં દુનિયવિ ભાનમાં લાવ્યા. પણ તે કેટલી તકલીફે? કારણ તે ઉંચ ભૂવનના અલૌકિક આનંદ અને

અનુભવ માહેથી પાછું નીચલા ભૂવનમાં ઉતરી આવવું એ બહુ કઠીણ છે! જેમ એક નાનુ બચ્ચું પોતાને ગમતી કોઇ પ્રીય વસ્તુ હાથમાં લઇ આનંદમાં ગેલ કરતું ને રમતું હોય, તેના હાથ માહેથી તે વસ્તુ કદી છોડવા ના પાડે, અને તે જ્યારે ઝુટવીને લઇ લેવામાં આવે ત્યારે તેને કેવુ દુઃખ થાય છે, ને રડીને બુમ પાડે છે! તે કરતાંએ નાજુક પણ વધુ દયાજનક હાલત આ ઉંચ ભૂવનનો અનુભવ લઇ રહેલાને નીચલા ભૂવનપર લાવતી વેળા થાય છે. તેનો આવો અલૌકિક અને આનંદમય અનુભવ, જે તેને સર્વથી પ્રિય વસ્તુ, તેજ તેના હાથ માહેથી જોર–જુલમથી છીનવી લેતાં તેને જે દુઃખ થાય તે અવર્ણિય છે! તે વેળાના તેનો કકળાટ પત્થરના હૈયાંને પીગળાવે એવો દુઃખદાયક છે! જેઓએ એ સઘળું નજરો નજર જોયુ છે અને કાનોકાન સાંભળ્યું છે તેઓ તે કદી વીસરનાર નથી!

આ સઘળી દૈવી લીલા અને ઉંચ ભૂવનોના અનુભવો લઇ રહેલા નસીબદાર આત્માઓને નઝરોનઝર નિહાળવાનું અને તેઓના સુખ–દુઃખના અનુભવો પણ સાથે સાથે જોતા રહેવાનું પણ સુભાગ્યજ લેખી શકાય! આ બાકી દુનિયામાં બીનોઇ ભૂવનના આવા અદભૂત દ્રષ્યો અને ઘટનાઓ એક પૂર્ણ જ્ઞાની સદગુરૂજ ઘડી શકે! અને એવાં વિલક્ષણ દ્રષ્યો અને અનુભવો પણ તેની દૈવી દરબાર મધેજ જોવા જાણવાના મળે!

આ નીચલા ભૂવન ઉપર ઉતરતી વેળાનો તે જવાનનો કકળાત અને દુઃખમય પોકારો સાંભળનારાઓના દીલમાં પણ દુઃખની કેવી ચમટી લાગી રહી હતી તે તેઓજ જાણે છે! પણ સુખ–દુઃખના અનુભવની એ સઘળી બાબાની કામગીરીની લીલા તેઓએ તો ચુપચાપ નિહાળવીજ રહી!

બાબાની આ અદભૂત દૈવી શક્તિનો પ્રથમ પ્રસાદ અને અંગત અનુભવ મેળવી ચૂકેલા અબ્દુલા, જે પાછળથી

છોટાબાબાના નામે ઓળખાતો હતો, તેના પોતાના હાથનો લખેલો એક લેખ, જેમાં તેઓ પોતાને આ અલૌકિક અનુભવ કેમ થયો અને તે શું છે તે સમજાવે છે, તે અત્રે રજુ કર્યે છીયે, જેથી બાબાની અપાર લીલાના આ દ્રષ્યનો અચુક ખ્યાલ વાંચનારને આવી શકશે.

## મારા અનુભવો !

લખનાર — **છોટાબાબા**

હું તા૦ ૯ મી ઑગસ્ટ ૧૯૨૭ ના દીને મેહેરાશ્રમમાં જોડાયો. પહેલા અઢી મહિના તો હું ગુરૂના મોટા શિષ્યો સાથ રહ્યો અને ખુદ મેહેરાશ્રમના છોકરાઓ સાથ ભેળાઇ શકયો નહિં. પણ ૨૫ મી ઑકટોબરે મને મેહેરાશ્રમમાં એક શિષ્ય તરીકે દાખલ કરવામાં આવ્યો. એ મેહેરાશ્રમને લગતી બીજી તુલોતુવીલ વિગતોમાં ઉતરવાની મને જરૂર નથી. પણ હું મારે પોતાને લગતા મુદ્દા (વિષય) ઉપરજ બોલીશ. શાળા શિક્ષણ ઉપરાંત બાબાની આજ્ઞા મુજબ આધ્યાત્મિક શિક્ષણ પણ કાબેલ શિક્ષકો હસ્તક મેહેરાશ્રમના છોકરાઓને આપવામાં આવતું હતું. આશરે નવેમ્બરની અધવચથી બાબાએ પોતે હમને અધ્યાત્મ જ્ઞાનનો ખોરાક આપવા માંડયો. જો કે હમો નાના છોકરાઓ હજી તો તદન નાદાન વયના— ૧૩ થી ૧૬ વરસના હતા, તો પણ ગુરૂએ હમારા મનમાં એવાં ઉંડાં અને ગુહ્ય આત્મિક સત્યો ભરી દીધાં, જેથી ચોથા ભૂવનના યોગીઓ પણ માહિતગાર નથી. **એઓએ હમને માર્ગને લગતી વધુ અને વધુ માહિતી બુધ્ધિબળથી આપી, અને રફતે રફતે જેઓ લાયક જણાયા તેઓના અંતર માહે અધ્યાત્મ જ્ઞાન રેડવા માંડયું.** એક રાત્રે હંમેશ મુજબ એક આધ્યાત્મિક ઉપદેશ વિજ્ઞાનને આધારે સમજાવી રહ્યા બાદ મારા મુરશદે મને કહ્યું **"બેટા, વિશ્વાસ રાખ અને તારી બનતી કોશેશ કર, હું તને 'સુન્નુ' બનાવીશ !"**

વહાલા મુરશદના આ શબ્દોએ કોઇ કલ્પના કરી શકે તેનાથી અધીક વધુ મારા મનપર અસર કરી. તે સર્વ જાણે અધ્યાત્મથી ગીચ ભર્યા હતા અને તે સાંભળી હું બેચેન રહ્યો! એક ભારે આત્મિક તલબ મારા અંતર માહે બરપા થઇ, અને મારી જાગૃત હાલતની પ્રત્યેક ઘડીએ હું પોતાને આમજ કહેતો કે "હું જે આ રજ (મીટ્ટી) છું તે સુન્નું ક્યારે બની જઇશ?" મારા અંતર માહે એક અસાધારણ પલટો થઇ ગયો! આશ્રમના છોકરાઓ તેમજ ભકત–મંડળી મારી એ ફેરવાયલી સ્થિતિથી અચરત થયા, તેમ હું પોતે પણ ઓછો અજાયબ થયો નહિ! ભર ઉંઘ તો મને મળી શકતીજ નહિ, અને ખોરાક માટેની તલબ યા સ્વાદ તો જાણે ગુમજ થઇ ગયાં!

ડીસેમ્બર મહિનામાં એક દિવસે ભોજન લેતી વખતે, એકાએક મારા તન–બદનની ઇંદ્રિયો માહે, માથાનાં ટાળકથી તે પગની એડી સુધી, એક પ્રકારની ભારે વ્યાકુળતા વ્યાપિ રહી. આખા શરીરે એક જાતનો ખળભળાટ થઇ રહ્યો. મારા ગાલો ઉપરથી ધોધમાર અશ્રુઓ સરી પડતાં અને હું મારા એ અંતર ઉભરાને કાબુમાં રાખી રોકી શકયો નહી, અને મોટે મોટે રડવા લાગ્યો. મારી આસપાસ સર્વ કાંઇ ગોળ ફરવા લાગ્યું અને ગુમ થતું ગયું. મારૂં લોહી એકદમ ઉકળી ગરમ થઇ ગયું અને એ ગરમી મારા તન–બદનમાં પણ પેવસ થઇ ગઇ. પછી હું બેહોશ થઇ ગયો. જ્યારે હું હોશમાં આવ્યો ત્યારે મેં મારા મુરશદને મારી બાજુમાં બેઠેલા દીઠા. હું રડવું રોકી શકયો નહિ, અને એમના પવિત્ર કદમ મારી આંખોસે ચાંપ્યા, અને તે ઉપર વારંવાર ચુંબન કર્યાં; ત્યારેજ મને કાંઇ રાહત થઇ. તેઓએ મને પ્રેમથી સાંત્વન આપ્યું અને એક કપ દૂધ પાયું. હવે હું ફકત તે મારા મુરશદ સિવાય બીજા કશાનો ખ્યાલ કરી શકતોજ નહિ. એમના વિષે ચાલુ ધ્યાન (ચિંતન) કર્યા સિવાય મારાથી રહેવાયજ નહિ. શાળા

શિક્ષણના કલાકો દરમ્યાન જ્યારે હું દેખાઇતી રીતે પાઠો વાંચતો દીસ્તો હતો ત્યારે પણ મારૂં દીલ તો મારી માશુક (મુરશદ) ની સાથજ હતું. કોઇ કોઇવાર ધ્યાન કરતી વેળા, હું એમને મારા માથા પર એમનો જમણો હાથ મેલીને મારી બાજુમાં બેઠેલા મારી સૂક્ષ્મ આંખ્યો વડે જોતો હતો. સ્થુળ યા સૂક્ષ્મ કોઇબી હાલતમાં, ફકત એમનાપર નજર પડયા બરોબર મને રડવુંજ આવી જતું!

ડીસેમ્બરની અધવચ્ચે, એમના પ્રત્યેના મારા પ્રેમ–ભાવ અને ચાલુ ચિંતનને લીધે, મારા માહે એવો પ્રેમ–જવાળા પ્રકટી નીકળ્યો કે જેનાથી હું જાણે મારી માશુક પર દિવાનોજ બની ગયો. તેની ઘડીભરની જુદાઇ મારેથી સહન થઇ શકતી નહિ અને મને ભારે દુઃખ થતું. ફકત એમની સાથમાં હોવું ત્યારેજ મને સંતોષ થતો. આ દૈવી પ્રેમ હતો, જે ગુરૂની ઉત્તમ કૃપાનો પ્રસાદ હતો — એક એવો પ્રેમ જે માટે શમ્સે તબરીઝ કહી ગયા છે કે —

શમ્સે હકકે તબરીઝ ચું બોગશુદ પરે ઇશ્ક
જબ્રીલ અમીનરા ઝે પેયે ખીશ દવાન કર્દ

યાને—શમ્સે હકકે તબ્રીઝે જ્યારે પ્રેમની પાંખ્યો ખુલી નાખી ત્યારે ગ્રેબીલ ફરેસ્તાને તેમની પાછળ દોડવું પડયું.

આ પ્રેમ મને પ્રાપ્ત થવાથી દુનિયવિ માયાની મોહીનીમાંથી હું તદન મુકત થઇ ગયો એમ કહેવાની કશી જરૂરત નથી. મને કશામાં ઉત્સાહ, ઉલટ, ઉમંગ રહ્યાં નહિ — ખુદ મારી પોતાની હસ્તિમાં બી નહિ. **મારા વહાલા મુરશદની રહેમ નઝરથીજ હું આ ઇશ્કે–હકીકિનો અનુભવ લઇ એવી ઉંચ હાલતે પહોંચ્યો છું, જે દુનિયામાં બહુ થોડાનેજ નસીબ હોય છે.**

૧૯૨૮ ના જાન્યુઆરી મહિનામાં જ્યારે મારા પીરો મુરશદ પોતાના મુરીદોને અને આશ્રમના છોકરાઓને રૂહાની ઇલ્મ સમજાવી રહ્યા હતા, ત્યારે મને એકાએક એવી લાગણી બરપા થઇ કે હું મારૂં

ભાન ગુમાવતો હતો, અને "ઓ બાબા!"ની એક મોટે સાદની ચીસ સહિત હું ખરેખર ભાન-ભુલો,* બેહોશ થઇ પડયો!"

મારા મુરશદની ખુદાઇ ખુબસુરતીથી ભરી સૂરત સિવાય બીજી બધી વસ્તુથી હું બેફામ રહ્યો! ચાર દિવસ સુધી ચાલુ હું આ સ્થૂળ જગતથી બેખબર રહ્યો, પણ તે દરમ્યાન મારા અંતર માંહે મુરશદની દૈવી મૂર્તિ, જે હું આખો વખત નિહાળતો રહ્યો, તેટલાનુંજ મને ભાન રહ્યું. પાંચમે દિવસે મારૂં સ્થૂળ ભાન મને પાછું આપવામાં આવ્યું. પણ તે પાછું મળવા સાથે, મુરશદનું દૈવી સ્વરૂપ, જેને બાહ્ય શરીર સાથ કશી નીસબત નથી, તે દેખાતું ગુમ થયું નહિ. ત્યાર બાદ હું તે દિવ્ય આકૃતિ પ્રત્યેક વસ્તુ અને વ્યક્તિમાં જોઇ રહ્યો છું. તે સાથ અવર્ણિય આત્મિક આનંદ પણ ભોગવી રહ્યો છું, જે માટે મને ભારે કિંમત આપવી પડી છે. હાલની આ અનંત આનંદની હાલત મને પ્રાપ્ત થઇ તે અગાઉ મેં ઘણીવાર વાંચ્યું તેમજ સમજ્યું હતું કે આ સ્થુળ જગત એક "માયાનો મેળો" છે—તે સિવાય કશું

---

* છોટા બાબાએ પોતાનું સ્થુળ ભાન ખોયા બરોબર બાબા, તે વેળા જે આત્મિક ઉપદેશ આપી રહ્યા હતા, તે આપવું એકાએક બંધ કર્યું, અને ત્યાં મેહેરાબાદમાંજ થોડે છેટે આવેલી હોસ્પીતલનાં મકાનમાં છોટાબાબાને ઉંચકી લઇ જવાની પોતાના બે શિષ્યોને આજ્ઞા ફરમાવી, બધાઓને પોતા નજદીકથી તુરત દૂર થઇ જવા કહ્યું. અડધો કલાક બાબા પોતાની તે નાની ખોલીમાં એકલાજ રહ્યા બાદ થોડા શિષ્યોને તાળી વજાડી બોલાવ્યા. તે વેળા કડક ઠંડી પડતી હતી. પરંતુ બાબાએ તો પોતાનો કોટ પણ કાઢી નાંખ્યો હતો, એટલુંજ નહિ પણ એમને આખા દીલે પરસેવો ફુટી નીકળ્યો હતો. આ અરધા કલાકની મુદત દરમ્યાન બાબાએ છોટાબાબાને એક **પીર** યાને છઠ્ઠા ભુવનના સંતની ઉંચ હાલતે ચઢાવી દીધા હોય-એ સંભવિત દીસે છે.

નથી. એ દ્રષ્ય-જગતને માયાની ઉપમા શા વાસ્તે આપવામાં આવી હતી તે હું પર્વે બરાબર સમજી શકયો ન હતો—પણ હવે તો હું પોતે જોઇ રહ્યો છું કે ખરેજ તે માયા એટલે ભ્રાન્તિ છે. ફક્ત બ્રહ્મ સત્ય છે, બાકી તો બધો ભ્રમ-જ છે. સઘળી આફતો, અવિશ્વાસ, વ્હેમ, દ્વેષ અને અભીમાન એ સર્વનું મૂળ-કારણ અજ્ઞાનતાજ છે. મન ઉપર પડતી તરેહ તરેહની છાપો, સઘળી માયાવિ વળગણો યાને આસક્તિ, અને માનવની ભુલ-ચુકોનું મૂળ આ અજ્ઞાન અને અવિવેક છે. ઘણા લોકો સ્વપ્નને સત્ય સાથ ભેળી નાખવાની ભૂલ કરે છે. ભુંડાંને ભલું લેખે છે, અને આત્મા જે પરમ તત્વ તેને ભૂલી આ સ્થૂળ જગતને ખરી હસ્તિ માની લે છે. અભણો ઝાંઝવાંના જળને ખરૂં માની લે છે, તેમ આ શરીર જે માત્ર એક સાધન છે, (અને નહિ કે ભવ્ય, પ્રકાશિત પોતાનું અસ્તિત્વ યાને આત્મા) તેજ તેઓ પોતે છે એમ માની લે છે. જ્યારે ખરૂં ખોટું પારખવાની સારાસાર બુદ્ધિ દેખાવ દે છે, ત્યારે અજ્ઞાનતાની જાળ બેમાલુમ થઇ જાય છે, અને એ સારાસાર બુદ્ધિની નજરથી સત્ય સ્પષ્ટ દીસે છે. સેવટે જ્ઞાની સત્પુરૂષોના શબ્દોમાં કહીયે તો કોઇના પર દ્વેષ યા ધિક્કાર કરવો નહિ, તેમ કોઇપર તિરસ્કારથી પણ જોવું નહિ, પણ સર્વને મદદનો દસ્ત લંબાવવાની બની શકતી કોશેશ કરતા રહેવું. કારણ, જે મૂળ સત્ય છે તે ઐકયતા છે, અને જીવનનો પ્રવાસ ફકત તેજ એક ધ્યેય તરફે છે. તારા પોતાના તેજસ્વિ આત્માની મોટાઇ અને શોભામાં માન્યતા અને વિશ્વાસ ધરાવજે! અપાર સ્વતંત્રતા, અનંત શક્તિ અને અખંડ પવિત્રતાનો ખજાનો એજ આત્મા છે. તેથી તું દુનિયામાં કોઇ બુરો વિચાર પણ ફેંકવાથી દૂર રહે! એવું ધારી નહિ લેતો કે તું જન્મથી અપવિત્રતા અને મલીનતાથી

**ભર્યો એક ગુલામ છે! નબળાઇ કદી હસ્તિ ધરાવતીજ નથી, પણ તાકાતજ હસ્તિ ધરાવે છે. શરૂઆતથીજ પ્રેમ અને પ્રકાશ સિવાય અંધકાર જેવું કશું હસ્તિ ધરાવતુંજ નથી અને રહેશે પણ નહિ.''**

\+ + + +

## બાબાની અંગત કાળજી હેઠળ!

દુનિયવિ ભાનમાં પાછો આવ્યા બાદ અબદુલ્લાની શારીરિક હાલત એટલી નબળી અને ખરાબ થઇ ગઇ કે બાબાએ તુરત તેને હોસ્પીતલમાંથી ખસેડી પોતાની સાથે કેબીનમાં રાખ્યો, અને લગભગ ત્રણ મહિના ભરની અતિ કાળજી પૂર્વક દેખરેખ અને ચાંપતી સારવાર બાદ તે લગાર ટટાર થયો;—ઉઠી, બેસી, સહેજ ફર–હર કરવા લાગ્યો. વચ્ચે એક મહિનાની મુદત દરમ્યાન તો અબદુલાની હાલત બહુ નાજુક અને ધાસ્તિભરી હતી. બાબાએ તેને એક નાજુક કાચના વાસણ મીસાલ, હિફાજત અને કાળજીથી સાચવી, સંભાળી ટટાર કર્યો. તે માટે એમને પોતાને કેટલું કષ્ટ વ્હોરી લેવું પડયું હશે તે તો એઓ પોતેજ જાણે! એ મુદત દરમ્યાન અને ત્યારબાદ પણ લગભગ ત્રણ મહિનાની મુદત સુધી અબદુલા બાબા નજદીક અંગત સહવાસમાં રહ્યો હતો, ને બહાર આવ્યો હતોજ નહિં. લગભગ ત્રણ મહિને પહેલવહેલી વાર તે બહાર આવ્યો ત્યારે તેની હાલત જોઇ સર્વ કોઇ ચકિતજ થઇ ગયાં!

તે હવે કોઇ જુદીજ વ્યક્તિ હતી! અને આશ્રમ માહે અભ્યાસ કરતો જવાન અબદુલ્લા તે આજ હતો કે કેમ એ માટે કોઇને પણ શંકાજ બરપા થાય, બલ્કે માની શકાયજ નહિ એવો આશ્ચર્યકારક ફરક તેના ચ્હેરા અને શરીરના દેખાવ પરથી દીસ્તો હતો! **હવે તે કોઇ ઉચ્ચ ભુવન ઉપરથી ઉતરી આવેલી આકાશી વ્યકિતજ હતી! તેના લાંબા વાળ, તેજસ્વી આંખો અને દિવ્ય મુખમુદ્રા ખરેજ કોઇ આકાશી યા દૈવી વ્યકિતનીજ યાદ આપતી!**

## છોટા બાબા!

આ અદ્દભુત ફરક નજર પડવે કુદરતીજ સર્વ તેને અબ્દુલાના છોકરત્તન નામથી ન બોલાવતાં, હવે "છોટા બાબા"ના માનભર્યો નામથી ઓળખવા લાગ્યાં! તેમના પ્રત્યે પ્રેમ સાથ માનની નઝરથી સૌ જોવા ને વર્તવા લાગ્યાં! **બાબાને હસ્તક, એમની કૃપાને પાત્ર થઇ ઉંચ ભુવનો પર સયર કરી આવેલો તે પહેલોજ ભાગ્યશાળી જવાન હતો. એમની અદ્દભુત કામગીરી અને દૈવી અખતરાનું તે પ્રથમ દ્રષ્ય અને પરિણામ હતું! તેને દીઠા બરાબર બાબાનીજ યાદ થતી! બાબાના દૈવિ હુનરમંદ હાથોનું બનાવેલું તે કોઇ આકાશી પુતળુંજ હતું!** તેની હાજરીમાં ઉભું રહેવું, યા તેની સાથ બે ઘડી વાતો કરવી—એ પણ કોઇ અજબ આનંદનોજ અનુભવ હતો! જેઓએ તે જાતે અનુભવ્યો છે, તેઓ તે કદી ભૂલી શકશે નહિ. બાબાની દૈવી પ્રસાદિનો પ્રથમ સ્વાદ અને અનુભવ લઇ ચુકેલો તે કોઇ ખરો ભાગ્યવંત આત્મા હતો!

આ વેળાની છોટાબાબાની આનંદી હાલતનો ખ્યાલ સુફી શાયરો—શમ્સ અને હાફેઝની નીચલી સતરો આપી શકશે—

અઝાન રૂઝી કે યારે મન ખયાલશ ગશ્ત મહેમાનમ,
બસી શાદીઓ ઇશરતહા મીયાને દીલ કે મીરાનમ.

યાને—જે દિવસથી કે મારી માશુક (મુરશદ) નો ખ્યાલ મારા દીલનો મહેમાન થઇ રહ્યો છે તે દિવસથી મારા દીલના દરમીયાનમાં શાદમાની અને ઇશરત (આનંદ) વસી રહ્યાં છે.

મા દર પીયાલે અકસે રોખે યાર દીદેહ ઇમ,
અય બી ખબર ઝે લેઝતે શારબે મોદામે મા.

હમેશગાનીની જીંદગીનું જે "આબે હયાત" હમો હરદમ પીતા રહ્યા છીયે, તેની લહઝતથી ઓ તું બીખબર! હમો તો આ ઇશ્કથી ભર્યાં પીયાલામાં હમારી માશુકની શીકલ જ જોઇ રહ્યા છીયે!

મેહેરાશ્રમમાં બાબાના અંગત સહવાસમાં રહી પ્રેમ રંગે રંગાયલાં આ જવાન બચ્ચાંઓના વિલક્ષણ અનુભવને, તેમજ પોતાની નાની કેબીનમાં છેટે અને એકાંતવાસે બેસી, વગર બોલવે, આ સઘળી દૈવી ઘટના ઘડી રહેલા, અને બાકી ભૂવન પર મીનોઇ હસ્તિનો ખ્યાલ આપી અદ્દભૂત ખેલ ચલાવી રહેલા આવા એક મહાગુરૂને પોતાને તે શી ઉપમા આપવી ને કયા શબ્દોમાં વર્ણન કરવું એજ એક પ્રશ્ન છે!

હમારી અલ્પ બુદ્ધિ અને કમીની કલમથી રજુ કરેલો આ ચિતાર તે અસલ દિવ્ય ઘટનાનો કાંઇક ખ્યાલ વાંચનારને આપી શકે છે કે નહિ એ પણ હમો માટે એક પ્રશ્નજ છે! આવા અલોકિક અનુભવને પાત્ર થવું એ તો ભવેભવના પૂન–પ્રતાપનુંજ પરીણામ હોય, પરંતુ આવી અદ્દભૂત ઘટના અને ખેલ નઝરો–નઝર નિહાળવો એ પણ કોઇ ઓછી ખુશ–નસીબી તો ન-જ કહેવાય. એ પણ ગુરૂ–કૃપાજ લેખાય! અને એજ ગુરૂ–કૃપાથી એથી અધિક વધુ દૈવી ઘટનાઓ એ મહાગુરૂને હસ્તક થતી નિહાળવાનો વખત—ઇનશાલ્લા—હવે આવીજ રહ્યો છે! જનતાએ તે માટે તૈયાર રહેવું!

## લંડનના "ઑકલ્ટ રીવ્યુ"માં મેહેરબાબા અને મેહેરાશ્રમ માટેનાં મનનિય લેખ

આધ્યાત્મિક વિષયોનો પશ્ચિમમાં પ્રચાર કરતાં લંડનના એક ભોભાદાર અને પ્રસિદ્ધ જરનલ "Occult Review" માં ૧૯૨૯ ના અંકમાં બાબાના આ આશ્રમ વિષે લગભગ ૧૧ પાના ભરી એક લાંબો પણ મનનિય લેખ પ્રગટ થયો છે, જે માહેલો જાણુવાજોગ ઉતારો અત્રે રજુ કર્યે છીયે.

"......અબ્દુલ્લા અથવા "છોટા બાબા" ને લગતી બીના અને અનુભવ જેઓ મેહેરબાબાના સમાગમમાં આવે છે તેઓ ઉપર એઓ કેટલી

ઉંડી અસર કરે છે તેનો તદન સ્પષ્ટ દાખલો રજુ કરે છે...... વળી આ બાબદમાં એ બીના પણ ધ્યાંનમાં રાખવી જોઇયે છે કે મેહેરબાબા ચાર વરસોથી મૌન ધરી રહ્યા છે અને લખીને પણ વાત કરતા નથી, પણ ફક્ત હાથના ઇશારાઓથી યા એક ઇંગ્લીશ મુળાક્ષરો ચીતારેલાં બોર્ડ મારફત બીજાઓ સાથ વાત કરે છે. આવા સંજોગોમાં, આ ખાકી ભુવન ઉપર મેહેરબાબાની માફક વિચારોની આપ-લે કરવી એજ એક અજબ જેવું પરાક્રમ છે. વાજબી રીતે ધ્યાન ખેંચવાની જરૂર છે કે..................છોકરાઓની લાગણીનો ઉછાળો ગંભીર હદે ઉશ્કેરી મેલવામાં આવ્યો ન હતો, અને શાળા–શિક્ષણનો ક્રમ તો ચાલુજ રાખવામાં આવ્યો હતો, એ ધ્યાનમાં રાખવું જોઇયે.

આવા નાદાન બચ્ચાંઓ દિવસો સુધી રાજી ખુશીથી પોતાની ઉંઘ, ભૂખ અને રમત–ગમત તરફથી મ્હો ફેરવે અને અણુગમો દર્શાવે એવો અંતરનો જોશ યા ઉત્સાહ કયાંથી આવે એ હજી આપણને (દુનિયાને) શોધી કાઢવાનું છે. એ હકિકતો ઉપરથી આ છોકરાઓ કોઇ અદભુત ઇશ્વરી પ્રેરણાનોજ અનુભવ કરી રહ્યા હતા, એ અનુમાન ઉપર આવ્યા સિવાય છુટકોજ નથી. ઉપર વર્ણવેલી આધ્યાત્મ-વિદ્યાને લગતી ઘટના ઘડવામાં નથી કોઇ મેહેરબાબાના મનની અસ્થિરતાનું કારણ યા મૂળ નઝર આવતું, અથવા તો આસપાસનાઓના દીલને પીગળાવી દઇ તેમને ભાવિક ગુલામ બનાવી દેવાની એમની કોમળતા યા કૃપાના કારણ માહે નથી કોઇ એમનો અહંભાવ નઝરે આવતો, યાને પોતા માહેજ બધાં જ્ઞાનનો સમાવેશ થઇ ગયો છે એવી કોઇ ઠાલી મોટાઇ એમને છે એ તકરાર બીલકુલ ટકી શકે એવી નથી. એથી ઉલટું **મેહેરબાબાના કૃત્યો તો કરૂણા અને સેવાનોજ ખ્યાલ દર્શાવે છે.** માત્ર આંગળીના એક ઇશારાથી મબલખ દોલત બરપા કરવાના સાધનની સત્તા ધરાવા છતાં, તેઓ તદન સાદાઇથી બીલકુલ નિર્જીવ વસ્તુઓપર

નિર્વાહ કરે છે. મેહેરબાબાના અંગત શિષ્યો દાખલ દુનિયાને બોધ આપવા અર્થેના એમના અનુયાયીઓનો ઉત્સાહ કદાપી યુરોપની વધુ સંકોચશીલ અને થોડું બોલનારી પ્રજાઓની પ્રકૃતિ યા સ્વભાવને રૂચે નહિ એ સ્વાભાવિક છે, છતાંએ તે આ ઉત્સાહને બરપા કરનારાં અસલ મૂળ મેહેરબાબાના અંતરના બળની મજબુત શહાદત તો રજુ કરે છેજ......"

+ + + +

## મેહેરઆશ્રમ ટોકામાં

બાબાએ પોતાના કોઇ ગુહ્ય કામગીરીને લગતાં કારણસર ૧૯૨૮ મા આખું આશ્રમ મેહેરઆબાદથી ખસેડી બીજી જગ્યાએ સ્થાપિત કરવા આજ્ઞા ફરમાવી. પસંદ કરેલી ત્રણ જગ્યાઓમાં ગુજરાતમાં કોઇબી સારી હવાવાળું એકાંત સ્થળ, પૂના નજદીક સીંહગઢની ટેકડી અથવા અહમદનગર જીલ્લામાંજ ટોકા નામનું ગામ, એ ત્રણ જગ્યા માહેથી કોઇબી એક નકકી કરવાની હતી. પહેલી બે, એક યા બીજા કારણસર મુશ્કીલ જણાવે આખેર ટોકા ઉપર બાબાની પસંદગી ઉતરી અને ત્યાં જવાની સઘળી તૈયારી થઇ રહી. ગોદાવરી અને પ્રવરા બે નદીના સંગમ ઉપર આવેલું હોવાથી, આ ગામ હિંદુઓ માટે તિર્થયાત્રાનું પવિત્ર સ્થળ લેખાય છે.

એ ગામથી થોડે દુર નદીને કિનારે બાબાએ પસંદ કરેલી જગ્યા આસપાસના સુંદર દેખાવોથી ખરેજ મનોરંજક હતી. પરંતુ ત્યાં કશી વસ્તી નહીં હોવે સઘળે તદન ગીચ ઝાડીઓનું જંગલ હતું, જે સઘળું તોડી ત્યાં એક સંસ્થાન વસાવી 'જંગલમાં મંગલ' કરવા જેવી વાત હતી. એ મુશ્કીલ કામ મંડળીએ માથે તો ઉઠાવ્યું અને દિવસોની સખ્ત મહેનતથી કરી પણ બજાવ્યું. પરંતુ ત્યાં જઇ રહેવા બાદ પ્રથમ થોડા દિવસ

બહુ ત્રાસ થયો હતો. કારણ વીંછુ, કાન–ખજુરા અને વળી સાંપોનો ઉપદ્રવ આ ગીચ ઝાડીઓમાં પુષ્કળ હતો, અને પ્રત્યેક ઘડીએ કોલોની માંહે એક નહીં ને બીજી જગ્યાએ એ માટે બુમ પડતી. વિંછુ અને કાનખજુરા તો કાંઇ ડજનોને હિસાબે રોજ નજરે પડતા અને મારવામાં આવતા, અને ઝહેરી સાંપો પણ પુષ્કળ નજરે પડતા. એક દિવસે એક કલાકમાં આવા પાંચ સાંપોને મારવામાં આવ્યા હતા.

એ સર્વ ઝહેરીલા ડંખ મારનારા જીવોના આવા ત્રાસદાયક ઉપદ્રવ વચ્ચે લગભગ ૪૦૦ માણસોથી વસાયલાં એક સંસ્થાન માહેલા કોઇને પણ પ્રાણઘાતક અકસ્માત નહિં નડયો, એ પણ એ મહાગુરૂની સર્વે માટેની રહેમ નઝરનો અચુક પુરાવોજ હતો. લગભગ ચાર મહિનાની મુદત બાદ જ્યારે આ સઘળો ત્રાસ કમી થયો અને સંસ્થાન સુખથી વસવા માટે બરાબર સ્થાપિત થઇ રહ્યું અને સર્વે કોઇ અહીં ઘણો નહીં ને થોડો વધુ વખત વસવાની ઉમેદ સહેવી રહ્યાં હતાં તેવામાં, સર્વેની અજાયબી વચ્ચે, પોતાનાજ કોઇ કારણસર એ સંસ્થાન અહિંથી ઉઠાવી પાછું મેહેરાબાદ લઇ જવાની બાબા તરફથી આજ્ઞા થઇ, અને નવેમ્બર ૧૯૨૮ માં ટોકાથી ઉઠાંગરી કરી પાછા સઘળો પસારો લઇ મેહેરાબાદ આવી વસ્યાં.

---

# પ્રકરણ સત્તરમું

## દુનિયાની પહેલી પ્રેમ-પાઠશાળા

### પ્રેમ-આશ્રમ

મેહેર આશ્રમની મુળ સંસ્થાનો એક અલગ વિભાગ "પ્રેમ આશ્રમ" ના નામથી ઓળખાતો હતો. ૧૯૨૮ ના માર્ચ માસથી તે મેહેરાબાદમાંજ શરૂ કરવામાં આવ્યો હતો. ટોકાના વસ્વાટ દરમ્યાન આ પ્રેમ-આશ્રમ બહુ જોરમાં ચાલી રહ્યું હતું. એ પ્રેમ-આશ્રમ માટે તા૦ ૧ લી જાન્યુઆરીના પ્રથમ અનુભવ બાદ જે છોકરાઓમાં આ પ્રેમ જયોત ભભુકો લઇ ઉઠી હતી અને જેમને ખાવું-પીવું, શીખવું-ભણવું કશું સુઝતું ન હતું, તેવા ચુંટી કાઢેલા થોડા છોકરાઓને રાખવામાં આવ્યા હતા. તેઓને મેહેરાશ્રમના રોજીંદા અભ્યાસ ક્રમ વિગેરેથી અલગજ તરબીયત આપવામાં આવતી. તેઓ બાબાના વધુ અંગત સહવાસમાં રહેતા; પરંતુ તે અતિષ્ય કડક નીયમોથી ભરેલી તરબીયત હતી. એ ખાસ ચુંટી કાઢી તૈયાર કરેલા પ્રેમી છોકરાઓના લક્ષણો ખરેજ વિલક્ષણ હતાં. તે માહેલા થોડાક **"પ્રેમી ગહ્વરો"** જ લેખી શકાય અને તેઓ માહેલા અકેકના જીવન અને ચારિત્ર-લક્ષણો ઉપર પ્રકરણો લખી શકાય.

### પ્રેમ અને માયા વચ્ચે ખેંચતાણ!

થોડીક જાણવા જોગ વિગતો ટુંકમાં તપાસીશું. એક છોકરાને તેના બાપ અને સગાઓ આવી આશ્રમ માંહેથી લઇ જતા; પણ સાત સાત વાર તે છોકરો ન્હાસીને પાછો આશ્રમમાંજ આવ્યો હતો. આયંદે જ્યારે તેઓ ત્રાસી ગયા, તેમજ છોકરાની મકકમ

વલણ જોઇ લીધી, ત્યારેજ તેઓ તેને બાબાના હવાલામાં ફરી સોંપી ગયા. બીજા થોડાકને પણ એજ મીસાલ મા–બાપ યા વાલી આવી લઇ જવા બાદ, તેઓ ઘરમાંથી નાસી પાછા બાબા આગળ આવી રહેતા, ત્યારેજ તેમને કરાર થતો. તેઓ માહેલા કેટલાક તો પોતાને ગામથી નાસી ચાલતા મેહેરાબાદ આવ્યા હતા, અને દિવસો સુધી તેઓએ રસ્તે ઉંઘ–ભુખનો અસહ્ય ત્રાસ વેઠયો હતો. બાબાના દૈવી પ્રેમનું અદભુત આકર્ષણ અને માબાપની માયાવિ હેત-પ્રીત વચ્ચેની ખેંચાતાણીનું એક કાતિલ જંગ તેમના કોમળ જીગરોમાં જાગી રહ્યું હતું, અને તેઓ બાપડા અહીંથી તહીં ચાલુ અફળાતા રહેતા. મા-બાપ યા વાલીઓની તેમના તરફની માયા તદ્દન સ્વભાવિક હતી. પરંતુ એ ફુલ બચ્ચાંઓને બાબાની પવિત્ર પનાહમાં અમુક મુદ્દત સુધી રાખવાના લેખીત વચન અને કબુલાત (bond) આપવા છતાં, બીજા આસપાસનાઓના ભડકાવવાથી તેઓ જ્યારે બાબા કને આવી બચ્ચાંની માંગણી કરતા ઉભા રહેતા, ત્યારે તેમને સમજાવવામાં કોઇવાર કલાકો નહીં પણ દિવસો ભર ત્રાસ થતો. એ સઘળું સમજવા છતાં અને બાબાના સહવાસમાં અમુક મુદ્દત રહેવાથી તેઓને કશી હાની થનાર નથી, તે સઘળાની ખાતરી થવા છતાં ફકત પોતાની માયાને ખાતર, તો કોઇ બીજાઓના ભડકાવવાથી જીદના માર્યા, એ છોકરાઓને તેમની આવી હાલતમાં ઘરે ઉપાડી જતા, જ્યાં તે બાપડાં ફુલ બચ્ચાંઓની હાલત બહુ દયાજનક થઇ પડતી. તેઓ તેમના ઉપર ફુલ ફીટાડી તેમને ખોરાક પાણી અને હર તરેહના સુખ, સગવડમાં રાખવા હઝાર અફાડઝીક કરતાં હતાં, પરંતુ બચ્ચાંઓને તે કશુંજ રૂચતું નહીં. કારણ તેમના દીલમાં પ્રેમની જે આગ જળતી હતી તેની સામે દુનિયાભરની દોલત અને સુખચેન સર્વે નકામાંજ હતાં. પ્રેમ અને માયાની બે બાજુની લડતન જીવન વચ્ચે બાપડાં તે બાળકો આમ મહિનાઓ સુધી હયરાન પરેશાન થઇ, અહિંથી ત્યાં અને ત્યાંથી અહિં અફળાતાં રહ્યાં, પણ

આફ્રીન તે સર્વેને કે તેઓ આ સઘળી કસોટીમાં મર્દ બચ્ચાને શોભાવે એવી ધીરજ અને હિંમતથી ઓસ્તવાર રહ્યાં — જરાએ પાછાં હટયાં નહી!

## ઉંચ ભૂવનના અલૌકિક અનુભવ મેળવી રહેલાં બાળકો!

તેઓ માહેલા કેટલાક છોકરાઓ તો ત્રીજા, ચોથા અને છઠ્ઠા આત્મિક ભુવનની પીર, વલી અને પરમહંસની ઉંચ અવસ્થાના લક્ષણો દર્શાવતા હતા, જે આત્મિક સ્થિતી મહાયોગી અને મુનીઓ સેંકડો વરસોની તપ-જપથી પ્રાપ્ત કરી શકતા નથી. એક છોકરાને દિવસો સુધી સ્થૂળ જગતનું ભાનજ ગુમ થઇ ગયું હતું. તે ફક્ત સુક્ષ્મ ભુવનનુંજ ભાન ધરાવતો હતો. ગુરૂની નજર સિવાય આ હાલતે કોઇબી હોત તો દેહ છોડી દેત. પણ એ ઉંચ આત્મિક-અનુભવ સાથ દેહ ટકાવી રાખવા માટે બાબાને ચાલુ ખંતીલી નજર રાખવી પડતી. મોત-જીવત વચ્ચે ડોળા ખાતા એક દર્દી કરતાં વધુ નાજુક તે હાલત હતી. તે માહે તેને નીભાવવાનું કર્તવ્ય એક મહાગુરૂજ કરી શકે. બીજા થોડાકની હાલત એવી હતી કે તેમનાથી બાબાનો વિયોગ જરાએ સહન કરી ન શકાય. એ સઘળી અલબત તેમનામાં આ ઇશ્વરી પ્રેમ પ્રકટાવનાર, તે માંહે તેમને ડોળતા રાખનાર અને ઉંચ આત્મિક સ્થિતિએ લઇ જનાર મહા ગુરૂનીજ મેહેર અને મહાલીલા હતી.

### ગુરૂ દોરવે ખુદા તરફ!
### માબાપ તાણે માયા તરફ!

પણ એ સઘળું કરવા માટે બાબાને પોતાને કેવો અસહ્ય ત્રાસ છોકરાઓના મા-બાપ યા વાલીઓ તરફથી સોસવો પડયો (અને તે ખુશીથી સોસી સર્વેને માફી પણ બક્ષી), તેની કલ્પના કોઇને થઇ શકે નહિ. કાયદેસરની લેખીત કબુલાત (bond) આપવા છતાં જ્યારે

તેઓ ત્યાં આવી ત્રાસ દેતાં ને છોકરાઓ માટે માંગણી કરતાં, ત્યારે સ્થિતી બહુ કફોડી થઇ પડતી. છોકરાઓને તેઓના માબાપોને સ્વાધીન કરવાનો બાબાને જરાએ વાંધો ન હતો, કારણકે તેઓને અમુક મુદત બાદ તો માબાપને આમ સ્વાધીન કરી દેવાનાજ હતા, પણ જે હાલતમાં તેઓ તે વેળા હતા તે હાલતે તો તેઓને એમના અંગત સહવાસ અને કાળજીની ખાસ જરૂરત હતી. તે તેમને ન મળવે બાપડા કુમળા જીવોને અસહ્ય ત્રાસ થવા ઉપરાંત કોઇ મગજથી બેમગજ થઇ જવાનો જોખમ હતો. બચ્ચાં તરફ જુવે તો બાબાનું દીલ તો મોકલવા નાજ પાડતું. બચ્ચાંઓને પોતાને તો બાબાને છોડી જવું જાન પર આવતું, પણ માબાપ યા વન-વાલી સાથે લડત કરવી એ એમને પસંદ ન હતું, એટલે સમજાવટથીજ કામ લેતા; પણ જ્યારે તેઓ નહીંજ માનતાં, ત્યારે તેમની જીદ અને હઠને લીધે છોકરાઓને મોકલવાજ પડતા. પછી જ્યારે તેઓ પાછા ઘરથી નાસીને એમની પનાહમાં આવતા, ત્યારે તેમને ના કેમ કહે, યા હાંકી કેમ મેલે ? એ સ્થિતિ કોઇએ પણ કલ્પિ લેવી !

આ સઘળો ત્રાસ રફતે રફતે બહુ વધી ગયો અને બાબાએ તે સઘળો બહુ લાંબો વખત સુધી સોસ્યો, સર્વને માફી પણ બક્ષી. પંરતુ ફકત તે ફુલ બચ્ચાંઓની હાલતનોજ ખ્યાલ કરી, પોતાનું કામ જલ્દીથી પુરૂં કરી લીધું, અને સર્વેને પ્રેમથી પટાવી સમજાવી, થોડા થોડાને ટોકાથીજ ઘરે મોકલતા ગયા. જેઓ એમનો વિયોગ સહન કરી શકેજ નહી એવા બહુ થોડાને પોતા પાસે રાખ્યા. થોડા વખત બાદ, એમને પોતાને પણ પોતાની કામગીરીને સબબે પ્રવાસે ફરવાનું હોવાથી, એ આશ્રમ ૧૯૨૯ ના જાન્યુઆરીમાં મેહેરાબાદમાં બંધ કરી દીધું. તે ખાતું બંધ તો થયું પણ તે માહે ઘડાયલી દિવ્ય ઘટના તવારીખમાં અમર રહી ગઇ! જેઓએ તે સઘળું જોયું છે, તેઓ તે યાદ અને અનુભવ કદી વીસરનાર નથી.

+ + + +

## બાબાનો લાંબો એકાંતવાસ અને કડક ઉપવાસ !

વળી આ બીના પણ ધ્યાનમાં લેવા યોગ્ય છે કે આ સઘળી અદ્દભુત ઘટના માટેની અથાગ કામગીરી બાબા પોતાની નાની કેબીનમાં એકાંતમાં બેસી કરી રહ્યા હતા, જ્યાંથી એઓ અમુક મુદત સુધી કદી બહાર નીકળ્યા પણ ન હતા. આ એકાંતવાસ ૧૦૮ દિવસની લાંબી મુદત સુધી એઓએ રાખ્યો હતો.

### બાબાનો કડક ઉપવાસ

બાબા તા૦ ૧૦ મી નવેમ્બર ૧૯૨૭ થી ચાલુ ઉપવાસ પરજ હતા. પાછળથી એ ઉપવાસ પણ વધુ કડક કરવા માંડ્યો. તે વેળા મંડળીના થોડા પ્રેમી જનોએ એમને ખોરાક લેવો શરૂ કરવા ચાલુ વિનંતી કર્યા કીધી. તે ઉપરથી બાબાએ એક દિવસ ઇચ્છા દર્શાવી કે અમુક મુદત સુધી મંડળીની અમુક સંખ્યા જો ઉપવાસ ધરે તો હું મારો ઉપવાસ છોડવાનો વિચાર કરૂં. સર્વ મંડળીએ એ માટે તુરત હામ ભીડી, અને તા૦ ૨૫ મી એપ્રીલે ૨૦૦ જણાંઓએ ૨૪ કલાક માત્ર પાણી અને કુમરી (દૂધ વગરની) ચા ઉપર રહી ઉપવાસ ધર્યો. બીજે દિવસે સહવારમાં સર્વ મંડળીએ બાબાને ઉપવાસ તોડવાની અરજ કરી, ત્યારે બાબાએ ઘણી મમતા અને પ્રેમથી ઉત્તર કર્યો, "પહેલાં હું તમો સર્વને મારા હાથે ભોજન પીરસી જમાડીશ — ને પછીથી હું જમીશ." એ મુજબ **સાડા પાંચ મહિનાના લાંબા અને કડક ઉપવાસ** બાદ બાબાએ તે દિવસે પહેલીવાર તરકારીના "કરી ચાવલ"નું ભોજન કર્યું.

આ એકાંતવાસ દરમ્યાન અને કડક ઉપવાસ પર રહીનેબી એઓએ જેમ મેહેરાશ્રમના છોકરાઓને લગતી કામગીરી બજાવી હતી, તેમ એમની ભક્ત–મંડળીને લગતા તેમજ બીજા મુલાકાતે આવનારાઓની, દુર–દેશાવરના ભકતો અને ભાવિકોની પ્રકાર–

પ્રકારની મુશ્કેલી અને મુસીબતોના તોડ પણ સુચવી, અહિ એકાંતમાં બેઠા બેઠા પણ દુનિયાભરની ખબર રાખી હઝારોને સાંત્વન દેતા, અને આશિષ આપ્યા જતા હતા!

## એક સાર્વજનિક પ્રાર્થના!

બાબા એક વિશ્વ-વ્યાપક વ્યકતિ છે, જેથી એમના સર્વ કાર્યો અને શિક્ષણો પણ દુનિયાના સઘળા ધર્મો અને દેશના નાના-મોટા, સ્ત્રી-પુરૂષ સર્વને એક સરખાં ઉપયોગી અને સાર્વજનિક રહે છે, જેનું કોઇ પણ સહેલાઇથી અનુકરણ કરી શકે. એજ તે સર્વની ખરી ખુબી છે, વિશેષ ગુણ-લક્ષણ છે; અને એજ તે સર્વને દુનિયાના કોઇપણ ભાગમાં કોઇપણ ઇસમની નજરમાં એકસરખાં આકર્ષક અને લોકપ્રીય બનાવે છે.

મેહેરાશ્રમમાં એમના હાથ હેઠળ મેલાયલાં ભાગ્યવંત બાળકોમાં ઇશ્વર–પ્રેમ પ્રકટાવવા પ્રથમ જે ઇશ્વર–સ્મરણ, ધ્યાન-ચિંતન (meditation) તેમને આંપવામાં આવ્યું હતું, તે સાથે એક આદર્શ (ideal) પ્રાર્થના પણ રચી આપી હતી, જે સહવારે, બપોરે અને સાંજે ભોજન લેવા આગમચ સર્વ સાથે, એક સુરમા, ગઝલની તોર પર ગવાતી હતી. એ પ્રાર્થના માહે, ઘણી ખુબીથી, બાબાએ ફકત **ખુદાના નામ** સિવાય બીજું કશુંજ તત્વ સમાવ્યું ન હતું. હિંદુ-મુસ્લીમ, પારસી, ઇરાની, ખ્રીસ્તી સઘળી કોમોમાં સ્વિકારાયલાં અને પુજ્ય એવાં ખુદાના નામોનો એક જમાવ યાને સંગ્રહ હતો, ઇશ્વરના પુજ્ય, પ્યારાં નામોનું ફરી ફરીને રજુ થતું નામ–સ્મરણ હતું, જે એક પદમાં ગઝલની તોરપર રોજ ગવાતાં હતાં.

**હરિ, પરમાત્મા, અલ્લા,**
**અહુરમઝદ, ગૉડ, યઝદાં, હુ.**

આશ્રમના પ્રેમી બાળકોના નિર્દોષ સુરીલા અવાજે એ સર્વ ખુદાના નામોની બે કળીઓ જ્યારે અઓએ પોતે સુચવેલી ગઝલ

રાગણીપર ગવાતી, ત્યારે તેના નાદથી આસપાસનું વાતાવરણ કોઇ અજબ દૈવિ ધ્વનિઓથી ભર્યાં વાતાવરણથી ધમધમી રહેતું! આજે પણ તે અંતરના તારો ઝણઝણાવી મેલનારા મધુર, દૈવિ શ્લોકોના અવાજ જાણે તે સમજનારા સર્વના કાનોમાં ગણગણી રહ્યા છે, અને મેહેરાશ્રમની તે પરમ સુખમય મુદતની યાદ આપી રહ્યા છે, જ્યારે બાબાએ આ નાના ઉગતા છોડવાઓ માંહે ઇશ્વર-પ્રેમ જગાવી, પ્રેમ-જ્યોતથી જલતા "દિવ્ય ચેરાગો"જ જાણે આ અવનીપર પ્રકટાવ્યા હતા—આ ખાકી-ભુવન ઉપર એક દિવ્ય ઘટના રચી, અલૌકિક દ્રષ્ય રજુ કર્યું હતું!

આ ઉમદા ઇશ્વરી પદો ભવિષ્યમાં નાના–મોટા સર્વ માટે એક સરખી સ્વિકારાયલી સાર્વજનિક પ્રાર્થના થઇ પડે તેમાં જરાએ આશ્ચર્ય નથી!

× × × ×

## "સાધક આશ્રમ" યાને "રિયાઝત ગાહ"

બાબા જો કે "ધ્યાન–ચિંતન" અને ભક્તિ કરતાં "કર્મ–માર્ગ" અને "સેવા–ધર્મ"ને વધુ અગત્યતા આપે છે, છતાં જેઓની સ્વભાવિક વૃત્તિ ધ્યાન–ચિંતન અને ભક્તિ–ભાવ પ્રત્યે વધુ હોય તેવાઓને એ માર્ગે પણ રાહબરી કરતા રહે છે, એટલુંજ નહિ પણ તે માટેની તરબિયત અર્થે ધ્યાન–ચિંતન માટેના અમુક ઉંચ વિચારો અને ખાસ શિક્ષણ પણ આપતા રહે છે. ઉપરાંત પોતાની અંગત મંડળીના શિષ્યોને પણ અમુક કામગીરીને માટે જરૂરી જણાતાં, એકાંતવાસ અર્થે અમુક મુદત સુધી કોઇ ખાસ ખોલીમાં એકાંત સ્થળે રાખે છે, જ્યાં તેઓને એકાંતમાં ધ્યાન–ચિંતન, ઉપવાસ વિગેરે માટે ઘણા કડક નિયમો ઘડી આપવામાં આવે છે, અને જે મારફત તેઓની આત્મિક પ્રગતિમાં સરળતા થવા ઉપરાંત તેઓને ત્યારબાદની નિર્માણ થનારી અમુક ફરજો માટેની લાયકાત પણ બરપા થાય છે.

આવા કોઇ મહત્વના હેતુથી બાબાએ મેહેરાશ્રમ માટે જ્યારે નાના છોકરાઓ પ્રેમ-પાઠ શીખી તૈયાર થઇ રહ્યા હતા, તે અરસામાં મંડળીના મોટી ઉમરના શિષ્યો માટે એક ખાસ નાનો વિભાગ શરૂ કર્યો, જે "સાધક આશ્રમ" યાને "રિયાઝત ગાહ" તરીકે ઓળખાતો હતો. એ નાનું આશ્રમ પણ મેહેરાબાદ ટેકડી ઉપર એક અલાહેદી જગાએ બાંધવામાં આવ્યું હતું. તે માટે પાંચ જુદી જુદી ખોલીઓ, જેમાં એક આદમી રહી અને થોડાં કદમ સહેજ ફરહર કરી શકે એવી, અકેકથી અલગ થોડે થોડે છેટે, તૈયાર કરવામાં આવી હતી. તે દરેકમાં ખાસ ચુંટી કાઢેલા શિષ્યોને અલગ અલગ, અમુક મુદ્દત સુધી એકાંતવાસે રાખવામાં આવ્યા હતા. તે દરમ્યાન તેઓએ બહાર બીલકુલ આવવાનુંજ નહી, પણ ૨૪-કલાક અંદરજ રહી બાબાએ નેમી આપેલા ચોકસ કાર્ય-ક્રમ પ્રમાણે રોજ લખવું, વાંચવું, ધ્યાન-ચિંતન વિગેરેમાં મશગુલ રહી એકાંત અને અલાહેદું જીવન ગુજારવાનું હતું.

એ આશ્રમમાં પ્રથમ પાંચ જણાઓને રાખવામાં આવ્યા હતા. દરેકનો ક્રમ અકેકથી તદ્દન અલગજ હતો. એ દરેકને ખોરાક-પાણી વિગેરે પહોંચતા કરવાની ફરજ બાબાના જુના શિષ્ય B. ને નિર્માણ થઇ હતી, જે સઘળું બરાબર નેમી આપેલા વખતેજ પહોચતું કરવામાં આવતું. એક મહીનાથી વધુ જુદી જુદી મુદ્દત સુધી તેઓને રાખવામાં આવ્યા હતા. એ દરમ્યાન એ દરેકને થયલા અલગ અલગવિલક્ષણ અનુભવો એક જુદુંજ પ્રકરણ રજુ કરે છે. તે તેમને પોતાનેજ હાથે ભવિષ્યમાં રજુ થશે.

\+ \+ \+ \+

૧૯૨૬ માં જ્યારે મેહેરાબાદનુ આખું સંસ્થાન બંધ કરવામાં આવ્યું, ત્યારે બીજાં કામ-ચલાઉ મકાનો ભેગી એ ખોલીઓ પણ ઉખેડી નાખવામાં આવી હતી. પણ પાછળથી ટેકડી પર બાબાની કેબીન નજદીકના ઓટલાની બાજુમાં આ ખોલીઓ પાછી બાંધવામાં આવી છે, જેમાં કોઇવાર બાબા કોઇને એકાંતવાસે અને ધ્યાન-ચિંતન અર્થે અમુક વખત રહેવા ફરમાવે છે.

# પ્રકરણ અઢારમું

---

# સંતોના વિચીત્ર વર્તન !

---

## (૧) હઝરત બાબાજાનની મેહેરાબાદની મુલાકાત

બાબાના પહેલા મુરશદ હઝરત **બાબાજાન** વરસોથી પૂનામાંજ વસી રહ્યાં હતાં, અને પૂના સીટી યા કેન્ટોન્મેન્ટમાં યા આસપાસના પરાંઓમાં ફરી આવવા સિવાય, તેઓ પૂનાની બહાર વરસોથી કદી ગયાંજ ન હતાં. એપ્રીલ ૧૯૨૮ માં એ હઝરત સાહેબે પહેલીજવાર પૂનાથી બહાર જવાની ઇચ્છા દર્શાવી અને તે પણ **"મેરે બચ્ચે કે વ્હાં"** યાને "મારાં બચ્ચાંને ઘેર" એટલે મેહેરબાબાના મુકામે-**મેહેરાબાદ**, જવા માટે ! એ માટે કહે છે એઓ થોડા દિવસથી ચાલુ "અહમદનગર" ની યાદ કર્યા કરતાં હતાં, અને "પોતાનાં બચ્ચાં" માટે પણ ઇશારો કરતાં રહ્યાં હતાં. બાબાના બંને ગુરૂઓ માહેલા એકે પણ અત્યાર આગમચ પોતે રહી બાબાને મળવા જવાની ઇચ્છા દર્શાવી ન હતી. અને **આવી રીતે એક પૂર્ણજ્ઞાની મહાગુરૂએ પોતાના પૂર્ણજ્ઞાની શિષ્યને પોતે રહી મુલાકાતનું માન આપ્યું હોય, એવો દાખલો આધ્યાત્મિક તવારિખમાં જણાયો નથી.** એ અર્થે તા૦ ૧ લી એપ્રીલ ૧૯૨૮ ના દીને બાબાજાનની મુલાકાત "મેહેરાબાદ" ની તવારીખમાં એક **યાદગાર** બનાવ રહી જશે.

એ દીને સહવારથીજ બાબા કાંઇ અસાધારણ બનાવનો ઇશારો કર્યા કરતા હતા, જે કોઇને સમજ પડે નહિ. સહવારે આશરે સાડા અગ્યાર વાગતે એક મોટી કાર મેહેરાબાદમા **હઝરત** બાબાજાન સ્કુલ સામે આવી ઉભી ! તે માહે "હઝરત **બાબાજાન**" સાહેબ

પોતે બીરાજમાન હતાં! આવ્યા બરોબર બાબાજાને આજ્ઞા ફરમાવી "મેરે બચ્ચેકો ચીઠી ભેજ!" (મારા બચ્ચાં પર પેગામ—ચીઠી મોકળો). આ વેળા મેહેરાબાદમાં કોઇબી પરોણાની આમદની ખબર આપતી ચીઠી ટેકડી પર એકાંતમાં બેઠેલા બાબા સાહેબને પહોંચાડવાની પદ્ધતી ચાલુ હતી. હુકમ મુજબ આ ચીઠી ટેકડી પર બાબા સાહેબને મળ્યા બરોબર આસપાસની મંડળી વિચારમાં પડી ગઇ કે આ ખરી ખબર હતી યા કંઇ ભૂલ થવા પામી છે! પણ જ્યારે બાબાએ પોતે તે માટે ટેકડીપરથી હેઠળ ઉતરવાની તૈયારી કરી, ત્યારેજ સર્વની તાઝુબી સાથ ખાતરી થઇ ગઇ. ટેકડીપરના આશ્રમની સઘળી મંડળી બાબા સાથ હેઠળ ઉતરી આવી. બાબા હેઠળ રેલ્વે લાઇનની બીજી બાજુએજ થોભી ગયા (ટેકડીપરના આશ્રમ અને હેઠળ મહેરાબાદના આશ્રમ વચ્ચેથી રેલ્વે લાઇન પસાર થાય છે), અને પોતાની પાસે ફક્ત એકજ જણાને રાખી સઘળી મંડળીને પોતાના તે પુજ્ય મુરશદ બાબાજાનના દર્શન લઇ આવવાની આજ્ઞા ફરમાવી. આમ જ્યારે મેહેરાબાદની સઘળી મંડળી બાબાજાનના દર્શન લઇ રહી હતી, ત્યારે એ બુઝોર્ગ હઝરત ઘણા અર્થ સુચક ઇશારાઓ, એમની હમેશની રીત મુજબ મીઠી ઝબાનમાં કરી રહ્યાં હતાં! તેમાં મોટે ભાગે "મેરા બચ્ચા" નીજ વાતો સમાઇ હતી. શાહી તોર સાથ એમના મુખથી બહાર પડતા આ અલફાઝો જેટલા ગુહ્ય અને દમામદાર, તેટલાજ મીઠા અને પ્રીય હતા. સઘળાંના દર્શન બાદ થોડે વારે પાણી પી હઝરત બાબાજાન વિદાય થયાં! જેટલો વખત એઓની મેહેરાબાદમાં હાજરી હતી, તેટલો વખત બાબા એમનાથી આશરે પચાસેક કદમ દૂર, રેલ્વે લાઇનની બીજી બાજુએ, ઉભાજ રહ્યા હતા. કોઇ ગુપ્ત કારણસર બંને વચ્ચે નજદીકથી મુલાકાત થઇ ન હતી. બાબાજાનના વિદાય થયા બાદ બાબાએ મંડળી સમક્ષ ગંભીર અદાથી કેફીયત સુનાવી કે "મારી કારકીદીમાં **આજનો દીવસ સર્વથી યાદગાર છે!"**

બીજેજ દિવસે બાબાએ પોતાના ગુરૂને વળતી મુલાકાત આપી, થોડી મંડળી સહિત પૂને જઇ આવ્યા. ત્યાં એમને લાંબે જવું પડયુંજ નહિ, કારણ બાબાજાન હંમેશ મુજબ સહવારના પોતાની "બંડસ ગાર્ડન્સ" નજીકની બેઠક ઉપરજ બીરાજમાન હતાં. બાબા નદીની પેલે પાર, બીજે કીનારે, થોડો વાર થોભ્યા હતા, એટલે આ મુલાકાત પણ દુરથીજ થવા પામી હતી. નદીના તે તટની બન્ને બાજુએ બીરાજમાન થયલી ગુરૂ–શિષ્યની દૈવી વ્યકતિઓએ તે વેળા શું પણ કામગીરી કરી હશે તે તેઓજ જાણે! બંને મહા–ગુરૂઓનો આમ સામસામો મેળાપ જેટલો અણધાર્યો તેટલોજ અચરતી ભર્યો હતો!

## (૨) અહમદનગરમાં બાબાજાન સાથ ફરી મુલાકાત!

ત્યારબાદ બાબાજાન અને મેહેરબાબા–બન્ને–ની ફરી મુલાકાત તા૦ ૩ જી ઓકટોબર ૧૯૨૯ ને દીને અહમદનગરમાં થઇ હતી, જે વેળાએ તેઓ દુરથી પ્રવાસ કરતા જાણે અકેકને ભેટવાજ નગર પધાર્યા હોય! બાબાજાન પૂનાથી અને મેહેરબાબા ટોકાથી તે દીને નગર પધાર્યા હતા. એ દીને સહવારે બાબા ટોકાથી નીકળી, અહમદનગરમાં એમના એક ભાવિકને ઘર ભોજન લઇ નાસીક જવા હંકરાઇ જતા હતા, ત્યારે નગરના જાણીતા વલી — **બાપુસાહેબ** — ની દરગાહ આગળથી પસાર થતી વખતે એક મોટર સામનેથી આવી, જેમાં હઝરત બાબાજાન બીરાજમાન હતાં! બન્ને ગાડીઓની ઝડપ સહેજ ધીમી કરવામાં આવી. તે સિવાય વધુવાર કોઇ પણ થોભ્યા નહિ.

નાસીકથી પાછા ફર્યાબાદ તા૦ ૫–મીએ બાબા ફરી નગરમા એમના ભાવિકને ઘર પધાર્યા હતા. બપોરે આશરે દોઢેક વાગતાને સુમારે એમના માટે ખાસ આરાસ્તે કરેલા ઓરડામાં માહેલી બેઠક ઉપર આરામ કરવાની અરજ ઉપરથી બાબા ત્યાં ગયા, પણ બીજીજ પળે

એકાએક ત્યાંથી ઉઠી બહાર આવ્યા, ને ખુલ્લા કમપાઉન્ડમાં એક ખુરસી પર જઇ એકલાજ બેઠા. પોતાના કોઇ કામના હિસાબે આમ અલગ બેઠા હશે એમ વિચારી સર્વે ચુપ અને અલગજ થઇ દુરથીજ ઉભાં રહ્યાં! એક પળવારમાં બાબાની આ હીલચાલનો ભેદ સમજાઇ ગયો! કમપાઉન્ડની સામેના જાહેર રસ્તા પર એક મોટર જોરથી ધસી આવી અને બાબા બેઠા હતા તેની સામેની દીશાએ એકાએક ઉભી રહી ગઇ. બાબાના મુખ ઉપર કોઇ અજબ અર્થસુચક આનંદ છવાઇ રહ્યો હતો. આ વળી કોણ આવ્યું હશે એ ઇંતેઝારીથી દોડી પુગી ખબર કાઢતાં જણાયું તો "હઝરત બાબાજાન" તે ગાડીમાં આવી રહ્યાં હતાં! ૪૮ કલાકમાં આ બીજીવારની મુલાકાત! જાણે અકેકને ભેટવાજ તેઓ બંને દુરથી અહિ આવ્યાં હતાં!

આ અણધારી મુલાકાતો બાબે ખુલાસો પુછતાં બાબા એટલુંજ ટુંકમાં બોલ્યા કે "બાબાજાન ફરીથી અહીં આવ્યાં છે, એટલે હવે હું છુટો થઇ ગયો!" જો કે બન્ને અકેકને નજીકથી ભેટયાં નહિ, છતાંએ આમ દુરવેરથી અત્રે પધારી બ-બેવાર અકેકની સામે ગાડીમાં પસાર થઇ જવાની ભેદભરી મુલાકાતો માટેની હીલચાલ અને બાબાના ઉપલા શબ્દોનો ભેદ તો એઓજ જાણે!

× × × ×

### (૩) ત્રણ ત્રણ મહા–ગુરૂઓના અર્થસુચક ઇશારાઓ.

એ ટાંકણે પૂના તેમજ સાકોરીના ભકતો તરફથી ખબર મળી કે બાબાજાન તેમજ મહારાજ બન્ને ગુરૂઓ મેહેરબાબાને પ્રેમથી યાદ કરી અંતરમાં અસર કરનારા શબ્દોમાં અર્થ સુચક ઇશારા કરતા હતા. બાબાજાન તો, કહે છે કે, પોતાની પાસ રાખેલા બાબાના ફોટો પર માથું મેલીને પ્રેમ–અશ્રુ બોરવતાં હતાં.

તે સાથે સાકોરીથી આવતા પરોણાઓ ખબર લાવતા કે તેઓ જયારે મહારાજના દર્શનાર્થે સાકોરી ગયા ત્યારે મહારાજે

તેમને ખુલ્લા શબ્દોમાં કહી દીધું કે—"અહિં શું છે? મેરવાન આગળ જાવો!"

વળી કેડગાંવથી આવતા કેટલાક પરોણાઓ બોલતા કે "તેઓને ત્યાંથી નારાયણ મહારાજે પોતે અહિં (બાબા આગળ) મોકલાવ્યા છે!" એટલે નારાયણ મહારાજ પણ બાબાને ચાલુ યાદ કરતા રહેતા હતા!

## (૪) "પ્રેમ" ખુદાને પણ આકાશ માંહેથી હેઠળ લાવે છે!

૧૯૨૮ માં ફેબ્રુઆરીની ૨૧ મીથી બાબા જ્યારે એકાંતવાસે હતા, ત્યારથી કોઇને દર્શન આપતા ન હતા, અને કોઇએ એમના દર્શન લેવાં પણ નહિ એવી સખત તાકીદ ફરમાવી હતી. આ કારણે એઓ જયારે કામેકાજે બહાર નીકળતા, ત્યારે એક ખાસ આદમી એમની સાથમાં રહી તકેદારી રાખતો કે કોઇ સામે આવતો આદમી ભૂલે-ચુકે પણ એમના પગ પર પડી દર્શન લેય નહિ.

એપ્રીલ માસમાં એક દીને મેહેરાબાદમાં ત્રણ જુદી જુદી ટોળીમાં લોકો બહારથી બાબાના દર્શને આવ્યાં. પ્રથમ પાર્ટીમાં પારસીઓની એક મોટી ટોળી હતી. તેઓ મુંબઇથી અહમદનગર થોડા દિવસ માટે આવ્યાં હતાં, અને અહીં સુધી આવ્યાં તો નજીકમાંજ મેહેરાબાદના સ્થાનકે જઇ આવવાનો ઇરાદો કર્યો, અને એક બસમાં વીસેક સ્ત્રી-પુરષોની ટોળી સહવારે આશરે દશેક વાગતાને સુમારે મેહેરાબાદ આવી. તેઓ માંહેના થોડાં બાબા સાહેબના દર્શન માટે આવ્યાં હતાં, ને બાકીનાએ "જરા ફરી ને મેહેરાબાદ જોઇ આવ્યે" એ ધારણાથી આવ્યાં હતાં.

તેમના આવ્યાની થોડોજ વખત આગમચ એક ભાવિક ધણી-ધણીયાણીનું હિંદુ જોડું પણ બાબાશ્રીના દર્શનની ઇચ્છાથી આવ્યું હતું.

સઘળાને ખુલાસો કરવામાં આવ્યો કે બાબા સાહેબ પોતાના કોઇ અમુક કારણો સર ઘણા દિવસથી કોઇને મળતા ન હતા, ને દર્શન પણ આપતા ન હતા. તેઓ ટેકડી ઉપર પોતાની કેબીનમાં થોડા દિવસથી એકાંતવાસે હતા — ને ફકત એજ દિવસ આગમચ કોઇને પણ મળવા માટે ઉપર નહિ મોકલવાની આજ્ઞા ફરમાવી હતી. આ ખુલાસો સમજી જેઓ ફકત "ફરવા ને મેહમાર જોવા" આવ્યાં હતાં તેઓએ તો હસીને પાછા ફરવાનીજ તૈયારી કરવા માંડી, પણ સાથના બીજાં, જેઓ ખાસ બાબાનાં દર્શનનીજ ઇચ્છાથી આવ્યાં હતાં, ને જેમને આ વાતાવરણમાં આવ્યા બરાબર ખુશનુમા લાગતું હતું, તેઓ આ વાત સાંભળી દલગીર થઇ ગયાં — ને કદાચને બાબા હેઠળ આવે યા ઉપર બોલાવે, એ આશા સહેવી થોડોવાર થોભી જવા તૈયાર થયાં. પેલા હિંદુ ધણી–ધણીયાણી પણ થોભીજ ગયાં, અને બાબાની એક બેઠક નજદીક, એકાંતમાં એક ખૂણે બેસી ધ્યાન કરવા લાગ્યાં, જયારે પારસી ભાવિકો આ લખનાર સાથે વાતે વળગી એઓ વિષેની માહિતી પુછવા લાગ્યાં, ને તે માંહે રસ લઇ સમજવા લાગ્યાં. પેલા 'મહેમાર જોવા" આવેલાઓને તો આવી વાતોમાં કશો ઉત્સાહજ નહિ, એટલે તેઓ તો થોડોવાર થોભી ચાલ્યાં ગયાં. બાકીનાઓ બેઠાં. તેમને જેમ આ એકાંત, પવિત્ર સ્થળનું વાતાવરણ ખુશકારક લાગ્યું, તેમ બાબાની વાતો સાંભળવામાં પણ ઉલટ આવી. વચ્ચે વચ્ચે તેઓ આશાભર્યા સવાલ કરતાં કે બાબા નીચે નહિ આવે? યા તેઓને ઉપર નહિ બોલાવે? આમ કલાકોભર થોભી તેઓ આશરે ચારેક વાગતાને સુમારે પાછાં ફર્યાં. પેલા હિંદુ ભાવિકનું જોડું તો હજી ધુણી નજીક ધ્યાનમાંજ બેઠું છે.

## એક દ્રઢ નિશ્ચય ધરાવનાર ફકિર!

આશરે પાંચેકને સુમારે એક ફકિર ત્યાં આવી ચડયો, ને બાબાના દર્શન માટે ઇચ્છા દર્શાવી કે "ગુરૂકા દર્શન હોના!"

ખુલાસો કરવામાં આવતાં તે તો કાંઇ દમામદાર તોર અને અદા સાથ વળતો સવાલ કરી ઉઠયો "કયું નહિ મીલેગા ? મીલનાહી ચાહીયે !" (નહિ કેમ મળે — મળવુંજ જોઇયે !) શાબાસ ! આ ધૈર્યતાને ધન્ય છે ! તેનો આ કડક ઠરાવ સાંભળી હમે તેને પાછું વધું સમજાવ્યું કે ગુરૂની પોતાની એવી ઇચ્છા અને આજ્ઞા છે — એટલે અમારી મજબુરી છે.

"ઠીક, તો હમ ઠયર જાયગા !" એમ કહી તે તો કુવા તરફ ગયો — સ્નાન કરી, તૈયાર થઇ, લીમડાના ઝાડ નીચે બાબાની ધુણીની બેઠક આગળ બેસી "ભગવાન" નામની જપ કરવા લાગ્યો.

આવી રીતે દુર–દરાઝથી આવતા ફકીરો અને જાત્રાળુઓને જમાડવાની બાબાની આજ્ઞા હોવાથી અમે તેને ભોજન માટે આગ્રહ કર્યો, તો જવાબમાં તે ફકીર દૃઢ નિશ્ચયથી એટલુંજ બોલ્યો કે — "ગુરૂ કે દર્શન સિવાય અન્નપાણી મુહપે ન લુંગા !" આ ઠરાવ ગમે એવો પ્રસંશાપાત્ર હતો, છતાંય જોખમભર્યો હતો. કારણ, વખત અને સંજોગ આધીન તે લાંબો વખત અન્નપાણી વગર રહેવાની હઠ ધરે, તો તેને કંઇ કમી–જાસ્તી થાય તેનો જોખમદાર કોણ ? એજ ખ્યાલથી તેને ફરી ખુલાસો કરી સમજાવ્યો કે ગુરૂની આજ્ઞા સામે આમ હઠ કરવી યોગ્ય નથી વિગેરે. પણ તે માને શાનો ? તે તો મક્કમ ઠરાવ કરી બેઠો તે બેઠો. કલાકોની સમજાવટ તેને કશી અસર કરી શકી નહિ. આખર જમવા–ખાવાનો સવાલ તો છોડીને આય ઠંડી–ઠારમાંથી બચવા તેને રાતના મંડળીના રહેવાના મકાનમાં આવી સુવાની અરજ કરી, તે પણ મક્કમપણે ના પાડી, અને ત્યાં સડકની બાજુમાંજ બેસી રહ્યો. રાત્રે સુવા અગાઉ દશ વાગતા બાદ ફરી હમે તેને પાછો સમજાવવાની કોશેશ કીધી, પણ ફોકટ.

એ અરસામાં પેલાં હિંદુ ભાવિકો રાત્રે આશરે નવેક વાગા સુધી આશામાં રહી, વાર જોઇ, "દેવની મરજી"ને આધીન થઇ દલગીર દીલે ઘેર તરફ પાછાં ફર્યાં !

બીજી સહવારે ઉઠી જોઇયે છે તો પેલો ફકિર મંડળીના મકાનના વરંડા ઉપર સૂઇ ઘોરતો હતો ! બચારો રાત્રે ઠંડીથી ઠઠર્યો હશે, એમ ધારી અમો તો ચુપજ રહ્યા. પણ થોડેવારે પેલાએ તો ઉઠયા બરોબર હસીને મલ્કાતે ચ્હેરે હમને ખુશ ખબર આપી "ગુરૂકા દર્શન હો ગયા ! માલીકને હમારી આવાઝ સુની. હમારી મુરાદ પુરી હો ગઇ ! —"

કદાચ સ્વપ્નામાં દર્શન થયાં હશે એમ વિચારી હમો પણ ખુશ થયા, ને કહ્યું કે ગુરૂ એમ ઘણાને સ્વપ્નામાં દેખાવ દઇ જાય છે. તું નસીબવાળો છે વિગેરે. તે ઉપરથી તે તો ઉછળીને પુકાર કરી ઉઠયો, "અજી નહિંજી, સપનેમે કાહેકુ ? વહો ખુદ હ્યાં આ ગયા. રાતકુ હમકો દર્શન દેકે વાપીસ ઉપર ચલા ગયા ! —"

અમને તો કંઇ વાત ધ્યાનમાં ન આવે ! કદાપિ એને એવો ધખારો તો ન હોય ? બાબા તો એકાંતમાં છે. કેબીનમાંથી બહાર નીકળતા નથી, તે રાત્રે અહિં આવે, ને તેબી એને દર્શન આપવા ? હજી આ વિમાસણમાં હતા તેટલાં અમારી મંડળીના એક ભાઇએ અમને ખબર કરી કે ગઇ રાત્રે બાબા એકાએક નીચે આવી ને ચાલી ગયા હતા —ત્યારેજ અમને પેલા ફકીરના બોલોનો અર્થ સમજાયો ! પણ હજી એ ખુલાસો મળ્યો નહિં કે બાબા શા સારૂ હેઠળ આવ્યા હતા.

બાદ તે ફકિરને ચાહ-નાસ્તો વિગેરે આપ્યો, જે હવે તેણે ખુશી સાથ ખાધો, અને ત્યારબાદ થોડીવારે ચાલતો થઇ ગયો. તેની ઝળકતી આંખો, તેના ચહેરાનો દમામદાર દેખાવ, બોલવા-

ચાલવાની ઢબ અને દ્રઢતા કાંઇ નિરાળાંજ હતાં ! તે સર્વ આ માર્ગના કોઇ સાચા સાધક ને ભકતનોજ ભાસ આપતાં હતાં.

બાબા સાહેબને આ બાબે ખુલાસો પુછવા આગમચ એઓએ પોતેજ મંડળીને બોલાવી, ગઇ કાલની વાતો સાંભળી લઇ, સર્વને ઉપદેશ કર્યો કે —

"ગઇ કાલે આવી ગયલી ત્રણ ટોળકી માંહેલા દરેક પોતપોતાના હિસાબે ફાયદો હાંસલ કરી ગયાં. જેઓ ખાલી "તમાશો જોવા" આવ્યાં હતાં, તેઓ પણ આ પવિત્ર હવા લઇને ગયાં; બીજાંઓ જેઓ કાંઇ ભક્તિ–ભાવથી આવ્યાં હતાં, તેઓ થોડી ઘણી વાતો સમજી આ વાતાવરણમાં વધુવાર રહી ગયાં — તેટલો તેમને વધુ ફાયદો થયો. પેલા હિંદુ ભાવિકોનું જોડું પોતાની ભાવના–ભક્તિનું ફળ લઇને ગયાં. પણ તે **સર્વમાં વધુ નસીબદાર તો પેલો દ્રઢ નિષ્ઠાવાળો ફકિર !** તેને ખાતર મારો એકાંતવાસ છોડીને, મને પણ હેઠળ આવવું પડયું ! **ઇશ્વર પ્રત્યે આવી સાચી ભાવના અને દર્શન માટેની દ્રઢતા જોઇયે ! તે ભગવાનને પણ હેઠળ લાવે છે ! —"**

### (૫) જાહેરી નજરે વિચીત્ર મગર બાતેની નજરે વાસ્તવિક !

સંતોના જાહેર વર્તન યા કામગીરી બાઝે વખત બહુ વિચીત્ર બલકે અચંબો પમાડનારાં દીસે છે. ગયા ડીસેમ્બરમાં મેહેરાબાદના બધાં ખાતાંઓ બંધ કરી પ્રવાસે જતી વેળા, તેમજ વળી આ વરસે આખું સંસ્થાન મેહેરાબાદથી ખસેડી ટોકા લઇ જતી વેળા, લગભગ ત્રણસોથી ચારસો માણસોથી વસાયલું એક આખુ સંસ્થાન, તે માહેલાં અરધો ડજન સેવાભાવી ખાતાંઓ સાથ એકાએક બંધ કરી દેવાની બાબાની બબે વારની આજ્ઞા અને ઇચ્છાને એમની મંડળી આધીન તો થઇ, પરંતુ આ તદન ધ્યાનમાં ન આવે એવી વિચીત્ર રૂઢીથી સર્વના મનમાં એ માટે બાબા તરફથી ખુલાસો જાણવાની કુદરતી જીજ્ઞાસા બરપા

થઇ. તે માટેની અરજ એમને થતાં, એઓએ લંબાણુથી સમજાવતાં ખુલાસો કર્યો કે—"સદગુરૂની કામગીરી સાધારણ ઇનસાનની અક્કલથી કળી નહિ શકાય એવી રહે છે. કારણ કે તે બુધ્ધીની પેલે પારની બીના છે. એક જાણવાજોગ સરખામણી આપતાં બાબાએ સમજાવ્યું કે એક નવું મકાન બાંધવા માટેના અગત્યના ને ઉપયોગી સાધન લેખે પરાંચ બાંધવાની જરૂર રહે છે. પણ ઘર બંધાઇ રહેવા બાદ પરાંચની જરૂર ન રહેવે, તે ઉખેડી નાખવામાં આવે છે. તેજ મીસાલ મારી અમુક કામગીરીને માટે એક સાધન દાખલ આ આશ્રમની જરૂર હતી. મારૂં તે મુખ્ય કામ ખલાસ થવે એ પરાંચ રૂપી સાધનની જરૂરીયાત ન રહી, એટલે મેં તે આશ્રમ બંધ કરાવી દીધું, એમાં અચરતી શું છે? એજ મીસાલ મારા કોઇ કામને સર માત્ર એકજ વ્યક્તિનો સંબંધ સાંધવા મને સેંકડો નહિ પણ હજારો માઇલના પ્રવાસે પણ જવું પડયું છે ને પડશે. તે દુનિયાના લોકની જાહેર નજરે ગમે એવું વિચીત્ર લાગે, તોયે જરૂરી હોય તો સદગુરૂ સારી દુનિયાની પરવા કર્યા વિના ચુપચાપ પોતાનું કર્તવ્ય કર્યાજ જાય છે, કારણ કે તેમને માન–અપમાન સઘળું સમાન છે. જ્ઞાન થયા સિવાય એ ગુહ્ય કામગીરીને લગતી વાતો સમજાતી નથી. તેથી તે માટે મગજ–મારી ન કરતાં ગુરૂ કહે તેમ ગુપચુપ કર્યા જવું. એજ શિષ્યોનું કર્તવ્ય!......"

મઝન ઝ ચુનો ચરા દમ કે બંદએ મુકબેલ
બ જાન કબુલ કુનદ હર સુખન કે સુલતાન ગોફ્ત.

યાને—કે તુ ચુનોચરા (તકરાર)નો દમ બી ના ભર. કારણ ખુદાનો ખરો બંદો (ભક્ત) તે છે કે જે સુલતાન યાને મુરશદ જે બી કંઇ કહે તે દરેક સુખન દીલોજાનથી કબુલ કરે છે ને જરાએ ચુનોચરા યા વાદવિવાદ કરતો નથી.

---

# પ્રકરણ ઓગણીસમું

---

## ૧૯૨૯-૧૯૩૧

---

## બે વરસમાં બાબાના પૂર્વમાં પ્રવાસો

મેહેરાશ્રમ આધ્યાત્મિક શાળાના બંધ થવા સાથ બાબાની એક અદ્દભુત કામગીરીનું પ્રકરણ બંધ થાય છે. ૧૯૨૫ માં મેહેરાબાદ આવી ઠરીઠામ થવા બાદ, મેહેરાબાદના જુદાં જુદાં સેવા-ભાવી ખાતાંઓ મારફત અને સેવટે મેહેરાશ્રમ અને પ્રેમાશ્રમની સંસ્થા મારફતની આ પ્રદેશના ગોર-ગરીબો અને ખરા લાચાર બેચારોની ચાર વર્ષની સેવા અર્થેનું જીવન બાબાની કામગીરીનો એક પ્રકાર રજુ કરે છે, જે દરમ્માન હઝારો ભાવિકો એમના દર્શનનો લાભ લેવા ઉપરાંત, તે માહેલી મોટી સંખ્યાને એમના જ્ઞાનોપદેશ, રાહબરી અને સલાહનો લાભ પણ મળ્યો હતો. જાહેરી દુનિયા સાથ એમનો પ્રથમ સમાગમ પણ એ મુદત દરમ્યાનજ થવા પામ્યો હતો.

આ એક પ્રકાર પુરો થવા બાદ બાબાએ હવે બીજી દીશાઓએ પોતાની જાહેરી કામગીરી શરૂ કરી. પ્રથમ થોડો વખત હિંદમાં પ્રવાસો કર્યા.

૧. ૧૯૨૯ ના મે માસમાં ઉત્તર હિંદના પ્રવાસે ગયા. નાસીકથી-દિલ્હી થઇ, હરીદ્વાર-ઋષિકેષ અને ત્યાં ૩-૪ દિવસ રહી, સીંધ-બલુચીસ્તાન તરફ સીધાર્યા, સક્કર, રોહરી અને કવેટા જઇ આવ્યા; સત્તર દિવસમાં લગભગ ૩૭૦૦ માઇલનો પ્રવાસ કર્યો.

૨. ત્યાર બાદ જુલાઇ–ઑગસ્ટમાં એક ખાનગી બસમાં **કાશ્મીરના** પ્રથમ પ્રવાસે જઇ આવ્યા, જે દરમ્યાન ધુલીઆ, ગ્વાલીયર, આગ્રા, દિલ્હી, લાહોર, રાવલપીંડી, મરી અને શ્રીનગરની મુલાકાત કરી, **હિમાલયના** પહાડ ઉપર થોડા દિવસ **એકાંતવાસે** રહી આવ્યા.

૩. ત્યાંથી આવ્યા બાદ, સપ્ટેમ્બરમાં ઇરાનની બીજીવાર મુસાફરી કરી—માત્ર એક મહિનાની ટુંક મુદતમાં મોહમેરાહ, દીઝફુલ, ખોરરમ–આબાદ, મલાયર, ઇસ્ફાન, યઝદ, કેરમાન, બામની મુલાકાત લઇ દુઝદાબથી ટ્રેન રસ્તે હિંદ પાછા ફર્યા.

૪. ડીસેમ્બરમાં નાસીકથી **જવાર** સ્ટેટ, દેહેણુ અને ગોલવડ મોટર રસ્તે જઇ આવ્યા.

૫. ૧૯૩૦ ના ફેબ્રુઆરી માસમાં દખણુ અને દક્ષિણુ હિંદનો લાંબો પ્રવાસ મોટરમાં કર્યો; પુના, સતારા, ધારવાર, કોલ્હાપુર, હુબ્લીથી મદ્રાસ ગયા, ત્યાંથી નીલગીરીના પહાડો પર ફરી, બીજાપુર જઇ આવ્યા.

૬. એપ્રીલ–મેમાં નાસીકથી **પંચગની** પધાર્યા. અહિં "ટાઇગર વેલી" નામની **એકાંત** જગાએ ગુફા ખોદાવી ત્યાં **એકાંતવાસે** રહ્યા. એ મુદત દરમ્યાન પંચગનીથી કોલ્હાપુર પણ બે વાર જઇ આવ્યા.

૭. જુનમાં ટ્રેન રસ્તે **કાશ્મીર** બીજીવાર જઇ આવ્યા.

૮. ઓગસ્ટમાં નાસીકથી **કલકત્તા**, ત્યાંથી **નાગપુર**, **સીકન્દ્રાબાદ** થઇ બીજાપુર જઇ આવ્યા.

૯. સપ્ટેમ્બર–ઓકટોબર **બીજાપુર** પ્રવાસ અને મુકામ.

૧૦. ડીસેમ્બરમાં નાસીકથી **દીલ્હી** જઇ આવ્યા.

૧૧. ૧૯૩૧ ના માર્ચ માસમાં **કરાંચી** ગયા. ત્યાંથી હીમાલ્યમાં **આલ્મોરા** જઇ આવ્યા.

૧૨. મે મહિનામાં કરાંચીથી કવેટા થઇ, ત્યાંથી **ઇરાનનો** ત્રીજી વાર પ્રવાસ કર્યો—દુઝદાબ રસ્તે મહેશદ જઇ આવ્યા.

૧૩. જુલાઇમાં કરાંચીથી દિલ્હી રસ્તે નાસીક નજદીક પીપલગાંવ જઇ આવ્યા.

૧૪. ઓગસ્ટમાં કરાંચીથી મુંબઇ આવ્યા, અને મુંબઇથી પશ્ચિમના પહેલા પ્રવાસે જવા ઉપડયા.

૧૯૨૯ થી ૧૯૩૧ ની બે વરસની મુદત દરમ્યાનના આ સઘળા પ્રવાસો—હિંદમાં તેમજ હિંદની બાહેર—જોકે તદન ખાનગીમાં કોઇને જણાવ્યા વગર કર્યા હતા, છતાં તે સઘળા શા વાસ્તે કર્યા, તે દરમ્યાન કયાં કયાં અને કોણ કોણ સાથ મુલાકાત થઇ અને નવીન સંબંઘો સંધાયા, એ વગેરે એઓ સાહેબની અદભુત કામગીરીની વિલક્ષણ ઘટનાઓને લગતી બહુજ જાણવાજોગ બાબદો વળી એક નવીનજ પ્રકાર અને પ્રકરણ રજુ કરે છે, જે હનો હવે પછી બીજાં પુસ્તકમાં વીસ્તારીને વર્ણવીશું. તેટલાં આટલી હકીકત સંક્ષેપ્તમાં વર્ણવી હવે આપણે એક નવીનજ પ્રકરણમાં પ્રવેશ કરીશું, જે **“મેહેરબાબાની પશ્ચિમની મુલાકાતો” અને ત્યાં તેઓએ કરેલી આધ્યાત્મક જાગૃતિનું** ચિત–ચકિત કરનારૂ ચિત્ર રજુ કરે છે. આ દીશામાં મેહેરબાબાએ કરેલી પશ્ચિમની સેવા દુનિયાની તવારીખમાં એક હિંદી વ્યકતિ માટે અમર અને મગરૂરીભર્યો સફો લેખાશે!

× × × ×

## બાબાના વધુ એકાંતવાસ અને ઉપવાસ

મેહેરાબાદથી સપ્ટેમ્બર ૧૯૨૯ માં આશ્રમ ખસેડી, બાબાએ પોતાનો નિવાસ નાસીક સ્થાને રાખ્યો હતો. નાસીક આવ્યા બાદ ૧૯૩૦ ના ફેબ્રુઆરી માસમાં બાબા થોડો વખત **એકાંતવાસે** રહ્યા હતા. વળી કાશ્મીરના પ્રથમ પ્રવાસ દરમ્યાન હિમાલ્યના પહાડો પર, ત્યાર બાદ પંચગની નજદીક "ટાઇગર વેલી" ના ગુફામાં, અને મેહેરાબાદ ટેકડી પર પણ "એકાંતવાસે" રહ્યા હતા. વળી થોડી મુદત બાદ પાછા મેહેરાબાદ જઇ ત્યાં એક નાનો ગુફો મંડળી પાસ તૈયાર કરાવી તેમાં પણ થોડો વખત એકાંતવાસે રહ્યા હતા.

× × × ×

## બાબાના પહેલા યુરોપીયન શિષ્યો

બાબાના પશ્ચિમના પ્રથમ શિષ્યો માહે મુંબઇની પોલીસના એક અમલદારનો બેટો મી૦ **નેદમસ** નામે હતો, તેમજ બીજો શિષ્ય એક **રશયન સાધુ લીક** નામે થઇ ગયો છે. એ બંને ગુજર પામ્યા છે. બાબા સાથના એઓને સમાગમ થવા આગમચ તેમજ સહવાસમાં રહ્યા બાદ આ બંનેને થયલા અચરતી ભર્યા અનુભવો, તેમજ તેઓના બાબાની સાથના જીવનને લગતો જાણવાજોગ અહેવાલ પણ હવે પછીના પુસ્તકમાં રજુ થશે, જે તેમના ભક્તિભાવ અને આ માર્ગ પ્રત્યેની તળમળનો તેમજ મેહેરબાબાની કૃપા-દ્રષ્ટિ અને અપાર લીલાના અંગત અનુભવના વધુ પુરાવા રજુ કરે છે.

---

# પ્રકરણ વીસમું

---

## પશ્ચિમના પ્રવાસો

મેહેરબાબાની જાહેરી દુનિયવિ કામગીરીમાં હિંદ મધેના મેહેરાબાદ, નાશીક, રાહુરીના જાહેર જન-સેવા અર્થેના આશ્રમો, અને પ્રવાસો દરમ્યાન ઇશ્વરી માર્ગના સાચા તલબગારો સાથની મુલાકાતો (contacts) અને તેઓની આત્મિક રાહબરી વિગેરે સમાઇ જાય છે. પૂર્વના મુલ્કોની આ સઘળી હીલચાલ અને કામગીરી ઉપરાંત પશ્ચિમના દશ પ્રવાસો પણ એમના જાહેર જીવનમાં અતિ અગત્યનો ભાગ ભજવે છે. મુખ્યત્વે તે પૂર્વ અને પશ્ચિમના જોડાણની એક જોરાવર સાંકળ સમાન છે. પૂર્વે આશરે અરધી સદી આગમચ હિંદનો આધ્યાત્મિક સંદેશો પશ્ચિમમાં સુનાવી, **સ્વામી રામતીર્થ** અને **સ્વામી વિવેકાનંદ** સરીખા હિંદના સાચા સપુતોએ જડવાદી પશ્ચિમમાં આધ્યાત્મિક જાગૃતિ બરપા કરી હતી. ત્યારબાદ **શ્રી રામ કૃષ્ણ-મીશન** મહના અને બીજી આધ્યાત્મિક સંસ્થાઓના સ્વામીઓ તરફથી વેદાંતનો પ્રચાર કરવામાં આવ્યો છે, તેમજ મુરશદ **ઇનાયત ખાન** અને બીજાઓ તરફથી સુફી ફીલસુફી મારફતે, પશ્ચિમમાં રૂહાની ઇલ્મ ફેલાવવામાં ચાલુ પ્રયાસ થતા રહ્યા છે, જેના પરીણામે પશ્ચિમમાં આધ્યાત્મિક જ્ઞાનનો સારો ફેલાવો થવા પામ્યો છે, તેમજ ત્યાં બુદ્ધિબળ Intellectual Understanding થી પણ આધ્યાત્મિક સમજ સ્જાગૃત થવા પામી છે.

### પૂર્વ-પશ્ચિમ વચ્ચે ઐક્યતા જમાવનારી જીવંત સાંકળ — મેહેરબાબા!

પરંતુ પશ્ચિમમાં જોશભેર આત્મિક જાગૃતિ બરપા કરી, લોકોને ઇશ્વર પંથે દોરવવાનું કર્તવ્ય તો હાલ મેહેરબાબાને ફાળે આવ્યું

છે ને રહેશે. કારણ પૂર્વ-પશ્ચિમ વચ્ચે અગાઉ કદી ન જમેલો એવો નીકટ સંબંધ, પરસ્પર સ્નેહ અને હવે પછી કદી ન છુટે કે ન તુટે એવો જોરાવર પ્રેમ-ગાંઠ પશ્ચિમના ભાવિકો સાથ સાંધવામાં મેહેરબાબાની પશ્ચિમની મુલાકાતો અને ત્યાંના ભાવિકો સાથના અંગત સહવાસથી જે વ્હેવારૂ પરીણામ અત્યાર આગમચ આવ્યું છે, તે એ અનુભવ લઇ ચુકેલાઓની નઝરે તો અદ્દભુતજ લેખી શકાય! એઓ સાથ **દશ દશ વારના પશ્ચિમના પ્રવાસ** દરમ્યાન નઝરો નઝર નીહાળેલી હકિકત ઉપરથી, તેમજ એમની જાતે મુલાકાત કરી અંગત સમાગમમાં આવેલા સેંકડો ભાવિકો, ભકતો અને પ્રેમીઓ સાથના અંગત પરીચય અને ચાલુ પત્રવ્હેવાર વીગેરેના અંગત અનુભવોના આધારે એટલું તો હિંમતથી કહી શકાય કે જે આત્મિક જાગૃતિ મેહેરબાબાએ પશ્ચિમના લોકોમાં જગાડી છે, તેમજ જે દૈવિક પ્રેમ તેમના અંતરમાં પ્રકટાવ્યો છે, તેથી તે સર્વના જીવનમાં એક એવો અદ્દભૂત ફેરફાર અને હૃદય-પલટો થવા પામ્યો છે કે તે જોઇ તેઓ પોતે પણ તાઝુબજ છે! તેઓ એવી મજબુત માન્યતા ધરાવે છે કે **મેહેરબાબા આ ઝમાનાના જીવંત અવતાર** છે, એટલુંજ નહિ પણ **"અગર જીસસ ક્રાઇસ્ટ આજ જીવંત હોય તો તે આજ છે"**— એ ઉદગારો અંતરથી કાઢી રહ્યાં છે. વળી એ સઘળાં ભાવિકો એઓ સાહેબ માહેથી સ્ફુર્તો શુદ્ધ પ્રેમ નિહાળી, અખંડ પુજયભાવથી એમના પર જાન-નીસાર કરી રહ્યાં છે. એ માહેલા થોડાકનો આત્મ-ભોગ આજે તે ઝમાનાની યાદ આપે છે કે જયારે એક સાચા પ્રેમી-ભકતે જીસસના "Sell all and follow me!" ના એકજ વાકય પર પોતાનું સ્વર્સ્વ ત્યજી દઇ, તે મહાન અવતારની સેવામાં પોતાનું જીવન પણ અર્પિ દીધું હતું! અને આવા એકાદ બે નહિ પણ શિખેલાં, કેળવાયલાં ને સારી સંસ્કૃતી પામેલાં સંખ્યાબંધ સ્ત્રી-પુરૂષો આજે મેહરબાબાના એક

શબ્દ પર જાન સદકે કરવા તત્પર થઇ રહ્યાં છે, એ બીનાજ **એમના માહેથી સ્ફુર્તા પ્રબળ પ્રેમનો પ્રભાવ, એમનું અદભૂત દૈવિક આકર્ષણ, અને એમના સમાગમમાં આવનાર ભાવિકના જીવન માહે અચુક પલટો કરાવવાની અગાધ શક્તિનોજ અચુક ખ્યાલ અને સાબેતી દર્શાવે છે!** વિસમી સદીના આજના જમાનાની માયા-મોહિનીની મોહજાળમાં ચોવીસ કલાક રચી-પચી રહેલી પશ્ચિમની જડવાદી પ્રજાના જુદા જુદા મુલકના સંખ્યાબંધ ઇસમોને મળી, **મોઢેથી એક શબ્દ પણ બોલ્યા વગર,** એક નાના બોર્ડ મારફતે તેઓને આ અને હવે પછીના અનંત જીવનની વાતો ને ઉપદેશો સમજાવી, તેમના જીવનમાં પલટો કરાવી, સર્વને ખુદાઇ રાહે દોરવી, પોતાના એક શબ્દ પર જાન-નીસાર કરવાને તત્પર થાય એવું અદભુત આત્મબળ તેમના માહે ઉત્પન્ન કરી શકે, એવી અલૌકિક શક્તિ ધરાવનાર બીજા એવા કોઇબી સદગુરૂનો દાખલો તવારીખ મધ્યે મળવો મુશ્કીલ છે. પૂર્વ અને પશ્ચિમની ગોરી-કાળી પ્રજાના એકેકથી તદન અલગ બલ્કે ઉલટા ખવાસ, રહેણી-કરણી અને રાહરીતીઓ માહેલા તફાવતોને સમુળગા નાબુદ કરી, સઘળા એકજ બાપના બચ્ચાં હોય એ મીસાલ સર્વને સાથમાં રાખી, આ માર્ગને લગતી રૂહાની તરબિયત આપી, આજ વરસોથી મેહેરબાબા સંખ્યાબંધ શિષ્યોને તૈયાર કરી રહ્યા છે, જેઓ એમના જાહેરમાં પ્રગટ થવા બાદની જગ-ઉદ્ધારની કામગીરીમાં હમશરીકી આપી શકશે. પૂર્વના એ અંગત શિષ્ય-મંડળમાં હિંદુ, મુસ્લીમ, પારસી, ઇરાની અને અન્ય કોમોના સ્ત્રી-પુરૂષો છે, જ્યારે પશ્ચિમના એમના અનુયાયીઓ માહે યુરોપના જુદા જુદા મુલ્કોની ઇંગ્લીશ, ફ્રેન્ચ, ઇટાલીયન, સ્વીસ વીગેરે જુદી જુદી પ્રજાઓ ઉપરાંત, અમેરીકન પ્રજાના સંખ્યાબંધ સ્ત્રી-પુરૂષો પણ સમાયલાં છે, જે સર્વની એમના તરફની જાનફેશાની હયરત ભરીજ લેખી શકાય!

આજના જમાનાની પશ્ચિમની સુધરેલી પ્રજાના છુટા વિચારનાં અને કેળવાયલાં સ્ત્રી–પુરૂષો, જેઓ તર્ક બુદ્ધિથી તરેહતરેહની તકરારો કરી, ખાતરી કર્યા સિવાય કોઇ પણ વાત સ્વિકારે નહિં, અને વાત વાતમાં સવાલો કરી ઉભા રહે, એવા કુલીન વર્ગના અને કેળવાયલાં અસંખ્ય નર–નારીઓને વગર બોલવે પોતાને શરણ લઇ લેવા માટે મેહેરબાબા એવી તે શું અજાયબ શક્તિ યા આકર્ષણ ધરાવે છે એ સવાલ કુદરતીજ ઉભો થાય છે ! એના જવાબ માટે આપણે થોડી જાણવાજોગ હકીકતો ધ્યાનમાં લઇશું, જે એમના અંગત સમાગમમાં આવી ગયલા પશ્ચિમના ભાવિકોના અંગત અનુભવોનો કદી કલ્પિ ન શકાય એવો અદ્દભુત પ્રકાર પ્રદર્શિત કરે છે !

## (૧) બાબાની પશ્ચિમની પહેલી મુસાફ્રી

પશ્ચિમના ભાવિકોએ આપેલાં પેમ–ભર્યાં આમંત્રણનો સ્વિકાર કરી, ૧૯૩૧ નાં ઑગસ્ટની ૨૯ મીને દીને, પી. એન્ડ ઓ. કંપનીની મેલ સ્ટીમર "રજપુતાના" માં મહેરબાબા પોતાની સાથ ત્રણ જણાને લઇ મુંબઇથી ઇંગ્લંડ જવા ઉપડયા.

પોતાની આંતરીક કામગીરીનાજ કોઇ કારણે પ્રવાસ દરમ્યાન એઓ કોઇને મળતા નથી, એટલે એમના નામ ઉપરથી ઓળખી લઇ બીજાઓ એમની મુલાકાત માટે ઇંતેઝારી દર્શાવે, તેમને ના પાડતાં ગેરસમજુતી થાય, એ સઘળા ત્રાસમાંથી બચવાના એક સહેલ ઇલાજ તરીકે, પેસેન્જર્સ–લીસ્ટમાં એઓનું જાહેરમાં જણાયલું મુબારક નામ મેહેરબાબા નહી જાહેર કરતાં એમનું કુટુંબી નામ — M. S. Irani — જ આપવાની ગોઠવણ પ્રથમથીજ રાખવામાં આવી હતી. અને એજ નામે હંમેશ એમને માટે સ્ટીમરોમાં પેસેજ નોંધવામાં આવે છે. વળી એઓ શારીરિક

તંદુરસ્તીના કારણે તેમજ પોતાની કામગીરીના સબબે રોજ સહવાર-સાંજ ડેક ઉપર એકાંત જગાએ કલાકેક સુધી ચાલવાની કસરત અર્થે ફરવા બહાર આવે, તે સિવાય તો આખો દિવસ પોતાની કેબીનમાંજ એકાંતમાંજ રહી, ખાનગીમાં પોતાનું કામકાજ કર્યા જાય, અને ભોજન પણ કેબીનમાં લેતા રહે. એ ભોજન પણ સાદું તર-તરકારીનું (Strictly Vegetarian) રહે છે, જે માટે પ્રથમથી ગોઠવણ કરવામાં આવે છે.

આ ગોઠવણને સબબે બીજા પેસેંજરો સાથ ભેળાવાનો યા તેઓ તરફથી કશી પુછ-પરછ થવે ઓળખાઇ આવવાનો સંભવ બહુ જુજ રહે છે — તો જો કે ઘણાઓ આ એકાંતવાસે રહેનાર કોણ છે એ જાણવા ઇંતેજાર તો રહેતા, અને વળી ડેક ઉપર ફરવા જતી વેળા સામેથી પસાર થનારાઓ તો હંમેશ એમની દૈવિક મુખમુદ્રાથી આકર્ષાઇ ફરી ફરીને જોયાજ કરે કે "આ કોઇ અ-સાધારણ વ્યકિત છે." અને ઘણીવાર પરપુછ થાય ત્યારે હમો એમનું નામ પણ માત્ર M. S. Irani આપી દઇ ટુંકમાંજ કાસળ પટાવી દેતા હતા.

## ઇંગ્લંડ

બાબાએ આ મુલાકાત પણ ફકત ભાવિકો અને આ માર્ગના તલબગારોને મળવા અર્થેજ "ખાનગી" રાખવાની ખાસ આજ્ઞા પ્રથમથીજ આપી હતી, જે મુજબ ઇંગ્લંડમાં એમને માટે સઘળી ગોઠવણ કરનારાઓએ એવાજ સાચા પ્રેમીઓ અને ભાવિકોને ચુંટી કાઢી, તેઓ સાથજ બાબાની મુલાકાત કરવાનો બંદોબસ્ત રાખ્યો હતો — તો જો કે તેવાઓની સંખ્યા પણ સેંકડોની હતી. થોડાક છાપાના પ્રાતનીધીઓ પણ મુલાકાતે આવનાર ભાવિકો સાથ કોઇના સગા યા ઓળખીતા તરીકે ગડબડમાં અંદર ઘુસી ગયા હતા, જે

તરફ બાબાએ તુરત બીજાઓનું ધ્યાન ખેંચી ના-મરજી દર્શાવી હતી. પણ આમ ઘરવેર આવેલાઓને એકદમ ના નહિ પાડતાં, તેઓ સાથ ટુંક વાતચીત કરી હતી. તે ઉપરથી વળી કોઈએ મનમાં આવ્યું તે છાપી માર્યું હતું. છતાં સઘળી મુલાકાતો તદન "ખાનગી"જ રાખવાની મનમાનતી ગોઠવણ હોવાના કારણે જાહેરમાં કશો હોહાકાર આ વેળા થવા પામ્યો ન હતો.

બાબા સાહેબની ખાસ આજ્ઞા મુજબ એમને અને સાથની પારટીને મારસેલ્સ પર મળવા ફકત બેજ ઇંગ્લીશ ભાવિકો આવ્યા હતા, જેમને હસ્તક આ વેળાની ઇંગ્લંડની મુલાકાતની સઘળી ગોઠવણ સોંપવામાં આવી હતી. એ બંને સાથ બાબા અને હમો ત્રણે તુરત મારસેલ્સથી ઉપડી ટ્રેન રસ્તે બીજે દીને લંડન આવી પુગ્યા. અહિં સઘળાના ઉતારા અર્થેની ગોઠવણ પણ કેનસીંગટનના એમના એક ભાવિકના ઘરેજ ખાનગીમાં રાખવામાં આવી હતી. ત્યાં માત્ર એકજ દિવસ રહી બાબા અને પારટી ડેવનશીયરમાં કોમ્બેમારટીનની રીટ્રીટ (આશ્રમ) માં જવા ઉપડી ગયા. દરિયાને કિનારે એક ટેકડીપર એકાંત સ્થળે આ રીટ્રીટ બાબાના એક ભાવિક તરફથી તુરતનીજ ખોલવામાં આવી હતી, જ્યાં એમની પ્રથમ મુલાકાત વેળા ઇંગ્લીશ ભાવિકો સાથે મુલાકાત કરવાની ગોઠવણ કરવામાં આવી હતી. અહિં બાબાના એક અઠવાડીયાંના મુકામ દરમ્યાન ઇંગ્લંડના પ્રથમ ભાવિકો સાથ એમને ભેટો થયો—પશ્ચિમની એમની મુલાકાત અને જાહેરી કામગીરીનું પ્રકરણ શરૂ થયું! અહિં એમને મળી ગયલા સેંકડો ભાવિકોને થયેલા વિલક્ષણ અનુભવોનું વર્ણન એક અલગ પ્રકરણમાં આગળ આપ્યું છે, જે પશ્ચિમમાં બાબા સાહેબે આધ્યાત્મિક જાગૃતિની શરૂઆત કેમ કરી તેનો ચિત-ચકિત કરનારો અહેવાલ રજુ કરે છે.

## ઇશ્કે — હકિકિ !

## મહાન સાયન્ટીસ્ટ એડીસનના પચાસ વરસના જોડીદારનો અદ્‌ભુત અનુભવ !!

બાબા સાહેબ ૧૯૩૧ માં ઇંગ્લંડની પ્રથમ મુલાકાતે પધાર્યા ત્યારે એમની મુલાકાતે આવેલા પશ્ચિમના ભાવિકોમાં એક અમેરીકન જોડું — મી૦ અને મીસીસ વૉટસન — પણ હતાં. ૭૮ અને ૭૫ ની બુઝોર્ગ વયના આ બંને ધણી-ધણીયાણી છેક અમેરીકા વેરથી બાબા સાહેબને ખાસ મળવા ઇંગ્લંડ આવ્યાં હતાં, કારણ તેમની ઉમર હવે ભરાઇ ગયલી અને આધ્યાત્મ-જ્ઞાન અને પ્રકાશ અર્થેની તેઓની જીંદગીભરની તલબ અને તરફડ બાદ, હિંદથી પધારેલા આ મહા-ગુરૂની મુલાકાત કરી લેવાની તેમને કોઇ કુદરતીજ અંતર-પ્રેરણા થઇ હતી. પોતાની જીંદગીની સાંજરે એક મહા-ગુરૂના દર્શનથી કૃતાર્થ થઇ જીવનનો ફેરો સફળ કરી લેવાની આરઝુથી, તેઓ આવી મોટી ઉમરે પણ આટલી લાંબી સફરનો ત્રાસ વેઠી, ઇંગ્લંડ આવ્યાં, અને મેહેરબાબાને આવકાર આપવા માટે તૈયાર કરેલી ડેવનશીયરની રીટ્રીટમાં થોડા દિવસ રહ્યાં હતાં, જે દરમ્યાન તેઓને ઘણા અદ્‌ભુત અનુભવો થયા હતા.

બાબા જ્યારે લંડનથી ડેવનશીયરની રીટ્રીટમાં પધાર્યા, ત્યારે બીજા ભાવિકો ભેગાં મી૦ અને મીસીસ વૉટસન પણ ત્યાં હાજર હતાં. રીટ્રીટમાં દાખલ થઇ દાદર પર ચઢતી વેળા બાબા સાહેબે માત્ર એક પળ ભર થોભી જઇ, સૌથી નજદીક ઉભેલા બુઝોર્ગ મી. વૉટસનના માથા ઉપર પોતાના આશિષ ઉતારતો હાથ મેલ્યો, તેમજ પીઠપર પ્રેમથી હાથ ફેરવ્યો. બાબાના આટલા નજીવા સ્પર્શની અસર એટલી ઉંડી થવા પામી કે બીજીજ પળે, એઓ ઉપર જવા બરોબર, મી. વૉટસનનું હૈયું જોશથી ઉભરાઇ આવ્યું, અને એક નાનાં બચ્ચાં મીસાલ તેઓ ડુસ્કે ડુસ્કે રડી ડચકાં ખાવા

લાગ્યા! એવા અનુભવો અગાઉ ઘણીવાર દીઠેલા હોવાથી હમે મી૦ વૅાટસનનો હાથ પકડી લાઇબ્રેરીમાં લઇ જઇ બેસાડયા અને એમના એ ઉભરાને બહાર પડવા દીધો. આશરે પંદરેક મીનીટે લગાર શાંત પડવા બાદ મી. વૅાટસને ભીંજાયલી આંખ્યો સાથ ગદગદતા અવાજે મને એકાએક પ્રશ્ન કર્યો, "તમો કેટલી મુદતથી એમની સાથમાં છો?"

"આજ સાત વરસથી."

આ ઉત્તર સમજી મી. વાટસને પોતાનો હાથ મારી પીઠ ઉપર મેલ્યો અને એક બાપ પોતાના બચ્ચાંને હેતથી કંઇ સમજાવે એવી મમતાથી બોલ્યા—"બેટા, સાત વરસ સુધી આવી એક વ્યક્તિના અંગત સહવાસમાં રહેવું એ કેવી મોટી ખુશનસીબી કહેવાય એ તું કાંઇ સમજી શકે છે?"

"જી-હા, એ માટે હું પોતાને ખરો ભાગ્યશાળી લેખું છું. એ સઘળી એમનીજ કૃપા છે!"

પળભરની ચુપકીદી બાદ મી૦ વૅાટસને આગળ ચલાવ્યું. **"મારી ૭૮ વરસની જીંદગીમાં આજ પહેલીવાર મેં ઇશ્વર-પ્રેમ કેવો હોય તેનો અંગત અનુભવ મેળવ્યો! બાબાના ફકત એકજ સ્પર્શથી મને તેનું ભાન થયું છે!"**

"એ ખુશનસીબી બહુ થોડાને પ્રાપ્ત થાય છે!"

"મારા દીકરા! તને હું શું કહું!"—અત્રે મી. વૅાટસને પોતાની જીંદગીનો અનુભવ કહી સંભળાવા માંડયો, "આજ **પચાસ વરસથી હું મહાન સાયન્ટીસ્ટ મી૦ એડીસન સાથ કામ કરનાર એમનો જોડીદાર (co-worker) હતો. સત્યના જ્ઞાન માટે મને ન્હાનપણથી અતિષે ઉલટ અને તલબ હતી.** તે અર્થે મેં કંઇ હઝારો પુસ્તકો ભેગાં કર્યાં છે!

અહિંની આ લાઇબ્રેરી કરતાં મારી અંગત લાઇબ્રેરી ત્રણગણી મોટી છે. તે માહે ૭ હઝાર પુસ્તકોનો સંગ્રહ છે, જેમાં સમાયલી ફીલસુફી અને વિદ્યાનો મેં બહુ ઉંડાણથી, વરસો સુધી અભ્યાસ કર્યો છે. પણ એ સઘળું માત્ર બુદ્ધિબળના વિસ્તારમાં સમાઇ જતું—યાને મનના પ્રદેશ સુધીજ. તેની પેલેપાર યા ઉંડાણમાં પેસી સમજી શકાતું ન હતું! એજ મારો ચાલુ અફસોસ હતો; અને એજ. મારી તલબ અને પ્રાર્થના પણ હતી. તે આજે પરીપૂર્ણ થઇ છે. **બાબાના આટલા નજીવા સ્પર્શથી તે સઘળું** (મસ્તક તરફ દર્શાવી) **અહીંથી હેઠળ ઉતરી,** (અંતઃકરણ તરફ દર્શાવી) **અહીં યાને અંતરમાં ઉતરી ગયું! એ અનુભવ કોઇને કહી યા સમજાવી શકાય નહિ. તે જાતેજ લેવો જોઇએ—એ હું હવે સમજી શકયો છું!—"**

થોડીવાર દમ ખાઇ તેવણે ફરી આગળ ચલાવ્યું—"મારે એક અર્જ તમને કરવી છે—તે એ કે અગર બાબા સાહેબને કશી તકલીફ ન થતી હોય ને સગવડથી તેમ થઇ શકતું હોય, તો મારી ઇચ્છા હું અત્રે થોડા દિવસ છેવું તેટલાં દરરોજ ફકત ૧૫ મીનીટ એઓ શ્રીની હાજરીમાં, એમના નજીક પગ આગળ બેસી ધ્યાન ધરૂં, એકાગ્રતાથી ચિંતન કરૂં! કોઇ પણ પ્રકારના પ્રશ્ન પુછી યા વાત કરી એમને તસ્દી આપવી નથી. ફકત ૧૫ મીનીટ એમના અંગત સહવાસમાં, નજીકમાં રહેવાનીજ અભિલાષા છે—આટલી મુજ બુઝોર્ગ તરફની અર્જ એમને કરી શકતા હોવો તો મહેરબાની!—"

એમની એ અરજ–ગુજારી બાબાને કહી સમજાવતાં એઓ સાહેબે તે તુરત મંજુર કરી, એટલુંજ નહિ પણ એક દિવસ પોતે થઇને એક અતિ મહત્વનો વિષય પણ એમના બૉર્ડ મારફતે સમજાવ્યો. કુલ સૃષ્ટિની તમામ પેદાયશની ઉત્પત્તિ, પ્રગતિ અને લય

(Creation, Evolution, Realization) —યાને આત્માની અવલથી તે આખર સુધીની સફર અને સયરનો ગહન વિષય માત્ર દશ-બાર મીનીટના ટુંક અરસામાં, આકૃતિઓ (diagrams) સાથે સમજાવી દીધો, ત્યારે મી૦ વૉટસનની અજાયબીનો પાર રહ્યો નહી. બાબા સાહેબનું એહસાન માનતાં તે બુઝોર્ગ વિદ્વાને ખુલાસો કર્યો કે જેનાપર પુસ્તકો લખી શકાય એવા ગહન વિષયો આટલી સરળતાથી માત્ર થોડી પળમાં સમજાવી દેનાર પોતે તે સાથ રમત કરનાર અંગત અનુભવી અને જ્ઞાનીજ હોઇ શકે!" એક પળભર થોભી જઇ મી૦ વૉટસને આગળ ચલાવ્યું, "**બાબા, તમો સરીખી મહાન કામગીરી કરી રહેલી વ્યકતિ માટેનો ખરો મુલક તો અમેરીકાજ છે!** "America is the Country for You"! તમારે ત્યાં પધારવુંજ જોઇએ! અગર આપ પરવાનગી આપો તો તમો તેમજ સાથ આવનારી પારટી માટેની સઘળી ઘટતી વ્યવસથા કરવાનું મારે માથે લઇને અમેરીકન પ્રજા તરફથી હું આપને માનપૂર્વક આમંત્રણ આપું છું!—"

આવા કોઇ દૂરના પ્રવાસ માટે બાબાએ કંઇ પણ વિચાર રાખ્યો નહતો; અને ઇંગ્લંડમાં થોડા દિવસ રહી ટરકી જવાની સઘળી તૈયારી ચાલી રહી હતી. છતાં આમ પોતાની રાજીખુશીથી અને આટલા પ્રેમથી વગર પૂછવે કરેલી માંગણી નામંજુર ન કરતાં તે ઉપર વિચાર કરી પાછળથી જણાવીશ, એટલો ઇશારો પ્રેમથી કરી, તુરત વેળા તો એ વિષય ટાળી દીધો. અને તે બુઝોર્ગ જોડાંને આશિષ આપી, તેમને અમેરીકા વિદાય થવા માટેનો દિવસ પણ નક્કિ કહી દીધો!

## એક બાહોશ ઇંગ્રેજ લેખક અને અધિપતિ
## મી૦ પદર્મની બાબા સાથ મુલાકાત અને અનુભવ!

ઉપલાંજ આશ્રમ મધે આવોજ અનુભવ મેળવનાર બીજા ઇંગ્રેજ સદગૃહસ્થ મી૦ **ચાલર્સ બી. પદર્મ** હતા. એઓ તે વેળા

લંડન મધ્યે પ્રગટ થતાં અઠવાડીક જરનલ "The Everyman" ના અધિપતિ હતા. સાહિત્ય, વિજ્ઞાન, ફીલસુફી અને કળા–હુન્નરને અર્પિત થયલું આ અઠવાડીક ત્યાંના કેળવાયલા વર્ગમાં સારો ફેલાવો પામ્યું હતું. અને એ વિષયોપર લખાયલા મી૦ પર્દમના લેખોએ, એક બાહોશ લેખક લેખે એમની પ્રતિષ્ઠા કેળવાયલા વાંચક વર્ગમાં સ્થાપિત કરી હતી.

વળી એઓ લંડન નજદીકમાં વસાયલાં "બાગ–બગીચાના સંસ્થાન" — Garden Colony — ના અસલ યોજક હતા. બાબાના ઇંગ્લંડના પ્રથમ પ્રવાસ આગમચ દેવનશીયરમાં કોમ્બે–માર્ટીનમાં એક આદર્ષ આશ્રમ એમના એક ઇંગ્લીશ ભાવિકે શરૂ કર્યું હતું, જ્યાં બાબા ઇંગ્લીશ ભાવિકોને પ્રથમ ભેટયા હતા, અને એ પશ્ચિમની પ્રથમ મુલાકાત દરમ્યાનની કામગીરી પણ શરૂ કરી હતી. એનું વર્ણન હવે પછીના પ્રકરણમાં આવે છે. એ આશ્રમ મધ્યે મી૦ પર્દમ પોતાના મિત્રના આગ્રહથી આવી રહ્યા હતા અને ત્યાં બાબાના અંગત સહવાસમાં રહી, એમની સાથે અવાર–નવાર વાતચીત કરી, તેમજ એમના સમાગમમાં આવેલાં એજ આશ્રમના બીજાં ભાવિકો પર થયલી અદ્ભૂત અસરો વિગેરેનું બારીકીથી અવલોકન કરી લેવા બાદ, કોઇ અંતર–પ્રેરણાથી એક ઉમદા લેખ ત્યાંને ત્યાંજ લખી નાખ્યો, અને તે પોતાને હસ્તકના જરનલ "The Everyman" માં પ્રગટ કરવાની પરવાનગી પણ બાબા પાસ માંગી લીધી.

આવા એક બાહોશ લેખકને હાથ લખાયલો મેહેરબાબા માટેનો પ્રથમ લેખ — સદ્ગુરૂ "The Perfect Master" ખરેજ ઉત્તમ હતો. ત્યાર બાદ મી૦ પર્દમે બીજા બે લેખો "The Need of a Teacher — **ગુરૂની આવશ્યકતા**" અને "More about the Perfect Master — સદ્ગુરૂ વિષે કાંઇ

વધુ"—પણ લખ્યા હતા. એ ત્રણે લેખો એમને હસ્તકના જરનલ "The Everyman" માં પ્રગટ થઇ ગયા છે.

એક સદ્‌ગુરૂને મળવુંજ પહેલાં તો મુશ્કીલ છે; મળ્યા બાદ તેને પીછાણવો તેથી પણ વધુ મુશ્કીલ છે; અને ગમે એવી બાહોશ બુદ્ધિ અને તિવ્ર નજરથી કરેલાં અવલોકન છતાં તેની જે કંઇ પિછાણ આપણી અલ્પ બુદ્ધિથી કરી શકાય તે પાછી બીજાને કહી સંભળાવવી—યાને એક સદ્‌ગુરૂ સરીખી મહાબળી દૈવિક વ્યક્તિનું વર્ણન બીજાને કહી સંભળાવવું એ તો સૌથી મુશ્કીલ છે! કારણ, તેની કામગીરીજ તદ્દન નીરાળી, અદ્‌ભૂત યાને વિલક્ષણ છે. તેને ભેટનારા પ્રત્યેક ઇસમનો અનુભવ અલગ અને જુદો રહે છે, તો જો કે તે સર્વ માહે **પ્રેમ** તો અવશ્ય રહેછે જ!

## પ્રેરણા અને બુદ્ધિબળ

આધ્યાત્મિક સંપૂર્ણતાનું તોલ કરવું યા એ સંપૂર્ણતાને પામેલા મહાન સત્પુરૂષોના અંતરના પ્રદેશમાં પ્રવેશ કરવો એ બુદ્ધિનું બળ નથી, પણ બુદ્ધિથી અધિક વધુ, અંતરનું યાને **પ્રેરણા**-નું બળ છે! તે **પ્રેરણા નિખાલેસ, પ્રેમી અંતરમાંજ ઉતરી શકે છે!** બુદ્ધિ-બળનું જોઇયે તે કરતાં જ્યાદા ભાન અને ગુમાન ધરાવનારાઓમાં પ્રેરણા ઉતરી શકતી નથી! એ કારણે આવી દૈવિ વ્યક્તિઓનું યા તેમની કામગીરીનું વર્ણન કરવામાં, બુદ્ધિ કરતાં પ્રેરણાજ અગત્યનો ભાગ ભજવે છે. તેવા લાયક આત્માઓને પોતાનો અંગત સમાગમ આપવા સાથજ તેમના અંતરમાં એ પ્રેરણા સદ્‌ગુરૂ રેડી દે છે! માનવનું અંતર, જે તેના સૌથી ઉંચ, ઉમદા અને દૈવી ગુણ—લક્ષણોનું ઘર છે, ત્યાં જ્યારે આવી કોઇ દૈવી વ્યક્તિનો સ્પર્શ થાય છે, ત્યારે તે અંતરના તારો અજબ ધ્વનિથી ધમધમી રહે છે! તેનો પ્રબળ અવાજ પ્રગટ થવે તે કોઇ દૈવી વ્યક્તિનીજ વાચા પ્રદર્શિત કરે છે, અને તે

સાંભળનાર યા વાંચનારને પણુ કોઇ આકાશી યા દૈવી વ્યક્તિની વાણીનુંજ ભાન કરાવે છે! એજ કારણે, મી૦ પરદમની કલમથી લખાયલા પ્રથમ ત્રણ લેખો, એમની બાહોશી ઉપરાંત બહુ ઉંડી સમજ શક્તિ, જે આવી અંતર–પ્રેરણાનુંજ પરિણામ લેખી શકાય, તેનો અચુક ખ્યાલ વાંચનારને આપે છે; અને એજ કારણે બાબાને માટે લખાયલા બીજા અસંખ્ય લેખોમાં તે આજે પણ અગ્રસ્થાન ધરાવે છે. એ માહેલો પ્રથમ લેખ અહિં રજુ કર્યે છીયે.

× × × ×

મી૦ પરદમે ત્યાર બાદ મેહેરબાબાના જીવન વૃતાંતનું એક મોટું પુસ્તક — The Perfect Master — MEHER BABA — પણ લખ્યું છે, જે લંડનનાં જાણીતા પબ્લીશરો તરફથી પ્રગટ થયું છે. મી૦ પરદમ સરીખા એક બાહોશ ઇંગ્લીશ લેખકની કલમથી અને ઘણી અચ્છી સમજદારીથી લખાયલું આ ૩૩૦ પાનાનું દળદાર વૉલ્યુમ મેહેરબાબાના જીવનને લગતી જાણવાજોગ હકિકતનું પહેલવહેલું ઇંગ્રેજી પુસ્તક છે.

---

# પ્રકરણ એકવીસમું

---

## સદગુરૂ — The Perfect Master*

મેં જ્યારે આ હાર માળા શરૂ કરી ત્યારે મારો ઇરાદો એ હતો કે ફીલસુફો જે કહી ગયા છે, તેમજ ધર્મે આપણને જે કાંઇ શીખાડયું છે તે વીષે સંપાદન કરેલાં જ્ઞાનનો ઉપયોગ કરી મારા પોતાના અંગત અનુભવ ઉપરથી કાંઇ અનુમાન કરી દર્શાવું.

પરંતુ કો મોટા શીક્ષાગુરૂના અંગત સમાગમમાં હુ આવ્યો ન હતો. તેમ આવો એકાદ ગુરૂ કયાં મળે એ પણ મને માલમ ન હતું. અલબત્ત પુસ્તકો તો પુષ્કળ હતાં, જેમાં શાસ્ત્ર, કવિતા તેમજ હાલના આપણા જમાનાના સમજુ અને શાણા સત્પુરૂષોએ ડહાપણ અને જ્ઞાનની ઘણી ઘણી વાતો લખી છે; પરંતુ એવી કોઇ વ્યક્તિ મારી નજરમાં ન હતી જેની આગળ ડહાપણ અને જ્ઞાન–પ્રાપ્તિ અર્થે હું પોતે જઇ શકતે યા બીજાઓને જવાને ભલામણ કરી શકતે. હાલમાં, તદન અણધારી રીતે, તેમજ થોડે અંશે હું જે કંઇ અત્યાર આગમચ લખી ગયો છું તેના પરીણામે, હું એક એવા શીક્ષાગુરૂને ખરેખર મળ્યો છું, અને તેમનાજ વિષે હું આ અઠવાડીયે કંઇ લખવા માગું છું.

---

* આ અસલ લેખ લંડનમાં મી. પરદમના અધિપતીપણા હેઠળ પ્રગટ થતાં "The Everyman" ના તા. ૨૪ મી સપ્ટેમ્બર ૧૯૩૧ ના અંકમાં પ્રગટ થયો હતો. એટલે તેને આજે ૧૧ વર્ષ થયાં છે.

એ ઉપરથી લખાયલા ગુજરાતી લેખો પણ કરાંચીના "પારસી સંસાર" અને "લોકસેવક" ના તા. ૨૮ અને ૩૧ મી ઑગસ્ટ ૧૯૩૮ ના અંકોમાં રજુ થઇ ગયા છે.

આજે આપણુ સ્ત્રી-પુરૂષો જે કંઇ માંગી રહયાં છીયે તે કોઇની ધરખમ શીખામણના શબ્દો, કોઇની અસલ તર્ક-વિતર્ક, યા કોઇના ઉંડા પુખ્ત વિચારો નહી, પણ અનુભવ — કોઇ **અમુક વ્યક્તિનો અંગત અનુભવ જેનું આપણે અનુકરણ કરી શકયે** — યાને આપણને જીવનમાં મદદ થઇ પડે તે વસ્તુ જોઇયે છે. આપણે વધુ સારી અને સ્પષ્ટ રીતે વિચાર કેમ કરવો તેમાં મદદ કરી શકે, યા આપણે શું કરવુ શું નહી એ આપણને કહી, સમજાવી કે શીખામણ આપી શકે એવો કોઇ ઉપદેશક જોઇતો નથી. આપણને તો કોઇએ પોતે કંઇ કરી બજાવેલું કર્તવ્ય-કર્મ, યાને **જાતી અનુભવ** જોઇયે છે.

જેવું ઉંચ આદર્શ જીવન આપણુ રહેવું જોઇયે, જેનું આપણને ભાન થાય અને જેની આપણે અભીલાષા ધરાવ્યે, તેવું ઉંચ આદર્શ જીવન પોતે ખરેખર જીવી અનુભવી લીધું હોય, ને તે અનુભવ આપણને દર્શાવી યા સમજાવી શકાતો હોય, તેવા કોઇના સતત અનુભવની આપણને અભિલાષા થાય છે. યાને ટુંકમાં કહીયે તો **આપણને સત્યનું બુદ્ધિબળથી દર્શાવેલું પ્રદર્શન નથી જોઇતું, પણ સત્યેજ જોઇયે** છે. વિજ્ઞાન (science) શું શીખાડે છે તે તો આપણે જાણ્યે છીયે, યા તેનું જ્ઞાન આપણે મેળવી શકયે છીયે. તેમ જ્ઞાની સત્પુરૂષો શું કહી ગયા છે તે પણ આપણે જાણ્યે છીયે. આપણને હવે કંઇ વધુ જાણવાની જરૂર રહી નથી. આપણને જેની જરૂર છે તે જ્ઞાનનું અનુકરણ નહી પણ **જ્ઞાનનો અમલ,** યાને **અમલમાં મેલાયલાં જ્ઞાન** એટલે **સતત અનુભવની સાબેતી.**

અહીંજ આપણને એક ગુરૂની જરૂર જણાય છે. આપણુ કરતાં વધુ ઉંચ ભાનવાળી કોઇ વ્યક્તિજ આપણને એ અગત્યના પગથ્યાં તરફ દોરવી શકે. દુનિયામાં હંમેશ મહાન શિક્ષાગુરૂઓ થઇ

ગયા છે. તેની તો આપણને ખાતરી છે. જે કાંઇ કે મહા કવિઓ અને ફીલસુફો કહી ગયા છે, તેમજ જે મહાન કાર્યો મહાબળી કર્મયોગી પુરૂષો કરી બજાવી ગયા છે, તે સઘળું કંઇ અમથું, આપોઆપ યાને નાસ્તિત્વ (nothing) માંહેથી ઉત્પન્ન થયું નથી. યાને પ્રથમ કંઇ પણ અસ્તિત્વ હસ્તિ ધરાવતું હતુંજ, જે માંહેથી સર્વસ્વ ઉત્પન્ન થયું છે.

પશ્ચિમમાં આપણા મહાન શિક્ષાગુરૂ **ક્રાઇસ્ટ** થઇ ગયા છે. તેઓ માત્ર એક શિક્ષાગુરૂજ નહી પણ કાંઇ વિશેષ હતા. તે વિષે મારે તકરારજ નથી. પરંતુ એક શિક્ષાગુરૂ તો તેઓ હતાજ. તેમના પછી બીજા ઉતરતે દરજ્જેના ગુરૂઓ પણ આપણા વચ્ચે થઇ ગયા છે. પૂર્વ કે જે પશ્ચિમની કલ્પનાની બાહેર ઇશ્વર-ભાન અને જ્ઞાનમાં ચઢિયાતું છે, ત્યાં તો સંખ્યાબંધ મહાન શિક્ષાગુરૂઓ થઇ ગયા છે. તેઓ માંહેલા એક **બુદ્દેવ** હતા. બીજાઓ પણ થઇ ગયા છે. પણ મોટે ભાગે દુનિયા તેઓની હસ્તિથી અજાણ છે. કારણ આત્મિક જીવનમાં પુર્વિણ ને પૂર્ણજ્ઞાનના અધિકારી સદગુરૂઓ આ દુનિયામાં ઝાઝા જાહેરમાં દેખાવ દેતા નથી. તેમની કામગીરી ગુપ્ત રહે છે.

દેખઇતી રીતે જેને આપણે સંભવ યા સંજોગ કહીયે — પણ બેશક આને તો કોઇ બીજીજ ઉપમા ઘટે છે — તેવા એક દૈવયોગી સંજોગથી હું પૂર્વના આવા એક મહાન શિક્ષાગુરૂના જાતી સમાગમમાં આવવા પામ્યોછું. હાલ જે ગંભીર મુશ્કેલીઓ અહીં યુરોપમાં ઉપસ્થિત થઇ રહી છે, તેમજ જે **બારીક સ્થિતિ અને કટાકટીના સમયમાં આપણે હાલ યુરોપમાં આવી ઉભા છીયે, તે માટે કાંઇ ઇલાજ કરવાના ઇરાદાથી તેઓ અત્રે પધાર્યા છે.** તેઓ જાણે છે કે આપણે એક મોટી આત્મિક ઉથલપાથલ માટે તૈયાર થઇ રહ્યા છીયે. એક પળ આગમચ હું ઉપર કહી ગયો છું કે આપણને વધુ જ્ઞાનની જરૂર નથી. પણ

એક અમુક જ્ઞાન છે જેની આપણને ખરેજ જરૂર છે. તે ઇશ્વર-**જ્ઞાન** યા જેને આપણે **"અંતિમ સત્ય"**-યાને **"હકીકત"**-(Ultimate Reality) કહીયે તેને લગતું જ્ઞાન છે. તે જ્ઞાન માંહે બીજું સઘળુંજ સમાઇ જાય છે.

આપણામાં તે જ્ઞાન હતે તો આપણું જીવન આજે સર્વથી ઉંચ તબકકે ચઢવા પામ્યું હતે. સદ્ગુરૂ મહાજ્ઞાનીઓને તે જ્ઞાન હોય છે. **જે મહાગુરૂ વિષે હું બોલી રહ્યો છું તેમને તે જ્ઞાન છે. તેઓ પૂર્ણજ્ઞાની સદ્ગુરૂ છે.** કારણ, જે સર્વથી ઉંચ ભાનવાળી અવસ્થા, તે તેઓએ પ્રાપ્ત કરી છે, યાને તેઓ ઇશ્વરમાં મળી ગયા છે; **તેમને ઇશ્વરનું સતત જ્ઞાન અને ભાન છે.** હિંદ મધેનો પોતાનો એકાંતવાસ ત્યજીને તેઓ અહીં પશ્ચિમમાં પધાર્યા છે — એટલા માટેજ કે આપણી આજની ગંભીર ઇંતેઝારીના વખતમાં પશ્ચિમના સ્ત્રી-પુરૂષોનું મન આ સ્થુળ જગતની જાહેરી માયાવિ વસ્તુમાંથી બાહેર કાઢી, તેને આત્મિક જીવનની બાતેની દુનિયા તરફ દોરવે, જ્યાં આ ખાકી જીવનના સર્વે મુશ્કીલ પ્રશ્નોનો ઉકેલ સહેલ થઇ જાય છે.

આ સદ્ગુરૂ આજ ચાર દીવસથી ચુપચાપ ઇંગ્લંડમાં પધાર્યા છે અને એક એવાં એકાંત સ્થળે સીધાર્યા છે, જ્યાં તેમની હાજરીની ખબર બહુ થોડાનેજ પડે. જે ટેક્ષી-કૅબમાં એમને લંડન શહેર મધેથી પસાર થવું પડયું હતું, તેનો ડ્રાઇવર એ શીક્ષાગુરૂના ઇંગ્લીશ અનુયાઇ તરફથી ભાડું વસુલ કરતી વેળા બોલ્યો કે — "એઓ એક અદ્ભુત સદ્ગ્રહસ્થ છે. એમને હંકારી લઇ જવામાં પણ મોટું માન છે એમ મને લાગ્યું છે;" જો કે સદ્ગુરૂ શ્રી મેહેરબાબા, — કારણ એ મહાગુરૂનુ મુબારક નામ છે — તો એક શબ્દ પણ બોલ્યા ન હતા. વાસ્તવિક આજ સાત વરસથી એઓ એક શબ્દ પણ બોલ્યા નથી, અને હાલે બોલવાનો ઇરાદો પણ ધરાવતા નથી.

આપણા મુલક માટે કોઇ 'અદ્દભુત' સંદેશ લઇ એઓ આવ્યા નથી, યા કોઇ વ્યાખ્યાન-ઉપદેશ આપવા, અથવા કોઇ નવોજ પંથ યા ધર્મ સ્થાપવાની ધારણા પણ એઓ ધરાવતા નથી. એઓ તો કહે છે કે **દુનિયા બહુ બકવા કરી રહી છે અને ધર્મો બી બહુ થઇ ગયા છે. એટલે વધુ બોલવાની યા નવો પંથ શરૂ કરવાની કોઇ પણ જરૂર નથી. બાબા તો પોતે સંપાદન કરેલાં ઇશ્વર-જ્ઞાનનો લાભ અને લ્હાવો જેઓ તે લેવા, પ્રાપ્ત કરવા ચાહતા હોય તેમને આપવા આવ્યા છે; તેમની રીત પણ તદ્દન સાદી છે. સવાલ કરનાર જીજ્ઞાસુને તેઓ કહે છે કે "જે હું છું તેજ તું પણ છે."** દેખીતી રીતે આ વાતમાં કંઇ દમ દીસતો નથી. પણ જે અંગત આત્મિક અનુભવની અચુક ખાતરી તેઓ ધરાવે છે, તે સંગીન સાબેતી સાથ એમના તરફથી નીકળેલા આ શબ્દો આપણને અજાયબીનો આંચકોજ આપે છે."

તેઓ જે કરે છે તે એજ કે **સત્યના શોધકને પોતાના અંતર માહેજ સત્ય શોધી લેવા લગાડે છે, બલ્કે પ્રેરે છે.** એથી બી વધુ અગત્યની અને અર્થસુચક બીના તો એ છે કે તે સત્ય અંતર માહેજ શોધી લેવામાં **સાધકને શક્તિ યાને મદદ આપે** છે કારણ **મેહેરબાબા માહેથી એક પ્રકારની અજબ શક્તિ વહે છે.** તેઓ કોઇ અદ્દભુત વાતો કહેતા નથી. તેઓ જે કંઇ કહેવા ચાહે છે તે ઇશારાઓથી યા એક બોર્ડ પર ચીતરેલા ઇંગ્રેજી મુળાક્ષરો તરફ આંગળી બતાવી સમજાવે છે. પણ ખુબીની વાત તો એ છે કે **સત્ય જાણવા માટે માત્ર એમની હાજરીમાં રહેવું એજ પુરતું છે. એમને બોલવાની જરૂરજ નથી, કારણ એમના પોતા માહેજ સત્યની શક્તિ સમાઇ છે."**

દેખાવમાં મેહેરબાબા લગાર મધ્યમ ઉંચાઇના છે. તેમની ચામડી વિશેષ કાળી નથી. તેમના વાળ ભુરા, અને લાંબા ફેલાયલા

છે. એમને ભરાવદાર મુછ છે. વય ૩૮ (હાલ ૪૯) વરસની છે. એમની આંખ્યો મોટી ને ઝળકતી છે, જે એમના ભવ્ય મુખડાને દીપાવે છે. એમના ચ્હેરા પર આનંદ પ્રકાશે છે. એમનો સ્વભાવ આનંદી છે. એક બચ્ચાંની નિર્દોષતા સાથ ઝમાને–ભરના ડહાપણનું ઉમદા મિશ્રણ એઓમાં છે.

જેઓ ખરાં દીલથી એમને મળવાની ઇચ્છાએ આવે છે તેમને તેઓ હાલ ખુશીથી મળે છે. પરંતુ પોતે જાહેરમાં દેખાવ કરવાની દરકાર રાખતા નથી. એ ઉપરથી એમ ન માની લેવું કે એઓ કોઇ અ-વ્હેવારૂ ગુપ્તજ્ઞાની યોગીરાજ છે, જે રોજીંદી દુનિયવી જીંદગીથી અલગ, એકાંત ને દુર રહે છે. એઓ સાધારણ સ્ત્રી-પુરૂષને લગતી દુનિયવી બાબદોનું જ્ઞાન પણ ધરાવે છે. બાબા એક એવી અદભુત વ્યકતિ છે જે આપણી સાધારણ વસ્તુઓના ભાનવાળી દુનિયામાં અ-સાધારણ ઉંચ ભાનવાળી અવસ્થાનો અનુભવ લાવે છે; યાને **એમની હસ્તિ સર્વથી ઉંચ ભાનવાળી ઇશ્વરી અવસ્થા અને સર્વથી ઉતરતાં ભાનવાળી દુનિયવી અવસ્થા એ બંનેના સમતોલ જીવનનુ ભાન કરાવે છે.**

તેમની સાથ મને ઘણી અંગત વાતો થઇ છે. પણ મેં ઉપર કહ્યું **તેમ એમની સાથે વાતો કરવી એ બીના અગત્યની નથી. એમની સાથ એકજ જગે હાજર રહેવુ એજ પુરતું છે.** એઓએ મને પુછ્યું કે પંદરમી સદીમાં થઇ ગયલા મહોમેદન ગુપ્ત–જ્ઞાની સંત કબીરની કવીતાઓ વિષે મને માહિતી હતી કે? હું તે જાણતો હતો એમ હું જવાબ દઇ શકયો. એ સંત કબીરની કવિતાઓ માહેલી એક કવેતનું ભાષાંતર રબીન્દ્રનાથ ટાગોર માંહેથી અત્રે ટાંકી બતાવું છું, જેમાં એક સદગુરૂનું વર્ણન કર્યું છે —

## ૨૪૧

### સદ્દગુરૂ કોને કહેવો :

ભાઈ કોઈ સદગુરૂ સંત કહાવે,
નૈનન અલખ લખાવે;
પ્રાણ પુજા ક્રિયા તે ન્યારા,
સહજ સમાધ શિખાવે;
દ્વાર ન રૂંધે, પવન ન રોકે,
નહીં ભવખંડ તજાવે;
યહ મન જાય જહાં લગ જબહી,
પ ર મા ત્મ દ ર સા વે;
કરમ કરે નિ–કરમ રહે જો,
ઐસી જુગત લગાવે;
સદા વિલાસ ત્રાસ નહીં તનમે,
ભોગમે જોગ જગાવે;
ધર્તિ પાની આકાશ પવનમે,
અધર મડૈયાં ધ્યાવે;
સુન્ન શિખર કે સાર સિલા પર,
આસન અચલ જમાવે;
ભીત્તર રહા સો બહાર દેખે,
દુજા દ્રષ્ટિ ન આવે.

સદગુરૂ કોને કહેવો ? તો **કબીર** સાહેબ કહે છે કે—

જે આપણી આંખ્યો પરનો પડદો ખોલી અલખ નિરંજન, નિરાકાર જે ઇશ્વર તેનો આકાર પ્રગટ કરાવે;

જે પુજા–પાત્રી વિગેરે ક્રિયાઓથી નિરાળી એવી પોતાની અલગજ રીતથી, સહજ–સમાધિ એટલે ઇશ્વરી આનંદ સહજ યાને સહેલ રીતે કેમ પ્રાપ્ત કરવો તે શીખાડે;

જે દ્વાર યાને બારણાં બંધ કર્યા વગર (એકાદ ઓરડીમાં બંધ થઇને), કે દમ યાને પ્રાણ રોકવા વના, યા તો ભવ ખંડ (સંસાર) તજવા વના — યાને ટુંકમાં કોઇ પણ પ્રકારના યોગ—અભ્યાસ કે સન્યાસ યા વ્રત ધારણ કર્યા વગર, મન જ્યાં પણ જાય ત્યાં ફક્ત પરમાત્માનાજ દર્શન કરતું રહે, એવું બતાવે;

જે પોતે કર્મ કરીને નિષ્કર્મ રહે, એટલે કંઇ પણ ફળની ઇચ્છા વગર, ફક્ત ઇશ્વરને અર્પણ કરવાની બુદ્ધિ અને ઇચ્છાથી સઘળું કર્તવ્ય-કર્મ (જન-સેવા) કરે, અને એવી યુક્તિ બીજાઓને પણ બતાવે;

જે પોતે સદા સર્વદા વિલાસી યાને આનંદમય રહે;

જે કોઇ પણ વાતનો તન પર ત્રાસ નહી માને;

જે ભોગમાં જોગ જગાવે, એટલે ખાવા-પીવા વિગેરેની બીજી બધી રીતની મજાહ ભોગવીનેબી તેમાં લવલીન ન થાય, બલ્કે તે સર્વથી અલગજ રહી તે માંહે પણ ઇશ્વરની ઐકયતાનુંજ ભાન ધરાવે;

જે ધર્તી તેમજ પાણી પર, કે આકાશ અને પવનમાં બી, યાને ગમે એવી અધર એટલે આધાર વિનાની જગાએ કેઠે પણ માંડવ (સ્થાનક) જમાવી, ત્યાં ઇશ્વરનુજ રહેઠાણ સમજે;

જે બ્રહ્મરંદ્ર (Pineal Gland) ની સુંદર બેઠક પર પોતાનું અચળ (immovable) આસન જમાવીને, યાને પ્રાણને બ્રહ્મરંદ્ર (top of the head) માં સ્થિર કરીને, જેમ જીવાત્મા પોતાનું આસન જમાવી પરમાત્માના ધ્યાનમાં નિમગ્ન રહે છે તેમ પોતે હંમેશ આનંદમય રહે;

જેને ભીત્તરનો પરમાત્મા બહારબી દેખાય યાને જેને ગમે એવા મહાપાપીમાં પણ પરમાત્મા સિવાય બીજું કંઇજ દ્રષ્ટિએ ન પડે —

**એવી જેની હાલત હોય — તે સદ્દગુરૂ.**

× × × ×

બીજું કાંઇપણ હું પોતે કહું. યા કોઇ બીજો કહી યા લખી શકે તે સર્વ કરતાં વધુ અને બહેતર આ કવેત મેહેરબાબાનું આબાદ વર્ણન કરે છે.

તેઓ કોઇ પાસ કશી માંગણી કરતા નથી, પણ જેઓ મદદ અર્થે એમની આગળ આવે છે, તેઓએ એમના કહ્યા મુજબ વર્તન કરવાને તૈયાર થવું જોઇયે, જે કોઇવાર ઘણું કઠીણ પણ હોય છે. સત્યનો માર્ગ સરળ છે, તોએ તે બહુ મુશ્કીલ છે. કારણ ઇશ્વરને ઓળખવાની રીત તે આપણને પોતાનેજ પિછાણી લેવાની છે, યાને આપણા અંતરના ભાનમાં આપણો પોતાનોજ સામનો કરીને self યાને પોતાનેજ જોઇ લેવાની છે; ત્યારબાદ સર્વસ્વ ત્યાગીને આપણા અંતર અને આત્મામાં ઇશ્વરને સમાવી દઇ, તેના નૂર અને આનંદને આપણા આત્મામાં રચી–પચી ફેલાઇ જવા દેવા.

મેહેરબાબા એક એવા જ્ઞાનના અધિકારી છે, જે ઇશ્વરજ્ઞાન કહેવાય છે. તેમાં બીજુ બધું જ્ઞાન સમાઇ જાય છે. તે પ્રાપ્ત કરવા અર્થે સાધકોને જે કાંઇ નિયમો ઘટે છે તે એઓ આપે છે. તે ધ્યાન, ચિંતન, સ્વાર્થરહીત સેવા અને પવિત્ર ધારણા યાને નિર્મળ હેતુ છે.

તેઓ એક ક્રિશ્ચીયનને પોતાનો ખ્રીસ્તી ધર્મ તજી દેવા કહેતા નથી, યાને તેને ક્રિશ્ચીયન બનતો અટકાવતા નથી. પરંતુ મહાગુરૂ ક્રાઇસ્ટના એક સાચા ભાવિક અને ભક્ત કેમ બનવું તે શીખાડે છે, યાને ક્રાઇસ્ટે જે કહ્યું તે ઉપર કેમ અમલ કરવો તે દર્શાવે છે — સમજાવે છે. આજના નાસ્તિક વિચારના સ્ત્રી–પુરૂષોને પણ તેઓ કાંઇ અમુક કાયદાઓ યાને સિદ્ધાંત સ્વિકારવા કહેતા નથી, પરંતુ નમ્રતા અને ખાકસારીથી પોતાના અંતર માહે સમાયલા ઇશ્વરને શરણ જવા કહે છે.

**પશ્ચિમની દુનિયાના ગુપ્ત-જ્ઞાનીઓએ જે કહ્યું છે તેજ મેહેરબાબા પણ કહે છે. પરંતુ મેહેરબાબા માત્ર તે કહીનેજ રહેતા નથી, પણ તે મુજબનું વર્તન કરીને યાને તેવું જીવન પોતે ગુજારીને દુનિયાને નકલ કરવાજોગ ધડો આપે છે.** વળી તેઓ જે કહે છે તે માંહેલું કંઇક અંશે પશ્ચિમના આત્મજ્ઞાનીઓએ પણ કહ્યું છે. પરંતુ એ **આત્મ-જ્ઞાનીઓએ દોરેલાં અનુમાનો અને તર્ક-વિતર્કોને મેહેરબાબા વ્હેવારૂ જીવનમાં અમલમાં મેલે છે.**

પશ્ચિમના બહુ આગળ વધેલાં વિજ્ઞાનથી ભરેલાં પુસ્તકો માહે સમાયલી અઘરી સંજ્ઞાઓ (terms) ને લગતા શબ્દોમાં પૂર્વથી પધારેલા એક આત્મિક સદગુરૂને બોલતા સમજવા એ લગાર અજાયબ તો લાગશે. પણ **મેહેરબાબાના સંબંધે એથી પણ વધુ અજાયબી ભરી અને સર્વને ચકિત કરનારી હકીકત તો એ છે કે જેમનો પ્રત્યેક શબ્દ સત્ય-સારાંશ ને ચેતનથી ભરેલો ને સજીવ હોય — એવી એઓ એક અદભુત વ્યકિત છે.**

"જીવનની રચના" ને લગતી આ મારી હારમાળામાં આગળ ચાલતાં હું એમના તરફથી શું શીખ્યો એ સમજાવીશ.

---

# પ્રકરણ બાવીસમું

---

## પશ્ચિમમાં વર્નું તેજ પ્રકટાવનાર મૂર્તિ!

## ડેવનશીયરની રીટ્રીટમાં તેમજ લંડનમાં અલૌકિક પ્રેમનો અદ્ભુત જલ્વો!

ડેવનશીયરથી બાબા પાછા લંડન પધાર્યા, અને કેનસીંગટનમાં એમના ભાવિકોને ત્યાંજ દશ દિવસ મુકામ કર્યો. તે દરમ્યાન ખુદ લંડનના તેમજ ઇંગ્લંડના જુદા જુદા ભાગોમાંથી એમને મળવા ચાહનારા સેંકડો મુમુક્ષુઓ અને ભાવિકો સાથ એમને "ખાનગી" મુલાકાત થઇ. ડેવનશીયરના આશ્રમમાં બાબાએ પ્રથમમાં પ્રકટાવેલા પ્રેમનું પજરણ, જેઓ એમને ત્યાં મળ્યા હતા તેઓ સાથની ફરી લંડનમાં થયલી મુલાકાતો દરમ્યાન તેઓ માહે તેમજ બીજા નવા આવનારાઓમાં, અહીં વધુ પ્રમાણમાં પ્રકટી નીકળ્યું. પ્રેમ-અગ્નિનો જાણે એક ભભુકોજ ઉભરી નીકળ્યો! પશ્ચિમમાં પૂર્વના એક મહાગુરૂનો દૈવી જલ્વો પ્રથમ પ્રગટ થયો! ડેવનશીયરની એમની રીટ્રીટમાં તેમજ લંડનમાં પશ્ચિમના ભાવિકોની બાબા સાથની પ્રથમ મુલાકાતમાં બંને સ્થળોએ જે પ્રેમ-અગ્નિ પ્રકટી નીકળ્યો તે જોઇ હમો તો હયરતજ થઇ રહ્યા!

એ દ્રષ્યો અને એ અનુભવો કદી વિસરાય યા વર્ણવી ન શકાય એવાં અદ્ભુત છે. હમારી અલ્પ-બુદ્ધિ અને કમીની કોશેષથી આપેલો એનો ચિતાર તો આ એક મહાન મોજેજારૂપી પ્રકરણનો કાંઇ ઝાંખો ખ્યાલજ આપી શકે. તેનો ખરો ખ્યાલ મેળવવાનું તો પ્રત્યેક વાંચકની પોતાની કલ્પના અને અંતર-પ્રેરણા પરજ છોડી આપણે આગળ વધીશું!

હિંદમાં બાબાના દર્શન–મુલાકાતે આવી ગયલાં હઝારો ભાવિકોના નિરનીરાળા પ્રેમ અને ભક્તિ-ભાવના પ્રકારો, મેહેરાશ્રમના નાના પ્રેમી બાળકોના વિલક્ષણ અનુભવો, અને સર્વથી વધુ "છોટા બાબા" સરીખા એક ખરા ભાગ્યવંતના છઠ્ઠા ભુવનની ઉંચ અવસ્થાના અલૌકિક અનુભવો, એવા બાબાના પ્રેમ-રંગે રંગાયલા અ–સંખ્ય પ્રેમીઓ અને ભાવિકોના રકમ-રકમના પ્રકારો જોઇ હમને તો આ પ્રેમ–ઉભરો શું છે, તેનો કાંઇક અનુભવ વરસોના એમની સાથના અંગત સમાગમ અને નજરે દીઠેલા આવા પુષ્કળ દ્રષ્યોથી મળ્યો હતો. એટલે એ વાતોમાં હમારે માટે નવાઇ જેવું કશું રહ્યુંજ ન હતું! છતાં — પશ્ચિમના અનોખા પ્રકારનો આ અનુભવ પહેલ વહેલોજ હતો. તે નવો તેટલોજ નવાઇ જેવો અને અચરતી ભર્યો હતો! પૂર્વ અને પશ્ચિમ, કાળા અને ગોરાના જગભરમાં ઝગડો જગાડી રહેલા ભેદભાવો જાણે એક ઘડીભરની અકેકની મુલાકાત અને પિછાણમાં નષ્ટ થઇ રહ્યા! કોઇ જન્મો–જન્મની આગલી ઓળખ અને પિછાણ ધરાવનારાંઓ મીસાલ સર્વ અકેક સાથ એટલાં હેત–એખલાસથી ભેટી ભેળાઇ ગયાં કે સઘળાં જાણે એકજ લોહી અને કુટુંબના અતલગના ખેશીઓ હોય — બલ્કે તેથી પણ કોઇ વધુ ધાડો અને ઉંડાણનો આગલો સંબંધ ધરાવનારાં "આપણા પોતીકાંજ" અને "એકજ" હોઇયે, એવો જાતિ અનુભવ સર્વને પ્રથમ મુલાકાતમાંજ થઇ રહ્યો! તે સર્વનો બાબા પ્રત્યેનો પ્રેમ અને ભક્તિભાવ જોઇ આવા અનેક અદભુત દ્રષ્યો જોઇ ચુકેલી હમારી અનુભવી આંખ્યો પણ હર્ષના આંસુઓથી ભીંજાતી. એક રોશન ચેરાગ આસપાસ જેમ પતંગ્યા ભમે અને તે પર જાન–નિસાર કરવાજ તરફડી રહે — એજ વિલક્ષણ ઘટના ઘડાઇ રહી હતી! બાબાને દીઠા બરાબર તે સર્વના ચ્હેરા ઉપર અચરતી અને આનંદની છાપ છવાઇ રહેતી. જાણે જીંદગીમાં કદી ન

દીઠેલું એવું કાંઇ અદ્ભુત દેખી, દીલમાં આનંદ માયો સમાય નહિ — અને તે પ્રદર્શિત કરવા શબ્દો પણ શોધેલા જડે યા નીકળે નહિ, એવી તે અંતરના પ્રેમની પરસ્પર મુગી પિછાણનું એક અલૌકિક દ્રષ્ય રજુ કરતું હતું!

## પ્રથમ દર્શન અને પ્રેમ-ઉભરો!

હિંદમાં સાધુ-સંતોના દર્શન યા મુલાકાતે આવનારાઓના તેમની તરફના માન અને પુજ્ય ભાવને લીધે તેઓ સાથે વાતચિત દરમ્યાન એક પ્રકારનું અલગપણું નજરે આવે છે. જેઓ બહુ ઉંડો પ્રેમ યા આધ્યાત્મ માર્ગ પ્રત્યે ધગસ ધરાવતા હોય, તેઓજ ગુપ્ત અને અંતરની પિછાણ કરી શકે છે. બાકી તો સર્વ નઝરનોજ મહેમાર! અને કોઇ વેળા બાબા સાથની મુલાકાત દરમ્યાન વાતચીત થાય ત્યારે પણ એઓ સાથ એકદમ ભેળાઇ જઇ એખલાસથી વાતો ન કરતાં, અહિં પૂર્વના ભાવિકો સ્વભાવિક સંકોચ રાખી દૂરથીજ નમન કરતાં રહે છે. પરંતુ, પશ્ચિમમાં તો પ્રથમ નજરની પિછાણ થવા બાદ એકવાર બોલવા-ચાલવાનો વ્હેવાર શરૂ થયો કે, એમની તરફના પુજ્ય-ભાવ અને ટેક રાખીને પણ, છુટથી પરસ્પર પ્રેમભરી વાતો કરવા ત્યાંના ભાવિકો અચકાતાં નથી. અને બાબાએ પણ તેમની એ રૂઢી મુજબ સર્વને છુટથી પોતાના હ્રદય ખોલી દેવાની પરવાનગી, બલ્કે અંતર પ્રેરણાજ આપી દીધી હતી. દુનિયવી ધોરણે આવા ગમે એવા નિર્દોષ અને શુદ્ધ પ્રેમ-દ્રષ્યોથી કદાપી ગેરસમજુતી બરપા થવાનો સંભવ રહે — છતાં આત્મિક દ્રષ્ટિએ તો અંતરથી ઉભરાતા આ શુદ્ધ-પ્રેમના પ્રવાહને રોકવાની જરાએ જરૂર ન હતી. વળી મુલાકાતે આવનારાઓ માટે કોઇ પણ પ્રકારની જડ રૂઢિ યા નિયમ જેવું કશુંજ ન રાખતા, સર્વને પોતાની મરજી અને આવડત મુજબ દર્શન, મુલાકાત અને ભેટ કરવાની છુટ બક્ષી હતી, જેથી કોઇને કશો પણ સંકોચ ન રહે, સૌ દીલ ચાહે તે રીતે એમના દર્શન-મુલાકાત લઇ શકે. પરીણામે

લોકો ત્યાંની ચાલુ રૂઢી મુજબ, મોટે ભાગે "શેક-હેંડ" કરતાં, તો કોઇ દૂરથીજ નમન કરતાં.

તેઓના પોતાનાજ કહેવા મુજબ કોઇને માટે બાબા એક વ્હાલા "બાપ" યા "ભાઇ" સરીખા વડીલ હતા, તો કોઇ એમને પોતાના અંગત "રાહબર" ગુરૂ સમાન લેખતા. કોઇને માટે એઓ એક "વિલક્ષણ વ્યક્તિ" સમાન હતા, જેને કશીબી ઉપમા તેઓ આપી શકે તો **"આ જમાનાના જીસસનુ જીવંત સ્વરૂપ"**જ હતું! ઘણાકોને માટે તો એઓ માત્ર "બાબા" હતા, જેમનુ મીઠું, પ્યારૂં નામજ તેમના માટે પુરતું હતું. એમની એક પ્રેમ ભરી યાદ તેમના જીવનને મીઠાસથી ભરી દેતી, અને સર્વથી વધુ, તેઓ વચ્ચે એમની હાજરી જાણે કોઇ આકાશી યા દૈવિક વ્યક્તિ હેઠળ ઉતરી આવી, તેમના જીવનને ઉજ્જવળ બનાવતી હોય એ મીસાલ કોઇ કલ્પિ, સમજી, કે પ્રદર્શિત ન કરી શકાય એવી લાગણી તેમના અંતરમાં બરપા કરતી હતી. પ્રત્યેકના અનુભવનો પ્રકાર ગમે એવો નિરાળો હોય તોયે તે સર્વના ઉંડાણમાં તો પ્રેમજ હતો! એવો પ્રેમ તેઓએ આજ તલક કદી કોઇમાં દીઠો યા જાતે અનુભવ્યોજ ન હતો. તેની અસર હેઠળ તેઓ સઘળાં જાણે હવાપર ચાલી રહ્યાં હતાં! કોઇ નવીનજ દુનિયામાં નવીન જીવનનો અનુભવ લઇ રહ્યાં હતાં! આનંદથી તેમના દીલ ભરાઇ-ઉભરાઇ રહ્યાં, અને સર્વ સાથ આનંદથી ભળી જતાં, જાતી-સ્વભાવે તેઓ પણ સઘળાં જાણે એકાએક ફેરવાઇજ ગયાં હોય એમ દરેકને પોતાને અંતરથી અનુભવ થયો હતો.

## ગુરૂની હાજરીમાં અંતરના દ્વાર પણ ખુલી જાય છે!

એ પ્રકાર જોઇ તેઓ પોતે પણ અચરતજ થઇ રહેતાં! આ અચરતીભર્યો અનુભવ તેમને શાથી, ક્યાંથી બરપા થઇ રહ્યો હતો, તેનું મૂળ ક્યાંથી ઝરફતું હતું તે જાણી લઇ સ્વાભાવિક **તેઓ તે તરફ** આકર્ષાઇ રહેતાં. બાબાની હાજરીમાં બીજું સઘળું

તેઓ જાણે ભુલીજ જતાં. તેમ તેઓને બીજું કાંઇ દીસ્તું પણ ન હતું! તેમની ગેરહાજરીમાં પણ તેજ દિવ્ય મૂર્તિ તેઓની નજર સમક્ષ હરદમ ખડી રહેતી, તેમનીજ યાદ જીગરમાં ચાલુ સમાઇ રહેતી. તેઓમાં પોતામાં જે ફરક પડી ગયો હતો તે જોઇ સામાવાળા તાજુબ થઇ પુછતાં—"કેમ શું છે! કંઇ બહુજ ખુશમાં છો!" જવાબમાં તેઓ અંતરથી એટલુંજ કહેતાં કે "હમને જે જોઇતું હતું તે મળી ગયું છે!" અગર પરવાનગી હોત તો જાહેરમાં પણ સર્વને કહી દેતે. પરંતુ એમનું નામ–નિશાન કોઇને પણ નહિ જણાવવાની એમની પોતાની તરફની ખાસ આજ્ઞાને લીધે મજબુરી હતી. નહિ તો ખુશીથી કહી દેતે કે "હમારો ખરો બાપ" હમને મળી ગયો છે! પોતાનાં જીવનને લગતી નાજુક ખાનગી કહાણીઓ, જે તેઓ આજ તલક કોઇને કહી ન શકયાં હતાં ને જીગરમાંજ સમાવી રાખી હતી, તે સઘળી એમની હાજરીમાં એક બચ્ચું પોતાના વ્હાલા બાપ આગળ સઘળી વાતો કહી દે એ મીસાલ તેઓ અંતરના દ્વાર ખુલી દઇ પોતાના દીલ ખાલી કરતાં. ત્યારે જાણે તેમના ગુંગળાતા જીવને અજબ રાહત થતી! બાબાનો માત્ર એક મીઠાસભર્યો વાકય "ફીકર નહિ! હું જોઇ લઇશ,"—જાણે તેમના તનપરની મુસીબતોનો પહાડ ઉઠાવી લઇ તેમને કરાર આપતો. અને જ્યારે એ સઘળી વરસોથી તેમના દીલને ગુંગળાવી રહેલી કહાણીનો કોઇ ઇલાજ બાબા સુચવતા, ત્યારે તો જીવનની મુસીબતોનો માર્ગ જાણે મોકળોજ થઇ જતો!

## બાબાની હઝુરમાં East is West and West is East!

### યાને પૂર્વ-પશ્ચિમ એકજ!

બાબાના આવ્યા અગાઉજ ઘણાઓને અંતરથી કાંઇ પ્રેરણા થઇ રહી હતી કે તેઓને કોઇ અદભુત વ્યક્તિ સાથ ઓળખ થનાર છે, યા તેમના જીવનમાં કોઇ અદભુત ફેરફાર થનાર છે. છતાં, એક

સંત, ગુરૂ યા સદગુરૂ શું તે વિષે કશીજ માહિતી યા ખ્યાલ નહોવે, તેઓએ તો હિંદથી આવનારા આ ગુરૂને પણ જેમ જાહેર છાપાઓમાં ચિતાર રજુ થાય છે તેવા કોઇ ગંભીર ચહેરાના, જટાધારી જોગી યા ભગવા કફની ને વસ્ત્રવાળા સન્યાસી જેવા ધારી લઇ દરેકે જાત-જાતની કલ્પનાઓ કરી હતી. વળી આવા એક મહાગુરૂને મળવા જતી વેળા, તેમની સમક્ષ ગંભીર અદાથી હાજર થવામાં પશ્ચિમની સાધારણ પદ્ધતથી કોઇ રીતની બે-અદબી થવા ન પામે, તે માટે તેઓને ઘણી ઇંતેઝારી હતી ! પરંતુ તેઓએ જ્યારે મેહેરબાબાને સીધી, સાદી રીતે સોફા ઉપર બેઠેલા અને આનંદથી હસતા દીઠા, ત્યારે આ અલગપણાના તેમના સર્વ તરંગો અને ખ્યાલી ધખારાઓ ઉડીજ ગયા ! તેઓ હરખથી એમની નજદીક જઇ ભેટતાં, અને એમના તરફથી કંઇ પુછવામાં આવતાં જરા પણ ડર્યા વિના ખુલાસા અને ખુલ્લા દીલથી વાતો કરતાં. પણ પ્રથમ મુલાકાત એટલી ટુંક રહેતી કે બીજુ ઘણુંએ કહેવાનું રહી જતું. તેઓ માહેલાં થોડાંક આ પ્રથમ અનુભવ માટે શું કહે છે તે વાંચીશું—

## (૧)

## મારૂ જીવન બાબાનેજ હસ્તક !

"૧૯૩૧ ના સપટેમ્બર માસની ૨૬ મીની રાત્રે મને બાબા સાથે પહેલ વહેલી મુલાકાત થઇ. એ વેળા એઓ પોતાના ત્રણ હિંદી શિષ્યો અને ચાર ઇંગ્રેજ ભાવિકો સાથે લંડનના કોલીશીયમ થીયેટરમાં 'વ્હાઇટ હોર્સ ઇન'ના ખેલમાં પધાર્યા હતા. મને બાબાની બાજુની બેઠક આપવામાં આવી હતી, પણ એઓએ મારી તરફ ઝાઝું લક્ષ દીધું નહિ. મને લગાર શરમ લાગી અને સાથે અકળામણ પણ થઇ રહી. કોઇએ મારા માથા પર હથોડાનો મજબુત ફટકો માર્યો હોય એમ મને લાગ્યું ! મેં ભાગ્યેજ એમના તરફ નજર નાખી હશે. મેં બીજાંઓને વાતો કરતાં સાંભળ્યાં,

પરંતુ હું તો ચકભમ થઇ જાણે ત્યાંથી ઘણે દુર હોવું એમ મને લાગ્યું! આયંદે મેં મારો હાથ બહાર કાઢયો અને એમનો હાથ પકડી મુગે મ્હોડે એમના તરફ નજર કીધી. એઓએ પોતાનું ડોકું ધુણાવ્યું અને મને જણાવવામાં આવ્યું કે મારે બીજે દિવસે કેન્સીંગટન જઇ એમને મળવું. એ અઠવાડયાં દરમ્યાન મારી હીલચાલ જાણે કાંઇ સ્વપનામાંજ થઇ રહી હોય એમ મને લાગ્યું! બાબાની લીલા જોઇ હું તો છકજ છું! મારે માટે જાણે બીજું કશું હસ્તિ ધરાવતુંજ ન હતું. રોજ એમની મુલાકાત વગર મને ચાલતું નહિ અને ત્યારથી એમનામાં સંપૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધા ઉત્પન્ન થયાં. મે એમને કશા પણ સવાલો ક્યાં નહી, અને કશી માગણી પણ કરી નહિ. મેં તો મારૂં જીવનજ એમને હસ્તક સોંપી દીધું અને એમજ જાણી લીધું કે **હવે મારી જીંદગીની શોધ ખતમ થઇ છે.** મારાં માતા, ભાઇઓ, અને બ્હેનો પણ એમને મળી ગયાં, અને તે સર્વ પરએમની મુલાકાતથી ઉંડી અસર થઇ હતી. —"

## (૨)

## એક બાળકી બાબાને પોતાના પીતા (દેદી) સમાનજ લેખે છે

મારા વ્હાલા પીદર —

તમારા પત્રથી મને બહુજ ખુશાલી બરપા થઇ.

વહાલા દેદી, જ્યાં **જયાં તમો નથી ત્યાં કશુંજ નથી,** અને મારૂં દીલ ચાલુ તમારી યાદમાં રઠી રહ્યું છે. જો કે હું તમને જરાબી સમજી શકતી નથી કે તમો કોણ છો, તો પણ હું પોતે જાણે તમારી અંદરજ ડુબી ગઇ છું. અને **તમો જાણે મારે માટેજ સરજાયા છો** — એમ લાગે છે.

મને તમારા અંતરમાંજ રાખશો. આપનુ બાળક પોતાના પ્યારા દેદીની ગેરહાજરી સહન કરી શકતું નથી!

(૩)

## દુનિયાના દુ:ખમાં હમશરીકી

પુજ્ય ગુરૂ,

તમારી હાજરીમાં રહેવામાં મને અતિશે આનંદ થયો હતો, અને ફરી તમને કયારે મળીશ એજ ઘડીની ઇંતેઝારીથી વાર જોઇ રહ્યો છું.

દુ:ખને દુ:ખ તરીકે ન ગણતાં તેનાથી પર અને અલગ રહેવા હું પ્રયત્ન કરી રહ્યો છું. આજે તમારી આંખ્યોમાં દુનિયાભરનું દુ:ખ નિહાળી અને પીછાણી શકયો. જયાં જયાં તમો પધારો છો, ત્યાં ત્યાં દરેક ઠેકાણે તમને કષ્ટો વ્હોરી લેવાં પડે છે—અને તેમાંના કોઇ તો કેવાં અસહ્ય હોય છે—એની જ્યારે મને યાદ અને ભાન થાય છે ત્યારે બીજાંઓને ખાતર કષ્ટ વેઠવાની લાગણી હવે મને પણ થઇ રહે છે.

બાબા હું જાણું છું કે મારે માટે તમોએ શબ્દો વિનાનો ગુહ્ય સંદેષ અત્યાર આગમચ આપીજ દીધો છે. મને એવું લાગે છે કે તમો મને એમ કહી રહ્યા છો કે જે પણ કોઇ દુખ્યારો મારા માર્ગમાં સામે આવતો નજર પડે તેને હેતથી ગળે લગાડી, જે કાંઇ મદદ હું આપી શકું તે વગર માંગવે આપવી.

## થોડાક વધુ અંતરના ઉભરાઓ!

(૪)

પુજ્ય ગુરૂ,

હું દલગીર છું કે ત્રેન ઉપડી ત્યાંસુધી હું થોભી શકયો નહી, પણ મને એમ લાગ્યું કે મારા દીલમાં જે ભરાઇ રહ્યું છે તે હવે ઉભરાઇ આવશે, એટલે મને ત્યાંથી જલ્દી ચાલી જવુંજ પડયું.

લંડનમાં જે ઓરડામાં હમો સર્વ તમારી સાથમાં હતા, તે હવે એક ઘોર (કબર) જેવો લાગે છે. મેં તે માહે ડોકયું કર્યું, પણ તુરત ત્યાંથી નીકળી ગયો. તે બહુજ ગમગીની ભર્યો લાગતો હતો, કારણ **તમારી હાજરીનો પ્રકાશ ત્યાંથી ગુમ થયો હતો......**

અને હવે તો હું તે ઘડીની રાહ જોઇ રહ્યો છું, જ્યારે એક વાર ફરી તમારી નજદીકમાં રહેવાની મને ઇઝાજત મળશે.

(૫)

તમે મને આજે પુછયું, કે મેં શું શું કીતાબો લખી હતી. આપ મારા તરફથી આ એક સ્વિકારશો, જે મેં તમને કહ્યું તેમ, એકવાર ચાર દિવસની સમાધીસ્ત હાલતમાંથી હોશમાં આવ્યા બરાબર મેં લખી છે.

મારી કોઇ ના-લાયકીના કારણે મારી અંતર-પ્રેરણા ખેંચી લેવામાં આવી હતી, એ જાણી મને બહુ દુખ થયું હતું. પણ ગુમ થયલી એજ પ્રેરણા પાછી સજીવન થશે એવાં તમારા વચનથી આજ મને કેટલો આનંદ થયો છે!

મને ફરી આપને મળવા દેશો? હું કાંઇ કરી શકું એવી કોઇ (ધ્યાન-ચિંતનની) તરબિયત આપ મને નહી કહો? કારણ કે હું પોતાને શુદ્ધ કરવા ચાહું છું, જેથી કોઇ દિવસ આપના એક ચેલા તરીકેની લાયકાત મને બરપા થાય. હું આપનો ચેલો થઇ કંઇ સેવા કરવાની અપેક્ષા ધરાવું છું.

મેહેરબાની કરી આપ અહિંથી જાવો તે આગમચ મને મળી જવા દેશો.

(૬)

પ્યારા ગુરૂ—

આજે હું લંડનથી દૂર જાવું છું—પણ આપથી દૂર નહિ. કારણ હું જાણુ છું કે જેટલા પ્રમાણમાં હું હજમ કરી

શકું તેટલા પ્રમાણમાં આપ મારી સાથમાંજ છો. અને જે પણ મને મળશે તે દરેકને હું આપનો પ્રેમ-પ્રવાહ આપ્યોજ જઇશ. આપે ઉદાર દીલથી જે બક્ષિસ કરી છે તે સર્વના બદલામાં હું મીસ્કીન શું આપી શકું?

(૭)

વહાલા ગુરૂ —

મારા વિચારો હંમેશ તમારી નજદીકમાંજ છે: આ ઘડીએ જે કાંઇ કરવા ઘટતું છે તેજ કરવામાં આપ મને મદદ કરશો એવી આશા છે. કારણ કે શું કરવું તે મને સુઝતું નથી. હું એટલું જાણું છું કે આપ સઘળું જાણો છો, એટલે હું વધુ ખુલાસો નહી કરીશ. પણ જે ઘટતું અને વાજબી હોય તેજ કરવા હું ચાહું છું. મારી આ જીંદગી દરમ્યાન આપ શું કરવાની સલાહ આપો છો તે મને જણાવશો.

પ્યારા બાબા-હું ભલો થવા માગું છું. અને મારા દેશ માટેનુ અજાયબી ભર્યું જે કર્તવ્ય જે હું કરવા ચાહું છું તેને લાયક થાવું એજ ઇચ્છું છું. જે કાંઇ કરવા ઘટતું હોય તેજ કરવા મને રાહબરી આપશો, એવી વિનંતિ કરૂં છું.

(૮)

વહાલા ગુરૂશ્રી —

ગઇ કાલે આપે મને જે આનંદ બક્ષ્યો — તે માટે આપનો બહુ અહેસાનમંદ છું. **જીંદગીમાં કદી આવો આનંદ મને પ્રાપ્ત થયો નથી.** ખરેજ તે આનંદ આ ખાકી દુનિયાથી પર હતો!

આપ અત્રેથી વિદાય થાવો તે આગમચ એકવાર વધુ મુલાકાત કરવાની પરવાનગી આપશો? હું ફકત આપને જોઇ જઇશ, એટલુંજ; અને જે કામ માથે ઉઠાવ્યું છે, ને જે

હવે નજદીક આવી રહ્યું છે, તે માટે આપના આશિષનો આરઝુમંદ છું. મને લાગે છે કે મને સુધરી જવામાં આપ મદદ થશો, જેથી મારા ગરીબ, કમનસીબ દેશને હું મદદ કરી શકું. મારા દેશને આપની દૈવી મદદની જરૂરત છે. બાબા આપ મારી મારફત કામગીરી કરો એવો ભલો ને લાયક હું ક્યારે થઇશ?

મારી દીકરી પણ આપણે મળવા કેટલી આતુર છે. હમને આવીને મળવા દેશો, બાબા?

મારો સઘળો પ્રેમ, અને મારૂં જીવન, મારા વ્હાલા ગુરૂના ચરણે—

(૯)

વ્હાલા ભાઇ,

હું ધારૂ છું કે આપણા ખરા અને ઉંડા વિચારો બાબાથી કદી અલગ થઇ શકતા નથી. એ તો ફક્ત સપાટીપરના ઉપલગ વિચારો, જે બીજાં કામકાજમાં ગુંતાયલા રહે છે, તેજ આમતેમ ઉડતા રહે છે, અને તે વિચારોજ બીજા લોકોમાં બાબા ક્યાં છે તે જોવાની કોશેષ કરે છે, અને તેથી તે સર્વ પણ તેના (બાબાના) જ થઇ રહે છે.

હા, ભાઇજી,—હું તમારૂં કહેવું માન્ય કરૂં છું કે એકવાર બાબા સાથ મેળાપ થઇ ગયો કે પછી આપણને એવું લાગે છે કે જાણે આ આખી જીંદગી આજની આ શુભ ઘડી તરફેજ દોરવાઇ રહી હતી, અને વાદળાંઓ અને તુફાનો માહેથી બાબા આપણને આખો વખત સહીસલામત દોરવી રહ્યા હતા, જેથી આપણે આયંદે એમને આવી મળીએ......

(૧૦)

વ્હાલા બાબા,

હમારા ખ્યાલો સર્વ આપની સાથમાંજ છે. આપ ગમે એટલે દૂર દીસો છો — છતાંય નજીકમાંજ છો. ખરો પ્રેમ શું છે તે પીછાણવાની હમને ઇચ્છા થઇ છે, જેથી હમો દુનિયા આસપાસ ગોલ અને ગોલ ફરી રહ્યાં છીએ, જ્યાં સુધી કે **આયંદે હમને તે રોશની નજરે પડી,** અને જેના પ્રતાપથી હમો હમારી હાલની હાલતથી ઉંચે ચઢવા પામ્યાં છીયે!

(૧૧)

**પતંગ્યાં મીસાલ હમો રોશની માટેજ જીવી રહ્યાં છીયે — બાબા!**

(૧૨)

**પૂર્વનો સેતારો હમારી નજરે પડયો છે, અને હમો આપને હમારો પૂજ્ય-ભાવ પ્રદર્શિત કરવા આવ્યાં છીયે!**

× × × ×

## યુરોપમાં લાંબો પ્રવાસ

### ઇંગ્લંડથી ઇસ્તમબોલ અને ઇટાલી

ઇંગલંડથી બાબા તુર્કસ્તાન (ટરકી) ગયા. ત્યાંનાં પાયતખ્ત ઇસ્તમબોલમાં એક અઠવાડયું મુકામ કર્યો. ત્યારબાદ ઇટાલી જઇ, ત્યાં મીલાનમાં થોડા દિવસ રહ્યા. બંને મુલકોમાં બાબાની મુલાકાત તદન ખાનગી હતી, એટલે ખાનગીમાં જેઓએ એમના માટે ઉતારા વિગેરેનો બંદોબસ્ત કર્યો હતો તેઓ અને તેમનાં ઓળખાણનાં બે-પાંચ જણા સિવાય બીજા કોઇને મળ્યા ન હતા. ફક્ત પોતાની કામગીરીને હિસાબે, આધ્યાત્મિક અગત્યતા ધરાવનારી કોઇક પવિત્ર જગાઓની મુલાકાત કરી હતી.

---

# પ્રકરણ ત્રેવીસમું

---

## મહેરબાબા અમેરીકામાં !

---

### પ્રથમ પધરામણી અને હરખભર્યો આવકાર

મહેરબાબા યુરોપમાં પ્રવાસ કરતા હતા, તે દરમ્યાન અમેરીકામાં એમની પધરામણી માટેની જોશભેર તૈયારીઓ થઇ રહી હતી. બાબાને મળી વિલક્ષણ અનુભવ મેળવી ગયલા મી૦ અને મીસીસ વૉટસનને મુખથી સાંભળેલી વાતો, તેમજ બીજાં ઇંગલીશ ભાવિકોનાં પત્રો અને બીજી ખબરોને આધારે જ્યારે અમેરીકન સાધકોને બાબાનાં અદ્દભુત આકર્ષણ અને લીલાની ખબર થઇ, ત્યારે તેઓએ ભેગા મળી આમંત્રણનું દબાણ કરી એમને અમેરીકા પધારવાનોજ આગ્રહ કર્યો. તે સર્વ તરફનો આવો પ્રેમ-પ્રભાવ જોઇ, તેમના આમંત્રણને સ્વિકારી બાબાએ ઇટાલીથી અમેરીકા ઉપડી જવાનું નક્કી કર્યું. અને તા૦ ૨૭ મી અકટોબરે ઇટાલીયન એક્ષ્પ્રેસ લાઇનર "રોમા"માં જીનોઆથી ઉપડી તા૦ ૬ થી નવેમ્બરે ન્યુયૉર્ક આવી ઉતર્યા.

એ મુલાકાત તદન ખાનગી રાખવાની, તેમજ રસ્તે એમને કોઇ ઓળખે નહિ એવી કાળજી પણ કરવાની ખાસ તાકીદ ફરમાવી હતી, જેથી ફક્ત બેજ ભાવિકો એમને સ્ટીમર ઉપર મળવા હારમનથી આવ્યા હતા. તેમની સાથ બાબા બોટમાંથી ઉતર્યા બરોબર ન્યુયૉર્કથી મોટર રસ્તે 'હારમન' જવા ઉપડી ગયા.

### અમેરીકામાં બાબાનું પ્રથમ આશ્રમ

અમેરીકા મધ્યે ન્યુયૉર્કથી આશરે ૪૦ માઇલ દૂર હડસન નદીને કિનારે આવેલાં એકાંત સ્થળ — Harmon-on-Hudson —

હારમનમાં એક ટેકડી પર આવેલાં આશ્રમ મધ્યે બાબા આશરે એક મહિનો રહ્યા હતા. તે દરમ્યાન સેંકડો અમેરીકન ભાવિકોએ એમની મુલાકાત લીધી હતી. તે સર્વ માંહે જાણીતાં અને ખાનદાની નર-નારીઓમાં **પ્રીનસેસ નોરીના માચાબેલી** અને **કાઉન્ટેસ ટૉલ્સટૉય** મુખ્ય હતાં. પહેલીજ મુલાકાતમાં આ બંને કુળવાન બાનુઓને બાબા તરફથી એવો ઉંડો અને અદભુત અનુભવ મળી ગયો, કે તેઓએ તેજ વેળા પોતાનું સર્વસ્વ એમના ચરણે અર્પિ દેવાનો ઠરાવ કર્યો. તેઓ આજ બાબાના પશ્ચિમના પરમ-ભક્તો અને શિષ્યોમાં મુખ્ય છે. આ બંનેના જીવનને લગતી ઘણી જાણવાજોગ હકિકત તેમજ તેમને પોતાને હાથે લખાયલા મનનિય લેખો બીજા પુસ્તકમાં રજુ કરીશું. વળી બીજાં સેંકડો સારી સ્થિતીના, શીખેલાં, કેળવાયેલાં અને બાહોશ સ્રી–પુરૂષો ઉપરાંત આ માર્ગનાં સાચા સાધકો અને જીજ્ઞાસુઓ પણ હતાં. આ માહેલાં ફકત ચુંટી કાઢેલાં થોડાંકનાં પ્રથમ દર્શન અને મુલાકાતના અંગત અનુભવો વર્ણવતાં પણ એક અલગ પુસ્તક લખી શકાય. એ સઘળા એટલા અચરતિભર્યા અને મનોરંજક છે કે ગમે એવા જડ–બુદ્ધિનાઓની પણ જીજ્ઞાસા ઉશ્કેરે! પણ બહુ લંબાણ થઇ જવાથી તે આ પુસ્તકમાં સમાવી શકાતા નથી એજ દીલગીરી છે, તો જો કે તેનો કાંઇક ખ્યાલ તો જરૂર આપીશું, અને વધુ વિગત હવે પછી રજુ કરીશું.

માત્ર ઘડીભરની આ પ્રથમ મુલાકાત દરમ્યાન ચમોર અમેરીકન પ્રજાએ ચાલાકીથી જોઇ અને અનુભવી લીધું કે **જે વસ્તુની તેઓ વરસોથી તલબ અને તલાસ કરી રહ્યાં હતાં, તેના માલેક અને અધિકારી આ અદભુત દૈવિક વ્યકિત અને શિક્ષાગુરૂ હતા, જેઓ સારી ખલકતને હચમચાવી મેલવાની અદભુત શકિત ધરાવતા હતા!** દુનિયાભરનો ધંધો-વેપાર, હુન્નર-ઉદ્યોગ સઘળું એક હાથ કરી, ભારે યોજનાઓ ગંજાવર પાયા ઉપર શરૂ કરી, વિખ્યાત કારખાનાઓ અને ત્રસ્ટો

વિગેરે સ્થાપવાની અમેરીકન પ્રજાની ચાલાકી અને દીર્ઘદ્રષ્ટિ તો જગજાહેર છે. એજ મીસાલ મેહેરબાબા સરીખી એક મહાન વ્યક્તિને દરેક સુખ સગવડ આપી, પોતાનાંજ મુલ્કમાં રાખી, ત્યાંથીજ એમની જગભરની મહાન કામગીરી અર્થેની શરૂઆત કરાવવા તેઓ મથ્યાં અને ઇંતેજારી દર્શાવી રહ્યાં હતાં!

## અમેરીકામાંજ રહી જવાનો આગ્રહ

બુઝોર્ગ મી૦ વોટસને ઇંગલંડમાં બાબાને કહેલા બોલોનાં પડઘા પાડી, સઘળાં ફરી અને ફરી અરજ કરતાં કે-"બાબા, **તમો માટે તેમજ તમારી જગભરની મહાન કામગીરી માટેનું અનુકુળ સ્થાન અને મુલક તો અમેરીકાજ છે.** અહીંજ તમારો મુકામ રાખી, આશ્રમો વિગેરે સ્થાપી, જગભરની તમારી કામગીરી ચાલુ કરો!" વળી બાબાના એ મહાન કાર્ય અર્થે એઓ માંગે એવી સગવડ અને લાખો ડૉલર એમના પગ આગળ મેલવાની તૈયારી પણ તેઓએ દર્શાવી; ખોટી માત્ર એમના શબ્દની! આટલું ફક્ત બોલીનેજ બેસી ન રહેતાં, સેંકડો એકર જમીન અને કિંમતી મીલકત એમને અર્પિ દેવાનાં પ્લાનો પણ થઇ રહયા. તે જોવા અર્થે બાબાને લઇ ગયા, બાબાએ તે પસંદ પણ કર્યાં. પરંતુ તુરતાતુરત એવી કોઇ મોટી હીલચાલ ન કરતાં, વખત વેળાએ બધું જોઇ લેશું એમ આશ્વાસન આપી, બાબાએ સર્વેને ધીરજ ધરવાની સલાહ આપી. આ અમેરીકન ભાવિકોની તે વેળાની ઉલટ અને ઉત્સાહ એટલાં વિશેષ અને ગરમીમાં હતાં કે તે વેળા શરૂઆતમાં ફક્ત એકજ મહિનો ત્યાં રહેવા બાદ હિંદ પાછા ફરવાની બાબાની વાત સમજીને સઘળાં હરણફાળ અને નાસીપાસ થઇ ગયાં! પરંતુ બાબાને હિંદમાં અગત્યનું કામ હોવાથી તેઓ ગમે એવી નાસીપાસી છતાં શાંત રહ્યાં, અને ત્રણથી ચાર મહિના સુધીમાં નક્કિ પાછાં ફરવાનું વચન બાબા પાસેથી મેળવ્યું ત્યારેજ રાજી થયાં હતાં! તેઓ માહેલાં

કેટલાંક સારી સ્થિતિનાં ભાવિકોએ તો હસીને એટલી પણ તૈયારી દર્શાવી કે અગર એઓ ૩ થી ૪ મહિનામાં પાછા અમેરીકા નહિ આવ્યા, તો તેઓ પોતે અમેરીકાથી સ્ટીમર ચારટર કરી હિંદ આવી તેમને લઇ જશે !

## બોસ્તનની મુલાકાત

### અમેરીકામાં સ્વામી પરમાનંદ બાબાને મળે છે

ન્યુ હારમન આશ્રમમાં એક મહિનાના રહેવાસ દરમ્યાન બાબા એક દિવસ મોટર રસ્તે **બોસ્ટન** પણ જઇ આવ્યા હતા, જ્યાં ઘણા ભાવિકો એમને મળવા ઇંતેઝાર હતા. અરધા દિવસમાં બાબાને લગભગ સીતેરેક જણા મુલાકાત આપી ગયાં હતાં. તેઓમાં મુખ્ય ભાગે આત્મ-માર્ગના તલબગાર સાધકો હતાં, જેઓ પૂર્વના આ મહાગુરૂનાં અંગત સમાગમની તક હાથ ધરી આત્મ-માર્ગે આગલ વધવાની પોતાની અભિલાષા પરિપૂર્ણ કરવા નસીબવંત નિવડયાં હતાં !

અમેરીકામાં ૨૫ વર્ષોથી આશ્રમ સ્થાપી વસ્વાટ કરી રહેલા હિંદી સ્વામીઓ માહેલા એક **સ્વામી પરમાનંદ**, જેઓ તેજ દિવસે બોસ્ટનથી કેલીફોરનીયા જઇ રહ્યા હતા, તેમને બાબા સાહેબ બોસ્ટન આવ્યાની ખબર મળતાંજ, સ્ટેશન ઉપરથી ટેલીફોન કરી એમનાં દર્શનાર્થે પધાર્યા હતા. પાર્ટીમાં સાથે એમનાં કેળવાયલાં અને ભાવિક ભત્રીજી તેમજ બીજાં એમના અરધો દજન પશ્ચિમના શિષ્યોને પણ સાથે લાવ્યા હતા. **પ્રથમ** હિંદુ રૂઢીએ નમસ્કાર કરી દર્શન લેવા બાદ, બાબાએ **ખયરીયત** પુછતાં સ્વામીજી અને તેમનાં ભત્રીજીએ બાબાને કેલીફોરનીયા પોતાના આશ્રમમાં, કાંઇ નહિ તો એક દિવસ માટે પણ, પધારવાનું પ્રેમ-પૂર્વક આમંત્રણ આપ્યું હતું. પરંતુ બાબાને તુરતવેળા હિંદ પાછું ફરવાનું હોવાથી આશરે છ મહિના બાદ બીજા પ્રવાસે

પાછા અમેરીકા આવે ત્યારે ત્યાંની મુલાકાત કરશે એવી આશા આપી હતી.

વાતવાતમાં બાબાએ બે શબ્દો ઉપદેશના પણ બૉર્ડ મારફત સંભળાવ્યા કે "એક અખંડ અનંત હસ્તિ સિવાય બીજું કશુંજ હસ્તિ ધરાવતું નથી. બાકી સઘળો માયાનો ખેલ અને આભાસ છે. તે અનંત હસ્તિ સાથ હું એકતાન છું. હુ સદોદિત અખંડ આનંદ ભોગવી રહ્યો છું. અને પ્રત્યેક વસ્તુ અને વ્યકિતમાં પોતાનેજ જોવુંછું. એ સઘળી વાતોની માત્ર બુધ્ધિબળથી થતી ખાત્રી સંતોષ આપી શકતી નથી. તે માટે **જ્ઞાન-રોશની, અંતર દ્રષ્ટિ** અને **અનુભવ** થવાં જોઇએ. તેજ ખરૂં છે. ત્યારબાદ એકયતા, યાને તે અનંત હસ્તિમાં ગર્ક થઇ એકતાન થઇ જવું જોઇએ. એ સઘળું કંઇ બહાર નથી. તે પ્રત્યેકનાં અંતરમાંજ સમાયું છે. તેને શોધી, ખોદી કાઢવાની જરૂર છે. તેનો પત્તો લાગી ગયો કે ભવપાર! જીવન સફળ!"

શાંત ચુપકીદી વચ્ચે બાબાએ કહેલા આ થોડા શબ્દો સમજી લીધા બાદ સ્વામીજીએ આત્મ-જ્ઞાન પર લખેલાં પોતાના પુસ્તકોના વૉલ્યુમ્સ બાબા સાહેબને અર્પણ કરવા ટેબલ ઉપર મેલતાં, પોતેજ વગર પુછવે ખુલાસો કર્યો કે "ગમે એવી ફીલસુફી જાતે સમજવા અને બીજાઓને સમજાવવા છતાં, આ સઘળાં આખર તો કાગળનાં ચીઠડાંજ છે. અંત્તરનાં **અંગત અનુભવની** વાતજ નીરાળી છે. તે હજી થયો નથી. તે માટે આપ સરીખા પૂર્ણ-જ્ઞાની ગુરૂની કૃપા-દ્રષ્ટિનીજ જરૂર છે, અને એજ ઇચ્છાએ આપને શીર નમાવી રહ્યો છું. હવે કાંઇ આગલ ઢકેલી આપો, બાબા!" એમ કહી ફરી બાબાશ્રીને નમસ્કારે કર્યા. બાબાએ આશિષ આપતો, હાથ તેમના માથા પર મેલ્યો! બાદ સ્વામીજીએ પોતાની સાથના શિષ્યો તરફ ફરી કહ્યું કે "ગુરૂ વના કદી જ્ઞાન પ્રાપ્ત થાય નહિ! મેહેરબાબા એક પૂર્ણ-જ્ઞાની સદગુરૂ હોવાથી આ પુસ્તકો માહે

**લખેલી વાતો સાથ રમત કરે છે!** આપણે જે વિષ્યો માટે માત્ર બુદ્ધિ-બળના પ્રયોગો ને વાતોજ કર્યા કરીએ છીએ, તો સર્વેનો એઓ સદોદિત અંગત અનુભવ મેળવી રહ્યા છે!" સેંકડો અમેરીકન શિષ્યોના એક સ્વિકરાયલા ગુરૂ અને આતમ-જ્ઞાનના અખુટ ભંડાર સમાન લેખાતા પોતાના ગુરૂ સ્વામી પરમાનંદને મેહેરબાબાના પગપર પડતા જોઇ, તેમજ બાબા સાહેબની ઉંચ સ્થિતિ, જ્ઞાન અને અનુભવ માટે આવા પ્રસંશા કરતા ઉદગારે સમજી, સ્વામીજીના પોતાના શિષ્યો તેમજ બીજાં સર્વે તાજુબજ થઇ રહ્યાં. સ્વામીજીનું જોઇ તેઓ પણ હિંદુ રીતીએ બે હાથ જોડી નમસ્કાર કરી વિદાય થયાં.

## ન્યુયૉર્કના એસ્ટૉર હૉટેલમાં

## નામાંકિત નર–નારીઓ સાથ મુલાકાત

બોસ્ટનથી હારમન પાછા ફરતી વેળા બાબાને ન્યુયોર્કમાં એક અઠવાડીયું રાખવાનો બંદોબસ્ત અમેરીકન ભાવિકોએ કર્યો હતો. હારમન ન્યુયોર્કથી ૪૦ માઇલ દુર છે. ત્યાં વેર આવવા જવા માટે બધાથી, ખાસ કરી કામની રોકાણવાળાઓથી, બને નહી. અને ન્યુયોર્કમાં પણ એવા ઘણા સારા આત્માઓ હતા જેઓ ઘણી સારી સ્થિતીના હોઇને પણ દુન્યા–વ્હેવારમાં સૌ સાથ બહુ ભલા, માયાળુ, અને આત્મ–માર્ગની રોશની અને રાહબરી મેળવવા માટે તદન લાયક હતા. તેઓને મળવાની જરૂર હતી. હારમન આશ્રમની સઘળી વ્યવસ્થા કરનારા મી૦ અને મીસીસ સ્લોસ, તેમજ બાબાની પ્રથમ મુલાકાતમાંજ અદભુત જીવન-પલટાનો અચરતી ભર્યો અનુભવ પ્રાપ્ત કરી ચુકેલાં બાબાનાં ભાવિકો, પ્રીન્સેસ માચાબેલી અને કાઉન્ટેસ ટોલસ્ટોય, તેમજ બીજાં સારાં ખાનદાની સ્ત્રી–પુરૂષોનુ એવું ધારવું હતું કે બાબાની ભવિષ્યની મોટી હીલચાલ અને કામગીરી માટે જાહેર જીવનમાં

આગેવાનીભર્યો ભાગ ભજવનારાં નામાંકીત નરનારીઓ, જેમની તેઓ અંગત ઓળખ ધરાવતાં હતાં અને જેઓની આત્મ-માર્ગ પ્રત્યેથી વલણ અને લાયકાત તેઓ પીછાણુતા હતાં, તેઓને બાબા સાહેબ સાથ મુલાકાત કરવાની ઘણી જરૂર હતી, જેથી એકવાર ઓળખ થવે, બાબાના કામમાં તેમની હમશરીકી મેળવવાનું ઘણું સવળ થઇ પડે. તેથીજ તેઓ બાબાસાહેબને એ થોડીક જાણીતી વ્યક્તિઓને મળવા માટે ચાલુ અરજ કરી રહ્યાં હતાં.

આવી રીતે જાહેર જીવનમાં જાણીતી થયલી વ્યક્તિઓને ઇંગલંડમાં પણ મલવાની ભાવિકોએ ઘણી ઉલટ દર્શાવી હતી, પણ તે માટે હાલ વખત નહતો, અને ભવિષ્યમાં બધાંને મળીશું એમ કહી બાબાએ તુરતા તુરત તો તેવા થોડાઓની ટુંક અને ખાનગી મુલાકાતોજ રાખી હતી. છતાં પોતાના બીજાં કામના હિસાબે પણ એમને ન્યુયૉર્કમાં થોડા દીવસ રહેવાની જરૂર હતી, તે માટેની આ આઇતી તક જોઇ બાબાએ પણ તેઓની ઇચ્છાનુસાર, ત્યાં રહેવાની મંજુરી આપી. પરંતુ ત્યાંના ભાવિકોએ આ મુલાકાત માટે 'એસ્ટોર હોટેલ' જેવાં એક મશહુર, પહેલી પંક્તીનાં હોટેલની જગા પસંદ કરી, જેથી સઘળાં નામાંકીત નર–નારીઓને બાબાને મળવા આવવાનું તદન સવળ થઇ પડે. કારણ તે 'ટાઇમ્સ સ્કેવર' સરીખા ન્યુયોર્કના સૌથી વધુ વિખ્યાત ધોરી રસ્તા પર, ધંધા–ધાપાનાં સૌથી બહોળી રોકાણવાલા મધ્ય-સ્થાન (સેંટર)માં આવેલું હતું, અને ઉંચ સોસાયટીનાં શ્રીમંતો અને નામાંકિત નર-નારીઓના ઉતારા અને મેળાપ માટેનું અનુકુળ સ્થાન હતું.

## અમેરીકામાંજ એક દુનિયા વર્ણનુ સેંટર સ્થાપવાની યોજના

અહિં બાબાનાં ૪ દિવસનાં મુકામ દરમ્યાન અમેરીકન સોસાયટી અને જાહેર જીવનમાં બહુ આગેવાની ભર્યો ભાગ ભજવનારાં,

ઘણાં સ્ત્રી–પુરૂષો બાબાની મુલાકાત લઇ ગયાં. અમેરીકન પ્રજાની સ્વભાવિક મનોવ્રતિ મુજબ, બાબાનાં કામ માટે મોટા પાયા પર ભવિષ્યની મોટી યોજનાઓ ઘડવાની, અને અમેરીકાને એમનાં જગ-કલ્યાણના કામ અર્થેના મધ્યસ્થાન યાને સેંટર બનાવવાની ઘણાઓએ ઉલટ દર્શાવી હતી, તે બાબે બહુ વાતો પણ થઇ હતી. તે સર્વને તુરત વેળા નિરાશ ન કરતાં, બાબાએ "ભવિષ્યમાં હું કહું ત્યારે બધું કરવું" એમ આશ્વાસન આપી, તુરતવેળા એ વાત ઢીલમાં નાખી દીધી. અને સઘળા એઓની બીજી વારની અમેરીકાની મુલાકાત, જે હિંદ જઇ આવ્યા બાદ ૩–૪ મહિનામાં થનાર હતી, તે વેળા મોટી ઉથલ–પાથલ કરવાની આશ સહેવતાં વિદાય થયાં હતાં.

## બાબાની નિરાળી રીત !

## ભવિયષ્યની યોજનાનો સાબુત પાયો શાંતપણે રચે છે !

અગર બાબાએ તે વેળા સ્હેજ પણ ઉલટ દર્શાવી તેમની સાથ વધુ સંબંધ રાખવાનો ઇશારો બી કર્યો હતે, તો ત્યાંના ભાવિકો માહેલા ઘણાઓ ભેગા મળી કંઇ ધામધુમ કરી મેલતે — કોઇ મોટી સ્કીમ ઘડી, ઘણા ગંજાવર પાયા પર બાબાને લગતી હીલચાલ તુરત શરૂ કરી દેતે. પરંતુ બાબાએ તે વેળા તેવી કંઇ ખાસ ઉલટ દર્શાવી નહિં. ઔર ભાવિકોની એ ઇચ્છા અને વાતોને ઢીલમાં નાખી ઠંડી પાડી દીધી. આમ કરવા માટે બાબાના હિસાબે ઘણા કારણો હતાં, જેમાં એમને જગતમાં પ્રગટ થવાનું પણ એક હતું. તે માટે હજી વિલંબ હતો. તેટલાં એઓ પોતાના હિસાબે અંતરથી, ખાનગીમાં તૈયારી કરી રહ્યા હતા. તેજ ધોરણે અને પોતે કહે તેમજ કર્યા જવાની આજ્ઞા સર્વને ફરમાવી. એટલે નાસીપાસીને લીધે ગમે એવી દીલગીરી છતાં, તેઓ મજબુર હતાં. આ સઘળાં મોટેરાંઓ માહેલાં ઘણાઓ સાથનાં વધુ ધાડ સંબંધ પણ તે વેળા વધુ જાહેરાતથી નાહક ગડબડ ન થાય

એ કારણે બાબાએ તુરત વેળા તો લગભગ કાપીજ નાખ્યા. જેઓ આ અમેરીકન પ્રજાના આગેવાનો મારફતે બાબાનાં કામ માટે કાંઇ બહુ મોટે પાયે ગોઠવણ કરવાના સ્વપ્નાં સહેવી કાંઇ યોજનાઓ (plans) કરી રહયા હતા, તેઓને આથી સ્વાભાવિક નિરાશા બરપા થઇ, અને આવી સુંદર અને ઘેરબેઠાં આવેલી તક જતી મેલવામાં બાબા પણ ભુલ કરતા હતા એમ તેઓને તે વેળાએ લાગ્યું. પણ પાછળથી બાબાના વધુ સહવાસમાં આવતાં, એ સઘળી કામગીરીનો ભેદ રફતે રફતે સમજવાં લાગ્યાં, તેમ તેમ તેઓની ખાત્રી થતી ગઇ કે બાબા જે કાંઇ કરે છે તે બીલકુલ દરોબસ્ત હોય છે. આપણે તે તુરત વેળા જોઇ જાણી શકતા નથી તેથી અકળાઇ જઇએ છીએ, પણ તે વેળા એમનું કહ્યું માન્ય કરી, ધ્યાન ધરી ચુપ રહેતાં આયંદે સઘળો ભેદ આપોઆપ સમજાઇ જાય છે.

બાબા માટે જનતામાં ગેર સમજુતી બરપા થવાનાં ઘણા કારણોમાં "જાતિ–જાહેરાત" પણ એક છે, જે માટે લોકોમાં બહુ વિચીત્ર ધખારાઓ બરપા થયા છે. પરંતુ વર્ષોનાં એમની સાથના ઘાડા પરિચયથી, અને આવા જુદા જુદાં પ્રસંગોએ થયલા અનુભવો ઉપરથી હમો તો ઉલટુંજ જોઇ રહ્યા છીયે કે એમના ચરણે લાખો અર્પી દેવાની ધારણાથી આવેલાં શ્રીમંતો યા એમની જાહેર દુનિયાની કામગીરીમાં ઘણા ઉપયોગી થઇ પડે એવાં નામાંકીત નર-નારીઓ અને મશહુર વ્યક્તિઓની મુલાકાત લેવા માટે પણ એઓએ વખતો વખત ઢીલ કરી છે, અને આ માહેલાં કોઇ મુલાકાતે આવી ગયેલાં મોટેરાંઓ સાથ પણ ચાલુ નિકટ સંબંધ રાખવાની ખાસ ઉલટ પોતે તો દર્શાવી નથી, પરંતુ પોતાના અનુયાયીઓ જેઓ આવા સંબંધમાં હતા, તે પણ કાપી નખાવ્યા છે. જાહેર છાપાના પ્રતિનીધીઓને તો મળવાજ નામરજી દર્શાવી છે, અને જેઓને મળ્યા છે તે પણ એમના શિષ્યો યા ભાવિકોની ખાસ

અરજ ઉપરથી અને તે માટે પણ જેઓ વ્હેવારૂ કામ અર્થે ઉપયોગી થઇ પડે એવા કોઇ સમજુ અને ઉત્સાહ ધરાવનારાઓનેજ મળવા ખુશી બતાવી છે. બાકી તો સેંકડો રીપોર્ટરો વિગેરે 'સઘળે એમના ઉતારાના મકાનોના દરવાજા આગળ કલાકો સુધી ઇંતેઝારીથી થોભી, નાસીપાસ થઇ પાછા ફર્યા છે. તેઓ માહેલા કોઇ ફક્ફડેલાઓએ જે ધ્યાનમાં આવ્યું એ ભલતું-સલતું એમના માટે લખી યા છાપી મારવાથી પણ ઘણાઓમાં ગંભીર ગેરસમજ બરપા થવા પામી છે!

આમ પોતાના ધ્યાનમાં આવ્યું તે જે ગમે એ છાપી મારનારાઓ માહે મુખ્ય ભાગે તો જેઓ મેહેરબાબાના વરસોના મૌન અને વગર બોલવે સર્વ સાથ વાતચીત, ઉપદેશ અને તેની ઉંડી અસર બરપા કરવાની શક્તિ અને રીત વિગેરે ઉપર રમત કરી, તે ઉપરથી કંઇ સણસણાતીભરી (Sensational) વાતો ફેલાવવાનો અભખરો ધરાવનારાઓ હતા, એ આગમચથી જાણી લઇનેજ બાબાએ આવી જાહેરાત માટેનો અટકાવ રાખ્યો હતો. એવા અલફાતુ રીપોર્ટરોની વગર સમજે રજુ કરેલી ઘટતી-અણઘટતી વિગતો ઉપરથી મેહેરબાબાને સમજવાની કોશેશ કરનારાઓમાં ગંભીર ગેરસમજ બરપા થવા પામી છે, જે માટે ઘણાઓએ પાછળથી ખેદ દર્શાવી ખરી હકીકતથી વાકેફ થયા છે. જેઓને ખરૂં-નરૂં કરવાની કોઇ તક મળી નથી યા તેવી કોઇ કાળજી તેઓએ પોતે રહીને કરી નથી, તેઓ મેહેરબાબા માટેની આવી ગેર-સમજના પરિણામે હજી અજ્ઞાનના અંધકારમાંજ રહ્યાં છે! તે ગેર-સમજ દૂર કરવા અર્થેજ આ સત્ય હકિકતો વિગતે વર્ણવાની જરૂર જોઇ છે.

---

# પ્રકરણ ચોવિસમું

## વળતી મુસાફરી—વિદાયગીરીનો વિયોગ!

આશરે એક મહિનો "હારમન" આશ્રમમાં રહેવા બાદ બાબા હિંદ તરફ વળતી મુસાફરીએ નીકળ્યા. એમના જરૂરી કામ અર્થે અને માત્ર ૨–૩ મહિનાની ટુંક મુદત માટે પણ હિંદ જઇ આવવાની અને અમેરીકાથી વિદાય થવાની વાતજ સમજીને સર્વે ખરાં દીલથી દલગીર થઇ રહ્યાં, અને કોઇ ઘરનું વ્હાલું વર્ષોની જુદાઇ માટે વિખુટું પડતું હોય, એ મીસાલ વિયોગનાં ખ્યાલે અંતરથી સર્વ રડી રહ્યાં. છેવટના બે–ત્રણ દિવસો તો એ સર્વેને સમજાવતાં, ધીરજ અને દીલાસાના સખુનોથી સાંત્વન આપતાં, બાબાને પોતાને પણ ઘણી લાગણી થઇ હતી. એ સઘળી અંતરની દલગીરી શા કાજ? આવો પ્રેમ-વિયોગ શા કારણે? તે સર્વનાં અન્તરમાં મેહેરબાબાએ પ્રકટાવેલા પ્રેમ–અગ્નીના પરીણામે! નહિ તો મેહેરબાબા કોણ, તેઓ કોણ? કયા દહાડાનો સંબધ, કયી ઓળખ, પિછાણ ને પરીચય? એ સર્વનો જ્યારે આપણે ખયાલ કર્યે ત્યારેજ બાબાએ પ્રકટાવેલા આ દિવ્ય "પ્રેમના પ્રતાપ" કંઇ સમજી શકાય છે!

### વાયરલેસમાં વિયોગ અને પ્રેમ–સંદેષ!

ન્યુયોર્કથી જરમન સ્પીડ–બોટ "બ્રેમન" માં તા૦ ૬ ઠી ડીસેમ્બરે ઉપડયા બરાબર, એમને સફળ-સફર અને જલદી પાછા ફરવા (Bon Voyage and Happy Return) ઇચ્છતા સંખ્યાબંધ સંદેશાઓથી સ્ટીમરના વાયરલેસ સંરજામ અને તારો (Wireless apparatus) ધમધમી રહ્યા. એ સર્વ માંહે એમની સાથની મુલાકાતથી જીવનમાં નવું ચેતન મેળવી ચુકેલાં પ્રેમી ભાવિકો તરફના

પ્રેમ અને વિયોગની અચુક લાગણી દર્શાવતા અચરતી ભર્યાં ઉદ્દગારો સાંભળી, વાયરલેસમાં કામ કરનારાઓ પણ તાઝુબ થઇ રહ્યા! એ માહેલા કોઇકોએ તો આ મહાન વ્યક્તિ કોણ હતી તેની ખબર મેળવવા અને બની શકે તો મુલાકાત પણ કરવા પણ ઇંતેઝારી દર્શાવી હતી, અને એમને તકલીફ ન થાય એટલા ખાતર એઓ જ્યારે ડૅક પર એકાંત જગ્એ ફરવા નીકળે ત્યારે દૂરથી પણ નિહાળી સંતોષ અને ખુશાલી દર્શાવતા.

વાયરલેસ મારફત અમેરીકા, યુરોપ, ઇંગ્લંડ અને હિંદ ચોમેરથી મળતા આ સંદેશો માહેલા કોઇ Merwan, તો કોઇ Irani, કોઇ Baba, તો કોઇ Meherbaba—એમ બાબાના જુદાં જુદાં નામે આવતા, જેથી એમનું "મેહેરબાબા"નું જાહેર નામ આ વાયરલેસ સ્ટાફવાળાઓને માલમ પડતુંજ. પરંતુ પોતાની ઑફીસના સ્ટાફ સિવાય બીજા કોઇને પણ એ જાણીતું નામ જાહેર **નહિ** કરવાની સખત તાકીદ ઉપર તેટલીજ સખતાઇ અને વિશ્વાસથી અમલ કરી, તેઓ પોતાની ફરજ પ્રમાણીકપણે બજાવતા—એ ખરેજ પ્રસંશાપાત્ર હતું! જાહેર આલમની નોકરી માટેની તેમની સારી સમજ (sense of service) નો અચ્છો ખ્યાલ દર્શાવતું!

## ન્યુયોર્કથી ફ્રાંસ

અમેરીકાથી ઉપડેલા હમો ફ્રાંસના "શેરબુર્ગ" બંદરે ઉતરી ત્યાંથી પેરીસ ગયા, જ્યાં હમને એક અઠવાડીયું થોભી જવું પડયું—ફ્રાંસનાં માર્સેલ્સ બંદરથી હિંદ આવવા ઉપડતી બોટને ઉપડવાને એક અઠવાડીયાંની વાર હોવાથી, પેરીસ ખાતે ૭ દિવસ મુકામ કરવો પડયો. આ તકનો લાભ લઇ એમના થોડાંક અંગત ઇંગ્લીશ ભક્તોએ ઇંગ્લંડ વેરથી પેરીસ આવી, એમના અંગત સમાગમનો લાભ ઉઠાવ્યો હતો.

ઇંગ્લંડ, યુરોપ અને અમેરીકાના ત્રણ મહિનાના ચાલુ પ્રવાસો દરમ્યાન ખાનગીમાં પણ સેંકડો ભાવિકો સાથની પ્રથમ મુલાકાત અને ભવિષ્યની યોજનાઓ માટેની વાતચીત તેમજ ગોઠવણ વિગેરેની થાક અને રંજ બાદ બાબાએ આ છ દિવસો તદન એકાંતમાં ગુજાર્યા. ફકત ઇંગ્લંડથી આવેલાં થોડાં ભાવિકો, જેમની સાથનો સંબંધ અને પરિચય હવે ઘરના જેવા અતલગનો અને ધાડો થવા પામ્યો હતો, તેઓ સિવાય કોઇને મળ્યા નહતા.

આ કારણે જેમ તેઓને બાબા સાથ વધુ અંગત પરિચયમાં આવવાનો આનંદ બરપા થયો હતો, તેમ વળી દરેકને એમની તરફથી અપાયલાં અંગત શિક્ષણનો પણ લાભ થયો હતો. બાબાના અંગત સહવાસમાં, ફકત **ખુદા, પ્રેમ અને સત્ય-માર્ગને** લગતી વાતો અને ઉપદેશો સાંભળવા ઉપરાંત, વ્હેવારૂ જીવનની ઉપયોગી તરબીયત દરમ્યાન સર્વને થયલા આનંદમય અનુભવોની મીઠી યાદ આજે બી તેઓ કરી રહ્યાં છે, અને તે સુખવાસી દિવસોને પોતાના જીવનની સર્વથી આનંદી મુદતો માહેલી એક તરીકે આજે બી લેખે છે! એ અનુપમ અનુભવ બાદ બાબાથી છુટા પડતી વેળાનો અને ત્યારબાદના થોડા દિવસો દરમ્યાનના વિયોગનો અનુભવ તો તેઓના દીલજ જાણે!

## યુરોપથી હિંદ તરફ

### મેલ-બોટ "નારકુંડા" માં

### બાબાએ વગર બોલવે આપેલું લેકચર!

વળતી મુસાફરી દરમ્યાન, પી. એન્ડ ઓ. કું૦ ની મેલ-બોટ "નારકુંડા" માં કાંઇ નવીનજ રંગ જામ્યો હતો! સ્ટીમર ઉપર એમને કોઇ ઓળખી ત્રાસ નહીં આપે એ અર્થે હંમેશ મુજબ એમનું જાહેર નામ પણ મેહેરબાબાને બદલે ફેમીલી નામ M. S. Irani જ આપવામાં આવ્યું હતું. છતાં આ ફકીરી લાઇનના

કોઇ સાચા તલબગાર ને અનુભવી મુસ્લીમ ડોકટરે એમના નૂરાની ચ્હેરા અને દમામદાર ઢબ–છબ ઉપરથી કોઇ મહાન આત્મિક વ્યક્તિ તરીકે પીછાણી, એમની હીલચાલ તપાસી લઇ, એમના અંગે પુછપરછ કરી, પત્તો મેળવ્યો; એટલુંજ નહીં, પણ ડેક ઉપર બાબા સાથ પીછાણ પડતાં, ખાનગીમાં એમના તરફનો એક ટુંક પણ ઉમદા ઉપદેશ સમજી એટલો અચરત થઇ ગયો, કે બીજાંઓને પણ એ જ્ઞાન–ઉપદેશનો લાભ અપાવવાની લાલસા થોભાવી શકયો નહીં! અને તે માટે બાબાને અરજ પણ કરી. પ્રવાસ દરમ્યાન બાબા કોઇની મુલાકાત કરતા નથી, એમ ગમે એટલું સ્પષ્ટ અને વારંવાર સમજાવવા છતાં, એમના તરફથી વધુ વાતો અને ઉપદેશો સાંભળી પોતે જ્ઞાન પ્રાપ્ત કરવા ઉપરાંત બીજાંઓને પણ તેના લાભ અપાવવાના ઇરાદાથી, બાબાને તેવણ ચાલુ અરજ કરતાજ રહ્યા કે "**સૂરજ છે તે દુનિયાને માટે, પોતાને માટે નથી!** તેમ આપના આવાં અદભુત જ્ઞાનનો લાભ બીજાંઓને મળવોજ જોઇએ! અગર બધા પેસેન્જરોને નહીં તો થોડા ચુંટી કાઢેલાંઓને તો ખાનગીમાં ઉપદેશ આપે આપવોજ જોઇએ" એ માટે તે શખસ એટલો પાછળ લાગ્યો કે બાબાની પરવાનગી મેળવી ત્યારેજ રહ્યો. અને તે માટેની ગોઠવણ પણ પોતેજ કરી. પરંતુ હમારી અજાયબી વચ્ચે જોયું તો આ પાંચ–સાત જણા માટેજ ઠેરવેલી ખાનગી મીટીંગના ટાઇમે લગભગ એકસો ઉપર આદમીઓથી આખો હૉલ તેમજ બહારની ડેકપરની ખુલ્લી જગ્યાનું ખુણે-ખુણું ભરાઇ ગયું હતું!

આવી રીતે કોઇ જાહેર જગે બાબાએ અગાઉ કદી લેકચર આપ્યું ન હતું, તેમ તે વેળા પણ આપવા ચાહતા ન હતા. પરંતુ એ માટેની અરજ ગુજારી કરતાં પીછો પકડી રહેલા તે ભાવિકની ભારે ઉલટ અને જીજ્ઞાસા જોઇ, તેમ બીજાં પણ સંખ્યાબંધ ઇંતેજારોની અરજનો સ્વિકાર કરી, બાબાએ પહેલીજવાર આવા એક મોટા

જમેલા સમક્ષ ઉપદેશ આપવા કબુલ્યું. **એક હીંદી ગુરૂ વગર બોલવે આત્મ-માર્ગ ઉપર લેકચર આપનાર છે,** એ વાત બોટ ઉપર ફેલાતાંજ સર્વેની જીજ્ઞાસા ઉશ્કેરાઇ ! લોક વધતાં, ત્રણસે ઉપર પ્રેક્ષકોનું ગેધરીંગ એકઠું થઇ ગયું ! પ્રથમ શબ્દ પ્રમાણે માત્ર ૧૦-૧૫ મીનીટજ સમજાવવાની કબુલાત હતી, તે મુજબ બાબાએ પોતાના બોર્ડ ઉપર આંગળાં ચલાવ્યાં, અને આ લખનારને તે વાંચી ગેધરીંગને સમજાવવું પડયું. એક ગંભીર ચુપકીદી વચ્ચે, લગભગ પંદર મીનીટના અરસામાં બાબાએ અરધો દજન વિષયો— **ધર્મ, સત્ય, ઇશ્વર-માર્ગ, પ્રેમ, તળમળ,** વિગેરે — ટુંકમાં પણ અતિ સરળતાથી અને ખુબીથી સમજાવ્યા. તે ખતમ થવે જેવું પોતાનું બોર્ડ ઉલ્ટું કરી ટેબલ ઉપર મેલ્યું કે તુરત ગેધરીંગ માહેથી ૩-૪ હાથો ઉપર કરવામાં આવેલા નજરે પડયા ! ખુલાસો પુછતાં માલમ પડયું કે તેઓ કોઇ પોતાના ખાનગી પ્રશ્નો નહીં, પણ જે બાબદ સમજાવવામાં આવી હતી તેના સંબંધે કાંઇ વધુ ખુલાસા ચાહતાં હતાં. એ અરજ સ્વિકારી થોડાક ખુલાસા એક પછી એક સમજાવતાં બીજો અડધો કલાક ઉપર થઇ ગયો, જેથી ૧૫ ને બદલે ૫૦ મીનીટ થવા પામી ! લેકીન આ ઉપદેશની અસર એવી તો ઉમદા થઇ કે પાછળથી આવુંજ એક લેકચર ફર્સ્ટ કલાસમાં ત્યાંના પેસેન્જરો માટે પણ કરવાની એમને અરજ થઇ, જે સર્વેની દલગીરી વચ્ચે એઓએ ના પાડી.

હજી બીજાઓ વધુ પ્રશ્નો પુછવાની આશા અને ઉમીદમાં હતા, અને આમ કલાકોભર વાતો ચાલ્યાજ કરતે. પણ બાબાને તે પસંદ ન હતું, એટલે આ તબકકે તેઓ ઉઠી ઉભા થયા. એમના માનમાં આખા હૉલનું લોક પણ ખુરશીપરથી ઉઠી ઉભું થયું. અને લગાર નાસીપાસીથી એમને તે હૉલ છોડી કેબીન તરફ વિદાય થતાં દીઠા !

## બોટ પર ક્રીસમસ અને નવાં સાલની ઉજવણી !
## વાયરલેસ મારફત દુનિયાને એક સંદેષ આપવાની અરજ !

પ્રવાસ દરમ્યાન ક્રીસ્ટમસ તેમજ નવાં વરસના તહેવારો ભારે ઉત્સાહ અને આનંદથી ઉજવવામાં આવ્યા. તે હિંગામનો લાભ લઇ એજ બોટ મધે પ્રવાસ કરતા સદ્ગુરૂ મેહેરબાબા તરફનો એક સંદેશો વાયરલેસ મારફતે દુનિયામાં જાહેર કરવાની ઉમદા તક હતી, એ ધારણાથી એઓ તરફથી આવો કોઇ સંદેશો દુનિયાને બ્રોડકાસ્ટ કરવા માટે આપવા એમને અરજ કરવામાં આવી હતી. પરંતુ આવી રીતની ફોકટ જાહેરાત અને ધામધુમ એમને પસંદ ન હોવે, સર્વની દલગીરી વચ્ચે આ માંગણી પણ બાબાએ ના પાડી હતી. સદ્ગુરૂઓ પોતાના ઉપદેશ જેમ ઘટતા ઇસમોનેજ આપે છે, તેમ જાહેર સંદેષો પણ સંજોગ અને સ્થિતી તપાસીને ઘટતા પ્રસંગોએજ આપે છે. દુનિયવિ તેમજ આધ્યાત્મિક અગત્યની બાબદો ઉપર આવા ઘણા સંદેષો મેહેરબાબાએ વગર પુછવે પશ્ચિમમાં તેમજ પૂર્વમાં આપ્યા છે. એ માહેલા છેલ્લા થોડા હાલ ચાલતાં મહા યુદ્ધ અને હવે પછી આવનારા નવીન યુગના સંબંધે એઓએ આપ્યા છે, તે આ પુસ્તકમાં રજુ થાય છે.

આશરે ચાર મહિનાના યુરોપ–અમેરીકાના પ્રથમ પ્રવાસ બાદ બાબા પોતાની પારટી સહિત હિંદ પાછા ફર્યા અને તા૦ ૧ લી જાનેવારી ૧૯૩૨ ને દીને મુંબઇ બંદરે ઉતર્યા. મુંબઇથી નાસીક સીધાર્યા.

## પશ્ચિમના બીજા પ્રવાસની તૈયારી

મહેરબાબાના પશ્ચિમના બીજા પ્રવાસની તૈયારી પણ તે સાથેજ ચાલુ થઇ, કારણ દર અઠવાડયે અમેરીકા અને વિલાયતના મેલમાં તેમજ એરમેલ મારફતે સંખ્યાબંધ પત્રો માહે એમને પશ્ચિમમાં પાછા ફરેલા જોવાનીજ ઇંતેજારી દર્શાવવામાં આવતી. ત્યાંના ભાવિકો

તરફના પ્રેમ-વિયોગના આ ઉદ્દગારો તેમના અંતરમાં પ્રગટી રહેલા પ્રેમ-અગ્નિ અને પુજ્ય-ભાવનાજ પડઘા પડતા હતા. પશ્ચિમનાં સેંકડો અનુયાયીઓ તરફના આવા અનુપમ પ્રેમ અને પુજ્ય-ભાવ દર્શાવતા સેંકડો તારના સંદેશો અને ખાનગી પત્રો કોઇ પણ હિંદીને મગરૂર કરે એવા છે. માત્ર એકજ ઉડતી અને ખાનગી મુલાકાતમાં મેહેરબાબાએ જે પ્રેમ પશ્ચિમના ભાવિકોમાં જગાડયો તેની જવાળા જ્યારે આમ ફાટી નીકળી પ્રદર્શિત થઇ, ત્યારેજ એમના પ્રેમ-પ્રભાવ અને અંતર જ્યોત જગાડવાની પ્રબળ શક્તિનો વધુ ખ્યાલ એમની અત્રેની મંડળીને પણ થવા પામ્યો. તેમના જીગર પણ એ મહાગુરૂએ પશ્ચિમમા પ્રકટાવેલી અગાધ લીલાનો આવો એક અચુક પ્રકાર પ્રત્યક્ષ નિહાળી હર્ષથી પ્રફુલ્લીત થયાં, તો જો કે એમની દૈવિક લીલા અને પ્રેમનો જલ્વો મેહેરાશ્રમનાં ફુલ બચ્ચાંઓમાં પ્રકટેલો તેઓએ જોયો હતો, તેમ એજ પ્રેમનો કોઇક પ્રકારનો અલગ અલગ અનુભવ પણ તેઓને તો અત્યાર આગમચનો મળી ચુકયો હતો. પણ હજી તો પશ્ચિમની આ એકજ ખાનગી મુલાકાતની નજીવી શરૂઆત હતી. એકવાર એમનું નામ જાહેર થવા બાદ કેવો રંગ જામે છે, તેની કલ્પના તે વેળા કરી શકાઇજ નહી!

પ્રથમ મુલાકાતમાંજ જ્યારે **ચગોર અમેરીકન પ્રજાએ મેહેરબાબાનો પ્રભાવ, ગૌરવ અને અપૂર્વ આત્મિક શક્તિનું મીજાન કરી લીધું**, ત્યારે આવી એક જગતને હચમચાવી મેલનારી મહાન વ્યક્તિને પોતાના મુલકમાંજ સ્થાન આપી, તેમની મારફતે જગતમાં બહોળા વિસ્તારની કામગીરી માટે અમેરીકાનેજ મધ્યસ્થાન (centre) બનાવવું, એ પ્રબળ ઇચ્છા સ્વભાવિક તેઓમાં ઉત્પન્ન થઇ. અને તે અર્થે તેઓએ તડાકામાર તૈયારીઓ પણ કરવાજ માંડી. તેમાં એક અગત્યની શરૂઆત તરીકે

પ્રથમ આ કામને જાહેરાત આપવા અર્થે તેઓએ દુનિયાની સર્વથી મોટી અને મશહુર રૂટર કંપની અને તેની સાથ જોડાયલાં એસોશીયેટેડ પ્રેસનું સાધન પકડી, પ્રથમ તેમના મુંબઇના વડા પ્રતિનિધિને મેહેરબાબાની મુલાકાતે મોકલવા માટે ઇઝાજત ચાહી, કે જે જગભરની મોટી કામગીરી એઓ કરવા ચાહતા હતા, તે અર્થે એ જાહેરાત જરૂરી હતી, અને તે માટે આવી મશહુર કુંપનીના પ્રતિનીધીને મુલાકાત આપી તેમની મારફતે કાંઇક સંદેષ યા ઉપદેશ જગતને આપવો. આ સુચના વાજબી હતી અને એમના જાહેરી કામ અર્થે જરૂરી પણ હતી. એ કારણે એસોશીયેટેડ પ્રેસના પ્રતિનિધિની સાથે મુંબઇમાં મુલાકાતની ગોઠવણ કરવા માટે એઓએ પરવાનગી આપી. આ પ્રથમ મુલાકાત દરમ્યાન થયલી વાતચીતનો જાણવાજોગ સાર હવે પછી રજુ કરીશું.

---

# પ્રકરણ પચીસમું

## મેહેરબાબાના પ્રથમ દર્શન અને મુલાકાત!

### પાશ્ચમના ભાવિકો તે કેમ લે છે?

પશ્ચિમના પ્રવાસો દરમ્યાન ઇંગ્લંડ અને અમેરીકા મધ્યે એમની મુલાકાતે આવનારાઓ માટે પહેલાંથીજ બાબાએ એવી આજ્ઞા ફરમાવી હતી કે પ્રથમમાં દરેક **મુલાકાત માત્ર બે મીનીટ માટેજ રાખવી, તેમજ કોઇએ પણ સવાલ કરવા નહિ**—એ વાત ધ્યાનમાં રાખીનેજ આવવું! અને એજ નિયમ મુજબ સર્વ સાથની પ્રથમ મુલાકાતો મોટે ભાગે ટુંક, યાને શબ્દોની આપ-લે વિનાજ, થઇ હતી. અમુક ઇસમોને એઓ પોતે રહી કંઇ પુછતા ત્યારેજ થોડીક વાત થતી. તે સિવાય માત્ર એક યા બે મીનીટમાંજ આ મુલાકાતો પૂરી થતી. પ્રથમ મુલાકાત દરમ્યાન આમ તદન ચુપ-ચાપ રહી, કશી પણ વાતચીત નહીં કરવાની આજ્ઞા આપવામાં બાબાનો બહુ મોતેબર અને ઉંડો સબબ હતો. તે આપણે આગળ જોઇશું.

ઇંગ્લંડ માફક અમેરીકામાં પણ દરેક ભાવિકને પોતાનું દીલ ચાહે એવી રીતે બાબાને ભેટવાની અને પૂજ્ય-ભાવ દર્શાવવાની છુટ હતી. કોઇ શેકહેંડ અર્થે હાથ ધરતાં, તો કોઇ દૂરથી ઉભાં ઉભાં નમન કરતાં; કોઇ ગુઠણ પર પડી માન અને ભાવ દર્શાવતાં, તો કોઇ એમની હાજરીમાં એમની પ્રતિમા નિહાળી ચકિત થઇ, એકી ટગરે નિહાળતાં અર્ધ-બેભાન હાલતે ઉભાંજ રહેતાં! કોઇ એમનું દિવ્ય સ્વરૂપજ જોઇ દીઘમુઢ થઇ રહેતાં! કોઇના દીલનો ઉભરો એમને દીઠા બરોબર ઉછળી આવતો અને ડુસ્કે ડુસ્કે રડતાં;

તો કોઇ અણુધટતો દેખાવ ન કરતાં, દીલ કઠણ કરી શાંત રહેવાની જીવતોડ કોશેષ કરતાં, તો જો કે તેમની બીંજી આંખ્યો માહેથી સરી પડતાં છુપાં અશ્રુના એકાદ બે ટીપાં તેમના અંતરમાં પ્રગટી રહેલા પ્રેમ–અગ્નિની ગવાહિ દર્શાવતાં! શુધ્ધ પ્રેમની આ પરસ્પર અને ગુપ્ત આપ–લે નો અજાયબ ખેલ નઝરો–નઝર નીહાળવો એ પણ એક અવર્ણ્ય અનુભવ હતો, અનુપમ મોજ હતી!

## ઇશ્કે–હકિકિ અને ઇશ્કે મીઝાજી!

## દુનિયવિ મોહ અને દૈવી પ્રેમ!

નાટક તખતા યા સીનેમાના પડદા પર પરસ્પર પ્રેમ દર્શાવતાં નાયક–નાયિકાની ઇશ્કે–મીઝાજીના દ્રષ્યો તો આપણે વરસોથી કાંઇ હઝારોની સંખ્યાઓમાં નિહાળ્યાં હશે. તેમજ આ દુનિયવિ નાટક તખ્તાપર, સંસાર–વ્હેવારમાં, સગા–સ્નેહીઓના યા મીત્ર–મંડળના પ્રેમી જોડાં વચ્ચેના પ્રેમભર્યા સંબંધ પણ આપણે ઘણાએ દીઠા હશે. પરંતુ આ "ઇશ્કે–હકિકિ"ની પરસ્પર આપ–લેનો અચરજભર્યો ખેલ કંઇ ઓરજ અનુભવ દર્શાવતો. પ્રેમના પવિત્ર નામ હેઠળ શારીરિક માયા એટલે હવસ ઉશ્કેરનારા દેખાવો અને સાચા શુધ્ધ દૈવિક પ્રેમની આપ-લેના અદભુત દ્રષ્યો વચ્ચેનો જમીન–આસ્માનનો તફાવત અહિં તાબડતોબ સમજાઇ જતો! He jests at scars that ne'er felt a wound! જેણે જંગે–જેહાનની માયાવી અટપટમાં અટવાઇ, કોઇપણ પ્રકારના પ્રેમથી ઘાયલ થઇ, એક પ્રેમ-વિયોગનો જખમ શું છે તે અનુભવ કદી મેળવ્યો નથી, તે કોઇ પ્રેમની નજીવી અસરથી પીડાતા પારકાના જીગરની આગ જોઇ અજ્ઞાનપણાંમાં હસી રહેછે કે આ શું ઘેલાં–ચેડાં? એ વાત સમજાવતાં શેકસપીયરે તો માત્ર દુનિયવિ એટલે માયાવી પ્રેમ માટે ઇશારો કર્યો છે.

પરંતુ ઇશ્કે–હકિકિ યાને શુધ્ધ પરમાત્મા–પ્રેમના અનુભવની તો વાતજ નિરાળી રહી! ઇશ્વર-પ્રેમમાં પરોવાયલા આશકની આનંદમય અને બી-પરવા હાલતનો અનુભવ તો જેઓ એ રંગે રંગાયા હોય તેઓજ જોઇ શકે! જે થોડા અર્થ–સુચક શબ્દો બાબા પોતે રહી આ મુલાકાત દરમ્યાન કોઇ કોઇને કહી સંભળાવતા, તે મોટે ભાગે આજ હતા, કે—**"પ્રેમીઓ જેઓ અંતરથી કાંઇપણ સમજી અને અનુભવ કરી શકે છે, તેમને ઉપર ઉપરના શબ્દોની સમજાવતની જરૂરત રહેતી નથી."** "Words and explanations are not necessary for those who love and understand!" અખંડ પ્રેમની એક અર્થસુચક દ્રષ્ટિ સાથ એમની તરફથી બહાર પડતા આ શબ્દોનો ગુહ્ય અર્થ સમજી, સાચા પ્રેમીઓની આંખ્યો માંહેથી ખરી પડતાં આંસુઓજ આ પરસ્પરની આપ-લેની અચુક ગવાહી દર્શાવતાં. તો કોઇ બીજાં ભાવિકો બાબા સાથે શેકહેંડના એક ઘડીભરના સ્પર્શના આત્મિક આકર્ષણથીજ પ્રેમનો પ્રથમ ઝટકો અનુભવતાં! એ સર્વને મુખથી આ પ્રકાર–પ્રકારના અદભુત અનુભવોની વાતો સમજવી એ પણ એક નિરાળી મોજ હતી. તે વિસ્તારીને વર્ણવતાં પોથા ભરાય, અને દુનિયાની ગમે એવી જોરાવર અને કરૂણ કથા-કહાણીને વિસરાવે યા બાજુએ મેળે એવા અંગત અનુભવોનું કોઇ નિરાળુંજ પ્રકરણ થઇ પડે! તે માંહેલા નજરે પડેલા આ થોડા અનુભવો મારી અલ્પ–બુધ્ધીથી અત્રે રજુ કરવાને પણ આ કલમમાં કશી તાકાત નથીજ, અને જે કાંઇ ચિત્ર રજુ કર્યું છે તે આ દૈવી–પ્રેમના અદભુત અંગત અનુભવનો એક નીર્જીવ ઝાંખો આભાસ-જ સમજવો!

## સત્પુરૂષના અંતરનો પ્રેમ સામાના અંતરમાં પ્રેમ પ્રગટાવે છે!

એક બીજા પણ એજ પ્રકારના અનુભવની વાત સાથે સાથે કહી દઇશું, જે બાબાની વગર બોલવેની પણ કમાલ કામગીરીનો

કાંઇક ખ્યાલ દુનિયાને દર્શાવી શકશે, અને એમના આ મથાળે વર્ણવેલા શબ્દોની સચ્ચાઇ પણ પુરવાર કરશે. આ એક કુદરતી સવાલ છે કે મુખથી એક શબ્દ પણ બોલવા વગર, આમ સેંકડો શીખેલાં, ભણેલાં અને હિંમતથી સામાના મુખ પર તડાતડ સવાલ કરી ઉભાં રહેનારાં પશ્ચિમના લોકો શાથી ચકિત ને શાંત થઇ એમને શરણે આવી રહ્યાં? સદગુરૂની અપાર લીલા અને અગાધ શક્તિનો કાંઇક ખ્યાલ આ પુસ્તકના એ વિષયના પ્રકરણમાં આગળ સમજાવ્યો છે. તેમ બાબા સરીખા એક ખુદા-રસીદા મહાગુરૂ માહેથી જે શુધ્ધ દૈવિ પ્રેમ સ્ફુરે છે, જેઓ ઇશ્વર સાથ એકતાન થવા બાદ તે ઉંચ અવસ્થાના અપરિમીત આનંદ, જ્ઞાન અને શક્તિ સાથ નીચલી દુનિયામાં ઉતરી આવી કામગીરી કરે છે, તેવી અદભુત વ્યક્તિ માટે માત્ર એક નજરથી, સ્પર્શથી યા શબ્દથી, સાધારણ દુનિયવી લોકો માહે પ્રેમ-અગ્નિ પ્રકટાવવો, તેમનાં અંતરમાં અસર કરવી, તેમનાં જીવનમાં પલ્ટો કરાવવો, એ વાતો તો રમત જેવી છે. આ પ્રેમ-ઘટના તો એ મહાગુરૂઓની એક કામગીરી છે, અને એજ નિર્માણ થયલું કર્તવ્ય આ અવનીમાં તેમને કરવું રહ્યું છે. આમ નજરો-નજર યાને સમક્ષ ખડા રહી, મળી-ભેટી, નઝર, સ્પર્શ યા શબ્દથી તો આવું અદભુત પરીણામ નીપજાવી શકાય છેજ. પરંતુ વગર જોવે, વગર મળવે, યાને અંગત ઓળખ-પીછાણ વગર, માત્ર એમને મળી આવેલા કોઇ ભાવિકના મુખથી સમજીને, અથવા તો એવું કોઇ બયાન ખાનગી પત્રદ્વારા યા જાહેર વર્તમાન પત્રોમાં વાંચીને પણ એમના મુબારક અને પવિત્ર નામની **સાચા દીલથી યાદ અને ઝીક્ર કરનારાઓને, ગમે એટલે દૂરથી પણ, એમના તરફથી અણદીઠ મદદ અને રાહબરી મળવા પામી છે! ઉપરાંત પુષ્કળ દાખલાઓમાં તો હજારો માઇલ દૂરથી એમના દર્શન, સ્વપ્નવિ તેમજ જાગૃત હાલતમાં પણ થવા**

પામ્યાં છે, જેના ચકિત કરનારા અનુભવોના અહેવાલ એ અંગત અનુભવ મેળવી ચુકેલાઓએ પોતે બીજાઓને અજાયબી સાથ કહી સંભળાવ્યા છે, યા પત્રોદ્વારા વર્ણવ્યા છે!

## સૌથી શ્રેષ્ટ અનુભવ, પ્રથમદર્શન અને શાંત ચુપકીદીભરી આપ-લે!

પ્રત્યેક ઇસમનો સર્વથી શ્રેષ્ટ અને અનુપમ અનુભવ તો પ્રથમ-દર્શનજ કહી શકાય! તે વેળા જે આત્મિક ઝટકો આવી દૈવિક વ્યક્તિ તરફથી દરેક ભાવિકને મળે છે, તે એક નિરાળોજ અનુભવ છે! તે ફરી કદી મળતો નથી. સાચા, શુધ્ધ પ્રેમની તલબ કરતા અભિલાષીઓને એ મહાન આત્મિક વૈદ તરફથી આપવામાં આવતાં દૈવી પ્રવાહના એક ઇન્જેકશન મીસાલજ લેખી શકાય! ઇશ્વરી પ્રેમ-પિયાલા માહેલો આ એકજ નાનો ભાગ (dose) માત્ર એકવાર અંતરમાં ઉતરી ગયો કે ગમે એવાં સખત મન યા દીલનો આદમી પણ પલટો ખાય છે. એકવાર આ આત્મિક ઝટકો ખાઇ પ્રેમ-આઝારથી પીડાતો દર્દી જ્યારે ફરીથી આત્મિક વૈદ એટલે ગુરૂ આગળ ઇલાજ અર્થે આવે છે, ત્યારે પ્રેમી ગુરૂ ફરી દર્શન દઇ તેને કારગત લાગતા ઇલાજ માટેની સલાહ, સુચના યા આજ્ઞા આપી તેના દીલને રાહત ને મનને શાંતી બક્ષે છે! ઇશ્કના આઝારથી પીડાતા આવા પ્રત્યેક દર્દી માટેના ઇલાજ તેની પોતાની મનોવૃત્તિ, તલબ અને સહન-શક્તિના હિસાબે કરતા રહી, સદ્‌ગુરૂ જ્ઞાની રફતે રફતે તેને આ **ઇશ્કે-હકીકીમાં રગડોળાતોજ** કરે છે. પ્રત્યેક ઇસમના આમ અલગ અલગ ઇલાજ કરવા ઉપરાંત કોઇ કોઇ વાર સઘળાંને એકત્ર કરી, એક મોટો જમેલો જમાવી, પ્રેમી ગુરૂ તે સર્વે માહે એકી વેળા પ્રેમનો પ્રવાહ રેડે છે! એ રમત અને રંગત પણ કાંઇ ઓર છે, અને તેનો અનુભવ મેળવી ચુકેલાંઓ વરસો બાદ આજે પણ

તે આનંદમય અનુભવની યાદ કરે છે! બાબાની આ એક તદન નવીનજ રીત હતી. તેનો કંઇ ખ્યાલ આપણે લઇયે.

## પ્રેમ — સ્નાન !

ઇંગ્લંડમાં એમની સાથ આશ્રમમાં રહેતા તેમજ અંગત સમાગમમાં આવેલા સઘળા ભાવિકોને દર સાંઝે ભેગા કરી આ આત્મિક ખેલ ચલાવી બાબા કાંઇ અજબ રંગત જમાવતા હતા. સઘળાંને સાંજનું ભોજન સકાળેથી, કોઇવાર પાંચ–છ વાગતા સુધીમાં, લઇ લેવા આજ્ઞા આપતા. ત્યાર બાદ જો હવા ખુલ્લી (એટલે વરસાદ યા ઝાકળનાં ભિનાશ વિનાની) હોય તો બહાર ખુલ્લા બગીચામાં યા કમ્પાઉન્ડમાં સર્વેને ભેગા થઇ, શાંત અને એકાગ્ર ચીતે મનન (meditation) કરવા ફરમાવતા. અગર બહાર હવા સર્દ હોય યા જ્યાદા ઠંડક હોય, તો એકાદ મોટા હૉલમાં એજ મિસાલ સર્વેને ભેગા કરી, વચ્ચે પોતે પણ બીરાજતા. આમ સર્વે એકાગ્ર ચીતે મનન કરે તે વેળા કોઇએ પણ મુખથી શબ્દ કાઢવો નહી, એવી સખ્ત આજ્ઞા ફરમાવતા. એઓ પોતે પણ જમીન પરજ બેઠક લેવા બાદ એમની આસપાસ ગોળ કુંડાળું થઇ સર્વે બેસતાં. આમ આશ્રમનાં કોઇ શાંત ખુણાંમાં, યા બહાર ખુલ્લામાં કુદરતની લીલા અને રાત્રીની શાંતતાના વિલક્ષણ વાતાવરણમાં, સર્વની વચ્ચે બીરાજેલા પ્રેમી ગુરૂ મેહેરબાબાની દિવ્ય મૂર્તિના સાંધન મારફત પર્માત્માનું ધ્યાન ધરી રહેલાં સંખ્યાબંધ ભાવિકોનું દ્રશ્ય જાણે આ અવની પર ચાલી રહેલો ઇશ્વરી લીલાનો એક અનોખો ખેલજ હતો! ભગવાન અને ભક્ત, ખુદા અને બંદા, ગુરૂ અને શિષ્ય વચ્ચે ચાલી રહેલી આ ગુપ્ત વાતો ફક્ત પ્રેમીઓ અને અનુભવીઓજ સમજી શકે! સાંઝથી તે રાત્રે નવ–દશ યા કોઇ વેળા મધરાત્રે બાર વાગ્યા સુધી કલાકો પર્યંત આ ગુપ્ત રટન ચાલુ રહેતું!

પ્રેમ–સાગર ગુરૂની પ્રત્યક્ષ હાજરીમાં, આ દીવ્ય પ્રેમ–સ્નાન લેતી વેળા અંતરમા જાગી રહેલા નવા અનુભવના તુફાનથી સર્વના ચહેરા પેર છવાયલી પ્રેમ–રંગની છાપ, અને તે તુફાનને દબાવી રાખવાની ગમે એવી ભગીરથ કોશિષો છતાં ઉછરી આવતા ઉભરાઓ અને ડચકાંઓ, ભીંજી આંખ્યો માંહેથી મુખપર સરી પડતાં પ્રેમ–અશ્રુઓ લુછતા હાથો, તેમ વળી એકેકના દીલપર, યા ખોળામાં માથું મેલી કલાકો ભર આ પ્રેમ–ગુંગીમા પડેલાંઓના અંતર માહેથી નીકળતી ઉંડી "આહો," યા મનાઇ હુકમ છતાં આપોઆપ તેમના મુખથી બહાર પડતા "બાબા" નામના નિર્દોશ, પ્રેમી બાળ સમાનના ઉદગારો — એ સર્વ ત્યાં બાબાએ પ્રકટાવેલા જોરાવર પ્રેમ–પ્રવાહની ગુપ્ત પણ અચુક ગવાહી દર્શાવનારા નિરનીરાળા પ્રકારના દ્રષ્યો હતાં! એ સઘળા આ લખતી વેળા યાદ થતાં જાણે આ કમીની કલમડી પણ એ અલૌકીક ચિત્ર નઝર સમક્ષ ખડું ધરી, ભાવિકોના એ પ્રેમ આનંદથી તરબોળ થયેલાં અંતરના મુગા ઉદગારોજ સર્વને સુનાવી રહી છે! સાચા પ્રેમીઓ, ખુદા–શનાસીના તલબગારો, ભગવાનની લીલા અંતરમાં પીછાણવા વરસોથી મથેલા ઇશ્વર પ્રેમી–ભકતો બાબા–સદગુરૂની આ વિલક્ષણ ઘટનાના અનુભવનો ખરો આનંદ તે સર્વને પ્રેમથી આપવા ચાહતી કલમડીના આ નાકેશ વર્ણન માહેથી જરૂર મેળવી શકશે! તે તેનીજ છે જેણે આ સર્વ ઘટનાઓ ઘડી છે.

એ દરમ્યાન દરેકને થતા નિર–નીરાળા અનુભવો એક પ્રકારના દૈવિક આનંદની યાદ આપતા હતા, અને કદી ન થયલા એવા અનુપમ અનુભવની તે યાદ એટલી તો ઉંડાણથી એ દરેકના જીગરમાં છવાઇ રહી છે કે જન્મભરમાં કદી વિસરાય નહી! તે સર્વના કહેવા મુજબ આવો આનંદ બીજી કોઇપણ વેળા મળ્યો નથી! આજે પણ તેની યાદ થતાં દરેક તે ફરી મેળવવા માટે જાણે તલબ કરતું રહે છે!

જેમ ઇંગ્લંડમાં તેમ અમેરીકામાં પણ જેઓ પ્રથમ દર્શન અને મુલાકાત દરમ્યાન બાબાના અંગત સહવાસમાં આવ્યાં હોય, તેવાં સઘળાંઓને દર સાંજે યા કોઇ વાર દિવસમાં પણ આમ ભેગાં કરી **પ્રેમ-સ્નાન (love-bath)** કરાવતા. એજ મીસાલ વખતના વહેવા સાથ બીજાં સ્થળોએ પણ, તેમ વળી કદી કદી દિવસના પણ વચ્ચે વચ્ચે, જરૂર જણાય ત્યારે સંજોગો અને સગવડ જોઇ, મેહેરબાબા સર્વને આ એકાંત મનન-ચીંતન કરવા લગાડતા. એમનો પ્રેમ-પ્રવાહ સર્વના અંતરમાં રેડતા!

## ભક્તિ ઉત્તમ કે સેવા?

આમ જ્યારે ભક્તિ માર્ગે પુરતા પ્રેમથી રંગાઇ ભકત તૈયાર થતો, ત્યારે તેને બીજી રીતે, કોઇ સેવાનું કાર્ય સોંપી, કર્મ-માર્ગનો પણ અનુભવ અને લાભ આપતા, અને શિષ્ય પકકો થતાં તેને સેવા-માર્ગે આગળ વધારતા.

મેહેરબાબા ભક્તિ-માર્ગ કરતાં કર્મ-માર્ગને વધુ અગત્યતા આપે છે, એટલા કારણે કે કર્મ-માર્ગ આ જમાનાને વધુ અનુકુળ છે. વળી કર્મ-યોગમાં ભક્તિ-યોગ આપોઆપ સમાઇ જાય છે, જ્યારે ભક્તિ-યોગમાં તેમ થતું નથી. ભક્તિ-માર્ગે આગળ વધતો સાધક પર્માત્માના ધ્યાન-ચિંતન માહે પરોવાઇ, સમાધિષ્ટ થઇ ઉંચ ભુવનોનો અનુભવ લેવા પામે છે ખરો, પરંતુ તે સઘળું તેના પોતાનાજ લાભ અર્થે થાય છે. જ્યારે કર્મ-માર્ગમાં તો કોઇપણ પ્રકારની સ્વાર્થ-રહિત સેવાથી તે સેવાનો લાભ ઉઠાવનારાં પારકાંનું પણ કલ્યાણ થાય છે. અને કર્મ કરતી વેળા સઘળું ધક-ધ્યાન તે કર્મ સારી રીતે થવા પામે તેની ઇંતેજારીમાં રહેવાથી બીજી સઘળી વાતો આપોઆપ વિસરાઇ જઇ, ફકત તે એકજ કર્મ યા સેવાના ખ્યાલમાં નિશ્ચીત રહે છે, જે પણ ધ્યાન-ચિંતનનુંજ એક સ્વરૂપજ લેખી શકાય. એટલે પારકાંની સેવા અર્થેનું કોઇપણ સ્વભોગી કર્મ કરતાં ભક્તિ આપો-આપજ થાય છે.

વચ્ચે વચ્ચે મોકો મળવે બાબા દરેકને અલગ અલગ, તેમ સર્વેને ભેગા મેળવી ઉપદેશો પણ આપતા રહે છે. જે માહે ઇશ્વર, પ્રેમ, ભક્તિ, સ્વાર્થ-રહિત સેવા, ધર્મ, સત્ય, વિગેરે વિષયો એટલી તો સરળતાથી અને દીલપસંદ રીતે સમજાવે કે પ્રત્યેક વેળા વધુ અને વધુ સમજવાને તલબ થતી રહે છે. કોઇવાર તો તે બીજી વાતોનું ભાન પણ ભુલાવી દે છે. એઓ પોતે પણ સ્વભાવે આનંદી અને પરમ-આનંદનો પ્રત્યક્ષ અનુભવ સદોદિત મેળવી રહેલા હોવાથી સઘળે આનંદજ નિહાળી રહે છે, એટલે સ્વાભાવિક પોતાની આસપાસ જ્યાં પણ જાય ત્યાં, આનંદજ ફેલાવે છે. આત્મ-વિષય ગમે એવો ગહન અને ગંભીર હોવા છતાં, તેને રસમય રીતે રજુ કરી એઓ પોતાની સ્વાભાવિક રમુજ, ટાહુકા-ટુચકા વિગેરેથી તેને સઘળા માટે મનોરંજક બનાવે છે. એમની રમુજ (sense of humour) હંમેશ આપોઆપ ઉદભવતી અને મોભાભરી છે, એટલે ગમે એવા ગહન વિષયો પણ રમતાં રમતાં ને મનોરંજક રીતે રજુ કરે છે. અને એ સર્વ સમજીને માત્ર મનને મોજ યા આનંદ આપી બેસી ન રહેતાં, તે પ્રમાણે અમલ કરી, તેને આચરણમાં મેલવા માટે પણ આજ્ઞા ફરમાવી, તે માટે પણ દરેકને સલાહ, સુચના અને રાહબરી આપતા રહે છે.

---

# પ્રકરણ છવ્વીસમું

---

## પશ્ચિમમાં બાબાની પિછાણ!

---

### એમની હાજરીમાં ભાવિકો જીસસ અને કૃષ્ણનો જમાનો પાછો બરપા થયલો અનુભવે છે!

### એક અગત્યનો પત્ર

અમેરીકાની પ્રથમ મુલાકાત દરમ્યાન બાબાના સમાગમમાં આવી ગયલા સેંકડો અમેરીકન ભાવિકોમાં એમનું આકર્ષણ, તેઓના અંતરના ઉંડાણમાં થયલી અસર અને છાપ વીગેરેનો અચુક ખ્યાલ દર્શાવતો એક પત્ર અત્રે રજુ કરૂં છું. જાણવું જરૂરી છે કે એ પત્ર પણ એક એવા પ્રેમી ભકત અને ભાવિક તરફથી લખાયો છે, જેને બચપણથીજ આધ્યાત્મ–માર્ગ પ્રત્યે અભિલાષા બલ્કે તલબ હતી. વળી મી૦ વૉટસન સરીખા એક કાબેલ, અનુભવી સાયન્ટીસ્ટને થયલા અનુભવ અને તેમની પોતાની સલાહ ઉપરથી મેહેરબાબાને અમેરીકામાં આવકાર આપવા અર્થેની તૈયારી કરવામાં આ પત્ર લખનારાં — મી૦ અને મીસીસ શલૉસે — બહુ આગેવાન ભાગ ભજવ્યો હતો.

હારમન મધે તૈયાર કરેલાં આશ્રમના મૂખી અને મેનેજર લેખે આ પ્રેમી જોડું જેમ સઘળા ભાવિકોની અંગત પિછાણ ધરાવતું હતું, તેમ બાબાના અંગત સમાગમમા આવ્યા બાદ પ્રત્યેક ઇસમ ઉપર થતી રહેતી અસર નજરેનજર જોઇ, તેમની સાથની વાતચીત દરમ્યાન તેમજ પત્રોદ્વારા તે સર્વના અંતરના ઉદગારો સમજી, સઘળી વાતથી બંને પૂરતાં વાકેફ હતાં. બાબાની હારમન આશ્રમની એક મહિનાની પ્રથમ મુલાકાત અને મુકામ બાદ,

બીજી મુલાકાતની તૈયારી અર્થે અમેરીકન ભાવિકોને મેહેરબાબા સરીખા પૂર્ણ-જ્ઞાની મહાગુરૂ અને આ જમાનાના જીવંત અવતારને મળવા, અને એમના અંગત પરિચયમાં આવી દૈવિ પ્રેમનો અંગત અનુભવ મેળવવા માટેનું આમંત્રણ આપતો એમનો આ પત્ર એટલો સ્પષ્ટ છે કે તે માટે વધુ કશું કહેવાની જરૂર રહેતી નથી.

બાબા ઇંગ્લંડ પધાર્યા તે ટાંકણે આ બન્ને પતિ–પત્નિ એક નાની "રીટ્રીટ" યાને આધ્યાત્મિક આશ્રમ સરીખી સંસ્થા ચલાવતાં હતાં. તે માટે ન્યુયૉર્કથી આશરે ૪૦ માઇલ દૂર હડસન નદીપર આવેલાં હારમન નામના નાના નગર નજીકની એક ટેકડી પરના શાંત વાતાવરણમાં, એક એકાંત અને આદર્શ સ્થળ શોધી, ત્યાં આ રીટ્રીટ શરૂ કરી હતી. તે માહે પ્રથમ આત્મ–માર્ગના અભિલાષીઓની ચુંટી કાઢેલી નાની સંખ્યા રોજ આ માર્ગને લગતાં પુસ્તકોના વાંચન, ધ્યાન–ચિંતન વિગેરેના પ્રથમ પ્રયાસ, સૌ પોતપોતાની અકલ–આવડ અને પ્રકૃતિને હિસાબે કરતાં રહી, સાદું જીવન ગુજારતાં હતાં. તેમના એ તારીફ લાયક પ્રયાસમાં સહાયતા આપનાર તેમના પોતાનાજ ઉમંગ, ઉત્સાહ અને ખંત, તેમજ પરસ્પરના સ્નેહ અને સંબંધ સિવાય કોઇ ગુરૂ યા રાહબર ન હતો. એટલે મેહેરબાબા જેવા એક મહાજ્ઞાની મહાગુરૂને લગતી માહિતી તેમજ અંગત અનુભવની વાતો મી૦ વૉટસન સરીખા એક બાહોશ સાયનટીસ્ટ અને આ માર્ગના અરધી સદીના અભ્યાસી અને સાચા અભિલાષીને મુખથી સમજી, આ અણધારી તક તો જાણે તેમના અંતરનો અવાજ સમજીને, સર્વજ્ઞાની, પરમકૃપાળુ પરમેશ્વર બાપ તરફથીજ મોકલવામાં આવેલી પ્રભુ–પ્રસાદિ (God-sent) હતી, એમ તેઓ સર્વને લાગ્યું! અને તેમના ભવે-ભવના સારા સંસ્કારના પરિણામે ગુરૂ–સંબંધ અને સમાગમ માટેની તૈયારી પણ થયલી હોવીજ જોઇએ, કે જેથી બરાબર મોકો આવવે તે લાયક આત્માઓને આ આઇતી તક

મળી ગઇ હતી. બાબાના અંગત પરિચયથી, તેમજ એમને નામે ચાલુ કરેલાં આશ્રમ મારફત સેવાના કામો કરતાં એ બંનેને પણ અચરતીભર્યા અંગત અનુભવો થયા હતા — તે આપણે હવે પછી જોઇશું. તેટલાં પોતાના અમેરીકન મીત્રો અને બીજા આત્મ–જ્ઞાનના અભિલાષિઓને બાબાની ઓળખ આપતો એમનો તરફનો આ પત્ર પણ તેનો કાંઇક ખયાલ તો આપશેજ.

## (નમુના પત્ર)

વ્હાલા.........

તા. ૬ થી નવેમ્બરથી તમારી મને વારંવાર યાદ થાય છે. તે દિવસથી, કોઇ મોજેજા રૂપીજ લેખી શકાય એવા ચાલુ બનાવો, જે ગઇ વસંત રૂતુથી શરૂ થયા હતા, તેના પરિણામે, જીન અને હું એક મહિનાની મુદત માટે શ્રી મેહેરબાબાના યજમાન (host) બન્યાં. એઓ પૂર્વમાં એક પૂર્ણજ્ઞાની શિક્ષાગુરૂ યાને સદગુરૂ તરીકે વિખ્યાત છે, અને પૂર્વમાં તેમજ પશ્ચિમમાં ઘણા લોકો એમને હવે પછી આવનારા નવા જમાનાના અવતાર તરીકે લેખે છે.

એઓ આપણા આ મુલકમાં પાંચ આધ્યાત્મિક રીટ્રીટ યાને આશ્રમો સ્થાપવાનો ઇરાદો ધરાવે છે. તે માહેલી પ્રથમ, એમનીજ આજ્ઞાથી અહિં હારમનમાં શરૂ કરી હમો ચલાવી રહ્યાં છીયે. હારમન–આશ્રમના આ ઘરમાં જે ઘડીથી એઓએ પોતાના પવિત્ર કદમ મેલ્યાં, તેજ ઘડીથી એમના માહેથી એક એવો અદભૂત પ્રેમ ચાલુ વ્હેતો રહ્યા છે, જે દિવ્ય યાને ઇશ્વરીજ કહી શકાય! એ પ્રેમ, જેમ હમો બંને માહે, તેમ જેઓ એમના સંબંધમાં આવ્યાં તે દરેક માહે એક ઝડપથી ફેલાઇ જતા પણ સુંદર ચેપ (contagion) મીસાલ સર્વત્ર ફેલાઇ ગયો છે. હમો આશ્રમવાસીઓ જેઓ એમની સાથ અંગત સહવાસમાં વસી

રહ્યાં હતાં, તે સર્વને અસલના ક્રીશ્ચીયનોની મેજબાનીના ઉત્સવો (Feasts) કેવા હશે તે પહેલીજવાર સમજાઇ જવા લાગ્યું. અગાઉ કદી પણ એવી સમજ હમને આવી શકીજ નહતી.

જીસસ અને તેમના શિષ્યો વચ્ચે, તેમજ કૃષ્ણ અને તેની ગોપીઓ વચ્ચે પરસ્પર સંબંધ કેવા હશે, તેમજ મહાભારતના કેટલાક ચિત્ર-વિચિત્ર બનાવો શું હતા — તે સર્વની મીઠી યાદ, હમારી રોજીંદી જીંદગીના ચાલુ વ્હેવારૂ બનાવો મારફત હમને વારંવાર થતી રહી, અને જાણે એ સઘળા યાદગાર બનાવો હાલના આપણા જમાનાના વાતાવરણ (back ground) ની વચ્ચે ફરીથી ઘડાઇ રહ્યા હતા — એમ દીસવા લાગ્યું !

અગાઉ કદી પણ ન જાણેલો એવો ઉંડો પ્રેમ હમારાં અંતરમાં પ્રદિપ્ત થયો. અગાઉ કદી ન અનુભવેલા એવા આનંદે હમારી જાતિ મર્યાદાઓ — નબળાઇ, અશક્તિ, કમજોરી — સર્વને જાણે પીગળાવી દીધી, અને તમામ વિશ્વના સર્વમય ભાનની હાલત તરફ દોરવાઇ રહ્યાં હોઇયે એમ હમને લાગ્યું. આપણા અણઘટતા આચાર-વિચારો, લાગણીઓ અને કૃત્યોની જમાનેભરથી જડ થઇ ગયલી ટેવો, જે દૂર કરવા આપણે વરસોથી ફોકટમાં ફાંફાં મારી રહ્યાં હતાં, તે સઘળી ટેવો જાણે એકજ રાતમાં, અને વગર કોશેષ બેમાલુમ થઇ ગઇ. રોજીંદા જીવન માહેથી ઉપસ્થિત થતા સંજોગો મારફત હમો દરેકને પોતાની સર્વથી પ્રબળ જાતિ-શક્તિઓ અને તાકાત, તેમજ સર્વથી ઓછી કમ-તાકાત યાને નબળાઇઓ-બંનેનું ભાન થયું. એટલુંજ નહિં, પણ કોઇ અજાયબ રીતે હમારી નબળાઇઓને વશ કરવાની જાતી-તાકાતનો ઉપયોગ કરવા માટે પણ હમને શક્તિ આપવામાં આવી. અને શ્રી મેહેરબાબામાં પોતા માહે તો જીવનના પ્રત્યેક વિભાગમાં પૂર્ણતાજ પ્રદર્શિત થતી હમો ચાલુ નિહાળતા રહ્યા.

હમને અનુભવ થવા લાગ્યો કે જેમ આગલા જમાનાઓમાં જીસસ અને કૃષ્ણ થઇ ગયા, એ મીસાલ માનવ અવતારમાં ફરીને આ અવનીપર એક વ્યક્તિ ઉતરી આવી છે, જેમની હાજરી માત્રથીજ દુનિયાના આત્માઓ મધ્યે એક એવો પ્રેમ જોશભેર પ્રગટી અને ઉભરી નીકળ્યો છે, જે પ્રેમ પ્રત્યેક જીવાત્મા પોતા માહે સમાવી યા હજમ કરી શકે તેનાથી પર યાને અધિક વધુ પ્રબળ છે; જેમનું આ ધર્તિ પર હાલે પધારવું, જીસસ અને કૃષ્ણના જમાના મીસાલ, જનતા માહે નવું ભાન સજાગૃત કરવા માટેજ સરજાયું છે, **જે ભાન માહેથી એક નવીનજ માનવ યુગ આ અવની પર શરૂ થશે!**

તમો અને હું, તેમ બીજા ઘણાઓ, ઘણા લાંબા કાળથી, એજ ભાનમાં વૃદ્ધિ કરતા આવ્યા છીયે, તે મારફત નવીન માનવ–યુગને આ ધર્તિપર સ્થાપિત કરવા અર્થે ખટપટ કરી રહ્યા છીયે. હવે, આપણ સર્વ સાથે મળી કરેલી એ સામાન્ય કોશેષોના ફળ મેળવવાનો યોગ ઉત્પન્ન થઇ રહ્યો છે, યાને આપણી સર્વની જીંદગીભરની કોશેષોના ફળ ચાખવાનો વખત હવે આવી રહ્યો છે. મેહેરબાબા જ્યારે આવતી વસંત રૂતુમાં આપણે મુલક પાછા પધારશે અને સાત વરસથી ધરી રાખેલું મૌન તોડી બોલશે, તેની સાથ એમને જાહેરમાં પ્રગટ થવાની મુદત પણ શરૂ થશે. તે વેળાએ હાલ જે વાતોનો આપણે નાના યા સંકોચિત પ્રમાણમાં અનુભવ કરી રહ્યાં છીયે, તે બહુ વિશાળ પ્રમાણમાં વધી એ અનુભવનો ચેપ જગભરમાં ફેલાશે. તમામ માનવ જાતને એક જબરદસ્ત અને ઉત્તેજક આત્મિક ગતિ યાને ધકકો આપવામાં આવશે, અને જગભરમાં એક પ્રકારની અદ્દભૂત જાગૃતિ, અને અદ્દભૂત ચેતન આવશે.

આ સઘળી ભવિષ્યની ઘટનાઓ ઘડવા માટેનો માર્ગ મોકળો કરવા અને તેને સરળ અને સહેલ બનાવવા માટેની ફરજમાં, હમારી ગમે એવી અદના કોશેશે હમશરીકી અને જરૂરી સહાયતા

આપવાને શક્તિવાન થવાનો ખાસ હક હમને પ્રાપ્ત થયો છે, તે માટેની હમારી જીગરની લાગણી પ્રદર્શિત કરવાની મારે કશી જરૂર નથી. હમને તો ઓર એવી લાગણી થઇ રહી છે કે જેને માટે આપણે જન્મો-જન્મથી પ્રયાસ અને તૈયારી કરતાં આવ્યાં છીયે, તેજ આપણી ઉંચ અભિલાષાઓ તૃપ્ત કરવાનો વખત અને મોકો હવે આવી ગયો છે.

મેહેરબાબા જ્યારે વસંતમાં અત્રે પાછા પધારશે ત્યારે તમને તેઓના સમાગમમાં લાવવા હું સામર્થવાન થઇશ, એવી આશા સહેવી રહ્યો છું. તમામ ભલી દુવાઓ સહિત હું છું આપનો —

**માલકમ શ્લોસ —**

એ સાથે બીજાં પણ થોડાં પત્રો બાબા સાથના પરિચયમાં આવી પ્રકાર-પ્રકારના અનુભવો પ્રાપ્ત કરી ગયલાં અ-સંખ્ય ભાવિકો માહેલાં થોડાંઓ તરફથી લખાયલાં રજુ કર્યાં છે. તે પૂર્વના આ મહાગુરૂ તરફ પશ્ચિમના ભાવિકોની ફિદાગીરી અને જાનફેશાનીની સચોટ સાબેતી રજુ કરે છે.

પ્રેમ અને અહેસાનના અંતરના ઉદગારો દર્શાવતા અસંખ્ય પત્રો માહેથી થોડા નમુના-પત્રો —

(૨)

વ્હાલા પ્રિય સાહેબ —

હમારા યુનાઇટેડ સ્ટેટસ માહેથી તમને ઉપડી જવાનો વખત નજીક આવી રહ્યો છે. મને લાગે છે કે આપને મળવાનો ખાસ હક જે બીજાઓને મળ્યો છે તે સર્વ સાથ સંમત થઇ મારે તમને કહી દેવું જોઇયે કે **આપને પધારેલા જોઇ અમેરીકા પોતાને આશિષથી કૃતાર્થ થયલું લેખે છે.**

તમો જલ્દીથી પાછા અત્રે પધારો અને હમો વચ્ચે લાંબો વખત વસી રહો — એજ હમારી ઇચ્છા છે!

દશ દિવસથી હમો પશ્ચિમ તરફ (મોટરમાં) દોડી રહ્યા છીયે — બલ્કે ઉડી રહ્યા છીયે. લેકીન એક કલાક પણ હમારા મન અને અંતર માંહેથી તમો ગેરહાજર નથી, અને પ્રત્યેક વિસામાની જગાની દિવાલ ઉપર આપના મુબારક ચ્હેરાનું ચિત્ર આપની કૃપાથી નજરે પડતુંજ રહે છે!

કદી ન ભુલાય એવી આપની યાદ, પ્રેમ અને નમ્રતાપુર્વક અહેસાન સ્વિકારશો.

સદાય આપના શ્રધાળુ......

(૩)

બાબા, હું તમને નમન કરૂં છું.

દશ દિવસથી હમો પશ્ચિમ તરફ જાણે ઉડી રહ્યાં છીયે, અને જે મુસાફરી પ્રેમ અને આનંદના સ્વપ્ન માહે શરૂ થઇ હતી, તે હવે પછી આવનારી આપત્તિ અને બારીક સમય માટે જમા થતાં આત્મા અને શરીરના તમામ બળથી જાણે એક કુરૂક્ષેત્રજ બની રહી છે. (અહિં પ્રેમ-વિયોગ માટે ઇશારો કરવામાં આવ્યો છે કે જેને ખાતર અંતરમાં નવાજ પ્રગટી રહેલા પ્રેમનું એક જંગજ જામવાનો ભય લાગી રહ્યો છે.)

આશરે સાત વરસ અગાઉ મારૂં જાતિ-ભાન પ્રગટ થયું, અને અંતરની એક ઝનુની લડત બાદ મારી તે વેળાની શારીરિક હસ્તિ ત્યજી, ભૂલીને હું આત્મ-ભોગ આપવા પામી, જેથી કંઇક જીંદગીભર હસ્તિ ધરાવી રહેલી અસમાનતા અને વિરોધની હાલતને મેં પ્રેમથી ભૂસી સાફ કરી નાખી.

દુનિયવી જીવન વાંકીચુકી વીંટીઓમાં વીંટળાયલું જણાય છે, અને હવે એક વધુ બારીક (સૂક્ષ્મ) ઉંચ ભૂવન ઉપર, મારી હાલની શારીરિક હસ્તિનો સંપૂર્ણ અસ્વિકાર અને ત્યાગ કરવા સિવાય મારી સામે બીજો કોઇ માર્ગ દેખાતો નથી. જેને આ ધરતી અસહ્ય થઇ પડી હોય એવી મારી હાલત થઇ ગઇ છે, અને જો કે હું સ્વર્ગની સીડીપર, બલ્કે તેના દરવાજા સામેજ આવી ઉભી છું, તોયે તેના દાખલ થવાના ઉંબર ઉપર, મારી કસોટી અર્થે, જે આગના ભભુકા અને જલ્તી તલ્વારો અટકાવ સમાન આડી ઉભી છે, તે સર્વ માહે યાહોમ કુદી પડવાની હિંમત મારામાં કમ છે.

આપના સ્પર્શે મને જાણ (માહિતી) કરાવી દીધી છે કે દ્વૈત યાને જુદાપણાના ધર્મ-વિરૂદ્ધાચરણ યાને ઉલટા મતમાં હું વધુવાર રહી શકીશ નહિં. આ સ્વર્ગના ઉંબર પર અટકાવ કરનારા આગના ભભુકાઓ માહે યાહોમ ઝીંપલાવવાની હવે મને હિંમત આવશે—જેથી હું સંપૂર્ણ પ્રેમ (અવસ્થા)ને જાગૃત હાલતે પામું!

કૃપા કરી મને સહાય થતા રહેશો.

નમ્ર ભક્તિ-ભાવમાં......

(૪)

પ્રિય બાબા—

હું તમને ફક્ત એટલુંજ જણાવવા ઇચ્છું છું કે હવે હું જરાએ શક વગર જાણી ચુકી છું કે તમો કોણ છો—યાને આપ **પ્રેમના જીવંત અધિકારી અને માલેક છો.** તમો મારાં અંતરમાં વસી રહ્યા છો, અને હું જાણું છું કે તમો મને પણ તમારા અંતરમાં વસાવી રહ્યા છો.

આજ્ઞા અર્થે હરદમ તૈયાર—આપની દાસી

(૫)

બાબાને —

હવે કે જ્યારે માનવ જાતિના સર્વથી શ્રેષ્ઠ શણગાર અને પુષ્પ સમાન પમરાટ આપતી હસ્તિને મેં નઝરોનઝર નિહાળી છે, ત્યારે જીવનની છેવટની મંઝીલ (ધ્યેય) શું છે — તે મને સમજાઇ ગયું છે. અને હવે હું માર્ગમાં ધ્રુજી યા અટકી ઢીલ કરીશ નહિ. કાળ યા સ્થળમાં યાને કોઇપણ વખતે ને કોઇપણ જગ્ગે, હમો આવતા રહીયે યા જતા રહીયે, તોયે હમો જાણ્યે છીયે કે તમારો અગાધ પ્રેમ હમારી આસપાસ સર્વત્ર પ્રસરી રહ્યો છે, અને હવે પછી હમારા વિચાર અને હમારો પ્રેમ હરદમ તમારી સાથમાંજ રહેશે.

ભાવ-ભક્તિમાં લીન — આપના

(૬)

પ્રિય બાબા —

જે ઘરમાં આપની મુબારક હાજરી હતી અને જ્યાં આપનો પ્રેમ પ્રસરી રહ્યો હતો, તે ઘર છોડી જતાં મને બહુ દુઃખ થયું ! આપની તે પ્રેમ-પ્રકાશિત કરનારી હાજરીમાંજ ત્યાં રહેવા માટે મને ઘણી ઇચ્છા અને તલબ હતી, પરંતુ જ્યારે આ તલબ સૌથી વધુ જોરમાં પ્રકટી રહી છે, ત્યારે જીગરના ઉંડાણથી હું આપની યાદ કરતી રહી છું, અને તેમા મને ઘણી મદદ મળતી રહી છે, જેને લીધેજ હું ટકી રહી છું.

હું એક બીજીવારની સખત કસોટી માહેથી પસાર થઇ રહી છું — જે મારી ખાતરી છે કે આપ જાણો છો. મેં તમારો વિચાર કર્યો અને મારાં તમામ તન-બદનમાં જાણે પ્રેમની રેલછેલ (flood) આવી રહી, અને હવે સઘળું ઠીક લાગે છે.

જ્યારે આપણે એક વસ્તુ વધુવાર માગતાં નથી, ત્યારેજ તે આપણી આગળ આવે છે! આ તે કેવો અખંડિત, તોડી ન શકાય એવો, કાયદો? પણ હું તો ખુશ છું કારણ કે મારો પ્રેમ હવે ખોટા મોહ અને વળગણોથી મુકત થયો છે!

હું આપની કામગીરીમાં હમશરીકી આપવા ઇચ્છું છું, અને તમો કેલીફોરનીયા પધારો ત્યારે M...ને ઘર મેળવી આપી, મોકળી થવા બાદ પણ હું મારી બની શકતી મહેનત આપની સેવા અર્થે કરતી રહીશ, અને આશા રાખીશ કે આવતા વસંત રૂતુમા આપની પધરામણી માટે અહિં એક આશ્રમ (સેંટર) તૈયાર કરવામાં હું બનતી મદદ કરી શકીશ.

(૭)

**મારી જીંદગીમાં આ પહેલીજવાર હું એવી વ્યક્તિને મળ્યો છું, જે જીસસનોજ (દેહ-ધારી) અવતાર છે, જેમની હાજરીમાં મેં દૈવિક આનંદ અનુભવ્યો અને જેમની તરફથી (આત્મિક) રાહબરી અને મદદ માટેની મને ખાતરી મળી.**

---

# પ્રકરણ સતાવીશમું

---

# મેહેરબાબા પશ્ચિમમાં બીજીવાર !

---

## હિંદથી ઇટાલી—ઇટાલીથી ઇંગ્લંડ

૧૯૩૨ નાં માર્ચની તા. ૨૪–મીએ બાબા પોતાની સાથ ૭ જણાને લઇ મુંબઇથી ઇટાલીયન બોટ "કોન્ટેરોસો" માં ઉપડયા. બીજા ૭ શિષ્યોની ટોળી એજ વખતે પુર્વના પેસીફીક માર્ગે અમેરીકા જવા કોલંબોથી ઉપડી શેંગહાઇ ગઇ. ત્યાંથી તેઓ બાબાના એક અંગ્રેજ શિષ્ય, જેઓ નાનકીંગની યુનીવરસીટીમાં પ્રોફેસર હતા, તેમને ત્યાં જઇ મુકામ કર્યો. બાબા તેઓને ઇંગ્લંડથી તાર કરે ત્યારે તેઓએ ચીનથી ઉપડવું એવી ગોઠવણ હતી, એટલે તેઓ નાનકીંગમાંજ થોભી ગયા.

બાબાના આ વેળાના પ્રવાસ દરમ્યાન ઇટાલીયન બોટ ઉપર ઘણા હિંદીઓએ એવણને પીછાણ્યા હતા, અને મળવા ઇંતેજારી દર્શાવી હતી, પરંતુ એઓ પ્રવાસ દરમ્યાન કોઇને મળતા નથી એ બીના સર્વને કહી દેવાથી તેઓ નાસીપાસ, પણ ખામોશ રહ્યાં હતાં. એકાદ બે ભાવિક આત્માઓ તરફ એમનું ધ્યાન પુગવે તેઓની મુલાકાત માટેની માગણી મંજુર કરી, તેમને કંઇક સમજાવ્યું પણ હતું. તેઓમાં થીયોસોફીકલ સોસાયટીનાં એક આગેવાન મી૦ વુડ, જેઓ ખાસ આમંત્રણથી તે વેળાની યુરોપમાં ભરાનારી થીયોસોફીકલ કનવેનશનમાં હાજરી આપવા જતા હતા, તેમને અને તેમનાં ધણીયાણીને મુલાકાત માટેની પરવાનગી આપી હતી.

બાબાની આ બીજી મુસાફરી માટેની ખબર રયુટર મારફત સારી દુનિયાને મળી જવાથી આ વેળા સઘળે જબરો શોર–શાર

થઇ રહ્યો હતો. પશ્ચિમના ઘણા પેપરોએ બાબાને **"હિંદી મેસાયા"** ની ઉપમા પણ આપી દીધી હતી. મશહુર પેરેમાઉન્ટ ફિલ્મ કંપનીવાળાઓએ તો આ "હિંદી મેસાયા" અને પારટી વૅનીસમાં ઉતરે તે વેળા ખાસ ફિલ્મ ઉતારી લેવાની ગોઠવણ પણ કરી હતી, અને તે માટે વખતસર હાજર રહેવા માટે બાબાની હીલચાલનો પ્રોગ્રામ જણાવવા અરજ કરી હતી. પણ એ વાત બાબાને પસંદ નહિં આવવાથી એઓએ કશો જવાબ અપાવ્યો નહિં, અને વૅનીસમાં ચુપચાપ બોટ પરથી ઉતરી, એમને માટે નક્કી કરી રાખેલાં મુકામે જવા ઉપડી ગયા હતા.

વળી લંડનમાં પણ એજ માફક વિકટોરીયા સ્ટેશન પર ઉતરતી વખતે એમની ફીલ્મ લઇ લેવાની ગોઠવણ રાખી હતી, પણ બાબા ડોવરથી મોટર રસ્તે લંડન જવા ઉપડી ગયા, એટલે તે બાપડાઓને બીજીવાર નિરાશ થવું પડયું હતું. પરતું તેઓ ધીરજ ધરી ખંતથી એમની પાછળજ મંડયા, અને આયંદે લંડનમાં કેન્સીંગટન ખાતે, એઓએ જે ભાવિકને ઘર મુકામ કર્યો હતો, ત્યાં એક દિવસ પધારી ત્યાં કમપાઉન્ડમાંજ બાબાની ફીલ્મ ઉતારવા સાથે તેમની તરફનો અગત્યનો સંદેશ પણ ઉતારી લીધો જે મી૰ પરદમે બાબા તરફથી વાંચી સંભળાવ્યો હતો. બાબાનો આ પ્રથમ સંદેશ "પેરેમાઉન્ટ" ન્યુઝરીલ મારફત દુનિયાભરના સીનેમાઓમાં રજુ થયો હતો.

## લંડનમાં બાબા બીજીવાર
## ઇંગ્લંડના ભાવિકોની જાનફેશાની!

બાબાની પશ્ચિમની મુસાફરીને આ વેળા એસોશીયેટેડ પ્રેસ મારફત જગભરના છાપાઓની જાહેરાત મળવાથી પશ્ચિમમાં સઘળે પુષ્કળ જીજ્ઞાસુઓ એમને મળવા આતુર હતા. તેમાં વળી અંગ્રેજી છાપો પણ તે વેળા ઉપર-તળે થઇ ગયો હતો. લંડનના

મુકામ દરમ્યાન, લગભગ દરરોજ, એક યા બીજા છાપામાં, એમના મુબારક ફોટો સહિત, કોઇ નહિ ને કોઇનો ઇન્ટરવ્યુ ચાલુ પ્રગટ થતો હતો, જે વાંચી ખુદ લંડનથી તેમજ દૂરના પરગણાઓમાંથી પણ પુષ્કળ ભાવિકો ઇંતેઝારીથી એમની મુલાકાતે આવ્યા હતા. એ સર્વે સાથની મુલાકાત અને વાતચીત દરમ્યાન જીવન-વ્હેવારના ચિત્ર-વિચીત્ર સવાલો એમની સમક્ષ રજુ થયા હતા, જે સઘળાંના ઉકેલ અને ઇલાજ એઓએ દર્શાવી સેંકડોને સાંત્વન આપ્યું હતું. સંસારી જીવનની એક યા બીજી રીતની નાસીપાસીથી નસોસ થઇ કંટાળેલા યા શારીરિક દુઃખથી ત્રાસેલા અનેક જીવોને બાબાએ ધીરજ અને હિંમતના શબ્દોથી દિલાસો દઇ, તેમનાં દીલને રાહત બક્ષી હતી. એકવાર એમને મળી ગયલા ફરી ફરી મળવાની તલબ ધરાવતા અને તક સાંધતાજ રહેતા. બાબાની દિવ્ય મૂર્તિનું આકર્ષણ અને એમની હાજરીમાં અનુભવેલા આનંદ, જેટલા વિસ્મય પમાડનારાં હતાં, તેટલાં તે કદી વિસરાય નહિ એવા વિલક્ષણ હતાં. આવી કોઇ પ્રેમ-મય જીંવત મૂર્તિને તેઓએ અગાઉ કદી જોઇજ નહતી — યા જોવાની આશાએ નહતી. તે જ્યારે ખરેજ તેમની સામે આવી ને ખડી રહી, ત્યારે તેઓ સ્વાભાવિક ચકિતજ રહ્યાં! **એમને દેખી જે કંઇ કલ્પના યા યાદ તેઓ કરી શકતાં, તે તેઓના પૂજ્ય પયગંમ્બર જીસસ માટેનીજ હતી. જાણે તે મહા-અવતાર પોતેજ બે હઝાર વર્ષ બાદ હેઠળ ઉતરી આવી, તેમનાં વચ્ચે વસી રહ્યા છે — એજ અનુભવ મેહેરબાબાની હાજરીમાં તેમને થતો, અને તે તેઓ બાબાને તેમજ બીજાંઓને આનંદથી કહી સંભળાવતાં!**

## ડેવનશીયરનાં આશ્રમમાં

લંડનથી બાબા અને સાથમાં પૂર્વ-પશ્ચિમના ભાવિકોની એક મોટી પાર્ટી ડેવનશીયરનાં આશ્રમમાં જઇ, સઘળાં થોડા

દીવસ ત્યાં રહ્યાં. અહિં વળી જુદી જુદી જગાએથી આવેલાં સંખ્યાબંધ સાધકો અને જીજ્ઞાસુઓ સાથ બાબાને મુલાકાત થઇ. ઘણીક વિલક્ષણ ઘટનાઓ ફરી ઘડાઇ. એમની મુલાકાતે આવી ગયલા પ્રત્યેકના અલગ અલગ અનુભવોજ સાંભળતાં ચિત ચકભમ થઇ જાય, તો એ સર્વે સાથ રકમ રકમના સવાલ–જવાબોની આપ–લે કરતાં, બાબાને કેટલી તકલીફ થઇ હશે, એ કલ્પિ પણ શકાય નહિં. ફકત એકજ દિવસમાં મળી ગયલાં સંખ્યાબંધ જીજ્ઞાસુઓની જાત–જાતની કહાણીઓ અને તેના બાબાએ સુચવેલા ઇલાજ–ઉપાય અને ઉકેલની માત્ર યાદ કરતાંજ માથું ફરી આવે, તો તે સર્વને સમજીને તેમને ધીરજ, હિંમત, અને સાંત્વન આપનાર ગુરૂની અથાગ જહેમત, અખુટ ધીરજ અને અણહદ પ્રેમ, કરૂણા અને મમતા વિષે શું ધારવું ? પણ એજ એમનું કર્તવ્ય છે, તે મુંગે મ્હોડે, પ્રેમથી, હોંશથી, ઉંઘ, ભૂખ કે થાકની જરાએ પરવા કર્યા વિના, રાતદીન કર્યાજ જાય છે, જે સઘળું નજરો નજર જોનારાઓ માત્ર દેખીને હયરત છે !

બાબાને આ સઘળાં સાથ થયલી વાતચીત, સવાલ–જવાબો વિગેરે માહે જેમ સંસારી જીવનના ઘણા ગુઢ પ્રશ્નોનો ઇલાજ અને ઉકેલ એઓએ સુચવ્યા હતા, તેમ આધ્યાત્મિક માર્ગના જીજ્ઞાસુઓને આ માર્ગમાં આગળ વધવા, એમની તરફની સલાહ અને રાહબરી પણ આપવામાં આવી હતી. એ સઘળું બાબાની સર્વજ્ઞાની શક્તિ અને ભલભલાઓને મુજવી–ગુંચવી રહેલા જીવન-વ્હેવારના જુદા જુદા વિભાગો માહેના પ્રકાર–પ્રકારના પ્રશ્નોનો સરળતાથી ઉકેલ કરવાની એમની દુર–અંદેશી, ડહાપણ અને રામબાણ તેટલાંજ અચુક ઇલાજ સુચવતી એમની સલાહ અને પ્રસંગોપાત ઉપદેશો વિગેરેનું એક નિરાળુંજ સાહિત્ય પ્રકરણ છે, જે હમો હવે પછી પ્રગટ થનારા પુસ્તકમાં રજુ કરવાની ઉમીદ ધરાવ્યે છીયે. તેટલાં આ ટુંક ઇશારો કરી આપણે આગળ વધીશું.

---

# પ્રકરણ અઠ્ઠાવીસમું

## ઇંગ્લંડના છાપામાં બાબા માટેના ઉત્તમ લેખો!

### લંડન અને ઇંગ્લંડમાં શોર!

હવે વાંચક વર્ગને એક બાહોશ ઇંગ્લીશ જરનાલીસ્ટ અને જાહેર વ્યક્તિ સાથ ઓળખ કરાવીશું, અને તેમને મહેરબાબા સાથ થયલી મુલાકાત દરમ્યાન મેળવેલા કંઇક નવાજ અનુભવનું અવલોકન કરીશું. એ અનુભવનો અહેવાલ, એજ લેખકના પોતાના નામ હેઠળ, લંડનનાં 'સનડે એકસપ્રેસ' માં પ્રગટ થઇ ગયો છે. આ લેખક એક જાણીતા જરનાલીસ્ટ હતા અને પ્રજા-હીતના જાહેર સવાલો ઇંગ્લંડના જાણીતા છાપાઓ અને ચોપાનીયાઓમાં ચર્ચાવી, લોકમત કેળવી, પ્રજાને સીધી રાહે દોરવવામાં, બીજા જાહેર આસામીઓ ભેગા, તેઓ પણ આગેવાન ભાગ ભજવતા હતા. અંગ્રેજી છાપાનું છુટાપણું અને કોઇનો પણ સરોપરો રાખ્યા વિના પ્રજા-હિતના દરેક સવાલ જાહેરમાં ચર્ચાવી, તે ઉપર ગમે એવા સખત ટીકા કરવાનો પ્રજાનો હક જગ-જાહેર છે. આ હકની રૂએજ એ જાણીતા જરનાલીસ્ટે પ્રથમ મહેરબાબાની મુલાકાત કરી હતી અને તે દરમ્યાન એમને થયેલો અંગત અનુભવ જાહેર છાપામાં પોતાના ખુલ્લાં નામે રજુ કર્યો હતો.

### પશ્ચિમના બે બાહોશ ભેજાંઓ પૂર્વના ગુરૂની કસોટી કરવા બહાર પડે છે!

૧૯૩૨ ના આ બીજી વારના પશ્ચિમના પ્રવાસ દરમ્યાન જ્યારે બાબા થોડા દિવસ ઇંગ્લંડમાં રહયા હતા, તે વેળા ઇંગ્રેજી છાપાઓએ એમને જબરી જાહેરાત આપી

હતી. લગભગ દરરોજ, મોટે ભાગે ફ્રન્ટ પેજ પર, એમના ફોટા સહીત, કંઇ અવનવું એમને લગતું લખાણ, એક યા બીજા પેપરમાં પ્રગટ થતુંજ રહયું હતું. કંઇ ડજનબંધ લેખો, અંગત ઇન્ટરવ્યુઝના આધારે, તેમજ સમજેલી વાતો ઉપરથી ઉપજાવી કાઢેલી ચિત્ર–વિચીત્ર હકીકતોથી ભરપુર રજુ થયા હતા, જેથી આખા ઇંગ્લંડમાં અને ખાસ કરી લન્ડનમાં ભારે લોકચર્ચા જાગી હતી — એક પ્રકારનો હોહોકાર થઇ રહયો હતો. એમના વિષે કાંઇ વધુ જાણવાની ઇંગ્રેજી પ્રજાની ઉલટ અને તલબગારી જોઇ, આ જરનાલીસ્ટને પણ એક પ્રકારની ચટપટ થઇ કે આ બધી ગડબડ શી છે? વળી કોઇ પૂર્વના મુલકનો મહાત્મા બીજા કુડીબંધ યોગી–મુનીઓ યા સ્વામીઓ મીસાલ અહિં આવી, ઇંગ્રેજી પ્રજાને ભોલવી–ભમાવી નીચોવી તો નથી રહયો? એ શંકા આવા કોઇ પણ જન–સેવકને બરપા થાય એ સ્વાભાવિક છે.

પરંતુ અંગત અનુભવે યા પુર્ણ ખાતરી કર્યા વના જે તે છાપી દઇ જાહેરમાં ચર્ચા કરવા આગમચ, પ્રથમ બરાબર તપાસ કરી, બની શકે તો અંગત મુલાકાતથી અનુભવ મેળવીને ખાતરી ક્યાં પછીજ પ્રજા સમક્ષ પોતાનું પ્રમાણીક મત પ્રદર્શિત કરવું — એ ઉમદા લક્ષણને અનુસરીને, એમણે અવ્વલ તો એ બાબે **વિખ્યાત ઓરીયેન્ટલ સ્કૉલર સર ડેનીસન રોસ** સાથ મસલત કીધી. બાબાને તે વેળા જે અસાધારણ જાહેરાત મળી રહી હતી, તેમા લંડનના ઘણા જાણીતા ને બહોળો ફેલાવો પામેલા આગેવાન છાપાઓના ખાસ પ્રતિનીધીઓ તરફના અંગત મુલાકાતના ઇન્ટરવ્યુઓ, તેમજ બીજા એવાજ વગવાળા આસામીઓના એમના માટેના ઉંચ મત ઉપરથી કોઇનેબી વિચાર તો થઇજ પડે કે આ મેહેરબાબા વળી કોણ છે?

પરંતુ જે દાવાઓ એમના માટે જાહેરમાં રજુ થઇ રહ્યા હતા, તે ખરા છે યા સહરાગાતી, તે તપાસવા અર્થે કોઇ એવી

તરકીબ થવી જોઇયે જે લોકોના ધ્યાનમાં ઉતરે, ને પોકળ હોય તો તુરત પકડાઇ આવે. એટલે આ બન્ને બાહોશ ભેજાંઓએ સાથે મળી, થોડાક અગત્યના અને મુશ્કીલ સવાલોની એક પ્રશ્નાવલી (Questionnaire) ઘડી કાઢી; તેમાં એવી સીફતથી પેચદાર સવાલો પેશ કરવામાં આવ્યા હતા કે કોઇબી લેભાગુ યા કાચો આસામી તુરત છટકામાં સપડાઇ જાય. ધર્મ, નીતી, આત્મવાદ, ખુદા-શનાસી વીગેરે અતિ અગત્યના પણ બારીક અને બીકટ સવાલોની તે એક બેટરીજ હતી. સર ડેનીસન રોસ સરીખા પૂર્વના સાહિત્યના પ્રવિણ વિદ્વાન સાથની મસલત અને અભ્યાસ-પૂર્વક યોજનાથી ઘડાયલી આ પ્રશ્નાવલી કેટલી પેચદાર અને ગુંચવણ ભરી બનાવી હતી તે તો તે માહે સમાયલા સંખ્યાબંધ સવાલોની સીરીઝ સચોટ પુરવાર કરી આપે છે.

## એક અણચિંતી મુલાકાત!

આવા રકમ-રકમના ઠોકબંધ સવાલો રજુ કરનાર આ બન્ને અનુભવીઓને એબી ખબર તો હતીજ કે પૂર્વ તરફના મહા-યોગીઓ પોતાના યોગ-અભ્યાસના પ્રતાપે સામા માણસના મનના વિચાર ઝટ વાંચી, પારખી લે છે. એટલે એવી કોઇબી તક મેહેરબાબાને ન આપતાં, આગમચથી એપોઇન્ટમેન્ટ યા કશી રીતની ખબર આપ્યા વગર એકાએક એમના મકાને ચઢી જઇ, એમને અણચીતાજ જઇ મળવું (take him by surprise), એવો પ્લાન રચ્યો. જાહેર આસામીઓ અને મોટા રાજદ્વારીઓ સાથ જાહેર હિતના સવાલો સંબંધી તકરારમાં ઉતરવાની આ જાણીતા જરનાલીસ્ટની બાહોશી અને અનુભવથી ત્યાંની પ્રજા માહીતગાર હતી, એટલે મેહેરબાબાની મુલાકાત અને એમની સાથ સવાલ-જવાબોની તકરારમાં ઉતરવા માટે પણ એ બે મીત્રો માંહેલા જરનાલીસ્ટ ભાઇનેજ જવાનું ઠર્યું, એ સમજી શકાય છે.

## એક જાણીતા ઇંગ્રેજ જરનાલીસ્ટને થયલો અજબ અનુભવ !

ગોઠવણ મુજબ, એક દિવસ મેહેરબાબાને મળવા અર્થે લંડનના એઓના ઉતારાના મકાને આ જરનાલીસ્ટ એકાએક આવી ઉભા. બાબા આ વેળા કોઇ અગત્યની મુલાકાત અર્થે બહાર જવાની તૈયારીમાં હતા. લંડન નજીક મુફલીસોથી વસાયલાં ઇસ્ટ-ઍન્ડ પરગણામાં ગરીબી અને કંગાલ્યતમાં દિવસો ગુજારતાં લાચાર-બેચારોની મુલાકાત કરવા બાબાએ ઇચ્છા દર્શાવ્યાથી, તેજ દિવસે બાબા સાથે સારી સ્થિતીના શ્રીમંતો અને બીજા ભાવિકોની એક મોટી પારટી પણ તે તરફ ખાસ મુલાકાતે જઇ રહી હતી. એ અહેવાલ હમો હવે પછી રજુ કરીશું. ત્યાં ઉપડી જવા માટે મોટરો પણ તૈયાર હતી. સાથે જનારાઓ સર્વ ફકત એમનાજ બહાર નીકળવાની રાહ જોઇ રહ્યાં હતાં.

પશ્ચિમમાં પણ ઘર મધે તો બાબા હિંદ માફક સાદા ડ્રેસમાંજ રહેતા, યાને આંગપર સાધારણ સફેદ સાદો લાંબો સાભોજ હંમેશ રાખતા હતા, અને એજ સાદા પોશાકમાં સૌને મુલાકાત આપતા હતા. પણ ઘર બહાર તો સાધારણ યુરોપીયન ડ્રેસ પહેરીનેજ નીકળતા, તેમજ એમના લાંબા વાળ પણ કોઇવાર નરમ ફૅલ્ટ હૅટમાં યા કોઇવાર નાની બૅરે (ફ્રેંચ કૅપ) હેઠળ દબાવી દેવામાં આવતા, જેથી એઓ પણ બીજાઓ ભેગા એક સાધારણ આદમી પેઠેજ બહાર જાહેરમાં પસાર થઇ જાય; એમના વિષે કશું પણ નવીન, વિચિત્ર યા અસાધારણ ન દીસવે, કોઇનું ધ્યાન એમના તરફ ન ખેંચાય, નાહક લોક-જીજ્ઞાસા ન ઉશ્કેરાય!

આ ગોઠવણ અનુસાર એઓને સઘળો ડ્રેસ પહેરાવવા બાદ સેવટે ફકત કોટ આંગપર ઓળવવાની તૈયારી હતી, તેવામાં ઘર માંહેથી એક જણ ખબર લઇ આવ્યું કે કોઇ ખાસ જરૂરી કામસર એક સદગ્રહસ્થ માત્ર એક પળ માટે મુલાકાત ચાહતા હતા.

એકાએક આવી ઉભેલા આ પરોણાને ઘરના આદમીઓએ પ્રથમથીજ ખુલાસો કરી દઇ સમજાવ્યું હતું કે આગમચથી આપેલાં એપોઇન્ટમેન્ટ વગર હમો કોઇને પણ બાબાને મળવા માટે એમના રૂમમાં મોકલી શકતાં નથી. ઉપરાંત, એઓ હમણાં બહાર જવાની તૈયારીમાં છે, તેથી કોઇ બીજી વખત પધારવું. પરન્તુ આ નવા આવનારે તો હુજ્જતજ કરી કે મારે તો એઓ સાહેબને મળવુંજ છે—ને તે પણ આજેજ અને હમણાંજ. અને આમ બોલતાં સાથ તેણે પોતાનો કાર્ડ રજુ કર્યો. તે પરનું નામ વાંચતાંજ તે ભાવિકને એક ઝટકો લાગ્યો! **જેમ્સ ડગલાસ, જરનાલીસ્ટ?** અહીં બાબાને મળવા! આમ એકાએક! પણ તેને વધુ વિચાર કરવાનો વખત આપ્યા વગર મી૦ જે. ડી. એ આગળ ચલાવ્યું—"તમે ફકત જઇને એમને મારી તરફથી એટલુંજ કહો કે મી૦ જેમ્સ ડગલાસ ફકત એક પળ માટે મુલાકાત માગે છે (Mr. J. D. for a moment)!"

આ નવા આવનારનું નામ ત્યાં ભેગા મળેલા ગૃપને જાહેર થતાં ઘરમાં એક પ્રકારનો ગણગણાટ થઇ રહ્યો! આ વળી શી ગડબડ હતી? જેમ્સ ડગલાસ વગર તેડે, અને કાંઇ પણ કારણ વગર તો આવે નહિ!

એમનો કાર્ડ તુરત બાબા સાહેબને બતાવવામાં આવ્યો, ને તે રજુ કરનારની અજાયબી વચ્ચે બાબાએ જરાબી પુછપરછ યા આનાકાની વગર, લેકીન લગાર હસ્તે ચહેરે આજ્ઞા આપી કે "ઠીક એમને બોલાવો;" તુરતજ હમે એમનો કોટ કાઢી નાખી, આંગ પર લાંબો સાલ્લો (ડ્રેસીંગ-ગાઉન) પહેરાવી એમને તે રૂમના ખુણા માંહેલા એક સોફા ઉપર બેસાડ્યા. બાબા તે વેળા સાત વરસથી બોલતા ન હતા, એટલે કોઇની પણ મુલાકાત વેળા એમનો બોર્ડ વાંચવા અને એમના તરફથી વાતચીત કરવા અંગત મંડળી પૈકી કોઇ પણ એક જણ

આગળ રહેતું. એ ફરજ આ વેળા પણ આ લખનારને બજાવવી પડી હતી. એટલે આ મુલાકાત દરમ્યાન જે વાતચીત થઇ અને નવા આવનારના નવીન અનુભવનું જે દ્રષ્ય રજુ થયું, તેના જાતી અનુભવને આધારે આ લેખ લખાઇ રહ્યો છે, એ જણાવવાની જરૂર છે.

સદગુરૂ મહાત્માઓ પોતાની હાજરી માત્રથી યા સ્પર્શથી વગર બોલવે પણ પોતા આસપાસ આત્મિક વાતાવરણ ફેલાવી, ગમે એવા બાહોશ અને અનુભવી બોલનાર યા તકરાર કરનારને કેમ આજેઝ કરી મેલે છે, તેના અંગત અનુભવનો જાણવાજોગ ચિતાર જન-સમાજને આપવાના ઇરાદાથીજ, આ મુલાકાત દરમ્યાન મી૦ જે. ડી. ને થયલા અદભુત અનુભવનો, તેમજ બાબા અને એમની વચ્ચે થયલા સંખ્યાબંધ રકમ-રકમના સવાલ-જવાબોનો તુલોતવીલ અહેવાલ રજુ કરવાની આ લખનારને લાલસા થઇ છે. એ માહે વર્ણવેલી બાબાની અદભુત શક્તિને લગતી બાબત ઉપર આગલા લેખોમાં મી૦ પરદમે પણ જાણવાજોગ વિવેચન કર્યું છે. ઉપરાંત ખુદ આ જરનાલીસ્ટે પોતેજ લખેલી અને એમના પોતાના નામ હેઠળ પ્રગટ થયેલી આરટીકલમાં પણ પોતાને થયલા એ અદભુત અનુભવનું વર્ણન આપ્યું છે. એટલે એ વાત દુનિયાને ગમે એવી વિચીત્ર અને અજાયબીભરી લાગે તોયે તે માટે શંકા લાવવાનું કોઇને કશુંજ કારણ નથી. એવાજ, બલ્કે એ કરતાં પણ વધુ અદભુત અનુભવોના અસંખ્ય દ્રષ્યો, જેમ આ લખનારે તેમ મહેરબાબાની ભકત મંડળીના પુર્વ-પશ્ચિમના ઘણા ભાવિકોએ નજરો-નજર નીહાળ્યાં છે. હમો સર્વને તો એ પ્રકારની કશીજ નવાઇ નથી, પણ જાહેર જમ-સમાજને માટે તો ખરેજ એ અનુભવ અદભુત અને વિચીત્રજ લેખાશે. તેથીજ તે લગાર વિગતે વર્ણવાની જરૂર જોઇ છે.

## બાબાની આસપાસમાં અણુદીઠ "પાવર"!

## તે ક્યાંથી આવે છે?

જાત ન પૂછીયે સંતકી, પૂછ લીજીયે જ્ઞાન,
મૂલ કરો તલવારકા, પડા રહેને દો મ્યાન.

એક સંત યા ગુરૂની જાત-જમાત કર્યા છે, યાને તે હિન્દુ છે યા મુસલીમ, ઇસાઇ છે યા યાહુદી — એ પુછપરછ ને ખણખોદ કદી નહિં કરવી, પરંતુ તેનામાં બ્રહ્મજ્ઞાન કેટલું છે તેની તપાસ ને તલાસ કરવાની જરૂર છે. અગર તમારે ખરૂં મૂલજ જો કરવું હોય તો તલવારનું મૂલ કરો, તેમાં પાણી કેટલું છે તેની પરીક્ષા કરો; લેકીન મ્યાન ગમે એવી હીરાજડીત હોય તોયે તેને તો પડીજ રહેવા દયો.

તે ઓરડામાં દાખલ થવા આગમચ ઉંબર આગળજ ઉભા રહી મી૦ J. D. એ પોતાની નઝર ઉપર-નીચે, આજુબાજુ ચારે તરફ ફેરવી, ઘડીભર સામે ઓરડાની દીવાલ તરફ નઝર કરી, એકાદ નાનું બાળક કશાથી ડરીને આગળ વધવા અચકાતું હોય એ મીસાલ અંદર આવવાને અચકાતા જણાયા. એટલે થોડીવારે મારેજ બોલવાની ફરજ પડી "અંદર આવો ને?"

કશોએ ઉત્તર ન આપતાં ફરી તેણે બધે નઝર ફેરવી. ઘણી સાવચેતીથી પણ કંઇક ડરની લાગણી સાથ પ્રથમ એક પગ ઉંબરની અંદર મેલ્યો. બીજો પગ હજી બહારજ હતો, અને એજ હાલતમાં તે એક ઘડી ઉભો રહ્યો.

આ સઘળી વિચીત્ર હીલચાલ મારે તો તાજુબી સાથ નિહાળવી રહી. આવો એક કદાવર, મજબુત બાંધાનો મરદ આદમી આમ અંદર આવતાં આનાકાની શા માટે કરી રહ્યો હતો, એ મારે માટે પણ તાસુબીભરીજ બીના હતી. એક પળ બાદ તે ગ્રહસ્થ પાછો

ટટાર થઇ ગયો, અને બીજો પગ પણ ઉંબરની અંદર મેલી તે રૂમમાં દાખલ થઇ ઉભો.

તેજ પળે જાણે વીજળીનો એક ઝટકો લાગ્યો હોય એમ તે ચોંકયો! મ્હોં પર પરસેવાના ઝરણ ફુટી નીકળ્યાં. શરીર થરથર કાંપવા લાગ્યું. એપ્રિલ મહિનાનો તે લગાર સર્દ દિવસ હતો, જે વેળા હમો સઘળા ગરમ કપડાંમાં સજ થઇ રહ્યા હતા, અને આ વિલાયતમાં હંમેશના રહેનારના મ્હોં પર પરસેવાના ઝરણ ફુટી નીકળેલાં જોઇ હું પણ ઘડીભર તો હયરતજ થઇ રહ્યો.

પરંતુ બાબા કંઇ ખેલ — એમની કામગીરીને હિસાબે કોઇ આત્મિક રમત — કરી રહ્યા હતા, એમ સમજીને લગાર સાવચેતી સાથ બારીક અવલોકન કરવાની આ એક અચ્છી તક સમજી લીધી. તે નવા આવનારે આ તબકકે કાંઇ બોલવાની કોશેશ કરી, પણ ખાલી હોઠ ફરફરવા સિવાય પ્રથમ કંઇજ અવાજ તેના ગળાંમાંથી નીકળી શકયો નહિં. તેણે કોશેશ જારી રાખી. ઝટ ખીસામાંથી રૂમાલ કાઢી મ્હોંપરનો પરસેવો લુછતાં હિંમ્મત એકઠી કરી કાંઇ અચરતી સાથ પ્રથમ પ્રશ્ન કર્યો, —

"એ બધું મને શું થાય છે? તમે કહી શકશો?"

બાબાએ સોફા પરથી ઇશારો કર્યો, એટલે તે સોફા નજીકની એક ખુરશી તરફ હાથ બતાવી હું બોલ્યો 'ગભરાવો નહી, આગળ આવો, અહીં બેસો."

તે પોતાની જગા પરથી જરાએ હાલ્યો નહી. પરંતુ ત્યાં ઉભા ઉભાજ પાછો સવાલ કર્યો **"અહિં કોઇ જબરી શકિત વ્યાપિ રહેલી મને તો લાગી રહીછ!** (I feel a tremendous power here)! મહેરબાની કરી કહેશો કે મને એ શું થાય છે, ને એ શક્તિ ક્યાંથી આવે છે?"

આ સઘળો વખત બાબા પોતાના સોફા પર ચુપચાપ બેસી હમેશ મીસાલ હસ્તે ચ્હેરે મામલો નિહાળી રહ્યા હતા. અને આ નવા આવનારની સઘળી બાજી અને મકસદ પુરેપુરી પામી જઇ, સઘળી વાતથી માહીતગાર થઇ રહેલા એક જાણકાર મીસાલ એમના મુખપર એક એવી છાપ (expression) છવાઇ રહી હતી જે જાણે એમજ કહેવા ચાહે કે "આવો બા — હું તૈયાર છું." પણ તે બાપડાની અકળામણ જોઇ, બબેવાર પુછવામાં આવેલા પ્રશ્નના ઉતરમાં, પોતાની સામેની ખુરશી તરફ હાથ કરી ઇશારાથી જણાવ્યું કે "આગળ આવો — અહીં બેસો!"

પરંતુ હજી તે પરોણો આગળ વધવા અચકાતો જણાયો, અને બારણા નજીકજ ઉભો રહી, ચાલુ પડતો પરસેવો નુછતાં ફરી પોતાનોજ પ્રશ્ન આગળ કર્યો; "મને પહેલાં મહેરબાની કરી કહી નહી દેવો કે આય બધું મને શું થઇ રહ્યું છે? એ 'પાવર' શાનો છે, કયાંથી આવે છે?"

"તમે અહિં નજીક આવો; ને ખુરશી ઉપર બેસો" ફરી પેલી ખુરશી તરફ હાથ કરતાં બાબાએ ઇશારો કર્યો-

"પણ તમે મને પહેલાં એટલું નહી કહી દેવો?" તે ફરી કરગર્યો.

"તે હું તમને કહીશ." બાબાએ લગાર હસીને ઇશારો કર્યો અને તુરત પોતા તરફથી પ્રશ્ન કર્યો "તમારે બીજુ કાંઇ પુછવું છે?"

"હું તમને કંઇ પણ પુછું તે આગમચ તમો મને આ વાતનો ખુલાસો સમજાવી નહી દેવો? હું તે જાણવા ઇંતેજાર છું!" ફરી પોતાની માગણી રજુ કરતાં કરગરીને તેણે પુછયું.

"તે સઘળો ખુલાસો હું તમને કહી સમજાવીશ" બાબાએ બોરડ પર આંગળી બતાવવી ચાલુ કરી, "તેટલાં તમો શા સબબ સર અત્રે આવ્યા છો ને શું પુછવું છે તે કહો?"

બાબાની મક્કમ વલણ અને ખુલાસો કરી સમજાવવાની ખાતરીથી તેને હિંમત આવી. તે હવે ઓરડામાં ઉંબર નજીક જ્યાં ઉભો હતો તે જગા પરથી હાલ્યો અને બાબા નજીક આવ્યો.

"હું તમો સાહેબ સાથ લંબાણથી વાતો કરવા ને ઘણા સવાલો પુછી ખુલાસો મેળવવાના ઇરાદાએ આવ્યો છું, પણ મને તો માત્ર એકજ પળ મુલાકાત માટે આપવામાં આવી છે," તેણે પોતાના દીલની વાત બાબાના કાન પર નાખતાં કાંઇ હિંમતથી કહી દીધું.

"તેનો વાંધો નહી, તમારે જે કાંઇ કહેવું યા પુછવું હોય તે બેલાશક બોલી શકો છો," તેના મનની શંકા પહેલેજ તડાકે તોડી નાખતાં બાબાના બોર્ડ પર દરશાવેલા શબ્દો મારે મુખથી તેના કાન પર પડયા. તેને વધુ ઉલટ અને હિંમત આવી. લગાર સાવધાન હાલતમાં ને સાવચેતી સાથ તે હવે ખુરશી પર બેઠો અને ઠાવકાપણે પોતાનું પ્રકરણ શરૂ કર્યું.

## બાબાનું બૉર્ડ!

## નવા આવનાર માટે નવાઇ!!

"આપનું અસલ નામ?"

"મેરવાન — મેરવાન શેહેરીયાર ઇરાની" બાબાની આંગળી બોર્ડ પર ચાલુ થતાં, મેં વાંચી સંભળાવ્યું. અત્રે તેને પોતાને બાબાનું બોર્ડ વાંચવાની જીજ્ઞાસા થતાં મને અરજ કીધી — "મેહેરબાની કરી તમે વચ્ચે નહિ બોલશો ને મને વાંચવાનો પ્રયત્ન કરવા દેશો?"

"ઘણી ખુશી સાથ".

અને હું ચુપ થઇ આ નવો પ્રયોગ તપાસતો ઉભો. તે ખુરશીપર અળગો થઇ બેઠો ને બાબાના બોર્ડ તરફ વાંકા વળી

તે ઉપર ચાલતી એમની આંગળી પર નજર રાખી, બૉર્ડ વાંચવાની કોશેશ કરી રહયો.

"M S Irani" બાબાએ ધીમે ધીમે પોતાનું અસલ નામ બોર્ડ પર આંગળી વડે બતાવ્યું. પણ તે વાંચી શકયો નહીં, એટલે ગુંચવાઇને શંકા બતાવતાં બોલ્યો "નહિ–નહિ. એમ નહિં. એ બધી કંઇ ગુંચવણ છે—ગરબડ છે—"

"એ તો એઓ પોતાનું નામ તમને આંગળી વડે દર્શાવી રહ્યા છે." તેની શંકા દુર કરવા વચ્ચે બોલી સમજાવવાની મને જરૂર પડી.

મને ફરીથી કોશેશ કરી જોવા દયો — please let me try, again," તે કંઇ ઉલટથી બોલ્યો અને વાંકો વળી બોર્ડ પર આંગળી પાછી ચાલુ કરવા બાબાને અરજ કરી. બાબાએ ફરીથી ધીરે ધીરે બોર્ડ પર આંગળી ચલાવી,—"M S Irani"— પણ આટલું નામ વાંચવા માટે તે ખુરશી પર બેઠેલો ઉભો થઇ, આજુબાજુ, સામે, આગળ–પાછળ આમ કોઇ સગવડભરી જગા (position) લેવા માટે લગભગ ચારે દીશાએ ગોલગોલ ફરી રહ્યો. ત્રણ–ચાર વાર તેણે આ પ્રયોગ ખંતથી ચાલુ રાખ્યો. પણ તે જ્યારે નહીજ ઉકેલી શકયો, ત્યારે સામેથી પાછું મનેજ બોલવાની ફરજ પડી "M S Irani."

"પણ મને કેમ નહી એ સમજ પડતી?" તે કંઇ નાસીપાસી સાથ બોલી ઉઠયો. અને તુરત નવી સુચના પણ રજુ કરી "ચાલો આપણે કંઇ બીજુંજ વાકય લઇયે, ને જોઇયે તે હું વાંચી શકું છું યા નહિ."

તેના આ બચ્ચાંસહી ચેડાંમાં ઘણો વખત વહી ગયો. છતાં કંઇ અજબ શાંતતા અને ધીરજથી બાબાએ તેને સમજાવવાની કોશેશ ચાલુ રાખી. એક નવું સહેલ વાકય બોર્ડ પર દર્શાવ્યું,— "My name is......"

પણ વળી તે માત્ર પહેલા બેજ અક્ષર M–Y વાંચી, વધુ ઉકેલતાં ચુકી ગયો — આગળ વાંચી શકયો નહિ. એટલે મને વચ્ચે બોલવાની ફરજ પડી, — "...નેમ ઇઝ (name is)"

તે લગાર ડઘાઇને મારી સામું જોવા લાગ્યો.

"પણ તમે ત્યાંથી કેમ વાંચી શકો ?" અને તે બોલતાં સાથ તે પોતે મારી બાજુમાં આવી ઉભો રહી ગયો, અને ચકિત થઇ વધુ સવાલ કર્યો "તેબી ઉલટું ?" (યાને ઉંધુ. સામેથી વાંચતા માણસને તો બોર્ડ ઉંધુજ જણાય, ને ઉંધુજ વાંચવુંબી પડે).

"એ તો ફકત થોડી પ્રેકટીસનું કામ છે, કાંઇ મુશ્કેલ નથી," મેં ખુલાસો કર્યો.

પણ તે ખુલાસો કાંઇ તેના ધ્યાનમાં ઉતર્યો નહિ. એટલે હજીબી શંકાશીલજ રહી ફરી પુછવા લાગ્યો "પણ તમે આટલે દૂરથી, સામે ઉભા રહીને અને ઉલટું વાંચીજ કેમ શકો ?"

"મને એ રીતની ટેવ (practice) પડી ગઇ છે" મારે પાછું સમજાવવું પડયું. તે અકરવકર કરવા લાગ્યો. હજી આય બીનાની તેને મનપતીજ ખાત્રી થઇ નહિ.

આ સઘળી તેની અકળામણનું અસલ કારણ, વાંચક સમજી શકશે કે પેલી અદ્ભુત શક્તિ (power) નુંજ હતું, જેનો ઝટકો તેને ચાલુ લાગી રહ્યો હતો. તેની અસર તળે આવો બાહોશ બચ્ચો પણ અર્ધ-ગાફેલ બની ગયો અને તેનો ખુલાસો મેળવવા વચ્ચે વચ્ચે બાબાને અર્જ કર્યોજ રહેતો. પરંતુ હર વખત, એક અર્થ–સુચક ચુપકીદી વચ્ચે, બાબા તે વાતનો ખુલાસો આખરમાં કરવાનો ઇશારો કર્યા જતા હતા. કોઇ બીજો નબળો–પોચો હોત, તો આ ચાલુ મળતા ઝટકાઓની અસર તળે અકળાઇને, યા તો ત્યાંથી ચાલી જતે, યા એ વાતનો પીછો છોડી દેતે. પણ તેની ખંત તેમજ ધીરજ પ્રસંશાપાત્ર હતાં. તે જે ખરૂં–નરૂં કરવાના ઇરાદાએ

આવ્યો હતો, તેને ચીવટાઇથી વળગી રહ્યો. હજી તો તેને ઘણા અગત્યના પ્રશ્નો પુછવાના હતા, અને શાંત અદાથી બાબા તેને સમજી રહ્યા હતા, તે ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાઇ આવ્યું કે એઓ પણ તેને કંઇક વાતો સમજાવવાજ માંગતા હતા. પરંતુ આ બોર્ડ વાંચવાની કોશેષમાં વખત ફોકટ બરબાદ જતો જોઇ, આ તબકકે લગાર ગંભીરાઇથી બાબાએ સમજાવ્યું — "તમે હવે તમારી મુળ બાબત આગળ ચલાવો. વખત બહુ થોડો છે તે આ વાતમાં વ્યર્થ નહિં ગુમાવો."

## વિદ્વતાથી અને વિચાર-પૂર્વક ગોઠવાયલા પેચદાર સવાલો !

બાબાના આ દ્રઢ ઇશારાથી હવે પોતાની ખાસ મુલાકાતની મકસુદ ઉપર આવતાં તે પરોણાએ સવાલોની શરૂઆત કરી. આ પ્રશ્નાવલી આપણે સવાલ જવાબ રૂપે રજુ કરીશું:

સ. — તમારી જાત (nationality) કયી ?

જ. — હું ઇરાની છું.

સ. — તમારો જન્મ ક્યાં થયલો ?

જ. — પુનામાં.

સ. — એટલે ઇન્ડીયામાં ? તો તમો ઇરાની (Persian) કેમ ગણાવો ?

જ. — મારા માબાપ ઇરાની તોખમમાંથી ઉતરી આવેલાં છે.

સ. — આપ જરથોસ્તી છો ?

જ. — મેં જરથોસ્તી મા-બાપને પેટે જન્મ ધારણ કર્યો છે.

સ. — આજે કયો ધર્મ સર્વથી શ્રેષ્ટ ગણાય છે ?

જ. — હું સર્વ ધર્મોને સમાન લેખું છું. કારણ સઘળા ધર્મો એકજ ખુદાને મળવાના જુદા જુદા માર્ગો છે.

સ. — ખ્રીસ્તી ધર્મ વિષે તમારો શો મત છે?

જ. — જીસસ ક્રાઇસ્ટ પર્માત્માને પામેલી એક મહાન વ્યક્તિ હતી. તેવી એક દૈવિક વ્યક્તિ મારફત મળેલો ધર્મ શ્રેષ્ટ હોવોજ જોઇએ.

સ. — તમે પોતે ક્યા ધર્મમાં માન્યતા ધરાવો છો?

જ. — હું જાતી ભેદ અને ધર્મોથી પર યાને પેલેમેર (beyond) છું. બધાજ ધર્મો મારા છે, તો જો કે હું કોઇબી ધર્મ કોમ યા જાત સાથે ખાસ સંબંધ ધરાવતો નથી. હું ઇશ્વર સાથ એકતાન થયો છું, અને ઇશ્વર સઘળે અને સર્વમાં સમાયલો છે.

સ. — તમે મહાત્મા છો?

જ. — મહાત્મા એટલે શું? તમેજ કહો, મહાત્મા કોને કહેવો? જે આત્માને એટલે અંતિમ સત્યને પીછાણે તે મહાત્મા. હું સત્યને જાણું છું, તેનો અંગત અનુભવ ધરાવું છું — જેમ તમો વરસોથી લંડનમાં વસીને તેની માહિતી ધરાવો છો તેમ. યાને જેઓ લંડનમાં વસ્યા નથી, યા તે જોયું નથી, તેઓને લંડન વિષેની માહિતી જોઇયે તો બહારથી યાને બીજા સાધન મારફતે તે મેળવવી પડે છે. પણ તમે તો લંડનમાંજ વસીને તેના અંગત અનુભવે માહિતી ધરાવો છો; તો તમને બહારના કોઇ બીજાં સાધન મારફત એ માહિતી મેળવવાની જરૂર રહેતી નથી. તમારા ધ્યાનમાં ઉતર્યું ને?"

તેણે હા–કારમાં ડોકું ધુણાવ્યું અને ખાતરીભરી અદા સાથ પ્રતિયુત્તર આપ્યો, "બરાબર પુરેપુરૂં (absolutely)!" અને આગળ ચલાવ્યું.

## મહેરબાબા અને ગાંધીજી

સ. — તમો ગાંધીને ઓળખો છો ?

જ. — હા, સ્ટીમર "રજપુતાના" પર હમારી મુલાકાત થઇ છે.

સ. — તમો રાજ્યનિતી (રાજદ્વારી બાબતો યાને politics) માં માનો છો ?

જ. — હું ખાસ કોઇબી પ્રકરણમાં પડતો નથી, એટલે રાજ્ય-પ્રકરણમાં બી નહિ. કારણ આત્મ-જ્ઞાનમાં સઘળુંજ સમાઇ જાય છે (Spirituality includes everything). જેણે એ આત્મ-જ્ઞાન (એટલે બ્રહ્મજ્ઞાન) પ્રાપ્ત કર્યું, તેણે સઘળુંજ મેળવ્યું.

સ. — તમારો એમના વિષે શો મત છે ?

જ. — તેઓ એક ઉમદા આત્મા છે, ગીતાના અઠંગ અભ્યાસી છે. આત્મજ્ઞાનના અભિલાષી છે.

અત્રે ખુલાસો કરવાની જરૂરત છે કે ગાંધીજી અને મહેરબાબા વચ્ચેની મુલાકાતને એક અતિ અગત્યના બનાવ લેખે દુનિયા માની લે એ કેવળ સંભવિત છે. પરંતુ તેથી જાહેર છાપો એ બનાવને અતિ સહરાગાતી રૂપ આપી, જાહેરમાં સણસણાટી ફેલાવા જે કાંઇ વધતું-ઓછું, ખરૂં-ખોટું, છાપી મારે તે બધુંજ કંઇ સત્ય માની લેવાતું નથી. આ મુલાકાતની બાબદમા પણ પશ્ચિમના છાપાઓએ અતેરૂં કરી, એક ગંભીર ઓરંઓ માર્યો હતો, મેહેરબાબા અને ગાંધીજીની આ મુલાકાતને "ગુરૂ-શિષ્ય"ની મુલાકાતની ઉપમા પણ આપી દીધી હતી. એ ઉપરથી આ લખનારને લંડનની એસોશાયેટેડ પ્રેસ એજન્સીમાં જઇ ખાસ ખુલાસો કરવાની જરૂર પડી હતી, કે આ મુલાકાત બે ઓળખીતાઓ વચ્ચેની એક સાધારણ મીત્રાચારીભરી મુલાકાત

હતી. એઓ બન્ને મીત્રો તરીકે એકમેકને મળ્યા હતા અને ગુરૂ–શિષ્ય સંબંધે કશી પણ વાતચીત યા ઇશારો વટીક કરવામાં આવ્યો ન હતો.

એટલે આ ઓરંગો તો માત્ર પોતાની ખબરમાં કંઇ અસાધારણ ખેંચાણ યા શોરશાર ભર્યું તત્વ બરપા કરવા અર્થે કોઇ છાપાના પ્રતિનીધીએ જાણીબુઝીને કરેલી નવીન શોધજ હતી! કારણ ગાંધીજી આ વેળા હિંદ દેશના પ્રતિનીધી તરીકે જગભરમાં ચર્ચાએ ચડેલી "રાઉન્ડ–ટેબલ કોન્ફરન્સ"માં હાજરી આપવા ઇંગ્લંડ પધાર્યા હતા, એટલે એમને લગતી દરેક હીલચાલ યા વાતોમાં કંઇને કંઇ સનસનાટીભર્યું તત્વ આમેજ કરવાની છાપાના પ્રતિનીધીઓની ઇન્તેઝારી સ્વાભાવિકજ હતી!

તેમાં તે વેળા સાત વર્ષોથી મૌન ધરાવનાર સદગુરૂ મહેરબાબા, જેમને ત્યાંના જાહેર છાપાઓએજ એક "મેસાયા"ની ઉપમા આપી હતી, તેવી એક જગ–જાહેર વ્યક્તિ પણ પશ્ચિમમાં આત્મજ્ઞાનની જાગ્રતિ બરપા કરવા પહેલવહેલાંજ પશ્ચિમમાં પધારે, બંને એકજ બોટમાં ભેગા મળે, એટલે ત્યાંનો છાપો ઉપર–તળેજ થઇ ગયો! વળી બંને વચ્ચે થયલી ખાનગી વાતચીત વિષેની કશીજ બાતમી તે લોકોને આપવામાં ન આવી, ત્યારે તેઓ માહેલા કોઇએ કાંઇ નહિ તો આ મુલાકાતમાં ગુરૂ–શિષ્યનું નાતું ઘુસાડી દઇ, નવીન રંગ જમાવી દીધો! એ સંબંધે આટલો ખુલાસો કરી આપણે આપણા વિષયમાં આગળ વધીશું.

## બાબાનો ઇશ્વરી દરજ્જો!

સ. — તમો ઇશ્વરી વ્યક્તિ (Divine) છો?

**જ. — હું ઇશ્વરમાં મળી ગયો છું. જેમ બુદ્ધ, ક્રાઇસ્ટ, કૃષ્ણ, ઇશ્વરમાં મળી ગયા ને વસી રહ્યા હતા, તેમ હું પણ પરમાત્મામાંજ મળી ને વસી રહ્યો છું. જેમ તેઓએ**

**ઇશ્વરની પિછાણ કરી લીધી હતી, તેમ મેં પણ કરી લીધી છે. તમો પોતે અને બીજા બધા પણ એજ મીસાલ ઇશ્વરની ઓળખ કરી તેમાં એકતાન થઇ શકો છો.**

તે ફરી પરસેવો લુછવા થોભ્યો.

પોતાના પ્રશ્નોની હારમાળા ઉપરા–સાપરી રજુ કરવા છતાં તે સઘળાના આવા તડાકામાર હાજર–જવાબોથી તે બે–ઘડી દીઘમુઢજ બની ગયો. પણ જાહેર જીંદગીમાં કસાઇને ઘડાઇ ચુકેલો અને ઘણા મશહુર આસામીઓ સાથની મુલાકાતોથી ટેવાઇ ગયલો તે એક ખંતીલો, ચીવટ અને ધૈર્યવાન પુરૂષ હતો. એટલે આ અજાયબીના આંચકાઓ માંહે પણ તારીફલાયક દ્રઢતા અને હિંમતથી પોતાનું કામ કર્યોજ ગયો. એક પળ થોભી જવા બાદ હવે તે રાહ (line) બદલી બીજીજ બાબદ ઉપર ઉતર્યો.

## નેકી અને બદી !

સ.—દુનિયામાં બદી (ખરાબી) છે કે? Is there evil in the world?

જ.—નહિ. બદી જેવું કંઇ છેજ નહી!

તે એક ઘડી સ્તબ્ધ થઇ રહ્યો!

સ.—યાને, એનો અર્થ?

જ.—ચોતરફ આનંદ સિવાય બીજું કંઇજ હસ્તિ ધરાવતું નથી! There is nothing but BLISS all around, every where!

સ.—તાજુબ? એમ કેમ હોય?

જ.—વાસ્તવીક આમજ છે—It is so, a fact?

તે ખુરશી પરથી ઉઠી ઉભો થઇ ગયો. લગાર જોશમાં આવી જઇ પોતાનો કેસ રજુ કરતાં નીચલા સવાલોનો ધડાકો શરૂ કર્યો.

સ. — તો પછી આ ચોતરફ ચાલી રહેલી ચોરી, લુચ્ચાઇ, દગો, નીમક-હરામી, અપ્રમાણીકપણું, અનિતી, ખુના-મરકી વીગેરે હઝાર જાતની ખરાબી જે જગભરમાં ફેલાઇ રહી છે, તે સર્વ વિષે તમો શું ખુલાસો આપી શકો છો? શું એ બધી "બદી" ન કહેવાય યા ગણાય?

જ. — ખાસ નહી! not necessarily!

સ. — તો એ સર્વને તમો શી ઉપમા આપી શકો? એ સઘળું શું કહેવાય?

જ. — એ સઘળું પણ "નેકી" (goodness) નુજ વધતું-ઓછું પ્રમાણ છે! It is all a degree of goodness!

તેણે એક લાંબી આહનો નીસાસો નાખ્યો. પોતાના પગ આગળ એકાદ બમગોળો ફુટતાં જેમ કોઇ સુનો-સાવજ બની જાય, એ મીસાલ આ જવાબથી એકદમ ચકિત થઇ કપાળ પર હાથ ફેરવતો રહી, તે બેધ્યાનપણે પાછો ખુરસી પર બેસી ગયો; માથાપર બન્ને હાથ મેલીને મનથીજ બબડયો, "યા માલિક! કેવું આશ્ચર્યજનક? કવિઓ અને ફીલસુફો આ વાત કાં નહિં આમ સહેલ અને સરળ રીતે સમજાવી ગયા?"

બાબાએ ગંભીર અદાથી આગળ ચલાવ્યું.

"મેં ઉપર કહ્યું તેમ સૃષ્ટિમાં સઘળે આનંદ સિવાય બીજું કશું છેજ નહિ. દુનિયા જેને બદી (બુરાઇ) કહે છે તે પણ નેકી, (ભલાઇ) નોજ નાનો અંશ છે."

"બેશક, બેશક! કેટલું સહેલ ને સરળ? દુનિયા એટલી સાદી વાત કાં નહિ સમજી શકતી એજ અજાયબી છે?" તેના મુખથી આ શબ્દો નીકળી પડયા અને બાબા તરફથી એ બાબતમાં વધુ ગ્યાનની આશા કરતો પ્રશ્ન કર્યો.

## દુનિયાને ગુંગળાવી રહેલા પ્રશ્નોનો ઉકેલ!

સ. — આપ સાહેબ એ બાબદ પર કાંઇ વધુ રોશની નાખી શકશો કે દુનિયા ક્યારે આ સાદો સિદ્ધાંત સમજતી થશે?"

જ. — તેની દ્રષ્ટિ મર્યાદા (angle of vision) ફેરવાય ત્યારે?

સ. — પણ તે ક્યારે?

જ. — તેજ કામગીરી અંદરખાનેથી ચાલુ થઇ રહી છે!

"શુક્ર ખુદા!" તેના મુખથી આપોઆપ ઉદગાર નીકળ્યો. એક પળ વીચાર કરી તેણે દુનિયાના તે વેળાના મામલા બાબે અગત્યનો પ્રશ્ન કર્યો.

સ. — તમે દુનિયાના આજના બારીક સમય માટે શું કહો છો? હાલ જે આર્થિક પરિસ્થિતી ઉભી થઇ છે, બધા એકમેકને ટોટે બાઝવા તૈયાર થઇ રહયા છે, સઘળે અશાંતી વ્યાપિ રહી છે, એ આફતકારક મામલો ક્યારે દપટ પડશે? એ પરિસ્થિતી ક્યારે સુધરશે?

જ. — જ્યાં સુધી એકદમ **અંતરનો પલટો (Change of heart)** થાય ત્યાં સુધી તો નહિજ!

"Change of heart! What a solution?

અંતરનો પલટો! કેવો રામબાણ ઉકેલ?"

તે હયરત થઇ મનથી બડબડયો.

જગતના તે વેળાએ ચકડોળે ચઢેલા મામલાના ઉકેલ અર્થે જે અગત્યનો સવાલ બાબાને પુછવામાં આવ્યો હતો, તેના જવાબમાં કોઇ લંબાણ ખુલાસો યા આધ્યાત્મિક પ્રવચનની આશા કોઇબી રાખી શકે, પણ તેને બદલે બાબાના આ તદન ટુંક, સરળ ને સચોટ અર્થ-સુચક હાજર-જવાબથી કુદરતીજ કોઇનેબી અચરતી લાગ્યા વના રહે નહિ. એટલે નવા પરોણાના મુખ માંહેથી આપોઆપ

પાછા નીકળેલા બાબાનાજ બોલો અને તે માંહે સમાયલી દુનિયાભરની ફીલસુફીની વાજબી પ્રશંસામાં તેના અંતરથી નીકળેલા ઉદ્ગારો પણ સ્વાભાવિકજ હતા. તે તેના ખુલ્લાં મન અને ખાલેસ દીલની ગવાહી દર્શાવતા હતા. લગાર શાંત થવા બાદ બાબા તરફથી મળેલા તે આશા-જનક જવાબ ઉપરથી ઉલટ લઇ, તેણે તુરત વળતો પ્રશ્ન કર્યો —

સ. — પણ એ અંતરનો પલટો કયારે થશે?

જ. — એકાદ વરસમાં તેની શરૂઆત થશે.

અહીં તે ફરી વિચારમાં પડી ગયો! તેણે બાબાને સવાલો પુછવા ચાલુ રાખ્યા.

સ. — ક્રાઇસ્ટને પોતાનું મીશન પુરૂ કરતાં ત્રણ વરસ લાગ્યાં હતાં. તમારૂં મીશન પુરૂં થતાં કેટલો વખત લાગશે?

જ. — ૩૩ વરસ.

સ. — તમારો ગુપ્ત સંદેશ યા ખાસ ઉપદેશ શું છે?

જ. — **અહંકારથી અલગ થવું, યાને અહંભાવનો નાશ કરવો!** (Elimination of the ego).

આ સઘળા સવાલો જે તેણે ઉપરા-ઉપરી કર્યા, તે તો પાછળ આવનારા વધુ અગત્યના, લાંબા અને મુશ્કીલ પ્રશ્નો શરૂ કરવા આગમચની એક સાધારણ પ્રસ્તાવના માત્ર હતી, યાને હજી તો વાતચીતની શરૂઆત થઇ હતી અને જેને આપણે બેર-આરીયત કહીયે, તેવી પુછ-પરછ ચાલી રહી હતી. જે અગત્યની બાબદોસર ખાસ તકરાર કરવા અને ખુલાસો મેળવવાના ઇરાદાએ તે મેહેરબાબાને મળવા આવ્યો હતો, તે મુળ મુદ્દાના પ્રશ્નો તો હજી તેણે હાથ ધર્યાજ ન હતા. તે પ્રકરણ તો હજી શરૂ કરવાનું હતું, તેટલાંજ તે એટલો અજાયબ થઇ રહ્યો હતો કે શરૂઆત કેમ ને

ક્યાંથી કરવી તેજ તેને સુંઝતું ન હતું. તેમાં છેવટના બે ત્રણ અગત્યના સવાલોના જે રામબાણ અને સચોટ જવાબ બાબાએ આપ્યા તે વિલક્ષણ વિવેચનથી તો તે વિસ્મયજ પામી રહ્યા હતો.

પરંતુ અજાયબીના આ આંચકાઓની અસર માહેથી તારીફલાયક હિંમત સાથે બહુ જલ્દીથી તે બહાર આવ્યો અને **સર ડેનીસન રોસ સાથ મસલત કરી તૈયાર કરેલી પ્રશ્નાવલીનું** પ્રકરણ શરૂ કરવાની તક શોધી રહ્યો. તે આગમજ ફરી એકવાર તેણે બાબાને પુછી જોયું કે તે ઓરડા મધે ફેલાયલો જે ગુપ્ત "પાવર" તે ચાલુ અનુભવી રહ્યો હતો, તે શું હતો — અને ક્યાંથી આવતો હતો ? લેકીન એ ખુલાસો આખરમાં કરવાની બાબાએ હસીને કબુલાત આપી, એટલે તેણે આગળ ચલાવ્યું.

"ત્યારે હવે હું મારા સવાલો શરૂ કરીશ," તેણે ખાહેશ દર્શાવી.

"બેલાશક —આગળ ચલાવો" બાબાએ મંજુર્યાત આપી.

## ઉપરા-ઉપરી પેચદાર પ્રશ્નો! બાબાના સચોટ જવાબો!

સ. — તમો જગતના લોકનો ઉધ્ધાર (Salvation of Mankind) કરવાની ઉમીદ ધરાવો છો, તો તે માટે તમારૂં કોઇ બાઇબલ, કુરાન યા એવીજ કોઇ બશારત પામેલી કેતાબ......

તે પોતાના પ્રશ્ન પુરો કરે તે આગમચ બાબાએ મારા તરફ ઇશારો કરી પોતાની આંગળી બોર્ડ પર ચલાવવા માંડી, તેના સવાલનો જવાબ આપી દીધો.

જ. — જો કે હું ઉપદેશ આપું છું અને લોક મને શિક્ષાગુરૂ લેખે છે, પરંતુ હું ઉપર-ટપકેના પુસ્તકિય જ્ઞાન (Superficial book-knowledge) યા વિદ્વતા (learning) ને ઝાઝું વજન આપતો નથી. કારણ

**અંતરમાંજ સમાયલા ઇશ્વરની ઓળખ કરી લેવા અર્થે મંદ પડી રહેલા આત્માની જે જાગૃતિ થવાની જરૂર છે, તે જાગૃત હું સજીવન કરૂં છું. (I awaken the latent divinity within).**

પોતાના અધુરા સવાલનો આ પુરો જવાબ સાંભળીને તે તો દંગજ થઇ ગયો !

આજની વીસમી સદીની વિદ્વતા અને વાકચાતુરી (learning and erudition) માટે તેને જે કાંઇ માન હતું તેને તો બાબાના આ ઉત્તરથી મરણતોલ ફટકોજ પડયો. અગર બહોળાં વાંચન અને અભ્યાસ મારફત સંપાદન કરેલાં પુસ્તકિય જ્ઞાન બદલ જો તેને કાંઇ અભિમાનની ખુમારી હતી, તો તે પણ બાબાના આ રોકડા જવાબોથી ઉતરીજ ગઇ. એ સઘળી પશ્ચિમની વિદ્વતા યા વાકચાતુરી પૂર્વના આ મહાગુરૂના અદભુત જ્ઞાન સામે એક પળવાર પણ ટકી શકી નહિ. એ સઘળી બાહોશી આ વેળા પ્રતિયુત્તર આપવા કંઇજ મદદે આવી શકી નહિ. એટલે એ અજાયબી અને ગુંચવણ ટાળી દેવા તેણે તુરત સાવધ્ર થઇ વાત ફેરવી નાખી, બીજીજ બાબદ ઉપર પ્રશ્નો વિચાર્યા.

આ વેળા તેની અકળામણ કેટલી હશે, તે એટલા પરથી સમજી શકાશે કે આ ગડબડમાં તે પોતાની ખુરશી પર બેસવાને બદલે બાજુના જે લાંબા સોફા પર બાબા બેઠા હતા, તે ઉપરજ ધ્યાનમાં ને ધ્યાનમાં બીજે નાકે બેસી ગયો. એ તરફ તેનું ધ્યાન ખેંચવા એક પળવાર મને વિચાર આવ્યો, પણ આ તબકકે તેની હાલતમાં ખલલ કરવાનું ના-મુનાસેબ ધારી ચુપજ રહ્યો.

## જ્ઞાન-માર્ગના ગુહ્ય સવાલો!

સ. — તમો બુદ્ધ અને તેના અષ્ટ-માર્ગ* (eight-fold path) માં માનો છો? તેમજ...

વળી તેના સવાલની અધવચ્ચે બાબાએ પોતાનું બોર્ડ ચાલુ કર્યું.

જ. — હા. કોઇપણ ધર્મ માત્ર ઇશ્વર સાથ પૂર્ણ ઐકયતા પ્રાપ્ત કરવા અર્થે તબકકે-તબકકે યાને મંજલ-દર-મંજલ આગળ વધવાનો માર્ગ છે. તમો ક્રાઇસ્ટ, કૃષ્ણ એઓ સંબંધે પણ એજ સવાલ પુછવા માગો છો, તેનો પણ આજ જવાબ છે.

તે તો આ ધડાકો સાંભળી ઉઠીને ઉભો થઇ ગયો, અજાયબીથી બાબાનું મ્હોં ટીકવા પડયો. પણ એમના શબ્દોની સચ્ચાઇ વિષે તેને ખાતરી હોવાથી એ બાબે વધુ બોલી શકયોજ નહિ. તેને બેસી જવાનો ઇશારો કરતાં બાબાએ કહ્યું, "આગળ વધો." તે પાછો સોફા ઉપરજ બેસી ગયો. એક પળવાર વિચાર કરી તેણે નવો પ્રશ્ન પુછયો.

સ. — તમો કયા ખુદાને માનો છો? ઇસાઇ લોકના યા......

જ. — ખુદા એકજ છે......સર્વને માટે.

તેના સવાલો હજી તો તે પુરા કરે તે આગમચ બાબા તરફથી કોઇ અણદીઠ સત્તા સાથ બહાર પડતા આ તડાકામાર જવાબો ને ખુલાસા સાંભળી પ્રથમ તો તે થમ થઇ ગયો. બાબાની કસોટી કરી તેમને મુજવણમાં મેલી દેવાની આશામાં વધુ મુસ્કીલ ને પેચદાર પ્રશ્નો રજુ કરવાના જેમ જેમ પ્રયત્નો કરતો તેમ તેમ તે પોતેજ વધુ ગુંચવણમાં પડી જતો.

---

*બુધ્ધ ભગવાને દર્શાવેલા આઠ યોગ માર્ગ.

પણ એટલું તો કહી શકાય કે તે હિંમત હારતો નહિ ને તુરત હુશ્યાર થઇ જતો, જે લક્ષણો તેની ધીરજ અને ધૈર્યતાનીજ ગવાહી દર્શાવતાં. એક પળ બાદ તેણે આગળ સવાલ કર્યો —

સ. — કયો ધર્મ તમારા પોતાના ધર્મ યા માન્યતાની સૌથી નજદીકનો યાને સૌથી વધુ મળતાપણું ધરાવનારો કહેવાય ?

જ. — બધાજ ધર્મો ખુદાઇ બશારત પામેલા છે, એટલે સઘળા ધર્મો સમાન છે.

સ. — (આ જીવન બાદ) ભવિષ્યમાં કોઇ જીંદગી ખરી કે ?

જ. — હા, માત્ર દેહ (શરીર)ને માટે. કારણ આત્મા અમર છે. તે કદી મરતો નથી. તે જન્મો–જન્મ પાછો અને પાછો દેહ ધારણ કર્યોજ જાય છે, જયાંસુધી તે સેવટે ઇશ્વરમાં એકરૂપ થઇ જાય ત્યાંસુધી.

સ. — યાને નિર્વાણ ?

જ. — હા, પણ આત્માનું અસલ અસ્તિત્વ (real self) ખોહીને નહિ.

અને તે પાછું કંઇ વચ્ચે પુછવા જતો હતો, તેને હાથના ઇશારાએ અટકાવી બાબાએ આગળ સમજાવવાનું ચાલુજ રાખ્યું.

“આત્માનું અસલ અસ્તિત્વ જો કે આખર તક કાયમ રહે છે, તોયે આયંદે તે પણ અનંત હસ્તિ યાને ઇશ્વરમાંજ એકતાન થઇ જાય છે. એ અસલ અસ્તિત્વ જે આત્મા, તેને મન યા મગજ (બુદ્ધિ) સાથ ભેળી નાખવાની ભુલ કરવી નહિં. આત્મા બુદ્ધિને ચલાવે છે પણ આત્માને કોઇજ ચલાવતું નથી. આત્મા તદ્દન સ્વતંત્ર છે. બુદ્ધિનો આધાર આત્મા પર છે, પણ આત્મા બીજા કશા પર આધાર રાખતો નથી. આપણા અસલ અસ્તિત્વને

ઓળખી લઇને તેનો અંગત અનુભવ મેળવવામાં બુદ્ધિ આત્માનું હથિયાર યાને સાધનરૂપ છે. પ્રેમ, સેવા, ભક્તિ અને શરણાગત (surrender) મારફત આત્મા પર્માત્માને પિછાણી શકે છે."

તેણે પુછવા ધારેલા ચાર–પાંચ સવાલો સમજ્યા વગર તે સર્વનો આવો મનમાનતો ખુલાસો ને સરળ સમજણ સાંભળી તે તો તાજુબ થઇ રહયો! અને એ સર્વનું કારણ જાણવાની જીજ્ઞાસાએ અજાયબી સાથ પુછવા લાગ્યો.

## તમે આય બધું કેમ જાણો છો?

સ. — તમે એ સઘળું જ્ઞાન કયાંથી પ્રાપ્ત કર્યું? હજી તો સવાલો મારા ખ્યાલમાંબી લાવું નહિં તે આગમચ તમો કેમ જાણી લેવો છો?

જ. — હું એ સઘળું સહેલ સમજી શકું છું.

પણ તે સવાલ પુછનાર પોતેજ આ બાબદ સમજી શકયો નહિ. એટલે વિસ્મય પામી તેણે વળતો પ્રશ્ન વિચાર્યો.

સ. — તમે મારા છેલ્લા પ્રશ્નનો બરાબર ઉત્તર નહિ આપ્યો કે તમે આ બધું કેમ સમજો છો ને જાણી લેવો છો?

આ સઘળી તેની અકળામણ બાબાને તો રમુજ આપી રહી હતી. તેમના મુખ ઉપર એક આનંદી હસ્વું પ્રગટી નીકળ્યું, અને હસ્તે ચ્હેરેજ તેમણે તેના આ સવાલોનો જવાબ આપ્યો—

જ. — **કારણ હું અનંત હસ્તિ સાથ એક થઇ ગયો છું!**

(I am one with the Infinite)!

આ બીજો ધડાકો હતો! તે જેટલો અણધાર્યો તેટલોજ અસાધારણ હતો, અને તે સાંભળી મી૦ ડગલાસ દીગમુઢ બની ગયો! આ

એક ખુદાઇ દાવો હતો, પણ તેનું પ્રતિપાદન યાને વાજબીપણું બાબા તરફથી બહાર પડતાં ઉંચ ઇશ્વરી જ્ઞાનના અમુલ્ય રત્નો અને એઓના હાજર-જવાબોથી પુરવાર થઇ શકતું હતું. તે વિષે તો તકરાર કરવી વ્યર્થજ હતી. એટલે એમની એ અદભુત શક્તિનું વધુ માપ મેળવવા તેણે એજ બાબદ આગળ ચલાવી.

## બાબાનુ કર્તવ્ય (Mission)!

સ. — તમારૂ કર્તવ્ય શું ?

જ. — તમામ મનુષ્ય જાતિનો આત્મિક ઉદ્ધાર કરવાનું; પૂર્વ-પશ્ચિમમાં બધે.

સ. — એમ તમો કરી શકશો એવી તમારી ખાતરી છે ? ખાસ કરી પશ્ચિમમાં ?

જ. — બચ્ચિત ! જેવી ખાતરીથી તમો હાલમાં મારી સાથે વાત-ચીત કરી રહ્યા છો એમ તમો માનો છો, તેટલી પકકી ખાતરી સાથે ! વાસ્તવિક **મારૂં આ જન્મ લેવાનું કારણ પણ એજ છે.**

સ. -- મનુષ્ય જાતિના સાર્થક અર્થે તમને કોણે અહિં મોકલાવ્યા યા નિર્માણ કર્યા ?

જ. — **હું તે જાણું છું. એજ મારૂં જીવન છે.**

મેહેરબાબાની દૈવિક શક્તિ વિષે તેના અંતરમાં તો ખાતરી રહેવા છતાં બુદ્ધિ તે વાત કબુલ કરતી ન હતી. તેને સંતોષ ન મળવે, તે બાહોશ જરનાલીસ્ટે બહુ હુશીયારી ને તરકીબથી એજ બાબદમાં વધુ સવાલો કરી, એમને આજેઝ કરવાના પ્રયત્નો કરી જોયા. પરંતુ પ્રશ્નો કરતાં ઉતર વધુ જોરદાર ને તાઝુબીભર્યા મળ્યાજ ગયા, એટલે તે પોતેજ આજેઝ થઇ એ રાહે આગળ વધી શકયો નહિં, ત્યારે તે પાછો ગુંચવાયો. મન અને અંતઃકરણ વચ્ચેની તે અંદર-અંદરની જબરી લડત હતી.

## બાબાનો સ્પર્શ!

## આનંદનો અનુભવ!

તેના દીલમાં જાગી રહેલી આ ઝુંબેશ અંતરયામી મહાગુરૂ અંતરથી જોઇજ રહ્યા હતા. એટલે એઓએ પ્રેમથી પોતાનો હાથ તેની પીઠપર ફેરવી તેને સાંત્વન આપ્યું. તે નીચી મુંડીએ અને વિચારવંત અદાએ એમની બાજુમાં બેસીને, એમના એ પ્રેમભર્યા સ્પર્શનો નવીન અનુભવ મેળવી રહ્યો! એક પળ બાદ બાબાએ પોતાનો હાથ તેની પીઠ પરથી ઉઠાવી, તેના હાથ પર મેલ્યો — તે હાથ પોતાના હાથમાં લઇને તેના ચ્હેરા સામે પોતાની એક નઝર નાખી. એક પળભર એજ હાલતમાં બન્ને ચુપચાપ બેસી રહ્યા! બાદ ધીમેથી એમણે પોતાનો હાથ ખેંચી લઇ મ્હોંપર એક આનંદી હસ્વા સહિત તેના તરફ ફરી નિગાહ નાખી રહ્યા.

બાબાના આ અંગત સ્પર્શ અને સીધા સમાગમથી તેના અંતરમાં જાગી રહેલી બુદ્ધિ અને અંતઃકરણ વચ્ચેની ઝુંબેશની જ્વાળા શાંત થયલી જણાઇ! દીલ માંહેલી કોઇ અકળામણ દુર થવે આપણા ચ્હેરા પર એક પ્રકારના અંતરની શાંતી અને ખુશાલી વ્યાપિ રહે છે, આવીજ કોઇ અંતરની શાંતી અને ખુશાલી પ્રદર્શીત કરતે ચ્હેરે તેણે પોતાની આંખ ઉઠાવી, બાબાના મોહક ચ્હેરા સામે ઠેરવી.

એમનો અતિ આનંદી ચ્હેરો એક ઘડીભર નિહાળી, વિસ્મય પામી તેણે સવાલ કર્યો—

સ. — તમો હંમેશ આમજ આનંદમાં રહો છો?

બ. — હું અનંત આનંદ ભોગવું છું. એજ મારી હંમેશગીની હસ્તિ અને હાલત છે.

સ. — હું કાં એવો આનંદી નથી?

જ. — તમો હજી ખોટા હું-પણા યાને સ્વાર્થ માંહેથી બહાર નીકળ્યા નથી તેથી. એજ મીસાલ આ દુનિયાના લોકો પણ અજ્ઞાનતાને કારણે અસુખી (દુખી) રહે છે. બાકી વાસ્તવિક ચોમેર આનંદ સિવાય બીજું કશુંજ હસ્તિ ધરાવતું નથી!

આ એક એવી હકીકત હતી જે કોઇના પણ ધ્યાનમાં સહેલ ઉતરી શકે નહિં. સારી જગભરમાં ચોમેર ફેલાયલી તરેહ-તરેહની આધી, વ્યાધિ ને ઉપાધિઓ છતાં, એ સર્વેને આનંદનીજ ઉપમા આપવી એ ઇનસાનની અક્કલમાં સહેલ ઉતરે એવી વાત ન હતી. પરંતુ જે અદ્દભુત બળવાન વ્યક્તિ આ હકિકત સમજાવી રહી હતી, તેમના મુખપર છવાયલી અનંત આનંદની છાપ નજરોનજર નિહાળી રહેલા, બલ્કે તે આનંદમય મુર્તિની હાજરીમાં એક પ્રકારના વિચીત્ર આનંદનોજ અનુભવ મેળવી રહેલા ઇસમના મનમાં અગર એ બાબે કશો પણ શક યા સંદેહ રહી ગયો હોય તે સર્વ તેટલી ઘડી તો ગાયબજ થઇ ગયો!

આનંદની આ લ્હેરમાંજ તેણે થોડાક વધુ પ્રશ્નો કર્યા.

સ. — ઇશ્વર શું છે? કોણ છે? કોઇ વ્યક્તિ છે યા શક્તિ?

Is God a Person or a Power?

જ. — ઇશ્વર **સાકાર અને નિરાકાર** બંને છે. તે પ્રત્યેક મનુષ્યમાં અને હર જગે વ્યાપિ રહેલો છે. જીવનના પ્રત્યેક વિષય અને વિભાગ — કળા, સાહિત્ય, સૌંદર્ય (beauty) સર્વમાં તે સમાયલો છે.

અત્રે તે બાબાને કંઇ પ્રશ્ન પુછવા જતો હતો, તેને હંમેશ માફક હાથના ઇશારાથી રોકી, પોતે શું કહી રહ્યા છે તે સમજી લેવા કહ્યું —

"આ સઘળું સમજીને તમારે એમ નથી માની લેવાનું કે હું સૃષ્ટિ-પુજક (pantheist) છું, યાને આખું વિશ્વ એજ ઇશ્વર છે એવું મત ધરાવનારાઓ માંહેલો એક છું. વાસ્તવિક હું અમુક મતવાદી નથી યાને કોઇપણ અમુક માન્યતા ધરાવતો નથી. હું તો સઘળું અંગત અનુભવથી જાણું છું. જ્યારે તમો ઇશ્વરને પીછાણી લો છો ત્યારે તમને સઘળુંજ સરળ સમજાઇ જાય છે. **સર્વથી ઉંચ અનુભવ તો પોતાનેજ પિછાણી લેવાનો છે, જે ઇશ્વરમાં મળી જવા બરાબર છે.**

તે ગ્રહસ્થ હવે વાત-ચીતના છેવટને તબકકે આવી રહયો હોય એમ જણાયું. એક ઘડીભરની ધારેલી આ મુલાકાતમાં એક આખોયે કલાક વહી ગયો. સવાલ કરનાર થાકયો પણ તેના તડ-ને-ફડ જવાબ દેનારમાં તેવી કોઇ રીતની નિશાન હજી તક જણાઇ નહિં. જ્ઞાન-ખજાનો અખુટ છે. જગભરના જીજ્ઞાસુઓની ભુખ ભાંજી સર્વને સંતોષે એટલો તે ભરપુર છે. ખાનાર થાકે ને ધરાઇ જાય પણ ખવાડનાર તો અથાગ અને અણહદ છે! તેમ તેનો ભંડાર પણ ભરપુર, બેશુમાર છે!

આથી તેણે હવે સેવટના બે-ચાર પ્રશ્નો પુછી લીધા.

સ. — તમો પરણેલા છો?

જ. — હું સ્ત્રિ-પુરૂષ (sex) ના જાતિ-ભેદ યાને અલગપણાથી પર છું. મારા માટે નર-નારીનો ભેદ-ભાવ હસ્તિ ધરાવતો નથી.

સ. — તમો કેટલી નીંદ લેવો છો?

જ. — ત્રણ કલાક!

તે તાજુબ રહ્યો અને ડોળા ચઢાવ્યા! જાણે એમ પુછવા ચાહે કે એક દેહધારી આત્મા નર-નારીના ભેદભાવથી અલગ (sexless) કેમ હોઇ શકે, ને તેને આટલી ટુંક નીંદ કેમ પુરે? પણ જે મહા

વ્યક્તિ તરફથી તેને એ ઉત્તરો આપવામાં આવ્યા હતા, તેમની અદ્દભુત શક્તિ માટે તેને હવે શંકા રહીજ નહિં. એટલે સાધારણ રીતે ન માની શકાય એવી મુશ્કીલ બલ્કે અશક્ય વાતો પણ હવે તે માની લઇને ચુપજ રહ્યો.

સ. — તમારો હવે પછીનો કાર્યક્રમ શું છે?

જ. — થોડા દિવસ ડેવનશીયરના આશ્રમમાં રહી, ત્યારબાદ અમેરીકા જવા ધારૂં છું.

સ. — હવે સાહેબ, મારી આ કલાક-ભરની ઇંતેજારીનો અંત લાવી મારા પ્રથમ પ્રશ્નનો ઉતર ન આપી દયો?

બાબાના મુખ પર ફરી એક અતિ મોહક હસવું પ્રગટી નીકળ્યું. તેઓએ ખુશમીઝાજે મારા તરફ હાથનો ઇશારો કરી તેને કહી સંભળાવવા જણાવ્યું — 'તમો બહુ ભાગ્યશાળી છો!'

"આપ સાહેબની મહેરબાની" પોતાની ખુશાલીનો સ્વિકાર કરતાં તે હેશાનમંદ જીગરથી બોલ્યો, અને એક વાર ફરી પોતાનો પહેલો અને છેલ્લો પ્રશ્ન રજુ કર્યો.

હ ય ર ત!

સ. — મારા પ્રથમ પ્રશ્નનો ઉત્તર? આ રૂમમાં ફેલાઇ રહેલા "પાવર" નું કારણ શું — તે ક્યાંથી આવે છે?

અને એ સવાલ કરી, વિદાય થવા માટે તે સોફાપરથી ઉઠી ઉભો થયો, ઇંતેઝારીથી એમના તરફનો જવાબ સાંભળવા થોભ્યો.

બાબાએ હસ્તે ચ્હેરે બોર્ડ પર આંગળી ચલાવી પ્રતિયુત્તર આપ્યો,—**"તે મારી હાજરીને લીધે છે!** It is due to my presence!"

તે બાબાના મોં સામું જોઇજ રહ્યો!

એમની તરફના આ શબ્દો મારે મુખથી તેના કાનપર પડતાંજ, તે કોઇ ગાફેલ્યતની નીંદમાંથી બિદાર થયો હોય એમ શુદ્ધીમાં આવ્યો. તે અમસ્થા સાધારણ શબ્દો ન હતા. પ્રત્યેક શબ્દ તેની અંદર સમાયલી ઇશ્વરી શક્તિની ગવાહિ અને ખાતરી સાથ બહાર પડયો હતો. અત્યાર આગમચ તે અણદીઠ "પાવર"ના ચાલુ ઝટકાઓના અનુભવે ચકભમ થઇ રહ્યા હતો, પણ આ શબ્દો સાંભળતાં તો તે પુરોજ ચકિત થઇ રહ્યો!

જે મહાન વ્યક્તિ સાથ તે એક કલાકભર વાર્તાલાપ કરી રહ્યો હતો, જેની દૈવિક હાજરીમાં વસી કોઇ અણદીઠ શક્તિનો વિચીત્ર અનુભવ મેળવી રહ્યો હતો, જે અંતરયામી સદગુરૂના અદભુત, ઉંચ જ્ઞાનથી તે હયરત થઇ રહ્યો હતો, તે મહા–બળી મહા–જ્ઞાની સદગુરૂની ખરી મોટાઇનું તેને હવેજ કંઇ ખરૂ ભાન થયલું જણાયું! આ છેવટના શબ્દો જે એમની તરફથી બહાર પડયા હતા, તે કોઇ ખોટી બડાઇ યા અહંભાવ દર્શાવનારા નહિ પરંતુ જે અદભુત શક્તિ એઓ પોતે ધરાવતા હતા અને જેનો અનુભવ તેઓએ તેને પોતાને કરાવ્યો હતો, તેની સાબેતી દર્શાવતી સત્ય હકિકત હતી!

માનભરી અદાથી નમન કરી તેણે બાબાનો હાથ પોતાના હાથમાં લીધો — તે પોતાની આંખોસે ચાંપ્યો! અને એક ગ્રહસ્થને છાજતી મોભાભરી અદા સાથ બાબા સાહેબનો આભાર માની વિદાયગીરી ચાહી.

આનંદથી તેને પોતા તરફના આશિષ આપતાં બાબાએ હાથથી ઇશારો કર્યો. આ સંદેષ અહેસાન સહિત સ્વિકારી, ધીમે પણ પાછલે કદમે તે રૂમમાંથી રૂખસદ પામ્યો.

× × × ×

નમનતાઇનું નિચાણુ કબુલ કરવેજ મોટાઇના ઉંચાણુ ઉપર જવાય છે. આપણાથી અધિક કોઇપણ વ્યક્તિની સરસાઇ ખાકસારીથી સ્વિકારવી એજ ખરી મોટાઇ છે — એજ ખરી નૈતિક હિંમત છે. અંતરનું એજ ખરૂં બળ છે.

સાધુ–સંતો યા સદગુરૂ મહાત્માઓ ત્રાહેત આદમીઓ સાથ લાંબા ટાહેલાંમાં ઉતરી વખત કદી વ્યર્થ ગુમાવતા નથી. ખરી મુલાકાત તો મોટે ભાગે મૂંગી અને ગુપ્તજ રહે છે. મેહેરબાબાએ પણ અત્યાર તલકમાં કોઇપણ મુલાકાતે આવનાર સાથે આટલી લાંબી વાતચીત અને આવા જાત–જાતના સવાલ–જવાબોની જીકર કદી કરી ન હતી. ખાસ કરી પશ્ચિમની એમની મુલાકાત દરમ્યાન યુરોપ–અમેરીકામાં એમને મળવા આવેલા જીજ્ઞાસુઓને એક યા બે મીનીટ, કોઇકનેજ પાંચથી દશ મીનીટ, એમની હાજરીમાં રહેવાને પરવાનગી આપતા. મોટે ભાગે તો એકાદ શેક–હૅન્ડ યા માનભર્યું નમન સ્વિકારી મુલાકાત ખતમ કરતા. પણ તેટલામાંજ અંતરથી પિછાણ અને પ્રેમની આપ-લે થઇ જતી. **"જેઓ પ્રેમી હોય છે અને સમજ–શક્તિ ધરાવે છે, તેઓ માટે શબ્દો** (વાતચીત) યા **સમજણ** (ઉપદેશ)ની **જરૂરત રહેતી નથી"** — એમ બાબા ચાલુ કહેતા આવ્યા છે, અને એજ મુજબ સાચા પ્રેમી અને ભાવિક ભકતોની મુલાકાત દરમ્યાન કશા પણ સવાલ-જવાબ યા વાત–ચીત વનાજ તે પ્રેમી આત્માઓ સાથ અંતરની અને ગુપ્ત આપ-લે ચાલુ કરતા રહે છે.

એ દ્રષ્યો એમની નજીકના યા અતરાફના ભાવિકો માટે તો હવે સાધારણ થઇ પડયાં છે, અને સાચા જીજ્ઞાસુઓ અને સમજુઓ તો આવીજ અંતરની ખરી આપ-લેની કિંમત કરે છે. છતાંયે પ્રત્યેક ભાવિક યા શિષ્ય પ્રત્યેનો એમનો વ્હેવાર અલગ–અલગજ રહયો છે. તે દરેકના સ્વભાવ, પ્રકૃતિ, તલબગારી અને તૈયારીનાં હિસાબેજ એઓ સાહેબ રાખે છે.

લાંબી વાતચીત પણ કોઇ સાથ મુલાકાત દરમ્યાન કરે છે, અને જ્યારે કોઇ જાહેરી ક્રામને હિસાબે આવી મુલાકાત કોઇને આપે છે, ત્યારે થોડા ઘણા સવાલ-જવાબો પણ થાય છે. પરંતુ તે પણ પાંચ દશ યા પંદર મીનીટથી વધુ તો જવલેજ થાય. કારણ એવી ફાલતુ વાતચીત યા તકરારના ટાહેલાંઓને એઓ ઉતેજન આપતાજ નથી — બલ્કે એવો નિયમ રાખ્યોજ નથી.

## ખુદા-શનાસીના તલબગારે ખાકસારી અખત્યાર કરવી!

અગર તેવા કોઇ સાચા જીજ્ઞાસુનું સત્યની શોધ યા તલબથી ટળવળતું દીલ જણાય ને પોતે રહીને પ્રેમથી કોઇ અમુક બાબદ લંબાણથી સમજાવે — એ દીગર વાત છે. અને એમ એઓ કોઇ કોઇ દાખલાઓમાં કદી કદી કરે છે, તો જો કે આવા દાખલાઓ પણ બહુ જુજ રહે છે.

એથીજ મી૦ J. D. સાથનો એક કલાકભર ચાલુ રહેલો આ લંબાણ ઇન્ટરવ્યુ હમે અ-સાધારણ લેખ્યો છે, અને તે અ-સાધારણ હોવાના કારણેજ એવી એક મુલાકાતનો સવિસ્તર અહેવાલ જાહેર જન-સમાજની જાણ અર્થે રજુ કર્યો છે, જેથી એ મધ્યે ચર્ચાયલી અગત્યની બાબદો અને સવાલો ઉપર આત્મિક અને દૈવિક દ્રષ્ટીએ એઓ સાહેબે નાખેલી નવી રોશની ને જ્ઞાન જાહેર જનતાને મળવા પામે. ઉપરાંત, જેઓ આ અધ્યાત્મ માર્ગથી અજાણ અને અજ્ઞાન હોઇ, પોતાની કોઇ વિદ્વતા યા વાકચાતુરી માટે મિથ્યા અભિમાન ધરાવે, તે માટે મોટા અને ખોટા ખ્યાલો ને ભ્રમમાંજ વસી, જીવનના સાચા હેતુ અને જ્ઞાનથી બે-નસીબ રહેતા હોય, તેઓની પણ શુદ્ધ ખુલે, આત્મજ્ઞાન અને ખુદાશનાસી શું છે તેનો કંઇક ખ્યાલ તેમને થાય.

વળી મેહેરબાબા સરીખા અનુભવી સદ્દગુરૂ સાથે વિજ્ઞાન યા વાકચાતુરીના બળથી બાથ ભીડવા બહાર પડેલા મી૦ J. D. સરીખા એક

બાહોશ જરનાલીસ્ટ અને જન-સેવકને મળેલા અનુભવ ઉપરથી ધડો લઇ, બીજા કોઇ મીથ્યા-ભિમાનીઓની નઝર પણ ખુલે કે પ્રભુ-પર્માત્માને પહોંચેલી મહાન વ્યક્તિઓના ઉંચ ઇશ્વરી જ્ઞાન અને તેમની ખુદાઇ શાન સામે આજના ગમે એવાં આગળ વધેલા વિસમી સદીના વિજ્ઞાન અને વિદ્વતાનું બુદ્ધિબળ બીલકુલ તુચ્છ અને કુછ બીસાદ યા ગણત્રી વગરનું છે. પર્માત્માની અકળ કળાને પામવાને ઇનસાનની મતી મંદ છે. ગમે એવી ખીલવેલી ને પ્રબળ બુદ્ધિ પણ આખર અમુક હદ સુધીજ જઇ પહોંચે છે. યાને તે સંકોચિત છે, જે મારફત ઇશ્વરી અનુભવ અને જ્ઞાનના અણહદ મહાસાગરને કદી પહોચી શકાયજ નહિં. એ સઘળું દુનિયવી ભંડોળ ખરા જ્ઞાનનાં દર્યાવમાં એક ટીપાં મીસાલ તુચ્છ છે. અને એ દર્યાવમાં ડુબકી મારવા ચાહતા મુમુક્ષુઓ યા અભિલાષિઓ માટે **ખાકસારી** અને જ્ઞાન માટેની સાચી **તલબ** એજ બે મુખ્ય લક્ષણો છે. આવી સાચી ભાવના અને નમ્રતા સાથ સંતો યા સદગુરૂઓ સમક્ષ આવનારાઓજ કંઇ જ્ઞાનનો લાભ ને લ્હાવો લેવા પામે છે. ટુંકમાં, આ અધ્યાત્મ માર્ગમાં તકરાર (discussion) ને સ્થાન નથી. તેમાં ભક્તિ (devotion) યાને જ્ઞાન-પ્રાપ્તી અર્થેની સાચી જીજ્ઞાસા અને ભાવના અને તલબની જરૂરત છે. એવી અંતરની ભાવનાથીજ સંતોની સીડીએ ચઢેલાઓ કંઇ જ્ઞાન-દાનની રોશની મેળવવા પામે છે.

× × × ×

"જેમ્સ ડગલાસ" — જેવા એક બાહોશ જરનાલીસ્ટ અને પ્રજા-હિતના સવાલો જાહેરમાં હિંમતથી ચર્ચાવનાર જાણીતા લેખક આટલો લાંબો વખત સુધી બાબા સાથ શું વાત કરતો હશે ને એ વાતોમાં કેવો રસ જામ્યો હશે, તે જાણવા ઘરમધે ભેગા મળેલા ભાવિકોનો ગ્રુપ કુદરતી ઇંતેઝાર રહ્યો. સર્વે દાદર પરથી હેઠળ ઉતરતાં પગલાના અવાજ તરફ ઉંચા કાન ધરી રહ્યાં હતાં. એક

કલાક બાદ જ્યારે તે દાદરપરથી હેઠળ ઉતર્યો, ત્યારે તેના પગલાંનો અવાજ સંભળાતાંજ સર્વની નજર બારણા તરફ ખેંચાઇ રહી.

એક આજેઝ થયલો હમનબર્દ નાસીપાસ યા દીલગીર રહે છે. પણ એક કલાકની ખાનગી મુલાકાત ને વાતચીત બાદ બહાર પડેલા આ જાણીતા જરનાલીસ્ટના મુખ પર તો સંતોષ અને આનંદની છાપ છવાઇ રહેલી સર્વેએ નિહાળી; અને તેઓ માંહેલું કોઇ પણ પુછપરછ કરે તે આગમચ તો તે પોતેજ ખુશાળીથી બોલ્યો—

"ખરેજ એક અદભુત વ્યક્તિ છે! હું કદી એવા કોઇ મહાબળી પુરૂષને મળ્યો નથી, આવી રીતે આજેઝ થઇ કદી બહાર નીકળ્યો નથી. આ તો કોઇ અ-સાધારણ જ્ઞાની ગુરૂ જણાય છે. મને શક છે કે તમો માંહેલા કોઇ પણ એમને પુરા પીછાણી શકો!"

"તમને એમનાથી સંતોષ થયો?" તેના બોલવા પરથી એક જણે સવાલ કર્યો.

"સંતોષ? હું તો હયરત, બલ્કે હયરાન છું! I am amazed and bewildered!"—તેણે તુરત સાચાં દીલથી એકરાર કર્યો.

"હમો જાણીને ઘણા ખુશી છીયે," ગ્રુપ માંહેલા થોડાકોએ ખુશાલી દર્શાવી અને અજાયબી સાથ એક જણે ફરી વિચાર્યું—

"શું એઓ અદભુત નથી?"

"બેશક, એવણ છે જ!"

"તમો એમના માટે શું ધારો છો?" કંઇ વધુ જાણવાની ઇંતેજારીથી બીજાએ સવાલ કર્યો.

"તે હું આ હાલતે લંબાણથી કહી શકતો નથી. પણ એટલું તો ટુંકમાં કહી દઇશ કે **એમની ખરી ખુબી એઓ**

**જે કંઇ કહે છે તેમાં નહી, પણ એઓ જે પોતે છે — તેમાંજ સમાયલી છે.** It doesn't matter what he says, but it does matter what he is !"

અને આ શબ્દો સાથ સર્વને સલામ કરી તે ત્યાંથી ઉતાવળે નીકળી ગયો.

તેના વિદાય થવા બાદ ત્યાં ભેગા મળેલા ગ્રૃપમાં કેટલો વખત એજ વાત ચાલી. સર્વ કોઇ એ મુલાકાતની કેફીયતથી વાકેફ થવા ઇંતેજારી ધરાવી રહયા. પરંતુ આ પણ તે સર્વની ધીરજની એક કસોટીજ હતી. બાબાને બહાર સીધારવાનું હોવાથી એ જાણવાજોગ વિગતો ફુરસદે સમજીશું, એમ સર્વે ધીરજ અને સબ્યારો લઇ રહ્યાં.

\+ + + +

## લંડનના "સન્ડે એકસ્પ્રેસ"માં જેમસ ડગલાસનો બાબા માટેનો જાણવાજોગ લેખ

બીજીજ સવારે કોઇનો બહારથી ટેલીફોન આવ્યો, જે માંહેલી ખબર સાંભળનારે આનંદથી ઉશ્કેરાયલે ચ્હેરે ઘર મધે ભેગા મળેલા ગ્રૃપને જણાવ્યું, કે આજના "સનડે એકસપ્રેસ"માં મી૦ જેમ્સ ડગલાસનો બાબા સાથનો ઇન્ટરવ્યુ પ્રગટ થયો છે. ત્યારે તેઓએ ઘરમાં તુરતના આવી પડેલાં પેપરો ખોળી કાઢયાં, અને તે માહે બાબાના એક આખા ફોટો સહીત મી૦ જેમ્સ ડગલાસના પોતાના ખુલ્લા નામે પ્રગટ થયલો નીચલો લેખ વાંચ્યો —

### મારો આત્મિક પ્રચાર ૩૩ વરસ ચાલશે
### રોજ ત્રણ કલાકની નીંદ

### મુળાક્ષરની મદદ સાથનો એક મૂંગો ઇન્ટરવ્યુ

(લંડનના 'સન્ડે એકસપ્રેસ'ના રવીવાર તા૦ ૨૦–૪–૧૯૩૨ ના અંકમાં રજુ થયલો લેખ — લખનાર જાણીતો જરનાલીસ્ટ— **જેમ્સ ડગલાસ)**

આ આખો લેખ તેના મથાળાં સાથે નીચે મુજબ છે —

કેન્સીંગટન હાઉસના એમના મકાનના બેડરૂમમાં ગઇ કાલે બપોરે મને શ્રી મેહેરબાબા સાથ મુલાકાત થઇ.

હીંદી ક્રાઇસ્ટ અથવા મેસાયા તરીકે એમને ઓળખવામાં આવ્યા છે. તેઓ ઇંગ્લાંડમાં શુક્રવારે પધાર્યા.

એમનું કર્તવ્ય (મીશન), એમના શીષ્યો કહે છે તેમ, પૂર્વ અને પશ્ચીમમાં મનુષ્ય જાતીને ઉગારવાનું — તેનો ઉદ્ધાર કરવાનું છે.

તેઓ એક સંત તેમજ ગુપ્તજ્ઞાની (saint and mystic) છે. એક મહાત્મા અને ઉંચ આત્મિક અનુભવના અધિકારી (superman) છે. એવું કહેવામાં આવે છે કે એઓ મોઅજેજા પણ કરી બતાવી શકે છે.

હું ઘરમાં દાખલ થયો ત્યારે એમના શીષ્યોનું જાણે એક સરઘસ બહાર આવી સામું ભેટયું. પ્રથમ તો ગોરી જવાન અબળાઓનો એક જમેલો મારી નજદીકથી પસાર થઇ ગયો. ત્યાર બાદ કેટલાક જવાન હીંદીઓ પણ બહાર આવ્યા.

શ્રી મેહેરબાબા એક સોફા ઉપર બેઠેલા હતા. તેઓના અંગ પર ડ્રેસીંગ ગાઉન હતો, અને ગળાંની આસપાસ એક નરમ રેશમી સ્કાર્ફ હતો.

## તેઓ કેવા છે?

તેઓ આડત્રીસ વરસના એક પાતળા એકવડયા પુરૂષ છે, પણ દશ વરસ વધુ નાના હોય એવા ગબરૂ યાને અઠાવીસ વરસના હોય એટલા જવાન દીસે છે. એમનાં વાળ લાંબા, કાળા–ભુરા છે, જે એમના ખભાં ઉપર ઉતરી આવે છે. એમને જોઇને મને જવાન પાદરસ્કીની યાદ થઇ. (પાદરસ્કી એક અતી કાબેલ પીયાનીસ્ટ થઇ ગયો છે, ઉપરાંત તે એક જાણીતો પોલીશ દેશ-સેવક અને વિર પણ હતો.)

એમને ભુરી મુછ છે. એમનો ચ્હેરો એકાદ સન્યાસી યા તપસ્વિના જેવો છે.

એમની દાઢી લગાર અણીદાર છે, પણ તે મજબુત યાને પરાક્રમી દીસ્તી નથી. એમના કપાળ પર રેખા છે.

એમની આંખ્યો મોટી ને તેજસ્વી છે. નિર્મળ સુખ, શાંતતા અને આનંદના પ્રકાશથી તે ઝલઝલી રહી છે. એમનું હસ્વું મનોરંજક છે. તે આનંદી, વિનોદી અને બચ્ચાંનાં જેવું નિર્દોષ છે.

મને જણાવવામાં આવે છે કે તેઓ એક કુશળ ક્રીકેટર છે. તેઓ તબીયતે તંદરોસ્ત અને નિરોગી, અને રીતભાતમાં તદન કુદરતી અને અનુકુળ યાને મળતાવડા છે. એમના હાથો એવા કિંમતી યાને કિસબી છે કે જાણે કાંઇ કહેવા ચાહતા હોય, અને પોતાની કુશળતાથી સામાને આંજી નાખે! એકાદ અતિ પ્રવિણ પુરૂષ યા કુશળ હુનરમંદના તે હાથો છે. તે હાથો જાણે કે બોલે છે, અટલે વાતો કરે છે — યાને તે જોતાંની સાથ અથવા સ્પર્શ કર્યા બરોબરજ તમે ઘણી વાતો સમજી જાવો છો. તેમાં અજાયબ જાદુઇ શક્તિ છે!

એમનામાં અદભુત આકર્ષણ-શક્તિ છે. હું એમના રૂમમાં દાખલ થયો તેવોજ એક પ્રકારના વશીકરણ યાને જાતી ખેંચાણ તેમજ જાદુઇ શક્તિનો મારી ઉપર ગલબો થયો, અને તે આખા રૂમને પોતાની ગરમીથી ભરી દીધી હોય એમ મને જણાયું. જેવો એમણે મારો હાથ ધર્યો, તેવોજ મારા શરીરમાં એક પ્રકારનો અજબ જેવો ઝણઝણાટ થઇ રહ્યો! એમણે મને પોતાની નજીક સોફા પર બેસાડયો, અને અમારી વાતચીત દરમ્યાન એઓ મારા હાથપર પોતાનો હાથ મેલીને અથવા મારી પીઠ પર હાથ ફેરવીને મારી સાથ ચાલુ લાડ કરતા હતા — ખરેજ લોહચુંબક મીસાલ આકર્ષણ કરનારી અતી મોહક વ્યક્તિ!

## કાંઇક જરૂરી ખુલાસો

જ્ઞાન-માર્ગને લગતી વાતો પર રોશની મેળવવાની પોતાની ઇંતેઝારીમાં જ્યારે મી૦ જે. ડી. અજાણપણે **મેહેરબાબા અને ગાંધીજી** વચ્ચે થયલી વાતોના એક ખાનગી પ્રકરણ માટે દખલ દઇ રહ્યા, તે તખ્ફકે મારે વચ્ચે બોલવાની ને ખુલાસો કરવાની જરૂર પડી—

મેં કહ્યું કે "મેહેરબાબા અને ગાંધીજી બંને વચ્ચે ઘણી અગત્યની વાતો થઇ હતી. પણ તે **બે મીત્રો વચ્ચેનું એક ખાનગી અને પવિત્ર પ્રકરણ છે."** આ ખુલાસો સાંભળી, ગૃહસ્થાઇ લક્ષણથી તેણે એ બાબે વધુ ચુનોચરા કરવાનું મોકુફ કર્યું, એટલે એ વાત ત્યાંજ અટકી.

અત્રે વધુ ખુલાસો કરવાની જરૂર છે કે મેહેરબાબા આગળ આધ્યાત્મિક યા દુનિયવી મદદની આશાથી આવનારા હઝારો ભાવિક અને ગરજવંતોની કંઇ એવી હઝારો ખાનગી અને એ કરતાં એ નાજુક પ્રકારની વાતો આવી ગઇ છે, જેઓએ એમનામાં અખંડ વીશ્વાસની લાગણી સાથ પોતાની જીંદગીના અતિ નાજુક અને જોખમભર્યા ભેદો એમના સમક્ષ ખુલ્લા કર્યા છે. તે સર્વના એવા દુનિયાભરના ભેદ-ભરમોની અસંખ્ય ખાનગી ને નાજુક વાતો એમના હૈયામાં સમાઇ છે. પરંતુ એકની એવી વાત બીજા કોઇને કદી માલમ પડવા દેતા નથી. તેમ એમના અંગત અનુયાયી યા શિષ્યો પૈકી જેઓને એમનું બોર્ડ વાંચી-સમજાવવા એ **ખાનગી** ગુફ્તેગુ દરમ્યાન હાજર રહેવાની જરૂર પડે છે, તે દરેકને પણ એ વાતો કદી બાહેર ન કાઢવાની સખત તાકીદ તેમજ તરબીયત મળી છે. એટલે એવી કોઇબી ખાનગી વાત તેઓના હોઠ બહાર કદી પડતી નથી.

અધ્યાત્મ માર્ગમાં—ખાસ કરી ઇશ્વરજ્ઞાન અને અનુભવની અભિલાષાએ ઉંડા અભ્યાસ અને અથાગ પ્રયાસ કરી રહેલા પ્રેમીઓને

થતા રહેતા અલૌકિક અનુભવોની વાતો તો પ્રેમી અને પ્રિયતમની અમુલ્ય અને ખાનગી મીરાસ છે. તેથીજ એ બાબદમાં કહેતી પડી છે કે એ ભેદ "જીસને પાયા ઉસને છુપાયા". વળી અધ્યાત્મ માર્ગના શિક્ષણની શરૂઆત કરનાર નવા મુમુક્ષુઓને થતા આવા પ્રકાર-પ્રકારના નવીન અનુભવોની અદભૂત વાતોનો ઇશારો પણ કોઇને ન કરવાની ઘણીવાર ગુરૂની પોતાની ખાસ આજ્ઞા રહે છે. કારણ, આવી વાતો બાહેર પડવાથી જેમ અર્થના અનર્થ થવાના, તેમ તે નવા અભ્યાસીના આગળ વધવાના માર્ગમાં અણધારી અડચણો ઉભી થવાના સંભવ ને જોખમ રહે છે.

બાબા સાહેબ સાથની મુલાકાતમાં મેળવેલો અનુભવ પોતાના ખરાં નામે જાહેરમાં રજુ કરી, એમની કસોટી કરવા અર્થે બારીક અને બીકટ સવાલોનું છટકું માંડવાની પોતાની તરકીબ પણ જાહેર કરી દઇ, તે બીકટ કસોટી માહેથી મેહેરબાબાએ પોતાનો માર્ગ કેવી સરળતા ને સફાઇથી મોકળો કર્યો, તે પણ સાથે સાથે ખુલ્લે ખુલ્લું કહી દઇ — એમની તરફથી સ્ફુર્તિ ગુપ્ત શક્તિ તેમજ એમના મહાન દરજ્જા, જ્ઞાન, અનુભવ વિગેરેનો પણ જાહેરમાં સ્વિકાર કરવો, એ એક નૈતિક હિંમત ધરાવનારનુંજ કામ છે.

જેને આપણે એક બહાદુર ખેલાડીનું જીગર (સ્પોર્ટીંગ સ્પીરીટ) કહીયે, એ અંગ્રેજી પ્રજાનું એક ઉમદા લક્ષણ છે. બળ્યા સાથ બાથ ભીડવી એબી જીગરનું કામ છે, પણ એથી એ ભારે જીગરનું કામ બલ્કે બળ તો આપણા હમનબર્દને હાથ મહાત થવા બાદ, આપણી હાર માટે જરાએ નામોશી ન માનતાં તે બળ અને હયરત ભરી શક્તિનો જાહેરમાં સ્વિકાર કરવો — એમાં સમાયું છે.

મેહેરબાબાના સમાગમમાં આવ્યા બાદ, પોતાને થયલા અંગત અનુભવો પ્રમાણીકપણે એમને કહી દેતા, અને એ માટે પોતા

તરફનું અહેસાન દર્શાવતા અસંખ્ય ઉદગારો રજુ કરી શકાય, જે આપણી તરફના આ મહાન શિક્ષા–ગુરૂ સરીખી દૈવિક વ્યક્તિ તરફના તેઓના પ્રમાણીક મત, માનભરી અદા, તેમજ નિખાલસ ભક્તિભાવ પ્રદર્શીત કરે છે; તેમ તે પશ્ચિમની પ્રજાની નૈતિક હિંમત અને પ્રમાણીકપણાનો ઉંચો ને માનભર્યો ખ્યાલ આપે છે.

આટલા ખુલાસા બાદ હવે આપણા વિષયમાં આગળ વધીશું. મી૦ જે. ડી. આગળ લખે છે કે—

## એઓ બોલતા નથી

સાવચેતિના નિયમ દાખલ હું કોઇ પણ મનુષ્યના સ્પર્શથી દૂર યાને ચોંકેલો રહું છું, જેથી સામી તરફથી કોઇ પણ પ્રકારના શારીરિક ખેંચાણ (હીપનોટીઝમ) સામે હું સાવધજ રહ્યો હતો, યાને કોઇ ગુપ્ત શક્તિની અસર મારા પર તુરત ન થાય એ માટે હું સાવચેત રહયો હતો. સ્વ–બચાવની સામગ્રી દાખલ, વળી એક પ્રકારના નાસ્તિકવાદની શકભરી વલણ મેં અખત્યાર કરી રાખી હતી. પણ મારી ગમે એવી સાવચેતી છતાં એમની જાદુઇ અસર હેઠળ હું મોમ મીસાલ પીગળી ગયો.

મેહેરબાબા બોલતા નથી. કહે છે કે એઓ સાત વરસથી બોલતા નથી. હમારી વાતચીત એક હીંદી જવાન મારફત થઇ હતી, જે પોતાના ગુરૂના આંગળાંએ દર્શાવેલું બોર્ડ ઝડપથી વાંચી સંભળાવતો હતો.

એમના ખોળાપર રોમન મુળાક્ષરો પેન્ટ કરેલું એક નાનું બોર્ડ હતું, તે ઉપર ચીતરેલા અક્ષરો ઉપર એમની નાજુક આંગળી ચપાચપ ચાલતી હતી. એઓ શબ્દોની જોડણી કરતા નથી.

એમની ટેલીગ્રાફી યાને ટુંકમાં સમજાવી દેવાની કળા તે માટે બહુ તેજ યાને ઝડપી હતી.

એમની તરફથી વાત કરનાર ઇન્ટરપ્રેટર એ મુળાક્ષરોનું બોર્ડ ઉલટું યાને સામે ઉભા રહીને ઉંધું વાંચતો હતો. તે કેમ વાંચી શકે છે એ મને સમજ પડતી નથી, કારણ તેની ઝડપ સાધારણ વાતચીત જેટલીજ તેજ છે.

પૂર્વના સાહિત્ય અને તવારીખના જાણીતા અભ્યાસી સર ડેનીસન રોસની મદદ સાથ મેં એક પ્રશ્નાવલી તૈયાર કરી રાખેલી હતી. આ શિક્ષાગુરૂને છટકામાં સપડાવવા અર્થે તે પ્રશ્નાવળી ખાસ સીફતથી રચવામાં આવી હતી; પણ તે ગુંચવણભરી જાળ માહેથી જરાએ ઠોકર ખાધા વના એમણે પોતાનો માર્ગ હસ્તાં-હસ્તાં સરળ કાઢયો હતો. ભાષા ઉપરનો એમનો કાબુ સંપૂર્ણ હતો. તેની સરળતામાં તે સોક્રેટીસ સરીખો આસાન હતો યાને તેઓ મહાન ફીલસુફ સોક્રેટીસ સરીખી સરળતા અને બાહોશીથી ભાષાના સંપૂર્ણ કાબુ સાથ સઘળા પ્રશ્નોનો પ્રતિયુતર આપતા હતા.

તેઓ મને વારંવાર સવાલો કરતા હતા, જે સવાલોની પ્રવેશ-બુદ્ધી અને ઉંડાણ મતલબથી યા મર્મભેદથી હું હયરતજ રહ્યો હતો. પણ તેઓએ કદીબી એક સીધો સવાલ ઉડાવ્યો યા ઉરાડી મેલ્યો નહી, યાને કોઇપણ સીધા સવાલનો જવાબ આપવા એઓ અચકાયા નથી. એમની સાદાઇ, બહુ બારીક યાને માર્મિક હતી.

"હું ઇરાની છું," તેમણે કહ્યું "હું પૂનામાં જન્મ્યો હતો. મારા મા-બાપ ઇરાની હતાં."

તેઓ ન્યાત-જાત અને ધર્મના ભેદ-ભાવથી પર છે. તેઓ સર્વ-માન્ય યાને સૌ માટે સમાન (યુનીવરસલ) છે. તેઓ ખુદા સાથ એકતાન થયા છે; અને ખુદા સઘળે અને સર્વમાં સમાયલો છે."

"તમે મહાત્મા છો ?" મેં પ્રશ્ન વિચાર્યો. તેઓ હસ્યા.

"મહાત્મા એટલે શું ?" તેમના તરફથી વળતો પ્રશ્ન કરતો ઉત્તર મળ્યો.

"હું સત્યને જાણું છું. તમે લંડનમાં રહો છો એટલે તેના વિષે માહિતી ધરાવો છો — તેમ હું પણ સત્યને અંગત અનુભવથી જાણું છું."

"તમો એક દૈવિક વ્યક્તિ (divine) છો ?" તેમના મુખ પર ફરી આનંદી હસવું પ્રગટી નીકળ્યું.

"હું ખુદા સાથ એકતાન થયો છું — ક્રાઇસ્ટ, બુધ્ધ, અને કૃષ્ણની મીસાલ હું પણ ઇશ્વરમાં વસી રહ્યો છું. જેમ તે મહાન આત્માઓ ઇશ્વરને ઓળખતા હતા, તેમ હું પણ ઇશ્વરને ઓળખું છું. સઘળાં મનુષ્ય ઇશ્વરને ઓળખી શકે છે."

## દુનિયામાં ખરાબી જેવું કંઇજ નથી

"તમે બદી યાને ખરાબી (evil)ના સવાલનો ઉકેલ કર્યો છે ?"

"બદી યા ખરાબી જેવું કંઇ છેજ નહિ. એ સઘળું નેકી (goodness)નુંજ વધતું–ઓછું પ્રમાણ માત્ર છે."

"દુનિયા (હાલે) વિપત્તીનાં વમળમાં સપડાયલી છે. જગતના આ બારીક સમયમાંથી ઉગરવાને કંઇ ઇલાજ છે ખરો ?

"હા."

"આ બારીક સમય ક્યાં સુધી રહેશે ?"

"બીજું એક વર્ષ, ત્યારબાદ તે બીકટ મામલામાં ફરક પડતો જશે ને રફતે રફતે તે માહેથી છુટકારો પણ થશે."

ક્રાઇસ્ટને પોતાનુ કર્તવ્ય (mission) પુરૂં કરતાં ત્રણ વરસ લાગ્યાં હતાં. તમારૂં કર્તવ્ય કેટલો વખત રહેશે ?

"તેત્રીસ વરસ," એમણે ઉત્તર દીધો.

ત્યારબાદ મેં મારી પ્રશ્નાવલી શરૂ કરી.

"તમારૂં કોઇ શાસ્ત્ર, બાઇબલ, કોરાન યા બશારતથી લખાયલું એવું કોઇ પુસ્તક છે કે ?"

"નહિ. હું અધ્યાત્મિક શીક્ષણ આપું છું."

"તમે બુદ્ધ અને (eight-fold path) અષ્ટ-માર્ગમાં માનો છો ?"

"હા. તમામ ધર્મ માત્ર તબકકે તબકકે આગળ વધી સેવટે ઇશ્વરમાં સંપૂર્ણપણે સમાઇ જવાનો એક પ્રકારનો ચઢાવ એટલે ઉંચે ચઢવાનો માર્ગ (ascent) છે."

"તમો કયા ખુદાને માનો છો ?"

"તમામ મનુષ્ય જાતી માટે માત્ર એકજ ખુદા છે."

"કયો ધર્મ તમારી માન્યતાની સૌથી નજીકમાં છે યાને તમારે હિસાબે સૌથી શ્રેષ્ટ છે ?"

"સઘળા ધર્મો ઇશ્વરોક્ત શાસ્ત્ર એટલે ઇશ્વરનાજ દર્શાવેલા માર્ગો છે."

"ભવિષ્યમાં પણ કોઇ જીંદગી છે ખરી કે ?"

"હા. આત્મા કદી મરતો નથી. તે પરમાત્મામાં ભળી જાય ત્યાં સુધી દેહ ધારણ કરી, જીંદગી પછી જીંદગીના અનુભવો લેતોજ જાય છે."

"એટલે નિર્વાણ" (ફના) ?

"હા. પણ એ નિર્વાણ અસલ જાત યાને અસ્તિત્વ (self) નું નહીં ! યાને નિર્વાણ એટલે ફનામાં જે મીટે છે તે ખોટી ખુદી lower ego; આપણી પ્રથમ મુળ જાત (self) નહિ."

"ત્યારે આપણી અસલ જાત — અસ્તિત્વ (self) તો સેવટ પર્યંત કાયમ રહે છે ને ?"

"હા — પણ તેબી આયંદે તો ઇશ્વરી અનુભવના અનંત દર્યાવમાં ડુબી, તેમાંજ ગર્ક થઇ જાય છે. 'આત્મા એ મન નથી. તે મનને ચલાવે છે. મન તેનું સાધન અને હથિયાર છે."

"ઇનસાનનો ઉધ્ધાર કરવા અર્થે તમને કોણે અહિં મોકલ્યા ?"

"તે (મારૂં કર્તવ્ય) હું જાણું છું. તેજ મારાં તમામ જીવનનો ઉદ્દેશ છે. મારો આનંદ અનંત છે, તે કદી તુટતો નથી."

"તમો ઘણી નીંદ લેવો છો ?"

તે સદગુરૂ હસ્યા. તેમણે ત્રણ આંગળાં ઉપર ધર્યાં.

"ત્રણ કલાક," — એમના તરફથી બોલનારે ઉત્તર દીધો.

"તમો પરણેલા છો" ? તેઓ અચરતીથી હસ્યા.

"મારે માટે (સ્ત્રી–પુરૂષનો) જાતી-ભેદ હસ્તિ ધરાવતો નથી"

"ઇશ્વર કોઇ વ્યક્તિ છે યાને શક્તિ ? (યાને સાકાર છે યા નિરાકાર) ?"

"ઇશ્વર તે બંને છે — તે સાકાર (ઇનસાન) રૂપે પણ પ્રગટ થાય છે અને નિરાકાર રહીને પણ પોતાનું કર્તવ્ય કર્યો જાય છે. તે કળા, સાહિત્ય અને સર્વ વસ્તુમાં સમાયલો છે."

## તમો ભાગ્યશાળી છો !

"તમો અદ્વૈતવાદી છો ?"

"નહિ." તેઓએ હસીને ઉત્તર આપ્યો. "જ્યારે તમે ઇશ્વરને પિછાણી લો છો ત્યારે સઘળું સ્પષ્ટ સમજાઇ જાય છે. સર્વથી ઉંચામાં ઉંચી ટોંચ પરના સર્વોત્તમ અનુભવમાં પણ

આપણી અસલ જાત (Self) તો તેમાંજ એટલે ઇશ્વરમાંજ મળી એકત્ર થઇ જાય છે."

"હું કાં સુખી નથી?"

"તમો તમારી અસલ જાતિ (self) ને પિછાણી શક્યા નથી તેથી" તેઓએ હસીને જવાબ કર્યો.

એઓએ કહ્યું હતું કે એઓ મને એકજ મીનીટ આપશે, પણ તે મીનીટ એક કલાકભર ચાલી.

"તમો ભાગ્યશાળી છો," તે શિષ્યે કહ્યું "તમારેથી એઓ ખુશ છે."

આ સદગુરૂ ડેવનશીયરના કોમ્બે-મારટીન મધ્યે એક "આરામની જગા" યાને આશ્રમમાં થોડા દિવસો માટે જાય છે. ત્યારબાદ એઓ ન્યુયોર્ક સીધારશે.

એઓ અજબ શાંતતા સાથ ખાતરી ધરાવે છે કે એઓ કુલ્લે આલમનો ઉદ્ધાર કરી કુસંપને નાબુદ કરશે; જેથી હું અચરત છું.

# પ્રકરણ ઓગણત્રીસમું

## લંડનના "Everymen" જરનલમાં બાબા માટે મી૦ પરદમનો વિદ્વતાભર્યો બીજો લેખ

મેહેરબાબા બીજીવાર પશ્ચિમના પ્રવાસે પધાર્યા તે વેળા, મુંબઇથી ઉપડવા આગમચ "એસોશીયેટેડ પ્રેસ"ના મુંબઇના પ્રતિનીધીએ એઓ સાહેબની ખાસ મુલાકાત લઇ, એક ઇન્ટરવ્યુ પોતાની એજન્સી મારફત જગ-જાહેર કરવાથી કુદરતીજ ઇંગ્લંડમાં પણ ભારે હોહોકાર થઇ રહ્યો હતો, અને એમની મુલાકાત લેવા જેમ સાચા જીજ્ઞાસુઓ તેમ છાપાના પ્રતિનીધીઓની પણ તુટાતુટ થઇ રહી હતી. એટલે એ તીડોના ટોળાં મીસાલ ઉતરી પડતી આ મોટી સંખ્યાને સઘળી સ્થિતી સમજાવતાં એમના પૂર્વ-પશ્ચિમના ભાવિકોને એક પ્રકારનો ત્રાસ થઇ પડયો હતો. એ સર્વને મુલાકાત આપવાનું તો કેવળ અશક્યજ હતું. છતાંયે જે થોડા ચુંટી કાઢેલા પ્રતિનીધીઓને, એઓના લન્ડનના ભાવિકોના આગ્રહથી, મુલાકાતની પરવાનગી આપવામાં આવી હતી, તેઓ તરફથી રજુ થયલા અહેવાલોને આધારે, માત્ર લન્ડનનાજ નહી, પણ આખા ઇંગ્લાંડના છાપાઓમાં પુષ્કળ છાપાછાપી થઇ રહી, જેમાં ઘણીક હાસ્યજનક હકીકતો પણ એમના સંબંધમાં રજુ થવા પામી હતી.

સહરાગતી અને હોહોકાર મચાવનારી ખબરો ને વિગતો મારફત જગભરમાં શોરશાર કરી મેલવાની છાપાઓની ઇંતેઝારી તો સર્વને માલમ છે; એ સબંધે મી૦ પરદમને પણ પોતાના અગ્ર-લેખમાં ઇશારો કરવાની ફરજ પડી છે કે એમના તરફથી કંઇપણ સહરાગાત વિનાની સાદી, સરળ અને સત્ય હકીકત રજુ થાય, તે જો આ જાહેર છાપાઓમાં રજુ થયલી વિગતોથી નિરાળીજ માલમ પડે તો વાંચનારે અજાયબ થવું નહીં; પરંતુ એમની

કલમથી રજુ થયલી એ સઘળી હકીકત અંગત અનુભવ અને બારીક અવલોકનના આધારે દોરેલું ચિત્રજ રજુ કરશે એની ખાતરી રાખવી.

જેઓ શાણા ને જ્ઞાની છે તેઓ હંમેશ શાંત ને ઠરેલ રહે છે. તેઓ અધુરા ઘડા મીસાલ છલકાઇ ઉછાળા મારતા નથી ને પોતાના જ્ઞાનનું પ્રદર્શન કરવા ચાહતા નથી. પરંતુ સંજોગ, સ્થિતી અને જરૂરીયાત જોઇને જ્યાં બોલવા-લખવા ઘટે ત્યાં બે બોલ નમ્ર અને ઠરેલ અદાથી કહી સંભળાવે છે. તેઓને આજની ધુમ-ધડાકા ભરી જાહેરાતનો હોહાકાર (publicity stunts) જરાએ પસંદ રહેતો નથી.

મી૦ પરદમને આ બધી જાહેર છાપાઓમાં રજુ થયલી ચિત્ર-વિચીત્ર હકીકતોના શોરશાર તરફ કુદરતી અભાવ હતો, તે આજ બીના પરથી પુરવાર થાય છે કે તેમણે મેહેરબાબાને જેવા નીહાળ્યા તેવાજ તદન સાદી અને સરળ એબારતમાં જાહેર સમક્ષ રજુ કર્યા છે, યાને એઓ સાહેબ વિષે જે કાંઇ કહેવા ઘટતું જણાય, તે સઘળું ઘટતી દલીલ ને દાખલા સહિત, શાંત પ્રકૃતિથી અને એક પ્રકારના મોભા સાથ એવી રીતે રજુ કર્યું છે, જે કોઇપણ સમજુ આદમીના ધ્યાનમાં ઉતરી શકે. તેથીજ એમની તરફથી પ્રગટ થયલા આ લેખોને પશ્ચિમનાજ લોકોએ શ્રી મેહેરબાબા સંબંધના બીજા બધા લેખોમાં અગ્રસ્થાન આપ્યું છે; ને તેજ કારણે તે અત્રે પણ પ્રથમમાંજ રજુ કર્યા છે.

મેહેરબાબા સરીખા એક સદગુરૂના સમાગમથી જે ઉમદા જ્ઞાન પ્રાપ્ત થાય છે અને જે ઉંડી સમજ-શક્તિ ખીલી નીકળે છે, તેનો આ ઉમદા લેખો સચોટ પુરાવો રજુ કરે છે. સાચા જીજ્ઞાસુઓની સત્યના જ્ઞાન માટેની ભુખ ભાંજવા સદગુરૂઓ કદી કચાસ કરતા નથી. કારણ, પોતે પ્રાપ્ત કરેલા ઉંચ ઇશ્વરી અનુભવો અને જ્ઞાનનો સાચા તલબગારોને લાભ આપવો, સત્યનો જગભરમાં ફેલાવો કરવો, એજ તેઓનું કર્તવ્ય છે.

---

# સદગુરૂ વીષે કાંઇક વધુ *

## લંડનના જાણીતાં અઠવાડીકમાં મેહેરબાબા વિષે ધ્યાન ખેંચનારો લેખ

સદગુરૂ હમસે રીઝ કર, એક કહા પ્રસંગ;
બાદલ બરસા પ્રેમકા, ભીજ ગયા સબ અંગ.

મારી ભક્તિથી પ્રસન્ન થઇ મારા ગુરૂએ મને એકવાર એવું કંઇ મંત્ર (શિક્ષણ) આપ્યું કે તેથી જાણે મારા ઉપર ઇશ્વરી પ્રેમનું વાદળજ વરસી રહ્યું; મારૂં તમામ અંગ તે પ્રેમથી ભીંજાઇ હું તે માંહે જાણે તરબોળ થઇ ગયો !

છેલ્લા થોડા દીવસો દરમ્યાન એક હિંદી 'મેસાયા' જેઓ આ મુલકમાં પધાર્યા છે, તેઓ વિષે દીલ ઉશ્કેરનારા અહેવાલો અત્રેના છાપાઓમાં પ્રગટ થતા રહ્યા છે. એ સઘળા અહેવાલો જે વ્યક્તિ વિષે પ્રગટ થઇ રહ્યા છે, તે તેજ જ્ઞાની સદગુરૂ છે, જેમના સંબંધે હું છ મહિનાની મુદત અગાઉ આ કોલમોમાં કંઇ લખી ગયો છું. તેમના વિષે કંઇ વધુ લખવાનું મેં તે વેળા વચન આપ્યું હતું, અને ઘણા વાંચકો મને તે વચનની યાદ આપી રહ્યા છે. એ વચન પુરૂં કરતી વેળા આજ તલકમાં જાહેર છાપાઓમાં પ્રગટ થઇ ગયલી ચિત્ર–વિચિત્ર વિગતોથી કાંઇ જુદીજ વાત જો હું તમને કહીશ, તો વાંચકે ખાતરી રાખવી કે જે સઘળી વાતો હું વર્ણવીશ તે સર્વની અંગત તપાસ ને ખાતરી મેં પોતે કરી છે.

એમના જીવનની થોડીક રૂપ–રેખાથી હું આ વિષય શરૂ કરૂં તો તે ઘણું દરોબસ્ત થઇ પડશે. શ્રી સદગુરૂ **મેહેરબાબા** એક ઇરાની છે. દક્ષિણ હિંદમાં પૂના શહેરમાં તા૦ ૨૫ મી ફેબ્રુઆરી

---

* લંડનના "Everyman" અઠવાડીકમાં તેના બાહોશ એડીટર **ચાર્લ્સ બી. પરદમ**ની કલમથી રજુ થતી "સાહિત્ય અને જીવન"ની હારમાળામાં તા૦ ૨૧ મી એપ્રીલ ૧૯૩૨ ના અંકમાં રજુ થયલો ઉમદા લેખ.

૧૮૯૪ ને દીને એમનો જન્મ થયો છે. તેમના પીતા, ઇરાની શેહેરીયાર, પ્રથમથીજ આધ્યાત્મિક મનોવૃત્તિ ધરાવતા હતા, અને બાળપણથી તે મોટી ઉમરમાં આવ્યા ત્યાં સુધી એ આધ્યાત્મિક અનુભવોની અભિલાષાએ જંગલે જંગલ ભટકવામાં પોતાની જીંદગી બશર કરી હતી. ૩૫ વર્ષની ઉમરે તેમને એવી બશારત થઇ કે હવેથી તેઓએ સાધારણ દુનિયવી જીવન પાછું શરૂ કરવું. તેમ તેઓએ કર્યું. તેઓ પરણ્યા અને તેમને ૭ ફરઝંદ થયાં. મેહેરબાબા એમના બીજા પુત્ર હતા.

એમના પીતા **જરતોશ્તી** છે, અને મેહેરબાબા પણ તેજ ધર્મના શિક્ષણ અને વાતાવરણ વચ્ચે ઉધર્યા હતા. તેઓએ શાળા અને કોલેજ શિક્ષણ પૂનામાંજ લીધું હતું. ૧૭ વર્ષની વયે એમને એક બુઝોર્ગ પરહેઝગાર ઓરત — હઝરત **બાબાજાન**–સાથ મુલાકાત થઇ, જેના પરીણામે મેહેરબાબા અદભુત ઇશ્વરી–ભાનવાળી અવસ્થામાં દાખલ થયા. તે હાલતમાં નવ મહીના સુધી, એઓ દુનિયવી હસ્તિ અને જીવનથી તદન અલગ (oblivious) રહ્યા. તે ઉંચ–ભાનવાળી અવસ્થા પરથી પાછા સાધરણ મનુષ્ય–ભાનવાળી અવસ્થામાં આવતાં એમને સાત વર્ષ લાગ્યાં હતાં. એ આખી મુદત દરમ્યાન એમની ખાસ સંભાળ લેવી પડી હતી. ૧૯૨૧ માં શ્રી સદગુરૂ **ઉપાસની મહારાજ** નામની એક દૈવિક વ્યક્તિ સાથ એઓ પ્રથમ સમાગમમાં આવ્યા. ત્યાર બાદ એઓ રફતે રફતે સાધારણ મનુષ્ય–ભાનવાળી અવસ્થા તરફ પાછા ફર્યા હતા.

હઝરત બાબાજાનના સમાગમથી થયલા અદભુત અનુભવ બાદની એ લાંબી મુદત દરમ્યાન જે કંઇ બન્યું (યાને તેઓએ જોયું, અનુભવ્યું) તે સઘળા આત્મિક અને ઇશ્વરી અનુભવોનો અહેવાલ લખવામાં પહેલાં બે વરસ એમણે ગાળ્યાં. એ પુસ્તક હજી દુનિયાની રોશની જોવા પામ્યું નથી — વાસ્તવિક તે કોઇના દીઠામાં આવ્યુંજ નથી. તેઓ કદી પરણ્યા ન હતા, તેમ તેઓએ

કોઇ વેપાર–ધંધામાં પણ ઝીપલાવ્યું ન હતું, કારણ ઉપર વર્ણવેલો અદ્ભુત અનુભવ એમને પ્રાપ્ત થયો તે વેળા હજી તો તેઓ કોલેજમાં અભ્યાસ કરતા હતા.

## જડવાદી અમેરીકામાં આત્મિક જાગૃતિ!

છેલ્લાં અગ્યાર વરસની મુદત તેઓએ આખા હીંદુસ્તનમાં પ્રવાસ કરવામાં ગાળી છે — અને તે દરમ્યાન વચ્ચે વચ્ચે નાની મોટી મુદત એકાંતવાસમાં પણ ગુજારી હતી. છેલ્લા સપ્ટેમ્બર માસમાં તેઓ પહેલીજવાર પશ્ચિમમાં પધાર્યા, જે પ્રસંગે તેઓએ આશરે ત્રણ અઠવાડિયાં ઇંગ્લંડમાં ગુજાર્યાં હતાં, અને ત્યાર બાદ અમેરીકા જઇ ત્યાં થોડાંક અઠવાડિયાં રહ્યા હતા. તેઓ એક પખવાડિયું થયું હિંદથી પાછા અત્રે ઇંગલંડમાં પધાર્યા છે, અને આવતા માસની શરૂઆતમાં લાંબી મુદત માટે પાછા અમેરીકા સીધારનાર છે. અમેરીકાની મુલાકાતે જવાના કારણો સમજાવતાં તેઓ એમ કહે છે કે અમેરીકા જડવાદ (materialism) માં સૌથી ઉંડુ ઉતરી ગયલું અને દુનિયવી–માયાવિ વાતાવરણમાં સૌથી વધુ રચી-પચી ગયલું હોવાના પરીણામે તે સૌથી વધુ આત્મિક દુખ સહન કરી રહ્યું છે. તે કારણે એક આત્મિક પુનર્જન્મનો બનાવ એ ભૂમિમાં પ્રથમ બનશે. તેઓ જાહેર કરે છે કે તેની જડવાદી યાને માયાવિ (material) દિશાએ દોરવાઇ ગયલી તમામ શક્તિને સીધી અને ખરી રાહે દોરવી, આત્મિક ઉંચાઇએ પહોંચાડવા માટે અમેરીકાને રાસ્ત રાહે દોરવી જનાર કોઇ બળવાન હાથ યાને વ્યક્તિની જરૂર છે.

આ મુલકની પ્રથમ મુલાકાત વેળાએ એઓ થોડાજ આસામીઓને મળ્યા હતા, જેઓ એમને લંડનમાં ભેટવા આવ્યા હતા. એઓ મી० ગાંધીને પણ ભેટયા છે. આ વેળાની બીજી વારની એઓની અત્રેની મુલાકાતની ખબર હીંદથી જાહેરમાં ફેલાઇ ગયલી

હોવાના સબબે અત્રે પધારવા સાથ એમને બ્રીટીશ છાપાઓએ પુર જોશથી જાહેરાત આપી છે.

આ અદ્દભુત વ્યક્તિ વિષે એક અતિ દીલ ઉશ્કેરનારી કહાણી લખવાનું ઘણું સહેલ થઇ પડે — તો જો કે તેઓ પોતે તો સૌથી ઓછી ધાંધલ કરનારા યાને શાંત પ્રકૃતિના પુરૂષો માંહેલા એક છે. તેમ વળી એઓ માટે બહુ સહરાગાતી દાવાઓ કરવાનું પણ જરાએ મુશકીલ નથી. પરંતુ હું તો જેવા એઓ કુદરતી રીતે શાંત, સાદા અને સુખી જીવ છે, તેવુંજ એક સાદુ, સરળ ચિત્ર વાંચક વર્ગ સનમુખ રજુ કરવા ચાહું છું.

તેઓ કોઇના સમાગમમાં આવવા અચકાતા નથી, જો કે બનતાં સુધી તો જાહેર જીવનથી અલગ ને એકાંતમાં ચુપચાપ પોતાનું કર્તવ્ય બજાવ્યા જવાનું એઓ વધુ પસંદ કરે છે. દેખાવમાં એઓ મધ્યમ ઉંચાઇના છે, બાંધો નાજુક છે, ચામડી આછા ભુરા રંગની, આંખ્યો કોમળ ભુરી, લાંબા ભુરા વાળ, દ્રઢ ચહેરો અને દેખાવ, અને એક મધુર મુખમુદ્રા યાને રૂપ–રેખા ધરાવે છે.

તેમની હાજરીજ ગુપ્ત દીર્ઘદ્રષ્ટિ યાને બહુ દૂરનુ જોવાની ગ્નાન-શકતીનું ભાન કરાવે છે; યાને **એઓમાં બહુ દૂરનું જોવા ને જાણવાની ગુપ્ત, અદ્દભુત શક્તિ છે**, એમ એઓની હાજરીમાંજ આપણને જણાઇ જાય છે. (અહીં પશ્ચિમમાં પણ) ઘરમાં એઓ સાદો પૂર્વના મુલ્કનો પોશાક પહેરે છે. પણ ઘરની બ્હાર મોહલ્લાઓમાં જાય છે, ત્યારે સાધારણ યુરોપીયન પોશાક પહેરે છે. તેઓ કોઇ તપસ્વિ યા સન્યાસી નથી, અને તેઓ તપશ્ચર્યા યા સન્યાસ ધારણ કરવાનો કોઇને ઉપદેશ પણ આપતા નથી. અલબતાં તેઓ પોતે તો એક તદન સાદું જીવન ગુજારે છે. સાત વરસથી વધુ મુદત થઇ એઓ બોલ્યા નથી, અને હાથના ઇશારાઓથી યા એક નાના બોર્ડ પર ચીતરેલા રોમન અક્ષરો

તરફ આંગળી બતાવી બીજાઓ સાથ વાતચીતનો વ્યવહાર કરે છે. **આ એમનું મૌન કોઇ વૃત યા બાધાના પરિણામે એઓએ ધર્યું નથી, પણ કોઇ આત્મિક સબબો સર અખત્યાર કર્યું છે.** એ મૌન જલ્દીથી અમેરીકામાં છોડશે એમ એઓ કહે છે.

તેઓ ઇંગ્રેજી બરાબર સમજે છે, અને એમની સાથે હંમેશ હાજર રહેતા એમના કોઇ અનુયાયી (ચેલા)ની મદદથી યા તો બોર્ડ પર એઓની આંગળીથી બતાવેલા શબ્દો આપણે પોતે પણ વાંચી શકયે તો તે વાંચીને, એમની સાથ લાંબી વાતો પણ કરી શકાય છે. આ પાછલી રીત (યાને એમની આંગળીથી બતાવેલા શબ્દો આપણે પોતેજ વાંચી લેવાની) જેટલી બાહેરથી જણાય છે એટલી મુશ્કીલ નથી.

## બાબાની પિછાણ અંતરથી કરી લેવી!

**મહેરબાબા શું છે યા કોણ છે, તે લોકોએ પોતેજ શોધી કાઢવું જોઇયે. કોઇ પણ રીતની તકરાર કર્યા વગર એમના માહેથી સ્ફુર્તિ સત્તાજ સામા માણસની ખાતર જમા કરે છે. એમની પીછાણ અંતરથી યાને દીલથીજ કરી લેવી જોઇએ છે. જીજ્ઞાસુ સાધકોને તો એમનો દેખાવ માત્રજ એમના માહેથી વ્હેતી આત્મિક શુદ્ધતાની સાબેતી આપે છે.** એઓ એક આત્મિક શિક્ષાગુરૂ છે, એવી કોઇકને તુરત પીછાણ થઇ જાય છે — કોઇકને નથી પણ થતી. મેં તા૦ ૧૧ મી ફેબ્રુઆરીના "એવરીમેન" ના અંકમાં લખ્યું તેવાજ **એક મહાન શિક્ષાગુરૂના લક્ષણો મેં એઓમાં નીહાળ્યાં છે.**

બીજા જે ગુરૂઓને હું મળ્યો છું તેમનાથી એઓ અલગ છે — કારણ **એમનામાં અદ્દભુત શક્તિ છે.** એ શક્તિ લોહ–ચુંબક

યા એમના પોતાના સ્વરૂપની આકર્ષણ શક્તિ નથી, યા તે કોઇપણ પ્રકારની બેફામીની નીંદ્રામાં નાખનારી (હીપનોટીક) શક્તિ તો જરાએ નથી. **તે એક પ્રકારના અચુક વિશ્વાસ યા યકીનની લાગણી છે કે એઓએ પોતાપર સંપૂર્ણ સ્વકાબુ મેળવી ગુરૂપદ પ્રાપ્ત કર્યું છે, અને આપણ બાકીનાઓને પણ તે પ્રાપ્ત કરવામાં મદદ કરી શકે છે. તેઓ જે પોતે છે, તેજ બીજાને શીખાડે છે.** મધ્ય જમાનાના એક ઇરાની કવિરાજે કહ્યું છે તેમ "ઇશ્વરની ઉત્પન્ન કરેલી પેદાયશો માટે એક જ્ઞાની સત્પુરૂષ ઇશ્વરી દયાની ઉત્તમ બક્ષેસ છે." એજ લક્ષણ હું મેહેરબાબામાં જોઉં છું.

તેઓ કોઇ સિધ્ધાંત યા ઉપદેશ આપતા નથી; તેઓ પોતેજ **સત્યની એક જીવતી–જાગતી મુર્તિ છે.** તેથીજ એઓ જે કંઇ કહે છે તેને ઝાઝી અગત્યતા નથી, અને એજ કારણે એઓ બોલતા નથી એ બીના બીલકુલ નજીવી દીસે છે. સત્યનું માત્ર મ્હોડેથી ઉચ્ચારેલું વચન નહી પણ સત્યના સતત અનુભવની શક્તિજ હંમેશાં સામા માણસની ખાતર જમા કરે છે. **બીજા કોઇપણ એવા પુરૂષને હું મળ્યો નથી જેના વિષે હું આટલી ખાતરી સાથ આમ બોલી શકું. અત્યાર આગમચ મને જે પ્રશ્નો ગુચવણમાં નાંખતા હતા, તે સર્વેના ઉત્તરો હું સમજી જાવું છું, એમ મને એઓની હાજરીમાં અંતરથી લાગણી થાય છે.** ખરેજ એમને હું છ માસ અગાઉ મળ્યો ત્યારથી મેં અનુભવ–સિધ્ધ જોઇ લીધું છે કે માત્ર આપણા સવાલોનાં જવાબ મેળવવામાંજ નહિ, પણ આપણે જે જાણ્યે છીયે તે મુજબ વર્તન કરવામાંજ આપણી ખરી મુશ્કેલી છે; યાને સવાલના જવાબો તો સહેલ મેળવી શકીશું, પણ તે ઉપર અમલ કરવાનુંજ આપણા માટે મુશ્કીલ છે.

## ગુરૂ વના જ્ઞાન નહિ!

એક જ્ઞાની ગુરૂ માત્ર પ્રશ્નોના ઉત્તર આપીનેજ રહેતો નથી, પણ ઘટતું કર્તવ્ય કરી બજાવવાની અક્કલ ને શક્તિ આપે છે. કારણ, **જે જગે યાને ઉંચ જ્ઞાન–અવસ્થાએ આપણે જવા ઇચ્છીયે છીએ, ત્યાં તે પહોંચી ગયા છે. તે જન–સમાજને રાહ બતાવનાર ભોમ્યો છે અને આપણને મદદ કરી સેવટનાં ધ્યેય તરફ દોરવી લઇ જનારો રાહબર છે.** એ બહુ અગત્યનું છે, કારણ આપણને માત્ર સલાહ, સુચના યા શીખામણની જરૂરત નથી. આપણે શું કરવું, શું નહિં તે કહેનારા તો આપણા વચ્ચે પુષ્કળ છે. આપણને તે કરતાં કંઇક અધિક વધુની જરૂરત છે. વળી એક પળવારની ઇશ્વરી–પ્રેરણા યા કોઇ ઉંચ સ્થિતીનું દ્રષ્ય — એવા ક્ષણિક અનુભવ કરતાં આપણને ખરેજ કંઇ વધુ જોઇએ છે. સેવટનો ધ્યેય જે સત્ય તેનો જાથુકનો યાને નહિ ભુલી શકાય એવો સતત અનુભવ મેળવવાની આપણે તલબ કરી રહ્યાં છીયે. કવિતા લખનારાઓ તો આપણા વચ્ચે હૈયાત છે. આપણને તો તે મધે દર્શાવેલા ઉંચ આદર્શોભર્યું જીવન ગુજારનાર એક મહા વ્યક્તિ જોઇયે છે.

એક રસ્તો બતાવનાર ભોમીયા વગર એક ઉંચા પહાડ ઉપર ચઢવું જોખમભર્યું છે. તો એક પ્રવિણ પૂર્ણ જ્ઞાની રાહબર ગુરૂની મદદ વગર આપણું પોતાપણું (પરસનાલીટી) ધીમે ધીમે ખોહી બેસી, તે ખોહવાઇ ને ખોરવાઇ ગયલું એકત્વ યા અસ્તિત્વ પાછું ભેગું કરવાનો પ્રયત્ન કરવો, એ તેના કરતાં ઘણું વધારે જોખમભર્યું છે; યાને નીચ–ભાનવાળી સાધારણ અવસ્થામાંથી ઉંચ–ભાનવાળી અવસ્થાના માર્ગમાં ગુરૂની મદદ વિના ઉપર–નીચે ચઢ–ઉતર કરવું, એ અતિ જોખમભર્યું છે.

આત્મ–જ્ઞાનનું પ્રથકરણ કરવા યા એ માર્ગનો કાંઇ અનુભવ લેવાની અભિલાષાએ બાહેર પડેલા કેટલાક અર્ધ–જ્ઞાનીઓની

નિષ્ફળતાએ એ બીના બહોળા પ્રમાણમાં સચોટ ખુલ્લી કરી આપી છે. આપણું પોતાપણું ધીમે ધીમે તોડીને નષ્ટ કરવામાં એક જ્ઞાની સદ્દગુરૂ આપણને મદદ કરે છે. કારણ આપણું ખોટું 'હુંપણું' દૂર કરવાને તે આપણને સામર્થવાન કરે છે, એટલુંજ નહી પણ તે અસલ રૂપ યાને આપણું ખરૂં 'હુંપણું'—જે ખુદા સાથ એકતાન થવાની હાલત છે—તે પાછું સજીવન કરવાને સદ્દગુરૂ આપણને શક્તિ આપે છે.

સૌથી વધુ તો મેં મેહેરબાબામાં વ્હેવારૂપણું જોયું છે. તેઓ દરરોજની દુનિયવી જીંદગીના બનાવો સાથ સંબંધ રાખે છે. તેઓ લોકને દુનિયા તજી એકાંતવાસ ધરવાનું આમંત્રણ આપતા નથી, પણ આ દુનિયવી જીવનનોજ રૂડો ઉપયોગ કરવા લગાડે છે, અને એ દુનિયવી જીવનના સદ્દ-ઉપયોગથી આપણું આત્મિક સાર્થક કરી લઇ આ જીવનની ઉંચી કિંમત અંકાવે છે. તેઓ કહે છે કે આપણે દુનિયા<u>માં</u> રહીને દુનિયા<u>ના</u> થવું નહી, યાને દુનિયામાં વસી, આપણી સઘળી ઘટતી ફરજો બજાવવી, પણ તે સઘળું કર્તવ્ય-કર્મ કરીને તેના પરીણામથી બીલકુલ અલગ અને બે-ફિકર રહેતાં આપણે શીખવું જોઇયે.

બાબા કોઇનો ધર્મ છોડવતા નથી;
પણ ધર્મનો ખરો મર્મ અને તેનું રહસ્ય દર્શાવે છે!

તેઓ કોઇને પણ કોઇબી માર્ગ યા પંથ તરફ ફેરવવા યા વલણ આપવાની ખટપટ કરતા નથી, અને કોઇના ધર્મનો પલટો (ફેરફાર) કરાવવાની તો કદીયે કોશીષ કરતાજ નથી. સઘળા ધર્મો ખુદાઇ બશારતથી

જાહેર થયેલા ખુદાઇ સંદેશાજ છે. તેઓ જે ખાસ ખતી ખતીને કહે છે તે એજ છે કે તમો ગમે એ ધર્મમાં માનનારા હોવો, પણ તમારો ધર્મ ફક્ત ઉપર-ટપકેની શબ્દોની તકરારો યા મિથ્યા અર્થ વગરની વાતોની બડબડાટનું ખાલી ખોખું અને કોટલું માત્ર બની ન રહેતાં, **તે (ધર્મ) તમારો અંગત અનુભવ બની જવો જોઇયે,** યાને **ધર્મે તમારા જીવનમાં પલટો કરાવવો જોઇયે.** જે ધર્મ તમારા જીવનમાં એવી ઉંડી અસર કરી નહિં શકે તે ખરો ધર્મજ નથી — પરંતુ જીવ વગરનો યાને મુવેલો ધર્મ છે.

જો એક ઇસમ કોઇબી ધર્મમાં માનતો ન હોય, અને તે એવી માન્યતા ધરાવતો હોય કે બધા ધર્મો ઘસાઇ-પીસાઇને ખલાસ થઇ તદન જુના-પુરાણા થઇ ગયા છે, યાને આ જમાનાને બરના નથી, તો તેની સાથ એઓ તકરાર કરતા નથી, પણ તેના પોતાના સર્વથી ઉંચ આદર્શ મુજબ વર્તન કરી જીવન ગુજારવા તેને સલાહ આપે છે. **જે સૌથી અગત્યની ચીજ છે તે ચારિત્ર છે.** જુદાં જુદાં મત-મતાંતરોમાં કાંઇ દમ નથી. **તમો પોતે કોણ છો — કેવા છો — તેનીજ કિંમત અને ગણત્રી થાય છે.**

ઇંગ્લાંડમાં પધાર્યા ત્યારે એમને પુછવામાં આવેલા અનેક સવાલો ધ્યાનમાં લઇ તેના ઉતરમાં એઓએ એક લખાણ લખાવ્યું હતું, જે હું પહેલીજવાર અત્રે જાહેર છાપામાં રજુ કરૂં છું:—

## દુનિયાના સઘળા ધર્મોને એકત્ર કરી નવી જાગૃતિ બરપા કરવાની બાબાની ધારણા !

## પશ્ચિમમાં બાબાનો પ્રથમ સંદેશ !

"પશ્ચિમમાં આવવાની મારી મકસદ કોઇ નવો પંથ, યા આધ્યાત્મિક સોસાયટી યા મંડળ સ્થાપવાની યા કાંઇ નવીન યોજના ઘડવાની નથી. પરંતુ ધર્મનો ખરો મર્મ યાને તેની મૂળ

નેમ, મુદ્દો અને ભાવાર્થ શું છે તે સમજાવવાની છે. **ધર્મનું ખરૂં રહસ્ય અને શિક્ષણ આપણા મનની એવી વલણ ખીલવવાનું છે કે જેના પરીણામે સકળ સૃષ્ટિમાં અકળ કળા કરી રહેલી એકજ અમર અને અનંત હસ્તિને આપણે જોતાં શીખ્યે,** જેથી વિદ્યા, હુન્નર અને વિજ્ઞાનમાં તેજ એક ઐશ્વર્યતાને નીહાળ્યે; અને આપણા રોજીંદાં જીવનમાં પણ સર્વથી ઉંચ ભાન અને કદી ન કલ્પી શકાય એવા અનંત આનંદનો સતત અનુભવ આપણને પ્રાપ્ત થાય!

પશ્ચિમની દુનિયાની મનોવૃતિ હાલ જડવાદ તરફ ઢળી રહી છે, જે પોતા પાછળ લડાઇ, દુષ્કાળ અને નાણાં સંબંધી બતંગ અને મુષ્કીલ સ્થિતી અને આફતો લાવી છે. આથી તમો એમ નહિં સમજશો કે હું દુનિયવી (માયાવિ) વસ્તુઓનો ત્યાગ યા તિરસ્કાર કરૂં છું. હું એમ કહેવા ઇચ્છું છું કે જડવાદ યાને માયાને પોતાનેજ સેવટનું ફળ એટલે ધ્યેય ન સમજતાં તેને સેવટના ધ્યેય (goal) તરફ જવાનું સાધન માત્ર સમજીને ચાલવું.

દુનિયાના હાલના મુશ્કીલ મામલાનો ઉકેલ કરવા અને એક હઝારો (હઝાર વર્ષનો ઝમાનો) પુરો કરી બીજો ઝમાનો શરૂ કરવાના હેતુથી પ્રજાઓનું સંમેલન (League of Nations) અને એવી બીજી રચનાત્મક યોજના વિગેરે ઘડી પ્રયત્નો કરવામાં આવે છે. વળી પશ્ચિમના કોઇક ભાગોમાં — ખાસ કરી અમેરીકામાં — અંતિમ સત્ય જેને હકિકત (Truth and Reality) કહે છે, તે બુદ્ધિબળથી સમજવાના પ્રયત્નો કરવામાં આવે છે. પણ તે સર્વ પ્રયત્નો ધર્મના ખરા મર્મ યાને ધર્મના તત્વ યા અંશ (Spirit) વિના કરવામાં આવે છે. એ તો અંધારામાં ફાંફાં મારવા જેવું છે.

**દુનિયાના સઘળા ધર્મો અને પંથોને એકજ દોરીમાં પરોવાયલા દાણાઓ મીસાલ એકત્ર કરીને, તે દરેકમાં**

**પ્રત્યેક ઇસમ અને તે સાથે કોમ યા પ્રજાના જથ્થાની જરૂરીયાત માટે દરેક ધર્મમાં નવું ચૈતન્ય ઉમેરવા અને એક નવીન જાગ્રતી અરપા કરવા હું ધારૂં છું. પશ્ચિમનું મારૂ કર્તવ્ય એજ છે."**

તેઓ આપણ પશ્ચિમના લોક માટે વ્હેવારૂ રીતે અમલમાં મેલવા સારૂ પૂર્વના આચાર-વિચારો યા ખ્યાલો લાવ્યા નથી, પણ આપણે અત્યાર આગમચ જે કાંઇ જાણયે છીયે, તે મુજબ વર્તન કરવામાં મદદ આપવા ઇચ્છે છે. યાને આપણું જે જ્ઞાન અવ્હેવારૂ અને બીનઉપયોગી થઇ પડયું છે, તેમાં નવું જોમ-જોશ અને ચેતન લાવે છે, બલ્કે તેથીબી કાંઇ વધુજ કરી બજાવે છે. કારણ એઓ આપણા અંતઃકરણનો પલટો કરવાની અગત્યતા દર્શાવે છે, અને અંગત અનુભવ મારફત ખરૂં જ્ઞાન પ્રાપ્ત કરવાને આપણને સામર્થવાન કરે છે. સૌથી વધુ, તેઓ મન અને અંતઃકરણનું જોડાણ કરી આપે છે કે જેથી આપણે વધુવાર અકેકથી અલગ અને વિખુટી પડેલી જુદી જુદી વ્યક્તિઓ divided personalities તરીકે નહી, પણ તમામ મનુષ્ય જાતી તરીકે એકત્ર અને અખંડ જીવન ગુજારયે.

---

# પ્રકરણ ત્રીસમું

---

## બાબા પોતે વિરોધ (Opposition) ઉત્પન્ન કરે છે!

---

### લંડનથી લ્યુગાનો

ડેવનશીયર રીટ્રીટમાં થોડા દિવસ રહી, બાબા ફરી લંડન આવ્યા, જ્યાં થોડા દિવસના મુકામ દરમ્યાન વધુ ઇંગ્રેજી ભાવિકો સાથ એમને મુલાકાત થઇ. ઇંગ્લંડમાં પગ મેલ્યા બરોબર લંડનમાં તેમજ ડેવનશીયર રીટ્રીટમાં દિવસભર મુલાકાતે આવનારાઓ સાથ વાતચીત કરતાં, તેમ વળી નજદીકમાં અને સાથમાં રહેલા સંખ્યાબંધ અંગત ભાવિકો સાથ ખાનગી વાતોમાં પણ રોકાયલા રહેવાથી, બાબાને જરાએ આસાયશ ન હતી, અને ઉપરવાળાઓ તો એમની ચાલુ રંજ દેખીનેજ કંટાળી જતા. પણ બાબાએ તો સર્વને સંતોષ સાથ સાંત્વન આપવું ચાલુજ રાખ્યું. એ રંજ જેવી તેવી ન હતી. હવે વળી અમેરીકા જઇ ત્યાં મોટા પાયા પર ચાલી રહેલી તૈયારીના હિસાબે, હઝારો મુલાકાતે આવનારાઓને મળવાનું હતું. આથી બાબાના ઇંગ્રેજી ભાવિકોએ ઇંગલંડથી ઉપડવા અગાઉ એમને થોડા દિવસ આસાયશ મળે એ ઇરાદાથી કોઇ એકાંત, શાંત સ્થળે લઇ જવાનો ઇરાદો કર્યો, જ્યાં એમને આ બધી મુલાકાત વિગેરેની જરાએ જંજાળ રહે નહિ, અને એઓ એકાંતમાંજ પોતાનું કામ કર્યા જાય. બાબાએ વળી પહાડપર એકાંતવાસે જવાની ઇચ્છા દર્શાવેલી હોવાથી, સઘળાએ સ્વીટઝરલેંડમાં એક સુંદર સ્થળ લ્યુગાનો પસંદ કર્યું, જ્યાં આલ્પ્સ પર્વતોની સુંદર સીનરી વચ્ચે અને શાંતતામાં એમને એકાંતવાસ માટે પણ અનુકુળ થઇ પડે. આ ગોઠવણ

મુજબ પૂર્વના તેમજ ઈંગ્રેજી ભાવિકોના એક ભેગા ગ્રૃપ સહિત, બાબા લ્યુગાનો આવી થોડા દિવસ એકાંતમાં રહ્યા.

## ગુરૂ કસોટીનો પહેલો ઝટકો!

બાબાના અંગત સમાગમમાં આવી એમને શરણાગત ગયલા ઈંગલીશ શિષ્યો અને ભાવિકોના આ પ્રથમ પ્રેમ–આવેશ અને અનુભવ દરમ્યાનજ તેઓની આધ્યાત્મિક તાલિમ–તરબિયત માટેની તૈયારી સાથ, કડક કસોટીની પણ શરૂઆત બાબાએ અહીં કરી દીધી.

મહેરબાબા હાલના જમાનાની સંસ્કૃતિ પામેલા સુધારાઓને આવકાર આપનારા (modern) શિક્ષાગુરૂ હોવાથી, તેમજ આ વિસમી સદીના પશ્ચિમના સુધરેલા મુલકોમાં ઉધરેલા લોકો વચ્ચે વસીને પણ એમને મોટું કાર્ય કરવાનું હોવાથી, તેઓ માહે આધ્યાત્મિક અને ઇશ્વરી જાગૃતિ બરપા કરવાની રાહ–રીતી પણ તેઓનાં જીવન અને રહેણી–કરણીને અનુસરતીજ રાખી છે. અર્થાત પશ્ચિમના લોકોની પોતાની રહેણી–કરણી મુજબ તેમના વચ્ચે વસી, હસી–હસાવી, આનંદ સાથે ઉપદેશ આપવાની રૂઢી રાખી છે. પારકાને પોતા તરફ આકર્ષી લેનારા એમના દિવ્ય સ્વરૂપ અને અખંડ પ્રેમ ઉપરાંત, કોઇને પોતાનો કરી લેવા માટે "તેના જેવા થઇ જવાની" એમની ખુબીવંતી પદ્ધતિ ખરેજ કમાલ છે. બચ્ચાંઓ સાથે એઓ બચ્ચાં જેવા થઇ રહે છે, એક વેદાંતીસ્ટ પંડીત સાથે વેદાંતની વાતો, સુફીઝમમાં માનનારા સાથે સુફી માર્ગની, ભક્તિ માર્ગમાં માનનારા સાથે ભક્તિ–માર્ગની, કર્મ–માર્ગમાં માનનારાઓ સાથે કર્મ–માર્ગની, એક હુન્નરમંદ સાથ હુન્નરને લગતી, એક આરટીસ્ટ કે ચિતારા (પેન્ટર) સાથે પેન્ટીંગ યાને ચિત્ર–કળાને લગતી, ડાકટરો સાથે ડાકટરી વિદ્યાને લગતી, ઇજનેરો સાથે ઇજનેરી કળાને લગતી — આમ સર્વના સ્વભાવ, પ્રકૃત્તિ અને મનોવૃત્તિને અનુકુળ થતી વાતો કરી જીવનના સર્વ વિભાગો

(phases of life) મારફતે ઇશ્વરની અકળ કળાને પિછાણી, તેની સાથે એકતાન થવાનો માર્ગ સર્વને દર્શાવે છે. ટુંકમાં, એઓ કોઇને પણ અજાણું યા પરાયું લાગવા દેતા નથી, પરંતુ તેના અંતરમાં પોતે પેવસ થઇ, તેને પોતાનોજ કરી લેય છે. આ કારણે હિંદુ, મુસ્લીમ, પારસી, ખ્રીસ્તી કે કોઇ પણ પંથ, પ્રજા યા દેશનો જીજ્ઞાસુ એમના તરફ આવવા અચકાતો નથી, બલકે એમની અંતરની રાહબરી અને ગુપ્ત મદદની બરકતથી દરેક જણ પોતપોતાના **મઝહબની** ખરી ખુબી, ફકત તેની ઉપર-ઉપરની પંડીતાઇ ભરેલી ફીલસુફિથી નહિ, પણ તેનું અંતરનું ખરૂં રહસ્ય જાણીને સમજવા સામર્થવાન થતો.

સ્વિત્ઝરલેંડમાં લુગાનોનાં વસવાટ દરમ્યાન, તેઓ રોજ આખી પારટીને "સ્વીસ આલ્પસ"ની સુંદર ટેકડીઓ પર રમણ કરવા લઇ જતા. કોઇ કોઇવાર સર્વ સાથ માઇલો સુધી પગે ચાલી ફરતા. અમુક સ્થળે કોઇ કોઇ વાર એકાએક અટકી જઇ એકાંતમાં બેસી જતા, અને સર્વેને પોતા આસપાસ ભેગા કરીને, તે રમણિય ટેકડીઓનાં મનોરંજક દેખાવો અને ગંભીર શાંતતાના એકાંત વાતવરણમાં વખતો-વખત તેઓ સાથ વાતચીત કરતા; અને તે દરમ્યાન રમુજી કહાણી-કીસ્સા સહિત **ઉમદા આત્મબોધ અને ઉપદેશ પણ આપતા,** જે એમના ક્રીશ્ચીયન શિષ્યોના શબ્દોમાં, મહા-અવતાર **જીસસે પોતાના ખાસ અનુયાયીઓને આપેલી "પર્વત પરની વાયજ Sermon on the Mount" નીજ** ગંભીર **યાદ સજીવન કરતા.** આ સર્વે આનંદ-વિલાસ સાથે વારંવાર તેઓના પ્રેમ, ભક્તિ-ભાવની પરિક્ષા અને કસોટી પણ કરતા. આવી એક ગંભીર કસોટીનો પ્રથમ પ્રસંગ અહીં લ્યુગાનોમાં બરપા થયો હતો, જે વેળા બાબાએ ગુરૂની **"સખત કસોટી"** ઉપર ગંભીરપણે સર્વનું ધ્યાન ખેંચી સ્પષ્ટ સમજાવી દીધું કે, "કોઇવાર હું પણ તમારી એવી સખત કસોટી કરીશ કે ઘડીભર ગંભીર વિચારમાં

પડી જશો! કદાપી ગભરાઇ જઇને મને છોડી પણ જવા તૈયાર થઇ જશો!" પરંતુ એમને પુજ્યભાવથી માનનારી મંડળીના સર્વે ભાવિકોએ છાતી ઠોકી ખાત્રી દર્શાવી કે તેઓ કદી ફરનાર નથી!

## બાબા પોતે વિરોધ ખરપા કરે છે!

આ વાતના પડઘા હજી તો કાનપર ગણગણી રહ્યા છે, તેટલાં બીજેજ દીવસે લંડનથી બે ત્રણ ભાવિકોના પત્રોદ્વારા ગંભીર સમાચાર મળ્યા કે ત્યાંના કોઇ "જોન બુલ" નામના છાપા મધે બાબાની ઉઘાડી નાલેશી કરનારો લેખ પ્રગટ થયો હતો. તે માટે "Meher Baba — The Black Sheep — મહેરબાબા–કાળું મેઢું" — એવા ભારે નામોશીભર્યાં મથાળાં હેઠળ તમામ ગલીચ ગુલબાનો અને હડહડતા જુઠાણાથી ભર્યું લખાણ રજુ થયું હતું. વાસ્તવિક એ ખાનગી પત્રોના લખનારા લંડનના ભાવિકોએ તો તે તરફ સખત વિરોધ દર્શાવ્યો હતો, અને એકાદ–બે જણાએ તો એ લેખ પ્રગટ કરનાર પેપર ઉપર મહેરબાબા તરફથી, એમના ભકત લેખે, કાયદેસર નોટીસ પણ કરી દીધી હતી. આ આખો લેખ એટલો તો ગંદો, ગલીચ અને શરમભર્યો હતો કે કોઇનું પણ લોહી ઉશ્કેરાઇ આવે. તે વાંચી એમના ભાવિકોને એટલું દુઃખ થયું કે તેમની આંખમાં આંસુની ધારા વહેવા લાગી. પોતાનાજ દેશ અને કોમનો એક જાતભાઇ, પારકે મુલકથી પધારેલી મહેરબાબા સરીખી એક પવિત્ર, પુજ્યમાન વ્યક્તિ માટે આવી તદન શરમભરી ગલત વાતો જાહેર છાપામાં પ્રગટ કરે, એ ખ્યાલજ બહુ ખેઝાલતભર્યો હતો, તેટલોજ તે તેમના અંતરમાં ઉંડાણથી જખમ કરવા પુરતો હતો. તેઓ માહેલાં કેટલાંકોએ આ લખનારની સખત ખબર લેવા તૈયારી દર્શાવી, જેઓએ તુરતા–તુરત નોટીસ કરી દીધી હતી, તેમને ધન્યવાદ આપ્યો. બીજાંઓ જેઓ બાબા સરીખી એક પવિત્ર વ્યક્તિ માટે આવી શરમભરી જુઠી અફવાઓ પ્રગટ કરનારાં આ જરનલ અને તેના

પરવરતાવનારાઓની કાર્કીર્દી અને કાર્યનિતીથી વાકેફ હતાં, તેઓએ તો આવા અધમ મૂર્ખાઈ અને નાદાનીયતભર્યા લેખને જરાએ વજન યા અગત્યતા નહિ આપતાં, તેનો વિચાર પણ નહિ કરવાની ઇચ્છા દર્શાવી. આ લખાણથી તેઓ માહેલાં કોઇના પણ મનમાં રતીભાર શક ન પડતાં સર્વએ એક અવાજે તેને વખોડી કાઢી, ખરાં દીલથી દલગીરી દર્શાવી, બાબાની માફી ચાહી. તેમની શ્રધ્ધાની આ કડક કસોટીમાં સર્વને ઓસ્તવાર જોઇ, બાબાએ ભારે પ્રસંશા કરી આનંદ દર્શાવ્યો. પરંતુ બાબાએ તુરતા તુરત લંડનના ભાવિકો પર તારથી ખબર કરવાની આજ્ઞા ફરમાવી કે— તેઓએ કરેલી "(કાયદાની) નોટીસ પાછી ખેંચી લેવી. પેપર સામે કશાં પગલાં ભરવાં નહિ. કારણ એ સઘળી મારીજ ચાવી ને કામગીરી છે. કોઇનો કસુર નથી; ઔર દલગીરી દર્શાવી, તે પ્રગટ કરનારને મારી તરફથી આશિષનો સંદેશ આપવો."

બાબા તરફથી પ્રસંશાને બદલે આમ નોટીસ પાછી ખેંચી લેવાનુ ફરમાન મળતાં, એમના તરફથી લડત કરનારા લંડનના ભાવિકોની કેવી કઢંગી દશા થઇ હશે તે કલ્પી શકાય છે. છતાંય ગુરૂ આજ્ઞા આધીન તેઓએ તેમ કર્યું. બાબાએ ત્યારબાદ વધુ ખુલાસો કરતાં સર્વેને સમજાવ્યું કે આ "સઘળી મારીજ ચાવી અને કામગીરી હતી. કારણ જેમ મારા કામમાં હમશરીકી અર્થે ભક્તિ–ભાવ અને શ્રદ્ધાની જરૂર છે તેમ વિરોધ (opposition) ની પણ તેટલીજ જરૂર છે, અને મારીજ ચાવીથી વિરોધભાવ ઉત્પન્ન થવે, આ લખાણ લખવાને તેનો લેખક પ્રેરાયો છે. એટલે એમાં તેનો યા કોઇનો કસુર નથી; ઔર તેનાપર મારા આશિષ છે."

આ વાત દુનિયાની નઝરે ગમે એવી વિચીત્ર દીસે, પરંતુ તે સત્ય હકીકત છે. એટલુંજ નહિ, પણ મહેરબાબાની આ અર્થ–સુચક ચુપકીદીને કોઇ કમ–અકલથી નબળાઇ (cowardice) સમજી, એજ પેપરે થોડો વખત બાદ, બીજીવાર પણ એવોજ એક શરમભર્યો

અને જુઠાણાથીભર્યો લેખ પ્રગટ કર્યો. તેના આધારે પશ્ચિમના બીજા પણ એકાદ બે જરનલમાં એજ મુજબ વિરોધ દર્શાવતા લેખો પ્રગટ થયા હતા. પરંતુ એ માહેલા કોઇ પણ લેખની બાબાના ભાવિકો માહેલા કોઇએ કનવાર કરીજ નહિ. પરીણામ તો બાબાએ કહ્યા મુજબજ આવ્યું, યાને એ લેખના ઉતારા હિંદી પેપરોમાં થવે, હિંદમાં પણ એક પ્રકારના વિરોધ (opposition)નું વાતાવરણ ફેલાયું — અસલ વાતથી અજાણ હઝારો વાંચનારાઓ આ વાંચી વિરોધ-ભાવથી બાબા અને તેમના કામને જોવા ને જાણવા લાગ્યા. એટલે જે વિરોધ બાબાને જોઇતો હતો તે બરપા થયો. પરંતુ તેથી એમના કોઇ ભાવિકની શ્રદ્ધાને યા એમના પ્રચાર-કાર્યને કશી અળવળ આજ તક આવી નથી. બલ્કે પચીસ વર્ષથી શરૂ થયલું મહેરબાબાનું જગ-ઉધ્ધારનું કાર્ય તો ઔર દર દીન વધતું ને વધતું આજ જગભરમાં ફેલાઇ રહ્યું છે, ને દીન ઉગતે હજી વધુ ફેલાતું જશે. બાબાના બોલોમાં કહીયે તો **“સાચને કદી આંચ નથી. સત્યે કદી પ્રકટ્યા વિના રહેતું નથી — Truth never fails”.**

આવા એક તદ્દન બીન-જોખમદાર (irresponsible) છાપાના તદ્દન જુઠાણાથી ભર્યાં લખાણો ને વાતો ઉપર આધાર રાખી હિંદમાં તેમજ બાહેર જેઓએ મહેરબાબા સરીખી પવિત્ર વ્યક્તિ સામે જાણ-અજાણ થૂંક ઉરાડવાની કોશેષ કરી છે — તેમની કેવી ફજેતી થવા પામી છે, એ કલ્પી શકાશે.' જનતા માહે મેહેરબાબા વિષે થયલી ગંભીર ગેર-સમજુતીનું કારણ પણ આજ છે. અને આવા અલ્લબઇટપ્પુ ઓરંગાઓને આધારેજ જે લોકો ગમે એ હવાઇ વાતો ફેલાવે છે, તે સર્વની સ્થિતી દયાજનકજ લેખાય. તેથીજ મહેરબાબાએ સર્વેને માફી બક્ષી આશિષનોજ વર્તાવ આપ્યો છે. એજ એમની મોટાઇ છે. જેઓ જાણ-અજાણ મહેરબાબા માટે બહારની અધર વાતો સમજી ગેરસમજથી ભલતાં અનુમાનો દોરી ખોટે રસ્તે દોરવાઇ ગયા છે ને

જાય છે, તેમને ચેતવવા અર્થેજ આ ખરી હકિકતના ખુલાસાના એ બોલ અમે લખ્યા છે.

## વિરોધ ભકિત

શાસ્રોમાં વર્ણવેલા ભક્તિના અનેક પ્રકારોમાં એક **વિરોધ-ભકિત** પણ છે. સંતો અને સદગુરૂઓની કામગીરીના વિવિધ પ્રકરણો અને રાહરીતીમાં એ વિરોધ પણ અતિ અગત્યનો ભાગ લેખાય છે. કારણ ઘણી વેળા સદગુરૂ-મહાત્માઓ **પોતે રહીને** કોઇ વિચીત્ર વર્તનથી આવો વિરોધ ઉતપન્ન કરે છે — તેને પોષે છે, અને એવા વિરોધથી છવાયલાં વાતાવરણ માહે પણ પોતાનું કામ કરી લે છે. એજ આત્મિક દ્રષ્ટિથી જોઇને, મહેરબાબા પણ પોતા સામે ગમે એવા વિરોધથી જોનારાઓને પણ "પોતાનાજ" લેખી, તેમને ઉદાર દીલથી માફી બક્ષી આશિષજ આપતા રહે છે.

ખરી દયાજનક સ્થિતિ તો તેઓની છે કે જેઓ અણ-સમજથી આવા અલફાતુ ઓરંગાઓને યા ખોટા ભુમાટાઓના આધારે, મહેરબાબાને જાતે જોયા યા મળ્યા વગર, યા સત્ય હકિકતની વાજબી તલાસ-તહેકીક માટેની કોશેશ કર્યા વિના, દૂરથીજ એમના માટે ખોટું અનુમાન બાંધી લેય છે, પોતે ગેર-સમજથી દોરવાઇ બીજાઓને પણ ગેર-સમજ બરપા કરવામાં કારણભુત થઇ પડે છે. તેઓને પણ મહેરબાબા એમની કામગીરીમાં વિરોધ-ભાવથી પોતાનું પાત્ર ભજવનારાં તરીકે લેખી આશિષજ ઉતારે છે!

---

# પ્રકરણ એકત્રીસમું

## મેહેરબાબા અમેરીકામાં બીજીવાર

### ઇંગ્લંડથી અમેરીકા

૧૯૩૨ નાં મે માસમાં મેહેરબાબા પોતાના હિંદી તેમજ યુરોપીયન શિષ્યોની એક મોટી પાર્ટી સાથ ઇંગ્લંડથી અમેરીકા જવા સ્ટીમર "બ્રેમન"માં ઉપડ્યા. લંડનથી સાઉધેમ્પતન એમને વિદાયગિરી આપવા મોટી સંખ્યામાં ભાવિકો આવ્યાં હતાં. વિદાયગીરીનો વિયોગ બહુ હૃદય પીગળાવનારો હતો. એમને છોડી જતાં બહુ ભારી દીલે બાપડાં ભાવિકો વિદાય થયાં હતાં. પ્રેમ-વિયોગ શું છે તે પ્રેમીજ જાણે!

પ્રવાસ દરમ્યાન બાબાએ ભર દર્યે એક નવીન સંદેશ લખાવ્યો, અને તે બોટના પ્રેસમાંજ છપાવી તૈયાર રાખ્યો. એમની આ અર્થ-સુચક આજ્ઞા પ્રથમ કોઇને સમજ ન પડી, બલકે વિચિત્ર લાગી. પરંતુ ન્યુયોર્ક પહોંચ્યા આગમચ, આશરે ૪૦ માઇલ દૂર, અમેરીકન રીપોર્ટરોની એક જંગી ફોજ જ્યારે સ્ટીમર પર ચઢી આવી, એમની કેબીનના દ્વાર ઠોકવા લાગી, ત્યારેજ બાબાની આ અણચીતી સલાહનો મર્મ ખુલ્લો થયો. એઓ તુરત વેળા તો કોઇ પણ રીપોર્ટરોને મળ્યા નહિ, અને પોતાના ઇંગ્લીશ તેમજ હિંદી શિષ્યો મારફતે કહેણ મોકલાવ્યું કે તેઓ પ્રવાસ દરમ્યાન કોઇને મળતા નથી. છતાં તેઓ માટે જે ખાસ સંદેશ છપાવી તૈયારજ રાખ્યો હતો, તે દરેકને આપ્યો. અંગત મુલાકાત અને વાતચીત બદલ આમ ખાલી સંદેશ હાથમાં આવવાથી, જેઓ એમના ફોટોઝ ઉતારવા ઇંતેઝાર હતા, તેઓ નાસીપાસ થઇ ગયા. પરંતુ તેઓ ખંતીલા

હતા, એટલે ધીરજ ધરી થોભ્યા અને કલાકો બાદ જ્યારે મેહેરબાબા બોટપરથી બંદરપર ઉતરવા બહાર ડૅક પર આવ્યા, ત્યારે લગભગ પચીસેક ફોટોગ્રાફરો અને કૅમેરામેનની એક મોટી ફોજે જાણે એમને ઘેરીજ લીધા. જ્યારે બીજાઓ ઉંચી જગાએ — કોઇ વ્હાણુનાં ડોળ (mast) પર, તો કોઇ છેક ઉપલાં તુટકપર, એમ દૂરથી પોઝ લઇ એમની હીલચાલના ચિત્રો (શૉટસ) લેતા હતા. કેટલાકોએ તો ભારે ગીરદીને લીધે બે ઉભેલા માણસો વચ્ચે ખાંધપર કૅમેરા ગોઠવી શૉટસ લઇ લીધા હતા. આ સઘળો ગમે એવો ત્રાસ છતાં તેઓની ધીરજ અને ખંત ખરેજ પ્રસંશા–પાત્ર હતાં.

## ન્યુ યોર્ક

ન્યુયોર્ક મધ્યે મેહેરબાબા માત્ર બેજ દિવસ રહ્યા. એમના એક ભાવિકના ખાસ આમંત્રણથી, બાબા અને તેમની પાર્ટીએ તેમને ઘરેજ ઉતારો લીધો હતો. અહિં સેંકડો અમેરીકન ભાવિકોએ ખાનગી મુલાકાત કરી હતી. ઘણા પ્રેસ–પ્રતિનિધીઓમાં મુખ્ય "ન્યુયોર્ક ટાઇમ્સ" તેમજ બીજા જાણીતા અમેરીકન છાપાઓના પ્રતિનિધીઓ પણ હતા. બાબાની આ વેળાની મુલાકાતને મળેલી જાહેરાત અસાધારણ કહી શકાય.

હિંદના આ વરસોથી મૌન ધરાવતા મેસાયાની મુલાકાત અર્થે અમેરીકન ભાવિકોની તુટાતુટ થઇ રહી હતી. તે સઘળા ધસારા માંહેથી થોડા ચુંટી કાઢેલાઓનેજ મલવા દેવાનું અને બાકીનાઓને ના પાડવાનું કામ કેટલું મુશ્કેલ હતું, તે તો જેઓને એ અનુભવ થયો હોય તેઓજ જાણે. આ સઘળા જાણવાજોગ ઇન્ટરવ્યુઓમાં એક મી૦ ફ્રેડરીક કૉલીન્સ નામના એક લેખક સાથ થવા પામ્યો હતો, જેનો વિગતવાર અહેવાલ પણ બીજી જાણવાજોગ મુલાકાતોના બ્યાન સાથ હવે પછીના પુસ્તકમાં રજુ થશે.

## હારમનમાં પેરેમાઉન્ટ ફીલ્મ કંપનીને બીજો સંદેશ

ન્યુયૉર્કથી હારમન ખાતેના આશ્રમમાં પધારી બાબા ત્યાં બે દિવસ રહ્યા હતા. અત્રે એકવાર ફરી પેરેમાઉન્ટ ફીલમ કુંપનીના અમેરીકાના પ્રતિનિધિઓએ એમના તરફથી એક મેસેજ માટે અરજ કરતાં, એઓએ એક ટુંક સંદેશ આપ્યો, જે મી૦ માલકમ શ્લૉસે વાંચી સંભળાવ્યો હતો. આ મેસેજ પણ બાબાના ફોટોઝ સહિત તે વેળા પેરેમાઉન્ટ ન્યુઝ–રીલમાં જગ–ભરમાં પ્રચાર પામ્યો હતો.

## ન્યુ-યૉર્કથી હૉલીવુડ

હારમનથી ઉપડેલી આખી પાર્ટી ચાર દીવસની ત્રેનની લાંબી મુસાફરી બાદ હોલીવુડ આવી પહોંચી. હોલીવુડના ૭ દીવસના મુકામ દરમ્યાનનો સઘળો પ્રોગ્રામ મોટે ભાગે આ પ્રવાસ દરમ્યાન તારના સંદેશાઓ મારફતે ગોઠવવામાં આવ્યો હતો, જે માહે ઘણી અગત્યની અને જાણવાજોગ મુલાકાતો પણ સમાઇ હતી. ત્રેનમાં આખો દીવસ એજ ધધુખર ચાલુ હતી.

## હોલીવુડમાં હરખભર્યો આવકાર!

### જુદી જુદી સંસ્થાઓ તરફના આમંત્રણ અને મેળાવડા

હૉલીવુડમાં ફક્ત ૭ દીવસનાં રહેઠાણ દરમ્યાન કાંઇ અડધો દજનેક તો જુદા જુદા રીસેપશન્સ યાને એમની પધરામણીને આવકાર આપનારા મેળાવડા થયા હતા, તેમજ બાકીનું પ્રોગ્રામ નીચે મુજબ ગોઠવ્યું હતું:—

૧ — પહેલો મેળાવડો છાપાવાળાઓ તરફનો હતો, જેમાં જાણીતા અમેરીકન છાપાઓના પ્રતિનિધિઓ બાબા સમક્ષ ભેગા મળી બાબાના જીવન, શિક્ષણ, આદેશ, ઉદ્દેશ વિગેરેને લગતા પુષ્કળ સવાલો ચર્ચાવ્યા હતા.

૨ — બીજો — આશરે બસો ખાસ ચુંટી કાઢેલા આત્મા-માર્ગના અભિલાષિઓનો મેળાવડો હતો, જેઓ મેહેરબાબા સરીખા એક પૂર્વના મહા-ગુરૂને રૂબરૂ મળી એમના તરફથી જ્ઞાન-રોશની મેળવવા ખરેજ તલબગાર હતા. તેમની જ્ઞાન માટેની એ સાચી તલબની બાબાએ વાજબી પ્રસંશા કરી, અને લંબાણ વાતચીત દરમ્યાન આત્મ માર્ગને લગતી ઘણી જાણવાજોગ બાબદો સમજાવી હતી. અને સર્વને ફક્ત સત્યનીજ શોધમાં રહેવા ઉપદેશ આપ્યો હતો. સત્ય માર્ગના સાચા તલબગારોનુ તે એક અચ્છુ ગેધરીંગ હતું. તેઓની આ માર્ગ પ્રત્યેની તલબ ખરેજ તારીફલાયક હતી.

૩ — ત્રીજો મોટો મેળાવડો હોલીવુડની એક ફીલસુફીની શાળાના વિદ્યાર્થીઓ (સેબીયન સ્ટુડન્ટસ) તરફનો હતો, જેમના વચ્ચે બાબાની હાજરી ખરેજ આવકારદાયક હતી. અહીં પણ બાબાએ તેઓને ખરતું શિક્ષણ અને ઉપદેશ આપી સર્વના દીલ શાદ કર્યાં હતાં!

૪ — ચોથો મેળાવડો તે તરફના જુદા જુદા ધર્માધિકારીઓ અને ધાર્મિક સંસ્થાઓના વડાઓ (Ministers) તરફનો હતો, જે દરમ્યાન ઘણાએક ધાર્મિક અગત્યતા ધરાવતા સવાલો ઉપર વિવાદ થયો હતો.

૫ — મો, હૉલીવુડના વિખ્યાત **નીકર-બૉકર** હોટેલમાં. આશરે એક હઝાર જીજ્ઞાસુઓનો જંગી મેળાવડો.

૬ — ઠો, સીનેમાં જગતની મશહુર જોડી — **ડગલાસ ફૅરબૅંકસ** અને **મેરી પીકફર્ડ**ના ખાસ આમંત્રણથી — તેઓના પોતાના "**પીકફૅર હાઉસ**" માં.

એ સઘળામાં છેલ્લા બે મેળાવડા અગત્યના હતા, — એક "નીકર-બૉકર" હોટેલમાં અને બીજો "પીકફૅર હાઉસ" મધે. એ બંને સંબંધે કાંઇક જાણવાજોગ ટુંક હકીકત તપાસ્યે.

ફક્ત ૭ દિવસના રહેવાસ દરમ્યાન અને બીજા બધા મેળાવડાઓ અને મુલાકાતોની રોકાણ જોતાં, એમને મળવાની ખાહેશ ધરાવનારા સેંકડો ભાવિકો અને જીજ્ઞાસુઓની જુદી જુદી મુલાકાત કરવાનું તો અશકયજ હતું. તેમજ તે સઘળાંને નાસીપાસ પણ કરી શકાય નહી. એટલે એક છેવટના ઇલાજ તરીકે એ સઘળું પ્રોગ્રામ ગોઠવનાર ભાવિકોએ મળી એવી સુચના કરી કે કોઇ જાહેર જગ્યાએ, અગર જાહેરમાં મેળાવડો ઇચ્છવાજોગ નહી હોય તો એક ખાનગી મેળાવડો કરવો. તેમાં ચુંટી કાઢેલા ભાવિકોને આમંત્રણ આપી ભેગાં કરવા, ને સર્વને માત્ર અકેક યા અડધી મીનીટ શેક–હેંન્ડ યાને હસ્ત–મેલાપ કરાવી વિદાય કરવા. તોજ લગભગ હઝારેક દર્શનના ભુખ્યાઓની ભુખ ભાંજી શકાય. જાહેર મેળાવડાની ગડબડ કરવાનું તો બાબાને બીલકુલ નાપસંદ હતું, એટલે ખાનગી મેળાવડો કરવાનુંજ નકકી ઠેડવ્યું, અને તે પણ એ શરતે કે કોઇ સાથ સવાલ–જવાબ યા વાતચીતની ખટપટ રાખવી નહી — પ્રથમ પીછાણ કરાવવા બાદ ફક્ત એક શેક-હૅન્ડ, અને ત્યાર બાદ દરેકે તુરત વીદાયગીરી લેવી.

## હોલીવુડના જાણીતા હોટલ નીકર બોકરમાં એક ભવ્ય મેળાવડો

### "અગર જીસસ જીવંત હોત તો આવાજ હોતે!"

મંગળવાર તા. ૩૧ મી મે ૧૯૩૨ ની રળીયામણી રાત્રે હોલીવુડનાં વિખ્યાત અને સર્વથી મોટા **નીકર–બોકર હોટૅલમાં** એક ભવ્ય જમેલો ભેગો થયો.

હૉલીવુડ, લોઝેન્જેલીસ અને આસપાસમાં રહેનારાં ત્યાંના જાણીતાં નરનારીઓ ઉપરાંત, આત્મ-માર્ગના અભિલાષિઓ અને ધાર્મિક, ખુદા–પરસ્ત સ્ત્રી પુરૂષોને બાબાની મુલાકાત માટે ખાસ આમંત્રણ આપવામાં આવ્યાં હતાં, જે સર્વની હાજરીથી આ વિખ્યાત

"નીકર બોકર હોટેલ" નો આલીશાન હૉલ તમામ ભરાઇ ગયો હતો. લોઝ-એન્જેલીસ, હૉલીવુડ અને આજુબાજુની જગાઓની ઉંચ સોસાયટીનાં ખાસ ચુંટી કાઢેલાં સર્વેથી નામાંકીત નરનારીઓ (cream) નું તે એક આલા ગેધરીંગ હતું. આખા હૉલમાં ચોતરફ નાનાં-મોટાં કદની અને તરેહ-તરેહના આકારોની મોટી વીજળીક બત્તિઓ, અને વચ્ચે સંખ્યાબંધ સુશોભીત નાના રંગ-બેરંગી વીજળીના દીવાઓ (bulbs) ખીચોખીચભર્યાં એક બે-નમુન ઝુંમર (શેન્ડલીયર) ની ભભુકદાર રોશનીથી તે આખો હૉલ ઝગઝગી રહ્યો હતો.

એકીવળા ભેગા મળનારા સેંકડોના જમેલાની સગવડ માટે તે કુશાદે હૉલ માહેલું સઘળું ફરનીચર ખસાડી મુકવામાં આવ્યું હતું, જેથી ત્યાં ભેગાં મળેલાં લોકો સહેલાઇથી ઉભાં રહી શકે. આવી ભભુકદાર રોશની વચ્ચે, ચિત્ર-વિચીત્ર ડીઝાઇનનાં ચિત્ત-ચકિત કરનારા કિમતી પોશાકોમાં સજ થયલાં સેંકડો નર-નારીઓની હાજરીથી તે હૉલ જાણે એક "બાગે પરસ્તાન" માં ફેરવાઇ ગયો હતો! તેમાં ત્યાં બાબા સાહેબ સરીખી એક દૈવિક વ્યક્તિની હાજરીથી તે મેળાવડાને કંઇ નવીનજ રંગત આવી હતી. હંમેશનું દુનિયવી, માયાવિ રંગત અને હવાથી ભર્યું આ વિખ્યાત હૉટેલનું વાતાવરણ આજે કોઇ નિરાળીજ આત્મિક લહેરીઓથી છવાયલું જણાતું હતું! એક અર્ધા ગોળાકાર (Semi-Circle) ની વચ્ચે બાબા એક બાદશાહી ખુરસી પર બીરાજ્યા હતા, જ્યારે આસપાસ એક બાજુએ એમની સાથે આવેલા એમના હિંદી શિષ્યોની મંડળી અને બીજી બાજુએ પશ્ચિમના વિખ્યાત શિષ્યો અને ભાવિકોની મંડળી ઉભી રહી હતી. પાછળ નાના સ્ટેજપર, બંને બાજુએ બે અમેરીકન વિરાંગનાઓ વીણા (harp) ના સુંદર સરોદોથી પરોણાઓને રીઝવતી હતી.

એક પછી એક આવતો દરેક પરોણો બાબા સાથે હસ્ત–મીલાપ (શેક–હૅન્ડ) કરતો, એમની મુલાકાત માટે આનંદ દર્શાવતો. ત્યારબાદ બીજું કંઇ પણ પ્રોગ્રામ ન હોવે દરેકને ઘરે જવાની છુટ હતી. પરંતુ કોઇ ત્યાંથી ખસ્યુંજ નહિ! બાબા સાથ મુલાકાત કર્યા બાદ સઘળાં સામેની બાજુએ અર્ધ–ગોળાકારમાં જમા થઇ ઉભાં; અજાયબી અને આનંદથી ઉભરાતાં દીલે, નાના મોટાં સર્વે એકી ટગરે એઓ સાહેબને નીહાળતાંજ રહ્યાં! આમ લગભગ બધાંજ એકેક પાછળ અડકીને ઉભા રહેવાથી જો કે ભીડ થવા પામી હતી, તોયે કોઇને તે અગવડનો જરાએ વિચાર આવ્યો નહિ. આવા જાહેર મેળાવડાઓમાં હંમેશાં ખુરસી ટેબલે આરામથી બેસનારાંઓને ત્યાં લગભગ બે કલાક સુધી ખડે પગે ઉભાં રહેતાં જરાએ તકલીફ જણાઇ નહિ! સર્વે આંખ્યો એકસરીખી સામે બીરાજમાન થયેલી બાબાની દિવ્ય મૂર્તિનાં ખુદાઇ નૂરથીભર્યા દીદાર તરફ ચોંટી રહી હતી! એટલુંજ નહી પણ આવા એક પુજ્યમાન મહાત્માની પવિત્ર હાજરીમાં જાણે તેઓ કોઇ બીજીજ દુનિયામાં જઇ ઉભાં હોય એવો ભાસ થતો હતો! અને પોતાના દીલની વાત દીલમાંજ સમાવવા છતાં, તેમના અંતરથી કંઇ અજાયબ ઉભરાઓ બહાર પડતા સંભળાતા. એ માહેલા થોડાક હેઠળ વર્ણવ્યા છે.

## અંતરના ઉદ્દગારો!

કોઇ મુખથી—"ખરેજ ખુદાઇ નૂરથી ભર્યો મુખડો! What a Divine Expression!"—એ ઉદગારો થતા; તો કોઇ કહેતું—"એ આ દુનિયવિ વ્યક્તિ હોઇ શકેજ નહી! He doesn't belong to this world!"

તો વળી ત્રીજો ઉદગાર કોઇ નીરાળોજ અનુભવ દર્શાવતો—**"હમારો જીવંત જીસસ! Our Living Jesus!"**

કોઇ અજાયબી દર્શાવતું, "આવી ખુબસુરતી ખરેખર કોઇ મનુષ્યને હોઇ શકે કે? Can a human being be so beautiful?"

"કેવું અદ્દભુત ઇશ્વરી આકર્ષણ! Divinely attractive!

"જાણે જોયાજ કર્યે!"

"મારી તો નજરજ ઠરી રહીછ!"

"આંહિંથી ખસવાજ નહીં ગમતું!"

"જીંદગીમાં પહેલીજવાર આવો દિવ્ય, નૂરાની અને ભવ્ય ચહેરો જોયો!"

"How sweet! કેવી મધુર મુખમુદ્રા!"

"How Divinely Pure! કેવું પવિત્ર ખુદાઇ નૂર!

"કંઇ બોલીજ નહી શકાતું!"

"એમનો સ્પર્શ કેટલો ઝણઝણાટભર્યો છે!"

"મને તો ઝટકોજ લાગ્યો!"

"મારા ખુદા! હું તો હજી બેભાનીમાંજ છું!"

"જાણે જીગર હચમચાવી મેલે છે! Thrilling!

અદ્દભુત! Wonderful!

કમાલ! Marvellous! ખુદાઇ! Divine!"

આ અને બીજા એવાજ અચરતીભર્યા ઉદ્દગારો પળેપળ, ઉપરા–ઉપરી ત્યાં ભેગા મળેલા જમેલાના સ્ત્રી-પુરૂષોને મુખથી ચાલુ ચોતરફ બહાર પડયાજ જતા! એ સઘળા અસંખ્ય ઉદ્દગારોમાંથી આ તો હમને યાદ રહી ગયલા થોડાકજ અહિં દર્શાવ્યા છે, જેથી મેહેરબાબાની દૈવિક મૂર્તિના અદ્દભુત આકર્ષણની સામાના મનપર શી છાપ પડે છે, અને પશ્ચિમની જડવાદી પ્રજા પણ પૂર્વના આ મહાગુરૂને જોતાં બરોબર કેવી ચકિત થઇ રહે છે, તેનો કાંઇક ખ્યાલ વાંચકને આવી શકે.

આવો દેખાવ હમે પણ આ પહેલીજવાર નિહાળ્યો હતો, તેમ આવા આપોઆપ ઉભરાતા પ્રેમી ઉદ્દગારો પણ એક મોટા મેળાવડામાં પહેલીજવાર સમજવામાં આવ્યા હતા, તો જો કે ખાનગીમાં તો એમના સેંકડો ભાવિકોના મુખથી એવા પ્રેમ-ઉદ્દગારો તો વરસોથી ચાલુ સમજતા આવ્યા છીયે; પણ આ એક અલગ દ્રષ્ય હતું — અનોખો અનુભવ હતો !

સઘળાંની મુલાકાત પુરી થતાં લગભગ બે કલાક થયા. છતાં પહેલેથી મુલાકાત કરી સામે આવી ઉભેલા સેંકડો સ્ત્રી–પુરૂષો માહેલું કોઇપણ પોતાની જગાપરથી જરાએ હાલ્યુંજ નહિ. એટલુંજ નહિ, પણ જ્યારે સઘળી મુલાકાતો પુરી થવા બાદ સર્વને વીસરજન થવાની અરજ કરવામાં આવી, ત્યારે પણ જાણે કોઇ ત્યાંથી ખસવાજ ન માગતું હોય તેમ ગમગીન ચ્હેરે, ધીમે પગલે અને ભારે દીલથી તેઓ પાછળ હઠયાં જતાં, અને છેક છેવટની નઝર નાખી વિદાય થતી વેળા ઘણાક દીલથી પ્રેમ–વિયોગનો ઉભરો કાઢતાં સંભળાયાં કે —

"O, where shall we see that face again! અરે, હમો આ ચ્હેરો ફરી ક્યારે જોઇશું ?"

તો કોઇ સત્ય હકિકત જાહેર કરતું કે —

"Such experience comes only once in life! આવો અનુભવ જીંદગીમાં માત્ર એકજવાર જોવા મળે છે !"

× × × ×

## પીકફેર હાઉસનો મેળાવડો!

આ પછી બીજે દિવસે એવોજ એક ખાનગી મેળાવડો "પીકફેર હાઉસ"માં થયો હતો. સીનેમા જગતમાં જાણીતી જગ–મશહુર જોડી — ડગલાસ ફેરબેંકસ ને મેરી પીકફર્ડ — જેઓ એક વેળા "રૂપેરી પડદાનાં રાજારાણી — King and Queen of the Screen" — ની

ઉપમાથી ઓળખાતાં હતાં, તેમની તરફના ખાસ આમંત્રણથી, મેહેરબાબા પોતાના ગૃપને લઇ તેમના મકાને પધાર્યા હતા. બાબાની તે મુબારક પધરામણીના માનમાં, તેમજ એમને આવકાર આપવા અને એમની સાથ ઓળખ અને મુલાકાતનું માન આપવા સીનેમા જગતની થોડીક વિખ્યાત વ્યક્તિઓનો એક ખાનગી પણ વગવાળો મેળાવડો ભેગો મળ્યો હતો.

બાબાની પધરામણી થયા બરાબર મેરી (પીકફર્ડ) પ્રથમ એમને ભેટી, આવકાર આપી સાથે મોટા હૉલમાં લઇ ગઇ. ત્યાં એક સોફા ઉપર બાબાને બેસાડયા અને પોતે એમના પગ આગળ ગાળીચાપર બેસી, એક બચ્ચું પોતાના વ્હાલા બાપ આગળ બેસી વાતો કરે એ મીસાલ ખુલ્લાં દીલથી વાતો કરવા લાગી. લગભગ ૪૦ મીનીટ ખુબ વાતો ચાલી, જે દરમ્યાન ફીલ્મ હુન્નરમાં પણ મેરીના ઉંચ આદર્શને લગતી વાતો ઉપરાંત, આધ્યાત્મ માર્ગને લગતી અગત્યની વાતો પણ ઘણી થઇ હતી. બાબાએ એક પ્રસંગોપાત અને બહુ ઉમદા ઉપદેશ આપ્યો હતો. જાણવું જરૂરી છે કે મેરીના ચારીત્રમાં આધ્યાત્મિક લક્ષણ હતું. તેણી આધ્યાત્મ માર્ગની શોખીન છે. તેણીને એ સાહીત્યનો અચ્છો અભ્યાસ છે. તેણીએ એ બાબે એક કેતાબ પણ લખી છે — "Why not try God ? કાંય નહી ઇશ્વરને મળવાની કોશેષ કર્યે?" તેણીના તેમજ ત્યાં હાજર રહેલા જમેલાના આવા કોઇ ઉંચ ગુણ-લક્ષણો તેમજ આધ્યાત્મિક વિષયો માટેની ઉલટ જોઇ—જાણીનેજ બાબા આટલો લાંબો વખત સુધી ત્યાં થોભ્યા અને આ માર્ગને લગતી વાતો સમજાવી હતી.

આ વાતચીત દરમ્યાન ત્યાં ભેગા મળેલા સઘળા સીનેમા જગતના જાણીતા ઝળકતા સીતારાઓ એકેક પછી એકેક નજદીક આવી, મેરી સાથની મેહેરબાબાની વાતો ધ્યાનથી સમજવા લાગ્યા. પ્રથમ થોડો વાર સઘળાં ઉભાંજ રહ્યાં, પણ

પછીથી સઘળાં એકેક પછી એકેક જમીનપર, ગાલીચાપરજ બેસી ગયાં. તેઓ માંહેલાં કોઇ કોઇએ પણ વચ્ચે-વચ્ચે કંઇ કંઇ સવાલો પુછ્યા હતા અને બાબાએ તે સર્વના ખૂલાસાવાર જવાબો આપ્યા હતા. વચ્ચે ત્રણ વાર બાબાએ વિદાય થવાની ધારણા દર્શાવી, પરંતુ મેરીની ચાલુ અરજનો સ્વિકાર કરી, તેણીના આ માર્ગને લગતા સવાલોના જવાબો આપી, તેણી સાથ બીજાઓને પણ ઉપદેશ કરતા ત્યાં બેઠા હતા. ડગ્લાસ બીજા થોડા પરોણાઓ સાથ વાતોમાં રોકાયો હતો, અને બાબા સાથ ચાલતી શાંત વાતોમાં ખલલ ન કરવાના ઇરાદાથી, લગાર શરમને મારે તેમજ ગ્રહસ્થાઇથી, દૂર ને દૂરજ રહ્યો. પણ બાબાએ પોતે તેને બોલાવી થોડીવાર વાત કરી હતી, તેનાં અમુક શુરાતનભર્યાં લક્ષણોની વાજબી પ્રસંશા કરી હતી.

## Baba's Compassion

## બાબાની કરૂણા! એક કરૂણ દ્રષ્ય!!

વિદાય થવા આગમચ થોડીક મીનીટ સઘળાં બાબાની આસપાસ હૉલમાં ઉભાં ઉભાંજ વાતો કરતાં હતાં. એ વેળા બાબાની નજર હૉલને નાકે સર્વને પીઠ કરીને ઉભેલા એક આકાર તરફ પડયા કરતી. એકાએક એઓએ તેને નજદીક બોલાવવાની આજ્ઞા કરી.

નામ પુકરાતાં તે બાઇએ પાછળ ફરી જોયું, પણ ત્યાંજ ઉભી રહી. ફરી બોલાવવામાં આવતાં તે લગાર ધીમા ને ભારી પગલે સઘળાં નજદીક આવી, પણ થોડે છેટે ઉભી રહી. આગળ આવી બાબાને શેકહૅન્ડ કરવા કોઇએ કહેતાં તે લગાર અચકાઇ. સઘળાં આ ખેલ અજાયબીથી જોતાં ઊભાં.

"મા, તું બીહે છે શા માટે? નજદીક આવ ને એમને મળ," બાબાના ગૃપ માહેલાં એકે તેણીને સમજાવી.

"હું એમને સ્પર્શ કરી શકું? Can I touch him?" તેણીએ કંઇ ગળગળતે અવાજે સવાલ કર્યો.

"કાં નહી ?" બાબાના ગૃપ માંહેલી પ્રીન્સેસ નોરીનાએ તેણીની શંકા તોડી કહ્યું. તેણી હજી અચકાતી દૂરજ ઉભી અને ફરી નજદીક આવી મળવાની અરજ થતાં, લગભગ આંખમાં આંસુઓ સાથ રડી પડતાં બોલી, "અરે હું આવા પુજ્ય પવિત્ર આત્માને કેમ અડી શકું ? હું તો પાપી છું ! એઓને કાં અભડાવું ? I am a sinner. How can I touch a Holy Being like him ?"

સર્વ મ્હો જોતાં ઉભાં ! આવો ઉઘાડો એકરાર (confession) આમ સર્વે સામે થયલો સાંભળી તેઓ ડઘાઇજ રહ્યાં !

બાબા તેણીની નજદીક ગયા, અને પ્રથમ તેણીના માથાપર ને પછીથી પીઠપર હાથ ફેરવી, પ્રેમથી સમજણ આપી. "**જે પોતે શુધ્ધ — Purest of the Pure — છે, તે કશાથી અભડાતો નથી ! તે તો પોતે જેને સ્પર્શ કરે, તેને પણ પોતાનાં જેવુંજ પવિત્ર અને શુધ્ધ કરે છે !** તમારી ભુલોનું તમને પોતાને ભાન થયું, ને આ ભર મજલીસમાં પ્રમાણીકપણે તેનો એકરાર પણ કર્યો, તો તમને બધું માફ છે. તમારો સાચાં અંતઃકરણનો એકરાર તે માટે પુરતો છે ! તેથી તમો શુદ્ધ (પવિત્ર) થઇ ગયાં છો ! જરાએ ડરશો નહિં અને એ રાહે ફરીથી જશો નહિ. હું તમને આશિષ આપું છું !"

બાબાના બોર્ડપરથી વંચાઇ બોલાયલા ઉદાર દીલની માફી સાથના અને એમની તરફના ઉત્તેજન અને આશિષના આ શબ્દોની બહુ ઉંડી અસર થઇ ! પ્રેમ અને દયાની આ દિવ્ય મૂર્તિને જોઇ, અને જીવનને નવી આશથી ભરનારા એમના શબ્દો સાંભળી તેણીનું કોમળ હૈયું ભરાઇ આવ્યું ! તે સર્વની હાજરીમાં નવધાર આંસુઓ બોરવી રહી !

બાબા સરીખી દૈવિક વ્યક્તિની હાજરીમાં સાચા અંતરના પશ્ચાતાપથી ખેરવેલાં તે આંસુઓએ ખચીતજ તેણીના પાપ ધોઇ નષ્ટ કર્યાં! જે વાતથી હયરાન થઇ તેણી હરદમ બળાપો કરતી હતી, તે હવે સદાની દૂર થઇ ગઇ. એક પળભરની આ મુલાકાત અને સદગુરૂના માફીના શબ્દોથી તેણીના હૃદયમાં હંમેશનો પલ્ટો થયો. તે હવે એક જુદીજ ઔરત હતી!

સર્વને મળી છુટા પડતી વેળા તેણીની નજીકથી પસાર થતાં એકવાર ફરીથી બાબાએ તેણીના માથા ઉપર હાથ મેલી ઇશારાથી જણાવ્યું કે તેણીને સંપૂર્ણ માફી મળી છે. ગઇ ગુજરી હવે ભૂલી જવી ને જરાએ ફિકર કરવી નહિ!

આંસુઓથી ભરી આંખ્યો લુછી લઇ, તે બાઇએ પોતાનાં માથાપર મેલાયલો બાબાનો હાથ લઇ અહેસાનથી ઉછળતા જીગરે પોતાની આંખ્યોસે ચાંપ્યો! હાજર રહેલો ગૃપ માંહેલા સર્વ આ ગમનાક દેખાવ દર્દમંદ દીલે નીહાળતાંજ રહ્યાં! કોઇક આંખ્યો અણદીઠ આંસુઓથી ભીંજાઇ રહી! તેમની નજર સમક્ષ રજુ થયલું બાબાની કરૂણાનું આ દ્રષ્ય ખરેજ દીલભેદક હતું! આજ તલક તેઓ આવાં દ્રષ્યો નાટક તખ્તાપર જુદાં જુદાં પાત્રો ભજવી દુનિયાને દર્શાવતાં હતાં; આજે દુનિયા–દર્પણનો આ **ખરો ખેલ** તેમની નઝર સામે બાબાએ ખુલ્લો દર્શાવ્યો!

## મશહુર સીનેમા સ્ટુડીયોઝની મુલાકાત!

હોલીવુડ અને સીનેમા આ બે કદી છુટા ન પાડી શકાય એવા શબ્દો છે. સીનેમા અને ફીલ્મ જગતનું આ સ્વર્ગ એક નિરાળીજ દુનિયા છે, જયાં જીવનને ઉજ્જવળ બનાવનારી કુદરતની બક્ષેશો — કળા, હુન્નર, સૌંદર્ય, હુશીયારી, અકકલમંદી, એ સર્વની વધુ કદર અને કિંમત અંકાય છે. ગરીબી, નાતવાની, યા જરૂરી જાહેરાતની ગેરહાજરીથી અંધકારમાં સબડતાં કાંઇક હુન્નરમંદોને

ખુણામાંથી બાહેર લાવી, હૉલીવુડના ફીલ્મ હુન્નરે ચમકાવી બહાર પાડયાં છે, તેમના નામ જગ–આશ્કાર કર્યાં છે! દુનિયાભરમાં કોઇ અજાણ ખુણે સબડતા કળા–હુન્નરના કંઇક ફીસબી હાથો અને હુન્નરમંદો હૉલીવુડમાં આવી, નવી રંગતથી ચમકી રહ્યા છે. તેમ બીજાં બાપડાં હઝારો અહિંના અજાયબ આકર્ષણથી ખેંચાઇ, સુખના સ્વપ્ના સહેવતાં, પોતાના સુખી–સુખીયારાં ઘર–બાર અને સગાં-વ્હાલાંઓને ત્યજી, અત્રે આવી નીરાશાના ગારમાં ગર્ક થયાં છે! અત્રેની તરેહ-તરેહની વાતોના ખોટા મોહથી લલચાઇ, લોભને વશ થઇ, સુખમય જીવનને દુખમય બનાવ્યાં છે! ચઢતી-પડતીના ચકરાવાના ચિત્ત–ચકભમ કરનારા અનુભવો, જીવનમાં અદ્દભુત ઉથલપાથલ કરનારા સુખ–દુખના જે નાટકો અહિં રોજ–બરોજ ભજવાયા જાય છે, તેવા ભાગ્યેજ જગતમાં બીજે કોઇ સ્થળે ભજવાતા હશે!

હૉલીવુડની મુલાકાતે આવેલી કોઇપણ મહાન વ્યક્તિની નઝર યા જાણ બાહેર ત્યાંનું "સીનેમાનું સ્વર્ગ" રહી શકે નહી. તો પછી લંડન અને ન્યુયોર્કના મશહુર છાપાઓમાં દિવસોથી ચરચાઇ રહેલી મહાન વ્યક્તિ — મેહેરબાબા — નું નામ કાંઇ તેમનાથી છુપ્યું તો રહેજ નહી! તેમાં જ્યારે એઓ તે વેળા સાત–સાત વરસથી મૌન ધરી રહેલા અને હિંદથી પધારેલા એક મહા શિક્ષાગુરૂ હતા, જેમની હાજરીની ચમત્કારી અસર તળે ભલાંભલાં બાહોશ ભેજાં બેહોશ યાને ચકભમ થઇ રહ્યાં હતાં — એ ખબર ચોમેર જાહેરમાં ચરવાઇ રહેલી, ત્યારે તો અત્રે સર્વ એમની મુલાકાત માટે સ્વભાવિક ઇંતેઝારીથી રાહ જોઇજ રહેલાં, બલ્કે મુલાકાતની તૈયારીમાંજ રહેલાં. આથીજ સીનેમા જગતનાં "રાજા-રાણી" સમાન લેખાતી વિખ્યાત જોડી — ડગલાસ ફૅરબૅંકસ અને મેરી પીકફર્ડ — એમને પોતાના બાદશાહી મકાને પધારવા ખાસ આમંત્રણ આપ્યું હતું, અને એમના માનમાં એક ભવ્ય મેળાવડો જમાવ્યું હતું —

જે વેળા ખાસ ચુંટી કાઢેલા મશહુર ફીલ્મ સ્ટાર્સને પણ આમંત્રણ આપ્યું હતું.

વળી જીવન વ્હેવારના કોઇપણ સાધનનો લોક-ઉદ્ધાર અર્થે ઉપયોગ કરવાને પોતે શક્તિવાન હોઇ, બાબાનો ઇરાદો શોખીન દુનિયાના આ સર્વથી માનીતાં સાધન — સીનેમા ફીલ્મ — મારફત પણ પોતાનો આધ્યાત્મિક સંદેશ જગતને સુનાવાનો હતો. એથી એઓ પોતે પણ એ બાબદમાં ઉલટ લેતા આવ્યા હતા, અને સઘળી ગોઠવણ થયા બાદ, વખતવેળાએ આ સાધનનો ઉપયોગ કરવાનો ઇરાદો રાખતાજ હતા. તેથીજ એ લાઇનથી માહિતગાર મશહુર વ્યક્તિઓના આમંત્રણ સ્વીકારી, તેમજ તેમાં ઉત્સાહ લેનારા બીજાઓની અરજ માન્ય રાખી, એઓ તે વિખ્યાત વ્યક્તિઓને મળ્યા હતા, અને ખાસ આમંત્રણથી મેટરો-ગોલ્ડવીન-માયર, પેરેમાઉન્ટ અને યુનીવરસલ સ્ટુડીયોઝની મુલાકાત પણ લઇ આવ્યા હતા, જે વેળા ફીલ્મ જગતની મશહુર વ્યક્તિઓ સાથ બહુ જાણવા જોગ વાતો થઇ હતી. વળી આ ફીલ્મનીજ જગત એમને ફોટો લેવા વગર જવા દે, એ શક્યજ ન હતું. એટલે કુદરતીજ એમના ઘણા ફોટોઝ ચાલતાં-હાલતાં લેવાયા હતા — કોઇ એમના એકલાનાજ, તો વળી ઘણાક મશહુર સ્ટાર્સની સંગાથમાં. કોઇ હુંનરમંદ ફોટોગ્રાફરે એઓ જ્યારે ટાલુલા બેન્કહેડ સાથ, એમના બોર્ડ પર આંગળી દર્શાવી વાત કરતા હતા, તે વખતનો ખાસ "પોઝ" ઉતારી લીધો હતો. આમ બોલ્યા વના બોર્ડ મારફત વાત કરતા કોઇને જોવાનું, પ્રથમ જોનારાં દુનિયાના લોકો માટે તો નવાઇજ હતી. એટલે એ ફોટો કુદરતી રીતે જગભરના છાપાઓમાં છપાઇ ગયો. એ ઉપરથી ઘણાક દોઢ-ડાહ્યા ડહાપણના ભંડારોએ ભલતાજ ભમરડાઓ ઘુમાવી એમના માટે ગંદો પ્રચાર કરવા પણ ચુકયા નહિ! પણ તે સઘળાના ફેજ સૂર્ય સામે ધૂળ ફેંકનારા મૂર્ખો જેવોજ આવ્યો — એજ ટુંકમાં કહેવાનું.

## મશ્હુર સ્ટાર્ઝ અને ડીરેકટરો સાથ મેલાપ!

જેના લોકપ્રીય પાત્રો આજતક અજોડ રહ્યાં છે, તે (મરહુમ) **મારી ડ્રેસ્લર** તો બાબાની એક પરસ્તારજ હતી. તેણીએ પોતાને ત્યાં ડીનરપર બાબાને ખાસ આમંત્રણ આપ્યું હતું. અઘોર ઉંમરે પણ જવાનોને લજવાવે એવી ચપળતા અને શક્તિ ધરાવનારી અને હરદમ ખુશમીઝાજી—**મારી**—એક બહુ સારો આત્મા હતો. તેણીના આમંત્રણમાં ડીનર તો નામનુંજ હતું. મુખ્ય મતલબ બાબાનો સહવાસ મેળવવાની હતી, જે દરમ્યાન ઘણી જાણવાજોગ વાતો થઇ હતી.

× × × ×

જાણીતા બાહોશ ડીરેકટર **અર્-સટ લ્યુબીશ** તરફનું "ચાહ" પર પધારવાનું આમંત્રણ સ્વિકારી, બાબા એક સાંજરે એમની ખાનગી મુલાકાતે ગયા હતા. ચાહ લેતાં લગભગ પોણો કલાક ઘણી જાણવાજોગ વાતો ચાલી હતી, જેમાં મુખ્યત્વે સીનેમા પીકચરોને લગતીજ હતી. લ્યુબીશે બળાપો કર્યો કે "લોકો જુની એકની એક પદ્ધતની વાતોથી કંટાળી હવે કાંઇ નવુંજ માંગતાં હતાં." તે ઉપરથી બાબાએ સમજાવ્યું કે જેમ સર્વે બાબદોમાં તેમ સીનેમા પીકચરો મારફત જનતાને કેળવવાના માર્ગમાં પણ આધ્યાત્મિક દ્રષ્ટિ-બિંદુથી જોવાની જરૂર હતી, જેથી લોકોને ગમત સાથે જ્ઞાન પણ પ્રાપ્ત થાય. અને એ બાબે સારી સલાહના થોડા શબ્દો પણ સમજાવ્યા હતા.

ત્યારબાદ એક **આધ્યાત્મિક પીકચર મારફત જગતને સંદેશ આપવાનો અને લોકોને એ માર્ગે કેળવવા અર્થે બાબા પોતે જે આત્મક ફિલ્મ તૈયાર કરાવવા ચાહતા હતા, તેની મૂળ બાબદ Spiritual Theme સમજાવી, જે અલૌકિક દ્રશ્યોને લગતી ચકિત કરનારી હકિકતો સાંભળી, તે બાહોશ ડીરેકટર પણ તાજુબ થયો હતો!**

---

# પ્રકરણ બત્રીસમું

## પેસીફીક મારફત પૂર્વ તરફ

હોલીવુડના છ દિવસના આ ભરચક પ્રોગ્રામની થાકવી નાખનારી રંજ બાદ, બાબાએ એમના ચાર હિંદી શિષ્યો સહિત પાસીફીક મારફત પૂર્વ તરફ પોતાના પવિત્ર કદમ લંબાવ્યાં. એમની સાથ ઇંગ્લંડ તેમજ ન્યુયોર્કથી આવેલાં પશ્ચિમના શિષ્યોની ઇચ્છાનુસાર, એમની પશ્ચિમની ગેરહાજરી દરમ્યાન દરેકને અલગ અલગ ફરજો નિર્માણ કરી, તેમને પશ્ચિમના મુલકોમાં જુદી જુદી જગાઓએ કામે લગાડી દીધાં હતાં, જે સઘળું તેઓ વરસો તક દીલોજાનથી બજાવતાં રહ્યાં.

સઘળી ગોઠવણો પૂરી કરી બાબા અને એમની સાથના હિંદી શિષ્યોએ હોલીવુડથી લોઝેનજેલીસ જઇ, ત્યાંથી અમેરીકન મેટસન લાઇનની નવીજ બોટ **"મોનટીરે,"** જે અમેરીકન-ઓસ્ટ્રેલીયા સરવીસ પર પ્રથમ સફર (Maiden Voyage) કરી રહી હતી, તેમાં હવાઇ ટાપુઓના હોનોલુલુ સુધી પ્રવાસ કર્યો. અહિં તેમને બીજી બોટ બદલવા માટે એક દિવસ થોભી જવું પડયું.

### બાબાની કામગીરીનો એક અલગ પ્રકાર !

### ઑસ્ટ્રેલીયા મોકલેલો એજન્ટ

આ વેળા, ચીન માહે રહેલા બાબાના છ શિષ્યો માહેલા એકને બાબાએ અહિં હોનોલુલુ તેડાવી મંગાવ્યો હતો. એ સઘળા નાનકીંગ મધે, બાબા તેમને અમેરીકા કયારે બોલાવે તેની વાર જોતાજ થોભી રહ્યા હતા. પરંતુ અમેરીકામાંજ રહી જવાની અમેરીકન ભકતોની ગમે એવી અરજ ને માંગણી છતાં, બાબાએ અમેરીકાથી હિંદ પાછા ફરવાનું નકકી કર્યું હોવાથી, આ છ જણાને ત્યાં

ચીનમાંજ રહી જવા તારથી જણાવ્યું, અને પોતાની કોઇ કામગીરી અર્થે, તે માહેલા એકને હોનોલુલુ બોલાવી લીધો. હરખભેર બાબાને મળવા અને તેમની સાથ ભવિષ્યમાં રહી પ્રવાસ કરવાની આશા-ઉમીદથી હઝારો માઇલની સફર કરતા આવેલા આ શિષ્યને મળ્યા બરાબર, બાબાએ પોતાનો નવો પ્લાન જણાવ્યો, ત્યારે તે બાપડો હરણફાળ થઇ ગયો! પોતાની દુનિયાભરની કામગીરીમાં એક જરૂરી સાંકળ (link) તરીકે તેને બાબાએ એકદમ દક્ષિણમાં, ઑસ્ટ્રેલીયા—ન્યુઝીલેન્ડ મોકલવાનું નક્કી કર્યું હતું, જ્યાં એઓ પોતે, બીજી જગાઓની જરૂરી કામગીરીને સબબે, જઇ શક્યા ન હતા. તે કડી (link) જમાવવા પોતાના પ્રતિનીધી દાખલ આ અંગત શિષ્યને ત્યાં મોકલી આપી, ત્યાંની કામગીરી માટે અમુક આજ્ઞા ફરમાવી દીધી, અને થોડા કલાકની મુલાકાત બાદ બાપડાને તુરત રવાના કરી દીધો. કારણ, જે બોટમાં હમો લોઝેનજેલીસથી અહિં આવ્યા હતા, તેજ બોટ "મોનટીરે" માં તેજ દિવસે તેને ઑસ્ટ્રેલીયા ઉપડી જવાનું હતું. પોતાની કામગીરી અર્થે બાબા કેવી રીતે પોતે દુનિયાને એક છેડેથી બીજે છેડે લાંબા પ્રવાસો કરે છે, તેમજ પોતાના શિષ્યોને, પૂર્વ—પશ્ચિમ—ઉત્તર—દક્ષિણ દોડાવે છે, તેનો કાંઇક ખ્યાલ આ ઉપરથી વાંચકને આવી શકશે.

આ સઘળી હઝારો માઇલના પ્રવાસોની દોડધામ શી કામગીરી અર્થે થઇ રહી છે, તે બાબા સિવાય કોઇજ કલ્પિ શકે નહિં. અને એઓ તે માટેનો ખુલાસો કરે નહિ, ત્યાં સુધી કોઇ સમજી પણ શકે નહિ. તેમજ આ ગુપ્ત કામગીરી બાબે બાબા પોતાના કારણોસર કાંઇ ખાસ ખુલાસો કરવાનું દરોબસ્ત ધારતા નથી. એટલે એ સઘળામાં ફક્ત એમની કામગીરીનાજ કારણો સમજીને મંડળી તો ચુપચાપ કહે તે કર્યા જાય. કોઇવાર આ સઘળી હીલચાલના સબબનો કાંઇક ઇશારો પાછળથી જણાઇ જાય, ત્યારે મંડળી તો અચરતજ રહે કે એમનું ધ્યાન અને

નજર ક્યાંથી ક્યાં, કેવી વિલક્ષણ રીતે સર્વત્ર પહોંચતાં રહે છે, અને કેવી અચુક રીતે તેઓ સઘળો વિશ્વભરની કામગીરીનો કારોબાર વર્ષો આગમચથી જોઇ–જાણીને જમાવતા રહે છે! ત્યારેજ સર્વને ખ્યાલ થાય છે કે **એમની તરફથી અવારનવાર બહાર પડતા અર્થ–સુચક ઇશારાઓ અને જગ–ભરની એમની કામગીરીની વાતો કોઇ કલ્પિત કહાણી નહિ, પરંતુ આ દુનિયવી જીવનમાં પણ અમલમાં મેલી શકાય એવી વ્હેવારૂ અને અચુક બીનાઓ (facts) છે!** બાબાના પોતાના ચાલુ પ્રવાસો, તેમજ એમનાજ કામ અર્થે ચોમેર રહેલા એમના શિષ્યો વિગેરેની હીલચાલનાં બાહ્ય કારણોમાંનું આ એક આપણી અલ્પ-બુદ્ધિથી સમજી શકાય છે કે એ સર્વ હીલચાલ મારફત બાબા પોતાની જગભરની કામગીરીમાં જુદી જુદી જગાઓએ ભાગ ભજવનારા એજન્ટો સાથ, તેમજ તે અમુક સ્થાનો (સેન્ટરો) સાથના અંગત સંબંધ સાંધી, આ નાની કડીઓ (links) જમાવી સર્વેને એકત્ર કરનારી ઐકયતાની મજબુત સાંકળ તૈયાર કરી રહ્યા છે! એમના ચોમેરના આ પ્રવાસો અંગત સંબંધ (physical contact) અને તે મારફત આત્મિક જોડાણ સ્થાપવાની જુદી જુદી રીતો માંહેલી એક છે.

## ચાલુ પ્રવાસો દરમ્યાન દૂરથી પણ બાબા દુખિયાંઓના દુખડાં મટાડે છે!

એ માટે એમના ઉપર ચોમેરથી આવતા, તેમજ તેનં જવાબમાં એમની તરફથી જતા અસંખ્ય તારના સંદેશાઓ પણ અગત્યનો ભાગ ભજવે છે. બાબાના ચાલુ પ્રવાસો દરમ્યાન દુનિયાભરમાં એમની સાથ સંબંધ ધરાવનારાઓ તરફના રોજીંદ સંદેશા ચોમેરથી જેમ આવતાજ રહે છે, તેમ તેનાં જવાબો પણ એમની તરફથી ચોતરફ જતાજ રહે છે. એ સઘળા રકમ–રકમન

સંદેશાઓ માંહે સમાયલી અસંખ્ય હકિકતો — શારીરિક, માનસિક, આત્મિક, સામાજીક, ધાર્મિક, આર્થિક — સઘળી બાબદોના મુશકીલ પ્રશ્નો, જે ચોમેર સર્વને મુજવણ કરાવી રહેલા હોય છે, તેઓના ઉકેલ માટે બાબાની સલાહ–સુચના અને આજ્ઞાની આરજુ દર્શાવતા હતા. કોઇ મોત-જીવતના મામલામાં આશિષ ચાહતા, કોઇ કોર્ટ–દરબારના ખટલાઓમાં નાહક હયરાન થઇ રહેલાઓ તે મુજવણ માંહેથી બાહેર નીકલવા માટે ફત્તેહ આપવા અરજ કરતા. આમ સઘળા બાબાની સલાહ–સુચના, આજ્ઞા અને આશિષની આરજુ કરતા હતા. એ માહેલા ઘણા એવા કફોડા ને ગુચવાડાભર્યા કેસો રહેતા, જે સમજતાંજ કોઇનુંબી માથું ફરી આવે. તે સર્વનો ઉકેલ, જે બાબા એક ઘડીભરના અરસામાં, જરાએ વખત ખોયા વગર તુરતાતુરત દર્શાવતા, તે સઘળું જોનારાઓને માટે તો તાજુબજ હતું, કે કેમ એઓ આટલે દૂરથી પણ સઘળું તપાસી રહ્યા છે, સઘળી ભાંજગડોનો તાબરતોબ નીકાલ કરી રહ્યા છે! આમ ચાલુ પ્રવાસો દરમ્યાન પણ હઝારોના જીવનના આધાર, રક્ષક અને રાહબર બની, બાબા દૂરથી પણ તે સર્વનાં દુખડાં, મુજવણ અને મુસીબતો ટાળતા રહ્યા છે! એમની તરફના માત્ર "આશિષ blessings"–ના એકજ શબ્દના સંદેશથી કાંઇક દુખમય અને નિરાશાજનક જીવન માંહે નવીન ચેતન આવ્યું છે! આ હજારો તારનાં સંદેશાજ ભેગા કર્યે તો એક મોટું વૉલ્યુમ થાય. અને તે માંહે સમાયલા પ્રકાર પ્રકારના પ્રશ્નો અને વિષયોનો ખાલી વિચાર કરે તો કોઇનુંબી માથું ખસી જાય! પણ એ સર્વ મુશ્કેલીઓ સાથ આ સર્વજ્ઞાની સદ્દગુરૂ જાણે રમત કરી રહ્યા છે! જગભરમાં એમના નામની જપ કરતા હજારો જીવો સાથના આ સંબંધ ચાલુ સાંધી રાખનારા, તેમજ એમની બીજી કામગીરી અર્થે જતા આવતા સંદેશાઓનો આ ખેલ તાજુબી સાથ વર્ષોથી હમો તો નિહાળતા રહ્યા છીયે.

## પશ્ચિમનો બીજો પ્રવાસ ખતમ!

પોતાના શિષ્યને ઑસ્ટ્રેલીયા રવાના કરી, બાબા અને પારટી હોનોલુલુથી કેનેડીયન-પેસીફીક લાઇનર "એમપ્રેસ ઑફ જાપાન" માં ઉપડી, જાપાનના યોકોહામા અને કોબી બંદરો કરતા શેંઘહાઇ આવ્યા અને ત્યાંથી એમના અંગ્રેજ ભાવિકના મુકામે નાનકીંગ ગયા.

નાનકીંગમાં ફકત ત્રણ દિવસ રહી, બાબા સઘળા શિષ્યો સાથ પી. એન્ડ ઓ. કંપનીની મેલ-બોટ "કયસરે-હિંદ"માં હિંદ તરફ પાછા ફર્યા. રસ્તે હોંગકોંગમાં એક દિવસ, તેમજ સીંગાપોર, પીનાંગ અને કોલમ્બો બંદરે પણ થોભ્યા હતા. પશ્ચિમનો બીજો પ્રવાસ પૂરો કરી અને પૂર્વ માર્ગે દુનિયાની આસપાસ એક ચકકર મારી, બાબા તા૦ ૧૮ મી જુલાઇ ૧૯૩૨ ને દીને હિંદ પાછા ફર્યા.

## ત્રીજો પ્રવાસ તાબરતોબ!

તેજ દિવસે મુંબઇમાં પોતાની ખાનગી મંડળીને થોડાક કલાકમાં મળી લઇ, કામકાજ માટેની આજ્ઞાઓ આપી, તેજ બોટમાં બાબા પોતાની સાથે માત્ર બેજ જણાને લઇ, યુરોપના ત્રીજા પ્રવાસે ઉપડી ગયા! દુનિયાને આ વાત કદાપી અચરતીભરી જણાય, પણ સદગુરૂની સઘળી કામગીરી અને રીતો અચરતીભરીજ હોય છે. હજી તો દુનિયા આસપાસ (round the world) નો લાંબો પ્રવાસ ખતમ નહિ થયો, તેટલાં બીજા લાંબા પ્રવાસની થાકવી નાખનારી રંજનો ખ્યાલજ કોઇનેપણ અચરત કરે. પણ જ્યાં કામની જરૂર રહી, ત્યાં રંજનો ખ્યાલ કેવો કરવો? આ ત્રીજા પ્રવાસ માટેની માંગણી અને સઘળી ગોઠવણો પણ એમના પશ્ચિમના ભાવિકોએ આગમચથી કરીજ રાખી હતી, અને તેમની મારફતની કામગીરીને ખાતરજ બાબા તુરતાતુરત ઉપડી ગયા હતા.

બાબાની જાપાન અને ચીનની આ સફર, તેમજ ત્યારબાદની પશ્ચિમની બીજી આઠ સફરોને લગતો જાણવાજોગ અહેવાલ હવે પછી રજુ થશે.

---

# પ્રકરણ તેત્રીસમું

## ૧૯૩૨ થી ૧૯૪૨

### દશ વરસની મેહેરબાબાની અગત્યની હીલચાલ અને કામગીરીનો ટુંક ઇંતેખાબ

### (ક) પશ્ચિમના પ્રવાસો

### ૩ જો પ્રવાસ

૧૯૩૨–જુલાઇ ૧૮ થી સપટેમ્બર ૫

મુંબઇથી–મારસેલ્સ
જીનોવા–સાન્ટા મારગારીટા (ઇટાલી)
એસીસીના પહાડપર એકાંતવાસ
વેનીસ–એલેકઝાન્ડ્રીયા–કેરો
પોરટ સાઇડ–મુંબઇ

### ૪ થો પ્રવાસ

૧૯૩૨–નવેમ્બર ૨૧ થી ૧૯૩૩–ફેબરૂઆરી ૬

મુંબઇથી–વેનીસ–પેરીસ–લંડન–ઝયુરીક
જીનોઆ–એલેકઝાંન્ડ્રીયા–કેરો–પોરટસાઇડ
કોલમ્બો–યુરેલીયા–મદ્રાસ–મુંબઇ

### ૫ મો પ્રવાસ

૧૯૩૩–જુન ૧૨ થી ઓગસ્ટ ૫ મી

મુંબઇથી જીનોવા
સાન્તા મારગેરીટા–પોરટોફીનો–રોમ
જીનોવા–મુંબઇ

## ૬ ઠો પ્રવાસ

૧૯૩૩–સપટેમ્બર ૨૫ થી નવેમ્બર ૧૪ મી

મુંબઇથી–વેનીસ–લંડન–પેરીસ–મેડ્રીડ–બારસીલોના

મારસેલ્સ–મુંબઇ

## ૭ મો પ્રવાસ

૧૯૩૪–જુન ૯ થી ઓગસ્ટ ૨ જી

મુંબઇથી મારસેલ્સ–પેરીસ–ઝયુરીક

લંડન–મારસેલ્સ–મુંબઇ

## ૮ મો પ્રવાસ

૧૯૩૪–નવેમબર ૧૫ થી ૧૯૩૫ ફેબ્રુઆરી ૧૭

મુંબઇથી મારસેલ્સ–લંડન

સાઉથેમ્પટન–ન્યુયૉર્ક

હોલીવુડ–લોઝેન્જેલીસ

વાનકુવર–વિકટોરીયા–હોનોલુલુ

યોકોહામા–કોબી

શેંગહાઇ–હોંગકોંગ

સીંગાપોર–પીનાંગ

કોલમ્બો–મદ્રાસ–મુંબઇ

## ૯ મો પ્રવાસ

૧૯૩૬ ઑકટોબર ૨૪–થી નવેમ્બર ૨૨

| | | | |
|---|---|---|---|
| મુંબઇ | થી | કરાંચી | (ટ્રેન માર્ગે) |
| કરાંચી | ,, | બગદાદ | (હવા માર્ગે) |
| બગદાદ | ,, | કીરકુક | (ટ્રેન રસ્તે) |
| કીરકુક | ,, | મોસલ | (મૉટર ,, ) |

મોસલ થી તેલકુચૅક — ત્રેન રસ્તે
તેલકુચૅક ,, કોન્સ્ટેન્ટીનોપ્લ (ઇસ્તમબોલ) — તોરસ ઍકસ્પ્રેસ

કોન્સ્ટેન્ટીનોપ્લ—ચૅનલ ક્રૉસીંગ—(ફૅરી)

કોન્સ્ટેન્ટીનોપ્લ (ટરકી) થી કૅલે (ફ્રાંસ) — ત્રેન રસ્તે
દક્ષિણ યુરોપના મુલ્કો — ટરકી, બલ્ગેરીયા, યુગોસ્લાવીયા, ઇટલી, સ્વીટઝરલૅંડ, ફ્રાંસ — સીમ્પલોન ઑરીયેન્ટ ઍકસ્પ્રેસ

| | |
|---|---|
| કૅલે થી ડોવર | (ચૅનલ ફૅરી બોટ) |
| ડોવર ,, લંડન | (ત્રેન રસ્તે) |
| લંડન — પેરીસ — મારસેલ્સ | ( ,, ,, ) |
| મારસેલ્સ — પૉર્ટસઇડ — મુંબઇ | (દર્યા માર્ગે) |

ઘણા જરૂરી કામ અર્થે, આ ઝડપી પ્રવાસ દરમ્યાન, બાબા લંડનમાં માત્ર ચારજ દિવસ રહી તુરત હિંદ પાછા ફર્યા હતા.

## ૧૦ મો પ્રવાસ

૧૯૩૭—જુલાઇ ૩૧ થી નવેમબર ૨૦

મુંબઇથી મારસેલ્સ
મારસેલ્સથી કૅન (ફ્રૅન્ચ રીવીયેરા)
મોન્ટેકારલો—નીસ
કૅન—મારસેલ્સ—મુંબઇ

\+ \+ \+ \+

## (ખ) ૧૯૩૨ થી ૧૯૪૨—હિંદના પ્રવાસો

આ દશ વરસની મુદ્દત દરમ્યાન બાબાએ હિંદમાં ચોમેર, જુદા જુદા વખતે, પોતાની કામગીરીને હિસાબે, પુષ્કળ પ્રવાસો — કેટલાક ત્રેન રસ્તે, તો કેટલાક મોટરમાં પણ કર્યા છે. એ સઘળા મુખ્ય ભાગે મસ્તોની કામગીરી અર્થે હતા, તે સાથે એમના જગ–ઉધ્ધારના કામ અર્થે હમશરીકી આપતા બીજા ઉંચ આત્માઓની મુલાકાત પણ લેતા હતા. વળી પોતાના ગ્રુપ સહિત મદ્રાસ, બેંગ્લોર, મુંબઇ, પૂના, પંચગની, માઇસોર, શોલાપુર, કોલાપુર, ભોર સ્ટેટ — સાવંતવાડી — બેલગામ — ધારવાડ — સીલોન — કલીકટ — જયપુર — અજમેર — ભોપાલ — ઉદેપુર — આગ્રા — દિલ્હી — કવેટા — દેહરાદુન — હૈદ્રાબાદ (દખણ) — સીકંદ્રાબાદ — નાગપુર — જબલપુર — બનારસ — અલાહબાદ — કલકતા — રાન્ચી — હિમાલ્ય — હરીદ્વાર — ઋષિકેષ — આબુ અને ગીરનારના પહાડો પર પણ જઇ આવ્યા છે. એ સઘળા પ્રવાસો દરમ્યાન અને નીલગીરીના એમની કામગીરીના અહેવાલ હવે પછીના પુસ્તકમાં રજુ થશે.

\+ \+ \+ \+

### બાબાના પશ્ચિમના દશ પ્રવાસો!

### પૂર્વ-પશ્ચિમનું આત્મિક જોડાણ કરવા અર્થે!

પૂર્વથી પશ્ચિમના પોતાના પ્રવાસોને, તેમજ પૂર્વ–પશ્ચિમના શિષ્યોની અરસ–પરસની પૂર્વ–પશ્ચિમની મુસાફરીઓને બાબાએ પોતે "The Laying of the Spiritual Cables between East and West" યાને "પૂર્વ અને પશ્ચિમ વચ્ચે આધ્યાત્મિક તારના દોરડાં નાંખી એકમેકનો સંબંધ સાંધવાની કામગીરી" તરીકે લેખાવી છે. અને ખરેજ આ ચુપચાપ તેમજ અણદીઠ રીતે નાખેલાં આત્મિક તારના દોરડાંઓએ એમના પૂર્વ અને પશ્ચિમના શિષ્યો

અને ભાવિકો વચ્ચે પરસ્પર કેવો નિકટ અને ધાડો સંબંધ સાંધ્યો છે — તે તો તેનો અનુભવ થઇ ચુકેલાઓજ જાણે? અહિં માત્ર જાતિ, દેશ અને ધર્મના ભેદો એક તડાકે તુટી નષ્ટ થયા છે એટલુંજ નહી, પણ આગલા ભવોનો કોઇ અતલગનો સંબંધ જાણે પાછો સજીવન થઇ રહ્યો છે. બંનેના જીવનના રીત–રીવાજ, રહેણી–કરણી વિગેરે ગમે એટલાં નિરાળાં, બલ્કે અમુક વખ્તે તો અકેકથી તદન ઉલટાં રહેવા છતાં, કોઇ અજાયબ પ્રેમ–સંબંધથી સૌ એક લોહીના અને અતલગનાં સગાં-સ્નેહી યા મીત્રો કરતાં વધુ સ્નેહ-ભાવથી સાથે વસી રહ્યાં છે. અને દૂર રહીને પણ અકેક પ્રત્યે એવો પ્રેમ–ભાવ ધરાવે છે, કે જેવો પ્રેમ યા સંબંધ એક લોહી યા કુટુંબના બેશીઓ વચ્ચે પણ ભાગ્યેજ જોવામાં આવે!

બાબાએ પ્રથમ પોતે થોડા પ્રવાસ કરી પશ્ચિમના ભાવિકો સાથ સમાગમ જમાવ્યો, અને ત્યાર બાદ પોતાના પૂર્વ–પશ્ચિમના શિષ્યો વચ્ચેનો સંબંધ પણ રફતે રફતે સાંધ્યો. પ્રથમ પશ્ચિમથી બે વાર થોડાંકને હિંદ બોલાવ્યાં, પશ્ચિમનાઓને પૂર્વના શિષ્યો સાથમાં રાખ્યાં, અને પછીથી પૂર્વ–પશ્ચિમ બંને મુલ્કોના શિષ્યોની એક મોટી પારટીને લઇ પશ્ચિમમાં ગયા, ત્યાં તે સર્વને તેમજ યુરોપ–અમેરીકાથી આવેલાં બીજાં થોડાં શિષ્યોને ચાર મહિના સાથમાં રાખ્યાં. આ સઘળા એમના પોતાના, તેમજ એમના શિષ્યોના પ્રવાસો પૂર્વ–પશ્ચિમની ઐક્યતાની સાંકળના જોડાણની કળીઓ મીસાલ બંને વચ્ચેનું આત્મિક જોડાણ કરવાના એમના કર્તવ્યનો અગત્યનો ભાગ લેખી શકાય. એ પ્રવાસો અને પરસપરની મુલાકાતો દરમ્યાન પણ જેમ બાબા પોતાના સહવાસનો લાભ સર્વને આપતા, તેમ તે દરમ્યાન એમના આશ્રમની કડક તરબિયત અને નિયમોના સબબે તે સર્વની સખત કસોટી પણ થતી રહેતી, જેના થોડા પ્રકારો આગલાં પાનાંઓમાં વર્ણવ્યા છે. વધુ હવે પછી વર્ણવીશું.

× × × ×

## બાબાના જગ-ઉધ્ધારના કાર્ય અર્થે

## એમના પૂર્વ-પશ્ચિમના શિષ્યોના પ્રવાસ અને જાહેર ભાષણો

વળી છેલ્લાં થોડાં વરસો દરમ્યાન એમના પૂર્વ-પશ્ચિમના શિષ્યોએ પણ હિંદમાં ચોમેર ફરી, મુખ્ય શહેરોમાં બાબા માટે જાહેર વ્યાખ્યાનો આપ્યાં છે. મુંબઇ, પૂના, નાસીક, નાગપુર, કલકત્તા, અલાહબાદ, બનારસ, દિલ્હી, આગ્રા, લાહોર, સક્કર, કરાંચી, જયપુર, મદ્રાસ, બેંગ્લોર અને માઇસોરમાં **પ્રીન્સેસ નોરીના માચાબેલી કાઉન્ટેસ નાદીન ટૉલ્સટોય,** તેમજ નાગપુર યુનિવરસીટીના ફીલોસોફીના પ્રોફેસર ડૉકટર **સી. ડી. દેશમુખ,** M. A., Ph. D (London) તરફથી મેહેરબાબાના જીવન, શિક્ષણ, અને જગ-ઉધ્ધાર અર્થેની એમની અદભુત કામગીરીને લગતાં ભાષણો, તેઓના પોતાના અંગત અનુભવો સહિત, આ વિખ્યાત ત્રગડીને મુખથી સમજી અને સઘળી જગાના લોકો એ ઘડી હયરત રહ્યાં હતાં. આ લેકચરો દરમ્યાન એ દરેક શહેરની જાહેર વ્યક્તિઓએ પ્રમુખસ્થાને બીરાજી મહેરબાબા માટે તેમજ તેમના આવાં બાહોશ, કેળવાયલાં અને સેવાભાવી પ્રેમી શિષ્યો માટે બહુ પ્રસંશાપાત્ર ઉદગારો દર્શાવ્યા છે.

૧૯૪૧ માં બાબાએ પોતાના ત્રણ અમેરીકન શિષ્યો- **પ્રીન્સેસ નોરીના માચાબેલી,** કાઉન્ટૅસ ટૉલ્સટૉય અને **મીસીસ પૅટરસન** ને પોતાની કોઇ કામગીરીને સબબે હિંદથી અમેરીકા મોકલાવ્યાં છે, જ્યાં તેઓ બાબાને લગતો પ્રચાર કરી રહ્યાં છે.

એ સઘળો વિગતવાર અહેવાલ હમો હવે પછી રજુ કરીશું.

\+ \+ \+ \+

## પશ્ચિમમાં આપેલા ૭ અગત્યના સંદેશાઓ

પશ્ચિમના બીજા પ્રવાસ દરમ્યાન લંડન, ન્યુયૉર્ક અને હૉલીવુડમાં ખાનગી મેળાવડાઓ સનમુખ જુદી જુદી સંસ્થાઓને ૭ જુદા જુદા સંદેશાઓ આપ્યા હતા.

૧–લંડનમાં, પેરેમાઉન્ટ ફીલ્મ કંપનીના પ્રતિનીધીઓને મી૦ પરદમ મારફત વંચાવ્યો હતો (જુવો પાને ૩૫૪–૬).

૨–લંડનમાં — એક ખાનગી ગૅધરીંગ સનમુખ.

૩–ન્યુયૉર્કમાં — છાપાના પ્રતિનીધીઓને.

૪–ન્યુયૉર્કમાં — એક મોટાં ખાનગી ગૅધરીંગ સનમુખ.

૫–હૉલીવુડમાં — એક ખાનગી ગૅધરીંગમાં, કૅલીફોરનીયાની પ્રજાને.

૬–હૉલીવુડમાં — એક ખાનગી ગૅધરીંગમાં, સીનેમા જગતને.

જુદે જુદે સ્થાને અને જુદી સંસ્થાઓને આપેલા આ સર્વ સંદેશાઓની ખરી ખુબી તે પ્રત્યેક સંસ્થાને લગતા અલગ-અલગ પ્રશ્નોની બારીકી સમજાવી, તે માહે પણ **ઇશ્વરનીજ અકળ કળાને પિછાણવા** માટે બહુજ મનન કરવા યોગ્ય ઉપદેશ અને સલાહ આપી છે. એ સર્વ બાબાના ઉમદા અને વ્હેવારૂ વિચારો, ઉત્તમ શિક્ષણ, અને વિશાળ, સર્વ-માન્ય દ્રષ્ટિ-બિંદુ (Universal Outlook) નો ખયાલ આપવા સાથ, એમના દૈવી જ્ઞાન અને અનુભવનું અચુક ભાન કરાવે છે. મી૦ પરદમે લખેલા બાબાના જીવન–ચરિત્રમાં એ સઘળા પ્રગટ થઇ ગયા છે. જગાની તંગાસને સબબે અહિં તેમનો સમાવેશ ન થવે તે હવે પછી રજુ કરીશું.

---

# પ્રકરણ ચોત્રીસમું

## બાબા માટે લોકમાં ગેરસમજ!
## તે કેમ બરપા થાય છે?

### (૧) મેહેરબાબા અને ગાંધીજી

મેહેરબાબાના પશ્ચિમના પ્રથમ પ્રવાસ વેળા, જે સ્ટિમર "રાજપુતાના" માં મેહેરબાબા હિંદથી ઉપડયા, તેજ બોટ મધ્યે ગાંધીજી પણ તે વેળાની "રાઉન્ડ-ટેબલ કોન્ફરંસ"માં હાજરી આપવા જતા હતા. ગાંધીજીના એક વખાણનાર તરફથી એમને તારથી ખબર કરવામાં આવી કે એમનીજ બોટપર પ્રવાસ કરતા સદગુરૂ મેહેરબાબાની જરૂર મુલાકાત કરવી. એ તાર મળ્યા બરોબર પોર્ટ-સૈઇદથી ઉપડ્યા બાદ, તેજ રાત્રે ગાંધીજી મેહેરબાબાની મુલાકાતે અચાનક એમની કેબીનમાં પધાર્યા. તે રાત્રે બન્ને વચ્ચે લગભગ ત્રણેક કલાક વાતચીત થઇ રહેવા બાદ, બીજી અને ત્રીજી રાત્રે પણ ગાંધીજી બાબાની મુલાકાતે પધાર્યા હતા, ને કલાકોભર બાબાની કેબીનમાં વાતચીત થઇ હતી. એ દરમ્યાન આધ્યાત્મિક વિષયો ઉપરાંત જીવન વ્હેવારની બીજી ઘણી અગત્યની બાબદો — રાજદ્વારી, સમાજીક, આર્થિક અને ધાર્મિક વિષયો ઉપર બંન્ને વચ્ચે બહુ જાણવાજોગ વાદ-વિવાદ થયા હતા. એ વેળાએ બાબાનુ બોર્ડ વાંચી ગાંધીજીને સમજાવવા દુભાસીઆ (interpreter) લેખે આ લખનાર પણ હાજર હતો. બન્ને વચ્ચે થયલી આ વાતોમાં રસની લુટાલુટ, કોઇ અજબ મોજ અને આનંદની રેલછેલ ખરેજ **અવર્ણિય** કહી શકાય! આ અનુપમ ખુશનસીબી અને મોજનો લાભ જનતાને આપવાની ગમે એવી ઇચ્છા છતાં ગુરૂ આજ્ઞા આધીન **મજબુરી** છે, એજ દલગીરી છે. આ વાતચીત દરમ્યાન બન્ને વચ્ચેનો સંબંધ પ્રેમ અને મીત્રાચારીભર્યો હતો.

પશ્ચિમમાં આધ્યાત્મિક કામગીરી અર્થે પધારતા મેહેરબાબા સરીખા એક મહાજ્ઞાની સદગુરૂ અને સાથેસાથે ગાંધીજી સરીખી એક જગમશહુર વ્યકતિ, જેઓ તે વેળા ચકડોળે ચઢેલી "રાઉન્ડ-ટેબલ કોનફરંસ"માં હાજરી આપવા જતા હતા, એ બન્નેની એકજ બોટ માહે થયલી મુલાકાત અને વાતચીતને જાહેરમાં સનસનાટી ફેલાવવા અર્થે, રાજદારી રંગ આપી, વેલાતના છાપાના પ્રતિનીધીઓએ બન્ને વચ્ચેના પરસપરના એખલાસ અને સંબંધને મરડી મોચડી, "ગુરૂ-શિષ્ય"ની કલ્પિત ઉપમા આપી દીધી હતી. એ ગંભીર ભૂલ અને ગેરસમજુતી ઉપર ધ્યાન ખેંચવા અને તે ભૂલ સુધારવા હમને "એસોશીયેટેડ પ્રેસ"ના લંડનના પ્રતિનીધીની ખાસ મુલાકાત લેવાની જરૂર પડી હતી. છતાંએ પશ્ચિમના પુષ્કળ છાપાઓમાં તે ખબર પ્રગટ થઇ જવે, અત્રેના હિંદી છાપાઓ મધે પણ તે પ્રગટ થવા પામી હતી, જે માટેનો જાહેર ખુલાસો હમો તરફથી એક ખાસ લેખમાં કરવામાં આવ્યો હતો, (જુવો પાને ૩૧૨-૧૩ અને ૩૩૬). મેહેરબાબા અને ગાંધીજી વચ્ચેના પ્રેમભર્યા એખલાસને "ગુરૂ-શિષ્ય"ની ઉપમા આપનારી ગેરસમજુતી દૂર થવી જોઇયે છે!

## (૨) બાબા અને ફીલ્મ

મેહેરબાબા માટે જાહેર આલમમાં અનેક પ્રકારની ગેરસમજુતી થવાના કારણોમાંનું એક, એમના ફીલ્મ અને સીનેમા જગત સાથના સંબંધનું પણ છે, કે એઓ સરીખા એક આત્મિક ગુરૂ અને સાધુ-પુરૂષ સીનેમા અને ફીલ્મ સરીખી માયાવિ વસ્તુ અને દુનિયવિ લોકોના મોજ-શોખના સાધનમાં શા સારૂ ઉત્સાહ ધરાવે? સાધુ પુરૂષને નાટક-સીનેમા સાથ સંબંધ કેવો? આવી વાતોમાં લોકો મૂળ મુદ્દાનીજ વાતો ચુકી જાય છે—અને બીજી અલફાતુ અફવાઓને જોઇએ તે કરતાં જયાદા અગત્યતા આપે છે, એથીજ ગેર-સમજ બરપા થાય છે.

મેહેરબાબા આધુનિક જમાનાના એક સદ્દગુરૂ હોઇ એ જમાનાને અરની રૂઢીથી લોકોને ઇશ્વર પંથે દોરવવામાં કશું ખોટું જોતા નથી. તે માટેના જે જે સાધનો વધુ સહેલ અને કાર્ય–સાધક હોય તેનો ઉપયોગ કરવા તેઓ કદી અચકાતા નથી. કારણ એઓ પ્રત્યેક વિષય તેના મુળ હેતુ અને પરિણામને હિસાબે તપાસે છે, તે માટે વપરાતાં સાધનને હિસાબે નહિ. આજે આલમને કોઇબી વિદ્યામાં કેળવવા અર્થેના સાધનોમાં વાચન અને લખાણ અર્થે પુસ્તકો મુખ્ય છે. વાયજી, ભાષણો, ઉપદેશ, એ પણ સાધનો લેખાય. ચિત્રો તેથી વધુ કાર્યસાધક લેખાય. પણ જેમ વિજ્ઞાને હાલ પુરવાર કર્યું છે, તેમ હાલતાં–ચાલતાં અને જીવતાં–જાગતાં ચિત્રો, (moving and life-like pictures), જે બીજે નામે સીનેમા–ફીલ્મ તરીકે ઓળખાય છે, તે સાધન કોઇબી કેળવણી અર્થે સર્વોત્તમ લેખાય છે. તવારીખ કે ભુગોળ–વિદ્યામાં સંબોધેલી વ્યક્તિઓ કે સ્થળોનું માત્ર વર્ણન વાંચવાથી કંઇ તેનો ઝાંખો ખ્યાલ ધ્યાનમાં આવશે. ફોટો યા ચીત્રથી વધુ ઉત્તમ રીતે તે સમજાશે. પણ જો તેજ ચીઝને રૂપેરી પડદાપર ફીલ્મ મારફતે હાલતાં ચાલતાં અને જીવંત બનાવી દેખાડવામાં આવે, તો તે સૌથી વધુ કાર્યસાધક અને ઉપયોગી થઇ પડશે. જ્ઞાનેશ્વર કે સીકંદર સરીખી તવારીખી મશહુર વ્યક્તિઓના વૃતાંતોના તો પુષ્કળ પુસ્તકો છપાયાં છે. તે વાંચવે જે ખ્યાલ આવે તે કરતાં વધુ ચિત્રો મારફતે તેમની તસ્વીર જોઇને આવી શકે. પણ સર્વથી વધુ અસરકારક તો તેમના જીવન રજુ કરતું સીનેમા પીકચર છે. એ વાત મેહેરબાબા બહુ સારી રીતે સમજે છે. અને તેથીજ લોકોને ઇશ્વરી તેમજ આત્મ–પંથે દોરવવાનું પોતાનું કાર્ય બજાવવાના સર્વથી સહેલ અને અસરકારક સાધન તરીકે ફીલ્મ હુન્નરનો ઉપયોગ કરવાનો ઇરાદો એઓએ વરસોથી રાખ્યો છે — ને તે ભવિષમાં અમલમાં મેલશેજ. તેથીજ એઓ આ હુંનરમાં પડેલા ભાવિકો તેમજ બીજા·ઉપયોગમાં આવે એવા જાણીતા

આસામીઓને પણ મળે છે; આમંત્રણ આવવે, પશ્ચિમમાં તેમજ હિંદમાં પ્રખ્યાત મોટા સીનેમા સ્ટુડીયોઝની મુલાકાત પણ હોય છે. વળી આ સીનેમા લાઇનના વરસોથી કામ કરનારાઓ માહે પણ એઓએ ઘણા સારા આત્માઓ નિહાળ્યા છે, જેઓ બીજા દુનિયવિ ધંધા વહેવારમાં પડેલાંઓ કરતાં બહુ ઉંચ સદગુણો ધરાવે છે. તો પછી તેઓ સાથ સંબંધ ધરાવવામાં વાંધો શા વાસ્તે ? સીનેમા કે નાટકી ધંધામાં પડયાં તેઓના સદગુણો તરફ શંકાની નજરથી શા વાસ્તે જોવું ? સોસાયટીનું યા દુનિયવી ધોરણ ગમે એવું ભુલ ભર્યું હોય ?

તેથીજ એમના પશ્ચિમના પ્રવાસ દરમ્યાન, આધ્યાત્મિક સંદેશની આરઝુથી આવેલા પેરેમાઉન્ટ ફીલ્મ કંપનીના અધિકારીઓની અરજ સ્વિકારી, એઓએ પોતાના સંદેશ બબેવાર આપ્યા છે,— હવે પછી પણ જરૂર પડશે ત્યારે આપશે.

એજ કારણે, પ્રથમ પ્રવાસ દરમ્યાન અમેરીકામાં જ્યારે એક આધ્યાત્મિક ફીલ્મની વાર્તા યા મૂળ વિષય (theme) માટે એમને અરજ કરવામાં આવી, ત્યારે એઓએ એક અમુલ્ય વસ્તુ લખાવી હતી. તે માહે સમાયલી અદભુત વિગતો જોઇ સર્વે છકકજ થઇ રહ્યા હતા! બાબાનુ મુખ્ય કર્તવ્ય જ આધ્યાત્મિક અને ઇશ્વરી માર્ગને લગતું છે, એટલે એઓએ લોકને ગમત સાથ આ માર્ગને લગતું જ્ઞાન આપવાની મૂળ બાબદ પણ એજ માર્ગને લગતી હાથ ધરી છે. પણ તે માટે એટલી જોરાવર અને અસરકારક વસ્તુ ચુંટી કાઢી છે કે જે દુનિયાના દરેક ઇસમને લાગુ પડે એવી હોવા ઉપરાંત તેમાં સર્વને ઉત્સાહ પણ આવે એવી તે દીલપસંદ છે.

ટુંકમાં, એઓએ આ મૂળ વિષય પણ તમામ વિશ્વની ઉત્પત્તિથી શરૂ કરી, પ્રગતિ માર્ગે આગળ વધતે વધતે જીવનના ધ્યેય એટલે છેવટના અંજામ યા મંઝીલ તરફ સર્વને દોરવે, એજ જ્ઞાન આપનારો પસંદ કર્યો, જે જ્ઞાન મોડે યા વ્હેલે દરેક ઇસમને આયંદે તો સંપાદન કરવાનુંજ છે; યાને ઉત્તપત્તિ, પ્રગતિ અને

લય (Creation, Evolution and Realisation) એ આત્માની સફરની શરૂઆતની અણુ અને પરમાણુ (electron) અવસ્થાથી થતી ઉત્તપત્તિથી તે તબક્કે તબક્કે આગળ વધવા બાદ, છેવટના ઇશ્વર–દર્શન (God-realization) પર્યંતની તમામ પ્રગતિની સમજ બની શકે એટલી સહેલ અને સરળ રીતે સમજાવી છે. અને વળી આવી મુશ્કેલ મૂળ બાબદમાં વધુ ચેતન અને ઉત્સાહ બરપા કરવા અર્થે, આત્મા આગળ વધતે વધતે મનુષ્ય–દેહ ધારણ કરે છે — તે પછીના પાંચ જુદા જુદા જન્મો અને જીંદગીની પાંચ નિર-નિરાળી કહાણીઓ રજુ કરી, મૂળ વિષયને રસમય અને જોરદાર બનાવ્યો છે.

એમની તરફથી આપવામાં આવેલા આ મૂળ મુદ્દાઓ (points) ઉપરથી, સીનેમાને લગતી વાર્તાઓ અને વિષયોના જાણીતા અનુભવી લેખકોએ કાંઇ અડધો ડજન વાર્તાઓ ઉપજાવી, તે માહે બાબાએ આપેલી મુખ્ય બાબદો અને મુદ્દાઓ (points) સમાવવાની કોશેષો બહુએ કરી. તે માટે લગભગ પોણો લાખની રકમ પણ ખરચાઇ છે. પણ આવી એક અનુપમ અને જગતમાં ઉથલપાથલ (revolutionize) કરનારી બાબદ, તે માહેલા અસલ જોશ (spirit) સાથે અને તેટલીજ અસરકારક રીતે એક વાર્તામાં ગોઠવી રજુ કરવા ત્યાંના અનુભવીઓ અને બાહોશ ભેજાંઓ પણ અશક્ત છે. અને તેઓએ છેવટે બાબાને જણાવી દીધું કે **બાબા સાહેબ તરફથી અંતર–પ્રેરણા મળ્યા વગર, યા એમની પોતાની તે જગા પર અંગત હાજરી વગર, આવું એક અનુપમ (unique) પીકચર તૈયાર કરવું અશકયજ છે!** એટલે હાલ એ વાત બાબા પોતે ધ્યાન પુગાડે નહીં, ત્યાં સુધી ઢીલમાં છે. વખત વેળાએ તે તૈયાર થશેજ! તે માહેજ તદન વ્હેવારૂ રીતે બાબા પોતાનો સંદેશ અને શિક્ષણ જગતને આપશેજ. તેટલાં ધીરજ ધરવી.

બાબા અને ફીલ્મની જગત સાથના એમના સંબંધને લગતી આ સત્ય હકિકત છે. બાકી સઘળા બંબગોળા!

આ ફીલ્મને લગતી બીજી ઘણી જાણવાજોગ હકિકતો હવે પછી રજુ કરીશું.

## (૩) બીજાં સામાન્ય કારણો — નીંદા

કોઇની પણ નીંદા–નાલેશી કરવી એ આ કળીયુગનું એક કમ-નસીબ લક્ષણ અને ચિન્હ છે. તેમાં સાધુ-સંતોની નીંદા કરવામાં તો આજનો કહેવાતો કેળવાયલો વર્ગ એક પ્રકારની ઉકમાઇ લેય છે. ખુદ ખુદાની સામે અને ખુદાઇ બશારતથી સ્થપાયલા ધર્મો સામે આ નાસ્તિક વર્ગ એક પ્રકારનો જોશભેર પ્રચાર (Anti-God Crusade) કરી રહ્યો છે. તે માટે Anti-God સોસાયટીઓ સ્થપાઇ છે. માત્ર પશ્ચિમમાંજ નહિ, પણ પૂર્વના આત્મિક વાતાવરણથી છવાયલા મુલ્કોમાં, ખુદ હિંદમાં, પણ આ ખુદા સામેની જેહાદ ફેલાઇ છે. તો પછી મેહેરબાબા જેવી એક વિશ્વ-વિખ્યાત ખુદાઇ વ્યક્તિ, જેમની જગતભરની કિર્તિ કોઇ દ્વેષિ આંખ્યો યા કાનો સહન ન કરી શકે, તેવાઓ પોતાની કુ–બુદ્ધિથી જો કોઇ વિરોધ પ્રચાર કરે, એમાં અચરતી જરાએ નથી. એ તો હમો આગળ લખી ગયા તેમ બાબાની કામગીરી માટેનું ઔર એક સાધન છે.

ઘણીવાર આપણે નઝરે જોયલી યા કાને સાંભળેલી વાતો ખોટી ઠરે છે, તો એક યા બીજા કારણે, મેહેરબાબા સામે જે આવા થોડાકો ઇરાદા–પૂર્વક ખોટો પ્રચાર ચલાવે, તે ઉપરથી ખોટી રીતે દોરવાઇ, એમના માટે ગેરસમજ બરપા કરવા અગાઉ એમને બેલાશક જાતે જઇ મળવું, યા જેઓ એમના વિષે સત્તાધારી સાધનોથી યા અંગત અનુભવથી ખબર આપી શકે, તેમના તરફથી સત્ય હકિકત મેળવી પછીજ પ્રમાણીક મત બાંધવું. તેમાં નુકસાની કશીજ નથી. ઔર આવા એક પવિત્ર પુન્યાત્મન સદગુરૂ માટે અજ્ઞાનપણે કાંઇ બુરો વિચાર ધરાવવાની બદનામી અને ગુનાહમાંથી બચેલાં રહેશો — એજ હમો તરફથી જનતાને નમ્ર સુચના.

---

# પ્રકરણ પાંત્રીસમું

## બાબાની દરબારનાં એ અનમુળ "રત્નો"!

### સ્ત્રી જાતિ વિષે બાબાના ઉમદા વિચારો!

બાબાનાં શિષ્યોની સ્ત્રી-મંડળી માહેલાં થોડાંક ખાસ ચુંટી કાઢેલાંઓને એઓએ પોતાના અંગત સહવાસ અને તરબિયત હેઠળ રાખી, વરસોની બારીક દેખરેખ બાદ, **"ઓરત જાતિનાં અનમૂળ રત્નોજ"** બનાવ્યાં છે. વરસોથી પુરૂષ માત્રના કોઇપણ પ્રકારના સંબંધથી તદન અલગ, બલ્કે કોઇપણ પુરૂષની નઝર અને અવાજથી દૂર અને અલગ રહી, અતિષે કડક નિયમોનું પાલણ કરી, સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળી, શુદ્ધ ચારિત્રથી ઘડાયલી આ બાળાઓ ઓરત જાતિના આદર્શો (Ideals of Womanhood) મીસાલ, અમુલ્ય "સ્ત્રી રત્નો" જ લેખી શકાય. એ માહેલી મુખ્ય બેની ઓળખ અહીં આપણે કરીશું.

### (૧) આ જમાનાની "મીરાં અને રાધા!"

બાબાના સ્ત્રી-શિષ્યોની મંડળીનું પહેલું "રત્ન" તે **"મેહેરાં"** નામની એક અતિ પ્રેમી ઇરાની બાળા છે. એક સરકારી ઓધેદારની તે કેળવાયલી બેટી છે. તેણીએ કેમબ્રીજના છેવટના કલાસ સુધી અભ્યાસ કર્યો છે. સ્પૉરટીંગ બાપની એ શોખીન બેટી ઘોડે-સ્વારીમાં પણ પ્રવિણ હતી. બાપના અચાનક ગુજર પામવા બાદ, જીવનના સાર્થક અર્થે પોતાનો તમામ વારસો-હિસ્સો ગુરૂ-ચરણે મેલી દઇને, પોતાના બુઝોર્ગ માતા અને વડી બહેન સાથે ત્રણુંડે બાબાના આશ્રા અને આશિષ હેઠળ આવી વસ્યાં.

એના બુઝોર્ગ માતાજી **દોલતમાયે** પણ પોતાનું સર્વસ્વ બાબાને સોંપી દઇ, આજ આશરે વીસ વરસોથી બાબાની પનાહ અને રાહબરી હેઠળ શાંત, એકાંત આત્મિક જીવન ગુજારી રહ્યાં છે. આજ લગભગ પંદર વરસથી એઓ પણ મૌન ધરી રહ્યાં છે. બાબાની સ્ત્રી-મંડળીમાં આટલા લાંબા વખત સુધી મૌન ધરી રાખનાર એવણ પહેલાંજ બાઇ છે. સંસાર અને ઘરબારની સુખવાસી સ્થિતી છતાં, એમને ઘણા વખતથી એક પ્રકારની ત્યાગ-વૃત્તિ બરપા થઇ છે. મહેરાંની વડી બહેનને બાબાએ પોતે રહી એક સારા ખાનદાનમાં શાઝવારી કરાવી સંસારમાં ગોઠવી દીધી છે.

સૌથી નાની મેહેરાં આજ લગભગ વીસ વરસથી બાબાના સહવાસમાં એમની અંગત દેખરેખ હેઠળ આશ્રમમાં સર્વથી કડક નિયમોની તરબિયત લઇ તૈયાર થયલું એક પહેલ-વહેલું **"સ્ત્રી-રત્નજ"** છે.

બાબાનુંજ **"મેહેર"** નામ ધરાવનાર આ નસીબવંત બાળા નાની વયથીજ આધ્યાત્મિક વલણ ધરાવતી હતી. ઇશ્વરી માર્ગના આ ઉત્તમ ગુણ-લક્ષણો, બાબાની અંગત રાહબરી અને તરબિયતથી ખીલી નીકળી, આજે તેઓએ **મેહેરાંને એક પ્રેમી "મીરાં" જ બનાવી** છે. બાબા માટેનો એનો પ્રેમ અણહદ છે, જે કોઇ શારીરિક ખેંચાણ નહિ, પણ બાબા સરખી દૈવી વ્યક્તિ આપણ મનુષ્યમાં જગાવે છે, તે શુદ્ધ **દૈવી પ્રેમ** છે. તે પૂર બહારમાં પ્રકટ થાય ત્યારે તે મૂર્તિ પોતે પ્રેમ-મય થઇ જાય છે, અને પોતાની પ્રેમીદા — ઇશ્વર સિવાય બીજા કશાનો ખ્યાલ કરી શકતી નથી. તેનો ઇશ્વર તે માનવ અવતારમાં જગ-ઉદ્ધારની કામગીરી કરી રહેલો "સદગુરૂ" છે, જેણે તે ભાવિક ભકતમાં દૈવી-પ્રેમ પ્રકટાવ્યો છે. તે સદગુરૂના જીવંત સ્વરૂપ માહે પણ ઇશ્વરના સાચા પ્રેમીઓ દૈવિક પ્રભાવજ નિહાળી રહે છે. **મેહેરાં** પણ તેજ મીસાલ અંતરથી

જેમ બાબાનો દૈવિ પ્રભાવ નિહાળી રહી છે, તેમ બાબાના બાહ્ય યાને જીવંત સ્વરૂપને જોઇ, તે પર પણ દિવાની છે. એટલે બાબાના કહેવા મુજબ તે એક પ્રકારે **"મીરાં"** નો અને બીજા પ્રકારે **"રાધા"** નો પ્રેમ, એવા બંને વ્યક્તિઓના નિર–નિરાળા પ્રકારના પ્રેમનું ભાન કરાવતી એક પ્રેમ–મય મૂર્તિજ છે. તે જાણે આ દુનિયાને લગતી છેજ નહી, પણ કોઇ આકાશી યા દૈવી વ્યક્તિ હોય એવી અદ્દભુત અને વિલક્ષણ ગુણ–લક્ષણોથી ભરી એક દૈવિ પ્રતિમા છે. જેમ એક આરટીસ્ટ ભારે મહેનતથી તૈયાર કરેલું પોતાનું ચિત્ર નિહાળી હરખાય છે, તેમ બાબા પણ આ પ્રેમથી તરબોળ થયેલી એ "મીરાં" અને "રાધા" બંનેનું એકીવેળા ભાન કરાવતી પ્રેમ–મય મૂર્તિ નિહાળી નિહાયત આનંદ પામે છે.

બાબાના પોતાના કહેવા મુજબ મેહેરાંના અમુક ખાસ વિલક્ષણ ગુણ–લક્ષણોને કારણે તેના પ્રત્યે એમનો પણ **ખાસ પ્રેમ** છે. આશ્રમના સ્ત્રી–શિષ્યો માહેથી આ એકનેજ ખાસ પસંદ કરી, તેને પોતાની અંગત રાહબરી અને તરબિયતથી કેળવી એક ખરેજ અનમુળ **"આત્મિક ગવ્હેર"** જ ઘડી તૈયાર કર્યું છે!

**મેહેરાં** માટે પ્રિયતમ **મેહેરબાબા** સિવાય દુનિયામાં બીજું કશુંજ હસ્તિ ધરાવતું નથી. બાબાના પ્રેમને પુરેપુરી લાયક, એમને ખાતર પોતાનું સર્વસ્વ — બલ્કે જીવ પણ — અર્પી દઇ, એમનાજ પ્રેમમાં તરબોળ થયલી આ જમાનાની **"મીરાં"** નો તે બીજો અવતાર છે, તેમ તે ઇતિહાસમાં મશહુર થયેલી **"રાધા"** નું પણ આ જમાનાનું જીવંત સ્વરૂપ છે!

## (૨) મની કે "મણી"?

બાબાના ત્રણ જીવંત ભાઇઓ માહે એકજ–સૌથી નાની–બ્હેન નામે **મની** છે. નાનપણથીજ એનો બાબાપર હદબહાર જીવ હતો, અને બાબાને ઇશ્વર અનુભવ થવા બાદ, હંમેશ માટે એમના

સહવાસમાં અને એમના આશ્રમમાં રહેવાની ઇચ્છા ધરાવતી હતી. બાબાનો પણ આ નાની બ્હેન પર પહેલાંથી બહુજ જીવ હતો, અને એની ઇચ્છાનુસાર જલ્દીથી એને મેહેરાબાદ મધેના આશ્રમમાં તેડી લઇ, પોતાની સાથના સ્ત્રી–મંડળમાં રાખી, દરેક રીતે શીખવી–કેળવીને જાણે એક "**મણી**" જ તૈયાર કર્યું છે!

મની અતિષે ચાલાક, ચપળ અને બાહોશ છે. આટલી નાની વયે અને સ્કુલની માત્ર ઇંગ્રેજી ૪-સ્ટેન્ડર્ડ સુધીનીજ કેળવણી લેવા છતાં, એનું વ્હેવારૂ જ્ઞાન General Knowledge અસાધારણજ લેખી શકાય. એની હુસ્યારી જોઇ પૂર્વ–પશ્ચિમના ભાવિકો સર્વ એકસરીખાં તાઝુબ છે. ઇંગ્રેજી ભાષા ઉપર અચ્છો કાબુ ધરાવવા ઉપરાંત **મની** લેખક તેમજ કવિતાઇ શક્તિ પણ ધરાવે છે. બાબાના અંગત અને ખાનગી કાગળ પત્રો, તેમજ એમના શિક્ષણને લગતા લેખો વિગેરેને લગતું ટાઇપ-રાઇટીંગનું કામ કોઇ અફલાતુન ટાઇપીસ્ટને એક કોરે મેલે એવી ઝડપ, સફાઇ અને ચપળાઇથી કરી બજાવે છે. વળી શોર્ટ–હેન્ડ પણ સારી ઝડપથી લખી શકે છે. એટલે બાબાના અંગત સેક્રેટરી સરીખા એકનું કામ બાહોશી અને ઉલટ સાથ બજાવે છે.

સ્વભાવે ભાઇ જેવીજ રમુજી અને ખુશ–મીઝાજી છે. નાટ્ય–કળાને લગતા હુન્નર (એકટીંગ)માં પ્રવિણ છે, અને બાઝે વખત સ્ત્રી-મંડળીમાં ખાનગી ગેધરીંગને રીજવવા નાના સ્કીટો પોતેજ રચી, લખી, તૈયાર કરી, સઘળા પાત્રો ભજવનારાઓના પોશાકની પસંદગી તેમજ ડીરેક્શન પણ પોતેજ કરી, વળી પોતે આગેવાન પાત્રો પણ કમાલ એકટીંગથી ભજવી, સર્વને રીજવી પ્રસંશા પામે છે.

× × × ×

સ્ત્રી–મંડળમાં બાબાનું બૉર્ડ ઝડપથી વાંચી સામાને સમજાવવામાં, યા તે પર દર્શાવેલી એમની આજ્ઞાનુસાર ઝડપથી

કામ બજાવવામાં એ અ-જોડજ લેખી શકાય! બાબાની જગભરની કામગીરી અર્થે એમની તરફથી પળેપળ વિજળી યા હવા વેગે આવતી આજ્ઞાઓ એમના બૉર્ડ મારફત તુરતાતુરત વાંચી, સમજીને અમલમાં મેલતાં ભલા મરદ બચ્ચા હાંફી જાય, ત્યાં આ જવાન બાળા જે ચપળતા અને બાહોશીથી એમનું તરેહ-તરેહનું કામ બજાવે છે, તે કોઇના પણ ધ્યાનમાજ નહિ આવી શકે— બલ્કે અ-માન્યજ લેખી શકાય! કારણ, એમની હાજરીમાં ખડા રહી, વીજળી વેગે બહાર પડતી આજ્ઞાઓ અને સુચનાઓ ચપાચપ નોંધી લઇ, વળી તે તુરતાતુરત અમલમાં મેલવી એ કેટલું મુશ્કીલ છે, તે વરસોથી અંગત અનુભવે જોઇ-જાણીનેજ હમે આ તાજુબીભરી હકિકત જાહેરમાં મેલી છે.

આવા સઘળા ઉમદા ગુણ-લક્ષણો, આટલી ભારે ચપળતા અને સર્વને છકક કરનારી બાહોશી ધરાવવા છતાં કોઇપણ રીતની મોટાઇ યા મગરૂરીની સહેજ નિશાન પણ ન રાખતાં, એની ખાકસારી અને સર્વ સાથની મીલનસારી અ-સાધારણજ લેખી શકાય. આવું અનુમૂળ "જવાહિર" દુનિયામાં તો જવલેજ નઝર આવે!

એ સઘળામાં સૌથી વધુ અને પ્રત્યક્ષ નઝર આવતો ગુણ તે એનો બાબા માટેનો અણહદ પ્રેમ છે, જેના પરીણામે તે આસપાસના સર્વ સાથ અતિ પ્રેમાળ અને મીલનસાર રહી સર્વની એકસરીખી માનીતી છે.

ટુંકમાં — માત્ર ૨૩ વરસની એની નાની ઉમરનાં પ્રમાણમાં અસાધારણ ચાલાકી અને ચપળતા ધરાવવા ઉપરાંત, ઉપર વર્ણવેલા ગુણ-લક્ષણોથી બાબાના આશ્રમના સ્ત્રી-પુરૂષ સર્વ શિષ્ય મંડળ માહે એકમતે સ્વિકારાયલું એક "ગ૦હેર" જ છે. બાબાની એક પુરી બ્હેન તરીકે પોતાના કુટુંબી સગાઇના સ્થાનને સઘળી રીતની લાયકાતથી શોભાવનાર મની તે એક "મણી" યાને "રત્ન" જ છે!

× × × ×

# જીવનમાં સ્ત્રીનો દરજ્જો પુરૂષ જેટલોજ શ્રેષ્ટ છે!

---

## મેહેરબાબાના ઉમદા વિચારો

૧૯૩૨ માં બાબાના પશ્ચિમના બીજા પ્રવાસ વેળા છાપાના એક પ્રતિનીધી સાથ ટુંક વાતચીત દરમ્યાન ઉપલો વિષય ચર્ચાયો હતો. એ બાબેના બાબાના વીચારો એ પ્રતિનીધીના પોતાનાજ શબ્દોમાં લંડનના "ડેલી સ્કેચ" પત્રમાં પ્રગટ થયલા અત્રે રજુ કરૂં છું.

## જો ઔરત સાચી નિવડે તો—?

તે લખે છે કે મેં પ્રથમ આયજ સવાલથી શરૂઆત કરી કે—"લોકો કહે છે કે ઇશ્વરી કૃપાની પ્રાપ્તિમાં મરદ માટે ઔરત એક પ્રકારના બોજ યા નડતલ (drag) સમાન છે..."

તે પયગમબરે મારા આ લાંબા પ્રશ્નને વચ્ચેજ કાપી નાખી ઉત્તર દીધો—"અરે નહિ! આમ નથી. ઔર મરદ માટે ઇશ્વર-કૃપાનો વધારો કરવામાં ઔરત આગેવાન ભાગ ભજવે છે. ઔરત મરદની સરોબરનો યાને સમાન દરજ્જો ધરાવે છે. મરદ–ઔરત એકજ છે. જ્યાં સુધી તેણી પોતા માટે સાચી નિવડે છે ત્યાં સુધી સૌ સારૂંજ થશે. પણ એકવાર તેણી આસપાસના સંજોગોને આધીન થઇ હેઠળ ગબડે છે, ત્યારે તમે સમજી શકશો, કે શાદીનું મહત્વ જતું રહે છે. ત્યારેજ તમને છુટા છેડા (divorce) લેવા પડે છે!"

"ત્યારે સંત લોકોએ બ્રહ્મચર્ય (celibacy) માટે જે બાધા લીધી તેનો શું ખુલાસો?"

"તે (બ્રહ્મચર્ય) કાંઇ ખાસ અગત્યતા ધરાવતું નથી. કોઇ માણસો પરણે છે, તો બીજાઓએ એકલા એટલે કુંવારા રહેવું બહેતર છે. પણ એક માણસ પરણેલું છે, તે કારણે તે આત્મ–માર્ગમાં પછાત પડે છે યા તેમાં ઓછો લાભ મેળવવા પામે છે, એમ નથી.

**ઔર — એક ઔરત પોતાના સાચા પ્રેમથી તેણીના સાથી (મરદ) ને સત્ય યાને ઇશ્વરને ઓળખવાની પ્રેરણા આપી શકે છે. પરંતુ તેણીએ પ્રેમ ખીલવવો જોઇયે, નહિ કે હવસ. તમામ સુખ-સંપતિનુ મૂળ એજ છે..."**

× × × ×

જેમની દૈવી દ્રષ્ટિએ સર્વ સમાન છે, જે સ્ત્રી–પુરૂષના જાતિ–ભેદથી પર છે, એવી મેહેરબાબા સરીખી સદગુરૂ વ્યક્તિની નજરે ઇશ્વરમાં તનમય થવાનો જેટલો હક એક પુરૂષને તેટલોજ સ્ત્રીને પણ રહે છે. ઔર સ્ત્રી જાતિમાં શ્રદ્ધા, પ્રેમ–ભાવ, સહન–શક્તિ અને સ્વભોગનાં ઉંચ ગુણ–લક્ષણો પુરૂષ કરતાં જયાદા હોય છે. દુનિયવિ અને સંસાર–વ્હેવારમાં પુરૂષે પોતાના શારીરિક બળના પ્રતાપે સત્તા વાપરી, સ્ત્રી જાતિને દાબમાં રાખી ઘણી વાતે ગેરઇનસાફ કર્યા છે. પરંતુ "માઠું થાય તે સારાંને કાજ" તેમ આ જુલમી ગેર-ઇન્સાફથી સ્ત્રી–જાતિના ઉંચ ગુણ–લક્ષણો વધુ પ્રમાણમાં પ્રગટ થઇ, તેમને સંતો અને સદગુરૂની આત્મિક અને દૈવિક નજરમાં વધુ દીપાવી છે, આ માર્ગ માટે ઔર વધુ લાયક બનાવી છે.

આ સઘળું બરાબર સમજીનેજ મેહેરબાબાએ પોતાની દરબારમાં સ્ત્રી–શિષ્યોને અલગ રાખી, કેળવીને તેમનો દરજ્જો પુરૂષ કરતાં કોઇ પણ રીતે કમ રાખ્યો નથી. ઔર તેઓમાં ગુપ્ત રહેલા ઉંડા અને ઉમદા ગુણ–લક્ષણોને વધુ ખીલવી, સ્ત્રી–શિષ્યો માહે પણ એવાં આત્મિક ગવ્હેરો તૈયાર કર્યાં છે, જેઓની હાજરીમાં ઉભા રહેવું પણ કોઇને માટે માનભર્યું લેખાય. પ્રીન્સેસ નોરીના, કાઉન્ટેસ ટૉલ્સટૉય, બીજાં ઇંગ્રેજ અને અમેરીકન ખાનદાની બાનુઓ ઉપરાંત પૂર્વના હિંદી અને ઇરાની બાનુઓ, જેઓ માહેલાં એ ઉમદા "રત્નો" નું વર્ણન આજ પ્રકરણમાં વાંચી ગયા, એ સર્વને પોતાની દરબારમાં રાખી ઉંચ આત્મિક તરબિયત આપી, કેળવીને તૈયાર કરવામાં મેહેરબાબાને એક ઉદેશ આ પણ છે કે પરમેશ્વર–પ્રાપ્તિની લાયકાતમાં પુરૂષ કરતાં સ્ત્રી કોઇ રવેશે કમ નથી!

# પ્રકરણ છત્રીસમું

## ઇશ્વરી નાદ અને તેની યાદમાં દુનિયવી જીવન બરબાદ કરી બેઠેલા ખુદાઇ દિવાનાઓ!

### તેમને રાહે પાડવા મેહેરબાબાએ ખોલેલું ખાસ "મસ્ત-આશ્રમ"

હવે આપણે એક એવાં પ્રકરણમાં પ્રવેશ કરીશું, જેવું જવલેજ કદી સાંભળ્યામાં પણ આવ્યું હોય, જોવાની તો વાત અલગજ રહી! મેહેરબાબએ આ ખાકી ભૂવનપર, પ્રેમ આવેશની જે વિલક્ષણ ઘટનાઓ ઘડી છે, તે સર્વથી કંઇ અલગજ પ્રકાર ૧૯૩૬ થી પ્રકટાવવો શરૂ કર્યો, જે **મસ્ત** લોકો સાથની એમની કોઇ ચમત્કારી કામગીરીનો અનોખો પ્રકાર દર્શાવે છે. આ "મસ્ત" લોક તે કોણ? બાબાના કહેવા મુજબ આ તે ભાન–ભુલા આત્માઓ છે, જેઓ આત્મ–માર્ગ યા ખુદા–શનાસીની તેમની તલબ યા ધગસના કારણે, ધ્યાન–ચિંતન યા યોગ–આસનના કોઇ સાધનો મારફતે, કોઇ જ્ઞાની ગુરૂની મદદ યા રાહબરી વગર આગળ વધવાની કમઅંદીશ કોશેશ કરતાં, માર્ગમાં અધવચ્ચે અટી ઉભા છે. બાબા સમજાવે છે કે જો કે આ સત્ય માર્ગ અને ઇશ્વરની ઓળખ માટેની તલબ અને ધગસ આવકારદાયક છે, છતાં એ માર્ગે આગળ વધી પૂર્ણ અનુભવ મેળવી ચુકેલા કોઇ પૂરા ગુરૂની મદદ વિના એમાં સ્વતંત્રપણે ઝીપલાવવું જોખમભર્યું છે. કારણ– આ માર્ગના શરૂઆતના તેમજ મધ્યના તબક્કાઓમાં અનેક પ્રકારની ભયભરી તેમજ ચિત–ચકભમ કરનારી લાલચો અને હરકતો આડી ઉભી રહે છે, જે માહેથી ગુરૂ–જ્ઞાનીની રાહબરી યા મદદ વિના રસ્તો કાઢી શકાતો નથી, અને સાધક કેઠે પણ ભેરવાઇ જઇ અધવચ્ચે

અડી જવાનો ભય રહે છે. દાખલા તરીકે, ઇશ્વરી નાદમાં લાગેલો કોઇ પ્રેમી ખરા પ્રેમ અને ભક્તિ–ભાવથી ભક્તિ યા ધ્યાન–ચિંતન કરતે કરતે એકાએક નીચલા આત્મિક ભુવન (પહેલાં–બીજાં) ના કોઇ વિચીત્ર અનુભવો મેળવે છે; કોઇ અદ્ભુત રોશનીનાં કિરણો યા ચમકારાઓ જોઇ ચકિત થઇ રહે છે, તો કોઇ દૈવી નાદ સાંભળી તેમાંજ નિમગ્ન થઇ બેસે છે. માર્ગના એ શરૂઆતના તબકકાઓના આ અનુભવને તેઓ ભુલથી ઇશ્વરની સર્વોપરી અવસ્થાનો ઉંચ અનુભવ માની લઇ ભુલાવો ખાય છે. પરિણામે, એજ હાલતમાં તેઓ વરસો તક સબડયા કરે છે, અને જ્યાં સુધી કોઇ માર્ગમાં આગળ વધેલો ગુરૂ તેમનીપર કૃપા–દ્રષ્ટિ કરી તેમને આગળ ધકેલી આપે નહિ ત્યાં સુધી, જે હાલતે તેઓ સબડી રહ્યા છે, તેની તેમને ગમ (આદત) પડી જવાથી, તેઓ તેમાંજ ચકચુર થઇ રહે છે. તેમને પોતાના શરીર યા આસપાસની દુનિયાનું ભાન રહેતું નથી. તેઓ ચીઠડે-હાલ યા ઘણી વખતે નગ્ન હાલતે ફરતા ફરે છે, યા એક જગે પડી રહે છે. ખવાડે તો ખાય, નહિ તો ખેર સલાહ ! શરીરનું ભાન નહી, ત્યાં સફાઇ તે કયાંથી ? કોઇ ચીકલ–કાદવમાં પડી રહે, તો કોઇ ગંદા ચીઠડાંજ એકઠાં કરી, તેનેજ ખજાનો સમજી જીવની કાની સાચવે — કોઇને હાથ લગાડવા દે નહી — ને કોઇનું કાંઇ સમજે પણ નહી. તેઓ પોતાને મનથી તો "રાજા"જ ! તેમની હાલત કોઇ દારૂ પીને તર થયલા, યા ભાંગ, ગાંજા, ચરસ, અફીણ યા એવા કોઇબી કેફી પીણાના નશામાં પડી દુનિયાથી બેફામ રહેલા નશા–બાઝોના સરીખી હોય છે. બાહ્ય ફરક એટલોજ કે દારૂડીયા યા નશાબાઝો શરાબ યા બીજાં કોઇ એવો નશો ઉત્પન્ન કરનારાં પીણાં પી નશામાં રહે છે, ત્યારે આ મસ્તો ઇશ્કે–ઇલાહીની નશામાં નિમગ્ન હોય છે. એટલે અંતરની અવસ્થામાં બન્ને વચ્ચે જમીન–આસમાનનો તફાવત હોય છે — એક માયામાં ચકચુર, બીજો ખુદાના ખ્યાલમાં લીન !

આવા પુષ્કળ અર્ધે રસ્તે અડી ગયેલા આત્માઓ જગ જગે અહિં-તહિં ફરતા ફરે છે. તેઓ માહેલા કોઇને વળી ફરજ પણ નિર્માણ હોય છે, જે તેઓ આવી બેફામીની હાલતમાં પણ બજાવ્યા જાય છે. એ માહેલા ઘણાને જુદી જુદી જગ્યાઓએથી ઉપાડી લાવી, ભેગા કરી, તેમને ખાતર ખાસ સ્થાપેલા મસ્ત-આશ્રમમાં બાબા રાખતા હતા. તેઓને બાબા પોતાને હાથે સ્નાન કરાવી, ભોજન જમાડતા, તેઓ સાથ હસી-બોલી ગમત કરતા, અને આમ પોતાના અંગત સમાગમ અને સ્પર્શથી તેમની દુનિયવી તેમજ આત્મિક બન્ને હાલતમાં ફરક અને ફાયદો કરતા. દુનિયવી રીતે તેઓને પોતાના ઉંચ ભુવનોના ભાનમાંથી નીચલાં ભુવનના ભાનમાં લાવતા, તેમજ ઉંચ ભુવન ઉપર જે જગાએ તેઓ અડી ગયા હોય ત્યાંથી આગળ ધકેલી આપતા. આમ ખાસ ઇલાજ (ટ્રીટમેન્ટ) અર્થે અમુક મુદત સુધી તેમને સાથે રાખતા અને જ્યારે સલામત તબક્કે આવે, ત્યારે પાછા તેમની અસલ જગે મોકલી આપતા — તેમના ભોજન-પાણી માટે ઘટનો બંદોબસ્ત કરાવતા. આમ કેટલાકને થોડા દિવસ, તો કેટલાકને થોડા મહિના સુધી, જેમ એઓનાં ધ્યાનમાં આવે એમ, પોતાના સહવાસ અર્થે નજદીક આશ્રમમાંજ રાખતા.

આ પરમાત્મા-પ્રેમી પાગળો માટેના એ ખાસ આશ્રમને **"મસ્ત આશ્રમ"** નામથી ઓળખવામાં આવતું. પ્રથમ બાબાએ તે ૧૯૩૬ માં અહમદનગર જીલ્લામાં અહમદનગર શહેરથી થોડા માઇલ દૂર, રાહુરી નદીને કીનારે આવેલા **રાહુરી** ગામમાં એ આશ્રમ — એક એકાંત જગે ચાલુ કર્યું. ત્યાં પ્રથમ થોડી સંખ્યાથી શરૂઆત થઇ, તે સંખ્યા રફ્તે રફ્તે વધતી પચાસ ઉપર ગઇ હતી.

રાહુરીમાં થોડા મહિના એ આશ્રમ ચાલુ રાખવા બાદ, ત્યાંથી ખસેડી મેહેરાબાદના સંસ્થાનમાંજ એક અલગ જગાએ એ

અલાહેદું આશ્રમ ચાલુ રાખ્યું. અહિં તેમાં ઘણા જણાને રાખવામાં આવ્યા હતા.

ત્યાંથી જ્યારે બાબાએ થોડો વખત બેંગ્લોરમાં પોતાનું સ્થાનક રાખ્યું, ત્યારે એ આશ્રમ પણ ત્યાં લઇ ગયા, અને ત્યાંથી પાછા મેહેરાબાદ આવી રહ્યા, ત્યારે સર્વને પાછા મેહેરાબાદ લાવવામાં આવ્યા.

૧૯૪૦ માં જ્યારે બાબા સીલોનના પ્રવાસે સાધાર્યા, ત્યારે એ આશ્રમ બંધ કર્યું હતું. પણ તે માહેલા બે — મહમદ અને ચટ્ટીબાવાને ખાસ પોતાની સાથમાં સીલોન લઇ ગયા હતા. ત્યાર બાદ દક્ષિણ હિંદમાં કલીકટ આવ્યા ત્યારે, તેમજ રજપુતાનામાં જયપુર જઇ રહ્યા ત્યારે પણ તેમને સાથમાંજ રાખ્યા હતા. જયપુરથી કવેટા, કવેટાથી દેહેરાદુન, ત્યાંથી અજમેર વિગેરે જગાઓએ પ્રવાસ કરતા હતા, ત્યારે પણ એ બંને સાથમાંજ હતા. અજમેરથી મેહેરાબાદ આવ્યા બાદ બાબા પંચગની જઇ રહ્યા, ત્યારે તેમને પોતાને મુલક રવાના કર્યા હતા. તે માહેલા એક ચટ્ટીબાવાને કોઇ કોઇ વાર, થોડે થોડે વખતે, બાબા પોતે જઇ મળી આવે છે, અને બીજા–મહમદ–ને અવારનવાર બોલાવી થોડો વખત સાથમાં રાખે છે. હાલ મહમદ એમની સાથમાંજ છે.

આ સઘળાઓ અલગ-અલગ અને વિચીત્ર ટાઇપના હતા, અને પ્રત્યેકના લક્ષણ પણ નીરાળાં હતાં. તે સઘળાની જાણવાજોગ તવારીખનો પણ એક પોથો લખી શકાય. તેટલાં હાલ ટુંકમાં એ સર્વ માહેથી થોડા ખાસ અગત્યના અને ચુંટી કાઢેલા એકાદ–બેની હકીકત રજુ કરી છે, જે ઉપરથી વાંચનારને આ "મસ્ત" નો વળી શું નવીન પ્રકાર છે તે સમજાય.

## ખરી દયા, દીલસોજી અને મદદને લાયક!

ઉપર સમજાવ્યું તેમ, આ મસ્તોની દુનિયા તેમજ પોતાના શરીર પ્રત્યેની બેપરવાઇને સબબે, તેઓ મોટે ભાગે ચીંઠડે–હાલ યા નગ્ન

હાલતમાં, કોઇ ગંદીલાં વાતાવરણમાં ફરતા ફરે છે, જેથી દુનિયા તે બાપડાઓને કોઇ "દિવાના" સમજી તેમનાથી ગભરાઇને દૂરજ નાસ્તી ફરે છે. પરંતુ આમ દુનિયાથી હિણાયલા–તજાયલા તે બાપડાઓ અહીં–તહીં રખડતા ફરતા, ભુખ–તરસ, ટાઢ–તડકો, વરસાદ–પાણી, સરદી–ગરમી સઘળું ગુપચુપ વેઠી બે–પરવા ફરતા રહે છે. તે હાલતમાંથી તેમને ઉગારી, તેમને ખુદાઇ રાહે આગળ વધારવા અર્થે બાબાએ પોતાની ખાસ કામગીરી શરૂ કરી, એક અલાહેદું આશ્રમ પણ સ્થાપિત કર્યું. અને આ સાચા પ્રેમી–પાગળોની સેવા ખાતર વરસોથી બીજી સઘળી જાહેરી કામગીરી જાણે બાજુએજ મેલી, આ મસ્ત–લોકો પાછળજ મંડ્યા છે. એ માટે એમનો આટલો ઉત્સાહ અને ઉલટ જોઇ એમની જુની મંડળી પણ હયરત રહેતી. અને એકવાર એમને સવાલ પણ કરવામાં આવ્યો કે આ રસ્તે રખડતા પાગળોની નાદમાં એઓએ બીજો સઘળો બાહ્ય વ્હેવાર જાણે બંધજ કરી દઇ, એમની દયા, દીલસોઝી, રાહબરી અને મદદ ને પાત્ર બીજાં અસંખ્ય દુનિયવી લાચાર–બેચારો અને સંકટમાં સપડાયલાંઓને એઓએ શા માટે વિસારી મેલ્યાં? જવાબમાં બાબાએ ખુલાસો કરતાં જણાવ્યું કે દુનિયવી દુખ્યારાંઓ જ્યારે માયાને ખાતર માહેતમ કરી રહ્યાં છે, જે (માયા) ક્ષણિક અને નાશવંત છે; ત્યારે આ બાપડા મસ્તો તો અમર તત્વ યાને **ખુદાને ખાતર પોતાનું સર્વસ્વ ત્યજી દઇ, ખુદ પોતાને પણ ભુલી જઇ, તેની નાદમાં પાગળ થઇ બેઠા છે!** તેવા સાચા પ્રેમી પાગલો એમની મદદ, રાહબરી અને દીલસોઝીને વધુ લાયક છે! તેમને એઓ મદદ કાં નહિ કરે?

## બાબાના પશ્ચિમના શિષ્યો પણ આ "મસ્તો"ની સેવા પ્રેમથી કરે છે!

અને ખચીતજ આ પ્રેમી પાગળોની દુનિયવી તેમજ આત્મિક સ્થિતી સુધારવા બાબાએ જે જહેમત ઉઠાવી છે તે એમની આ પ્રકારની સેવાનો નવોજ સફો રજુ કરે છે. જેટલો આનંદ બાબા

આ સઘળા દુનિયાભરના ઘાણુથી ખરડાયલા પાગલોને ન્હવડાવવામાં, તેમની હજામત વટીક કરવામાં, તેમને પોતાના હાથે ભોજન જમાડવામાં દર્શાવતા, તેટલો આનંદ ભાગ્યેજ બીજા કોઇ પ્રસંગોએ દર્શાવતા હોય! એમને બીજા ગરીબ, લાચાર બેચાર, બીમારો વગેરેની તરેહ તરેહની સેવાઓ બજાવતા વરસોથી જોનારાઓને પણ આ વાત વિસ્મય પમાડતી હતી કે એઓ આ મસ્તોની સેવા કરતી વેળા અજબ આનંદ પ્રદર્શિત કરતા હતા. અને આ મસ્ત આશ્રેમ માહેલા ૪૦–૫૦ થી વધુ સંખ્યાના મસ્તોની શારીરિક તંદરોસ્તી તેમજ અંતરની સ્થિતિના ઇલાજ કરવામાં એઓ જે ભારે શ્રમ રાતદીન મહિનાઓથી ઉઠાવી રહ્યા હતા, તે જોઇને તો એમની સાથ વરસોથી વસી રહેલી જુની મંડળી પણ તાઝુબજ રહી છે! સામેના ચિત્રમાં રજુ થયલાં દ્રષ્યો આનો કાંઇ ખ્યાલ આપી શકશે. બાબાની આ અથાગ સાચી સેવા જ્યારે પશ્ચિમથી અહીં બાબાના આશ્રમમાં આવી રહેલા એમના ભાવિકોએ જોઇ ત્યારે તેમની આંખ્યોમાં ઝલઝલીયાં ભરાઇ આવ્યાં! તેઓએ પણ આ સાચી સેવામાં હમશરીકી આપવા ઇંતેઝારી અને ઉલટ દર્શાવી, ત્યારે બાબાએ તેમને પણ કોઇ કોઇને ન્હવાડવાના, અને ત્યારબાદ તેમનાં આંગ લુછી કપડાં વીગેરે પહેરાવવાની ફરજ અવારનવાર સોંપતા, જે તેઓ ભારે ઉત્સાહથી બજાવતાં. બાબાની આ ઉમદા સેવા તેમજ આ પ્રેમી પાગળોનો બાબા પ્રત્યેનો પ્રેમ નજરો નજર જોઇ, તેઓની થોડીક સેવાનો આનંદ પોતે પણ મેળવી અંગત અનુભવે તેમના મન પર થયલી ઉંડી અસરનું બ્યાન કરતાં ઘણા મનન કરવા યોગ્ય લેખો તેઓ માહેલાં થોડાંકોએ લખ્યા છે — જે હમો હવે પછીના પુસ્તકમાં રજુ કરીશું.

## મસ્તોની સેવા! છરીની ધાર!

જેમ મેહેરાશ્રમના પ્રેમી બચ્ચાંઓની તબિયત–તંદરોસ્તીની કાળજી અર્થે બાબા બારીક દેખરેખ રાખતા, તેમજ આ પ્રેમીઓની

તબિયત માટે પણ સર્વને ઘણીજ કાળજી કરવા આજ્ઞા ફરમાવતા, અને કોઇને કશું કમી જાસ્ત થતું તો લાગતા–વળગતાઓની સખત ખબર લેતા. મસ્ત–આશ્રમ માંહેલાઓ પર દરેક રીતની બારીક દેખરેખ અને કાળજી રાખવા ખાતર, એમના હાથ હેઠળ ખાસ કેળવાયલો સ્ટાફ રાખ્યો હતો. આ લોકોની સાથ રાત–દીન રહેતાં, તેમજ બાબાની આજ્ઞાનૂસાર તેમના ખાવા–પીવાની, સુવા–બેસવાની, ફરવા-હરવાની અને તબીયત–તનદરોસ્તીની કાળજી કરતાં, આ બાપડા મંડળીના સભ્યોને જાણે છરીની ધાર પરજ રહેવું પડતું. એક બાજુથી આ પાગળોના તરેહતરેહનાં મસ્તી–તોફાન, પળે–પળના અવ–નવા અને ફેરવાતા સ્વભાવના (moods) ના રંગ–ઢંગ, અને બીજી બાજુ તે સર્વને હાડમાર કર્યા વગર આનંદી રાખવાની બાબાની કડક આજ્ઞા — આ બે વચ્ચે તે સેવા ઉઠાવનારાઓનો કોઇવાર મરોજ થતો. કારણ કોઇવાર આ પાગળો તુફાન પર ચઢતા તો જંગે–જહાન અહિંજ જાગતું ! તેમાં એક યા બીજાની તરફેણ કરી તો જોઇ લ્યો તુફાન ! વળી કોઇ કોઇવાર તેમને હાથ હાડકાં પણ બોખરાં થઇ જાય ! આમ બંને બાજુનું તપાસતાં "મોઢું બંધ અને મુકકીનો માર" ખાઇ હયરાન થવા જેવી બાપડાઓની હાલત રહેતી. પણ એ સઘળું બહુજ તારીફ લાયક ધીરજ અને સબુરીથી સોસી એમની મંડળીએ ખરેજ બહુ ઉમદા સેવા બજાવી, એ સઘળો ત્રાસ બાબાને ખાતર ચુપચાપ વેઠી રહયા હતા. તેમનામાં એ ધીરજ, સહન–શક્તિ અને સબુરી આપનાર પણ ગુરૂજ હતા — એ વાત કબુલ કરવા છતાં, તેમની પોતાની એ માટેની ખરાં દીલની કોશેશ પણ વિસારી તો નહિજ મેલાય !

આપણે ઘર એકાદ મગજની નબળી હાલતના આદમીને સાચવતાં ઘરના આદમીઓના લોહીનું પાણી થઇ જાય છે ને મોટે ભાગે તે બાપડાને દિવાન–શાળામાંજ ઢકેલી આપવાની જરૂર પડે

છે, તો આવા એક-બે નહિ પણ લગભગ પચાસેક પ્રેમી પાગળોની એક મોટી સંખ્યાને પ્રેમથી પંપાળી, રમાડી, જમાડી કાળજીથી સાચવવા — એ કામ કેટલું મુશ્કેલ તેનો ખ્યાલ બહારનાઓને આવી શકેજ નહિ.

## મસ્તોની સ્વભાવિક પ્રકૃત્તિમાં અજબ ફેરફાર !

બાબાની કૃપા અને આ સેવા-ભાવિઓની કાળજીથી આશ્રમમાં થોડોજ વખત રહેવા બાદ એ સઘળા પાગળોમાં થઇ રહેલા ફેરફાર અને સ્વભાવ-પલ્ટા અચરતી ભર્યાજ લેખી શકાય! જેઓ ઘડીભર ઠરીને બેસે યા ઉભા ન રહી શકે, યા એક જગે બેઠા કે ઉભા તો કલાકોભર ત્યાંથી ખસે નહિ, એવી હાલતના પાગળોને પ્રેમથી, મમતા અને મીઠાસથી કેળવી, તેમને સઘળું શાંતપણે તેમજ બાબાએ ઠેરવી આપેલા વખતેજ ખાવા-પીવા, બેસવા-ઉઠવા લગાડવું, અને લશ્કરી ડીસીપ્લીનથી આવા એક પાગળોનાં આશ્રમનો કારોબાર ચલાવવો, એ સઘળું ગુરૂ-કૃપા વગર બનવું અ-શકયજ છે. રફતે રફતે તેમની હાલત સુધરતાં તેઓ વળી ગાયન-ભજન ગાતાં શીખ્યા, અને તેઓ માહેલોજ એક આગેવાની લઇ તે ગવરાવતો, ત્યારે બીજાઓ તેનું અનુકરણ કરી કોરસમાં ગાતા.

## દિવાનાઓ "રાજા ગોપીચંદ"નો નાટક ભજવી બતાવે છે !

બાબાએ એકવાર એવી ઇચ્છા દર્શાવી કે આ મસ્તો પાસે એક નાટક કરાવવો. અગર કોઇ બીજો આવી વાત કરતે તો તેનેજ સઘળા પાગલ ધારી હસ્તે, તેમ તેની આ પાગલ સરીખી વાતને પણ હસી કાઢતે ! પણ જ્યારે બાબાએ આ ઇચ્છા દીલથી દર્શાવી, એટલુંજ નહિ પણ તેમાં એવણની કોઇ **કામગીરીનો મોટો સબબ** હતો એમ ખુલ્લો ઇશારો કર્યો, અને તે અમુક દિવસે — યાને તા૦ ૨૫ મી સપટેંમબર ૧૯૩૮ એ થવોજ જોઇયે, એ આજ્ઞા ફરમાવી, ત્યારે તે સાંભળીનેબી સઘળા અજબ રહ્યા ને વિચારમાં

પડયા કે આ કેમ જમાવવું? જેઓનો એક પળવારનો ભરોસો નહિ, જેઓ ઘડીભર ઠરીને એક જગે ઉભા ન રહે યા બેસે નહિ, તેઓને નાટકના જુદા જુદા પાઠો માટેની જબાની મોઢે કરાવવી અને પછી તે સામસામે એકટીંગ કરી બોલવા લગાડવા—પ્રથમ રીહીયરસલમાં ને પાછળથી પ્રેક્ષકોની હાજરીમાં—એ મોટી ખટપટનું કામ હતું, એટલુંજ નહિ પણ અશક્યજ હતું. કારણ આ લોકોનો ભરોસો શું? પહેલાં તે બધું યાદજ કેમ રાખે? યાદ રાખે તો બર વખતે બોલે એબી શકમંદ! બધું એ લોકનું ખાતું તેમની "લહર" (mood) પર, એટલે તદ્દન હવાપર! તેઓ ઘડીમાં ખુશ—મીઝાજી, શાંત, હસ્તા—ખેલતા રહે, તો બીજીજ ઘડીએ બીગડી જઇ તુફાન—મસ્તી, બુમબરાડા ને મારફાડ કરી જાણે હુલ્લડ જગાડે, તેમને ધરી પકડી સમજાવી શાંત પાડતાં કોઇકવાર કલાકો થાય—તો નાટકનાં પાત્રો મોઢે કરાવતાં તો તેમને શીખવનાર પોતેજ પાગલ થઇ જાય? પણ બાબાની ઇચ્છા થઇ, ને તે પણ એમનાં કોઇ અગત્યનાં કામનાં કારણે હતી, એટલે આ તદ્દન દેખઇતું અશકય કાર્ય બાબાએ એ માટે ખાસ પસંદ કરેલા મંડળીના મંત્રીએ સાથે ઉઠાવ્યું. એ માટે "રાજા ગોપીચંદ"નો નાટક પસંદ કરવામાં આવ્યો. પાત્રો નેમી અપાયાં અને રોજ તેઓ સાથ હસી—હસાવી કલાકો ભર માથાફોડ કરતાં આયંદે નાટક તૈયાર થયો, અને તે ભજવી બતાવવા માટે બાબાએ ઠેરવેલો દિવસ પણ આવી લાગ્યો, કોઇના પેટમાં જીવ નહિ કે રખે આ લોક છેલ્લી ઘડીએ ફરી બેસી ફજેતી કરે! કારણ એ લોકની "લહર"નો કંઇ ભરોસોજ નહિ. પણ સઘળું બાબાના નામ પરજ છોડી સૌ પોત પોતાને નિર્માણ થયલી ફરજો બજાવતા રહ્યા. નગર શહેરથી નાટક માટે જોઇતી સામગ્રીઓ, પડદા, સીનરી, ફરનીચર, પોશાક, મેક—અપ વિગેરે મંગાવી ખરેખુદ એક નાટકજ ભજવી બતાવવા માટે મોટા પાયા પર તૈયારીઓ ચાલી.

ઠરાવેલા દીવસે અહમદનગર, નાસીક, પુના, મુંબઇ વીગેરે જગાઓથી આમંત્રણ આપી બોલાવેલા અંગત મંડળીના લગભગ બસો પ્રેક્ષકોની હાજરીમાં આ પ્રેમી પાગલોએ એ "રાજા ગોપીચંદ" નો નાટક ફતેહમંદી સાથ ભજી બતાવ્યો! જેમ સઘળાં ધાસ્તી રાખતાં હતાં તેમ કોઇએ કશી ગડબડ કરી નહિં, તેમ કોઇ રીતની બીજી તકલીફ થઇ નહિ, અને સઘળાઓએ પોતાને નેમી આપેલાં પાત્રો બરાબર ભજવી બતાવ્યાં. તેઓ માંહે મુખ્ય નાયક "રાજા ગોપીચંદ"ની દમામદાર એકટીંગ, તખ્ત ઉપર બેસવાનો શાહી તોર, પ્રધાન અને દરબારીઓ સાથ વાતચીત કરવાની તેની ઢબ–છબ, સન્યાસ લેવા બાદની તેની સાદી જીંદગી, એ સઘળું એક ભલા એકટરને છાજે એવી એકટીંગ સહીત ભજવી બજાવતાં જોઇ, સર્વ કોઇ છકજ રહ્યાં. તેમજ વળી બીજાં પાત્રો પણ આટલી સુંદર અને સંતોષકારક રીતે ભજવી બતાવતાં જોઇ, જમા થયલી મંડળીજ વિમાસણમાં પડી કે આ પાત્રો ભજવનાર ખરા પાગલો છે યા તે જોનારાઓ? કારણ તેઓની "મસ્ત" હાલતમાં આવાં મુશ્કીલ પાત્રો પ્રેક્ષકોનાં જમેલા સમક્ષ, આટલી ફતેહમંદી સાથ ભજવી બતાવવાં, એ બીલકુલ કોઇના માનવામાંજ નહિ આવે એવું અશકય હતું! પણ સદગુરૂ લીલા ઔરજ છે. તેની દરબારમાં દુનિયાને અચરત કરનારી અશકય વાતો રોજીંદી રમતો અને વ્હેવાર મીસાલ ચાલુ બનતી રહે છે. સ્વર્ગ, પાતાળ અને મૃત્યુલોક ત્રણે દુન્યિા પર સર્વોપરી સત્તા અને હકુમત ધરાવનારી સર્વ-શક્તિમાન વ્યક્તિ માટે અશકય શું છે? એ અશકય વાતો જોવી, જાણવી અને પીછાણવી હોય તેઓએ આ ત્રિકાળ-જ્ઞાની અને ત્રણ દુન્યિાના માલેક અધિકારીઓની દરબારમાં ખુલ્લાં મને જવું. ત્યાં તેમને ડગલે–પગલે વિલક્ષણ ઘટનાઓ નજર આવશે.

આગળ ચાલો. આ નાટક કેવા સંજોગો વચ્ચે ભજવાયો તે તપાસ્યે. તે વેળા વરસાદની ઋતુ હતી, અને બબ્બે દીવસોથી

ઘેરાઇ રહેલું વાદળ તેજ દીવસે તુટી પડવાની સઘળી નીશાન નજરે પડી. સહવારથી ઘેરાયલાં વાદળાંઓ અને ગાજવીજ કઇ ઘડીએ વરસાદજીની વૃષ્ટિ કરશે તે કહી શકાય નહિ. ખેલ સાંજના રાખ્યો હતો અને તે—પોતાની કોઇ અમુક કામગીરી અર્થે—બરાબર પાર પાડવોજ જોઇયે, એ બાબાની ઇચ્છા હતી. તે માટે પ્રત્યેક ઘડી સર્વને તાકીદ અને ગંભીર ઇશારા કર્યાજ રહેતા, ત્યારે સર્વ આકાશ તરફ આંગળી દર્શાવી કહેતા કે "બાબા, જો વરસાદ પડયો તો બધુંજ બગડી જશે ને કોઇને કશું સુઝશે નહિ!" બાબાએ સર્વને ધીરજ આપી કહ્યું કે "તે હું જોઇ લઇશ. તમે તમારાં કામ પર બરાબર ધ્યાન લગાડો ને પુરૂં કરો—આજે બધું બરાબર થવુંજ જોઇએ!" જેમ જેમ દિવસ વધતો ગયો તેમ તેમ વાદળનું ઘેરાણ પણ વધતું ચાલ્યું ને સઘળાંના ડોળા ઉપર ને ઉપરજ!

## કુદરત પર કાબુ

બાબાએ ગમત સાથ રંગત જમાવી. મસ્ત-આશ્રમ માહેલા મુખી, પુરાણા અને બાબાના ખાસ પ્રેમી અને લાડીલા મહમદને બોલાવી મંગાવ્યો, અને તેને "વાદળાં વિખેરાઇ જવા" નો ઓરડર આપવા કહ્યું. પહેલાં મહમદ સહેજ અચકાયો, પણ બાબાનાં પ્રેમપૂર્વક અને ચાલુ ઇશારાથી એકાએક તેને કાંઇ "લહર" આવી અને બાબાનો ઇશારો પકડી લઇ, બચ્ચાં સહી અદા અને વિચીત્ર તોરથી કોઇને ઓરડર કરતો હોય તેમ તે પુકારી ઉઠયો "**પાઉસ નકો!**" "**વરસાદ નહિ જોઇએ!**" તેજ વેળા મહમદને કાંઇ યાદ આવી જતાં તેણે એક વિચિત્ર ઇચ્છા દર્શાવી કે એક અમુક વાસણ, જે તે પોતે ચાલુ વાપડતો હતો ને ચતું પડયું હતું તે ઉંધું કરી દેવું! તે વાસણને તુરત ઉંધું કરી દીધું, કે મહમદ ખુશ થઇ બોલ્યો, "આત્તા કામ ઝાલા!" યાને "હવે કામ થઇ ગયું!"—ને ખરેજ તેમ થયું! આખો દિવસ ગમે એવાં ઘેરણ-ધારણ છતાં એક ટીપું વરસાદ

પડયો નહિં, અને સઘળું ધારવા કરતાં વધુ સંતોષકારક રીતે બરાબર પાર ઉતર્યું! અશક્ય વાત સર્વની તાળીઓ વચ્ચે શક્ય બની! પરંતુ જેવું એ કામ બાબાની ઇચ્છાનુસાર ખલાસ થઇ પાર પડયું કે વરસાદજીએ એવી જોશભેર વૃષ્ટિ કરી કે સઘળે પાણી પાણી જ થઇ ગયું! નાટક જોવા આવેલાંઓ મોટે ભાગે ભીંજાઇ જવે તેમનો "પોતાનોજ નાટક" થઇ રહ્યો! કોઇ અણદીઠ શક્તિથી અત્યાર સુધી અટકી રહેલું સઘળું તુફાન હવે જાણે પુર જોશમાં ઉભરી નીકળી, ગાજવીજ, કડાકા–ધડાકા, અને ધોધમાર વરસાદથી જાણે કુદરત પણ ગેલમાં આવી ગઇ હોય એવો દેખાવ થઇ રહ્યો! પણ બાબા બહુ ખુશ હતા! તેમ વળી આ સઘળું તુફાન પણ જાણે બાબાની ઇચ્છાનુસાર સઘળું પાર પડવા માટે ખુશાલીથી મુબારકબાદી આપી રહ્યું હતું, એમ માની સર્વ આનંદ પામ્યાં!

## મસ્ત–આશ્રમમાં મોટા ફેરફાર

આ તો જાણે આ નાટકની દુનિયવી દ્રષ્ટિએ નઝરે પડતી ઘટના હતી. તેનું ખરૂં રહસ્ય તો બાબા જ જાણતા હતા. તે અર્થે થોડોક ઇશારો જે એઓએ કર્યો તે અર્થસુચક હતો. આ વેળા, ૧૯૩૮ ના સપ્ટેમ્બરમાં, દુનિયાભરમાં ચોમેર મામલો ચકડોળે ચઢયો હતો. જગતભરમાં ટુંક મુદતમાં થનારાં ભારે તોફાન, ભયાનક ખુંખાર લડાઇ, અને ત્યાર બાદના નવીન યુગ માટેની મહાન યોજનાઓ માટેના કોઇ તાત્કાલીક પ્લાનો ઘડાઇ રહ્યા હતા. તે સાથ આ નાટકના બનાવને કાંઇ ગુપ્ત સંબંધ હતો, એમ બાબાના ખુલાસા પરથી સમજાયું. તેમ આ નાટકની બાબદમાં બાબા પોતે જે ઉલટ લઇ ચાલુ સર્વને ઉલટ, ઉમંગ અને અંતરથી જોશ આપ્યા જતા હતા, તે પણ લગાર અચરતી ભર્યું જ હતું. તેથીજ એ ફતેહમંદી સાથ પાર પડવાથી જેમ બાબાને તેમ સર્વ મંડળીને ઘણો આનંદ થયો.

આ ખેલ ખતમ થવા બાદ, "મસ્ત આશ્રમ" માંહેલી અધીર્ સંખ્યાને બીજે–ત્રીજે દીવસે જ રવાના કરવામાં આવી. બાકીનાઓને પણ રફતે રફતે સર્વને તેમની અસલ જગાઓએ મોકલાવી દઇ, એ આશ્રમનો સઘળો વહીવટ કરનાર, તેમ આ નાટક માટે ભારે શ્રમ ઉઠાવનાર મંડળીના સભ્યને પણ બાબાએ પંચગની ગુફામાં જઇ એકાંત–વાસે રહેવા ફરમાવ્યું!

## બાબાની મસ્તો સાથની ગુપ્ત કામગીરી

વળી બાકી રહેલા થોડાઓ સાથના બાબાના વર્તન અને વહેવાર (Treatment) માં પણ ફરક પડયો. તેમને નહવડાવવા, જમાડવા, રમાડવાની બાબાની હમેશની રીતમાં ફરક થઇ ગયો, તેમ વળી તેઓની રોજ "ચંપી" કરવાનું બાબાએ ચાલુ કર્યું. બાબા જયારે આ મસ્તો માહેલા ખાસ થોડાને જમાડતા, ત્યારે તદન એકાંતમાં, એકાદ ખોલીમાં બારણું બંધ કરીને તેની સાથ પોતે એકલાજ અંદર રહેતા, અને તે દરમ્યાન એમની કામગીરીમાં જરાએ ખલલ નહિ કરવાની આસપાસનાઓને સખત તાકીદ ફરમાવતા. વળી તે ખોલી નજદીક તો નહિ પણ તેની અતરાફમાં, બાબાએ ઠેરવેલી આસપાસની અમુક જગાનાં વિસ્તારમાં પણ કોઇએ એ દરમ્યાન જવું નહિ, એવી સખત મનાઇ ફરમાવતા. કોઇવાર વળી તેઓમાંના કોઇકને લઇ એકલા પણ આમ એકાદ ખોલીમાં અમુક વખત સુધી રહેતા. એ દરમ્યાન તેઓ કાંઇ આંતરીક કામગીરી કરતા, જેને આ "મસ્તો" ની હવે પછીની હાલત સાથ સંબંધ હતો; યાને એ ગુપ્ત કામગીરીથી, તેઓ આત્મિક ભુવનમાં જે તબકકે અડી ગયા હોય ત્યાંથી તેમને ધકકો આપી આગળ ધકેલી આપતા હતા. આ ગુપ્ત આપ-લેની કામગીરી તો બાબા અને એમની પ્રેમ–પ્રસાદીનો લાભ ઉઠાવનાર નસીબદારોજ જાણે!

## મસ્ત-આશ્રમ બંધ પણ મસ્તોની મુલાકાત અને કામગીરી ચાલુ!

જ્યારે સઘળા રફતે રફતે સુધરી લગભગ સાવધ થઇ ગયા, ત્યારે બાબાએ તે સર્વને પોતપોતાના સ્થાનકે પાછા મોકલી આપી આશ્રમ બંધ કરવાની તૈયારી કરી. આ વેળા જે માહેતમ થઇ રહી અને જે હૃદય-ભેદક દેખાવો નજરે પડયા તે અ-વર્ણનીયજ હતા. બાબાથી છુટા પડતી વેળા એમના ભાવિકોને ભારે ગમગીની અને નાસીપાસી લાગતી, ત્યારે આ સાચા પ્રેમી પાગલો તો બાબાને છોડીને જવાની ફકત વાત સાંભળીને માત્ર દલગીરજ નહિ પણ દીઘમુઢ થઇ રહ્યા! કોઇકોએ કલ્પાંત કર્યું, કોઇક અડીનેજ ઉભા ને રડી તુફાન કરવા લાગ્યા કે બાબાને છોડી હમારે જવુંજ નથી. તે સઘળાને પ્રેમભરી બગલગીરી કરી, હેતથી પેટમાં ચાંપી, બાબાએ શાંત પાડયા, અને પોતાનીજ કોઇ રીતથી સમજાવી વિદાય કર્યા, ત્યારેજ તેઓ ભારી દીલે વિદાય થયા. આ દેખાવ ખરેજ દીલ-ભેદક હતો! કારણ આ ગમે એવા પાગલોનો પણ બાબા પ્રત્યે અતિષે પ્રેમ હતો. ગમે એવી ગડબડ, તુફાન યા મસ્તીના દેમાગ mood વેળા પણ "બાબા"નું નામ કાન પર પડતાંજ, તેઓ માહેલો કોઇબી મોમ મીસાલ નરમ બની જતો. એમની હાજરીમાં તો સઘળા મગન-મગન થઇ રહેતા! બાબાના કહેવા મુજબ, તેઓ માહેલા ઘણાઓ બાબા કોણ છે તે તેમની ઉંચ આત્મિક હાલતને સબબે, જોઇ શકતા હતા, જે આત્મિક પાંચમા યા છટ્ટા ભુવનની ઉંચ હાલતનુંજ લક્ષણ લેખી શકાય! બાબાની આસપાસના અને એમની સાથ વરસોથી વસી રહેલાંઓ જ્યારે બાબાને માત્ર આ ખાકી શરીર-સ્વરૂપે જોઇ રહ્યા હતા, ત્યારે આ દુનિયવી નજરે દેખાતા પાગલો બાબા સદગુરૂની સાક્ષાત-મૂર્તિનું દર્શન કરી રહ્યા હતા — એમના અસલ સ્વરૂપને નિહાળી રહ્યા હતા! ત્યારે બે માહેથી ખરા પાગલ યા દયાને પાત્ર કોણ? આ ઇશ્વર-પ્રેમી પાગલો કે પ્રેમી ભાવિકો?

આમ ફક્ત મહમદ અને બીજા એકાદ બે સિવાય સઘળાને મોકલાવી દઇ, મસ્ત-આશ્રમ બંધ કરવા છતાં, બાબાની એ વિભાગની કામગીરી કાંઇ બંધ થઇ નહિ. તે તો બીજા પ્રકારે ચાલુજ રહી; યાને તેઓને આશ્રમમાં લાવી, પોતાની સાથમાં રાખી સેવા કરવાને બદલે, બાબાએ પોતે તેઓની જગાઓ પર જઇ, તેમને મળી, ભોજન, મીઠાઇ યા ફળ કાંઇબી ખવાડી, પોતાના સહવાસ અને સ્પર્શથી તેમને આગલ ધકેલી આપવાનું કાર્ય ચાલુજ રાખ્યું. એ મુલાકાત માટે કોઇવાર ખાસ દૂર વેરના પ્રવાસો કરતા યા તે તરફ પ્રવાસે ગયા હોય ત્યાંથી જઇ મળી આવતા. આ સઘળા પ્રવાસો ત્રેનમાં, બસમાં, કોઇવાર ટાંગામાં યા ખટારામાં, તો કોઇવાર માઇલો સુધી વરસાદ, પાણી યા તાપ-તડકાની દરકાર કર્યા વિના પગે ચાલીને પણ કરતા; ઉંઘ-ભુખનો અસહ્ય ત્રાસ પોતે વેઠી, સાથવાળાઓને પણ વેઠવા લગાડતા. તેનો ખ્યાલ બહારનાઓને અનુભવ વના આવી શકેજ નહિ.

## અજમેરમાં મસ્તોની સેવા

### વરસોથી એક જગે યા એક ખુણે પડી રહેલાઓ બાબાને મલવાજ બહાર આવે છે!

મહમદ તો હમેશાં સાથમાંજ રહેતો અને બાબા તેને પોતાને હાથે રોજ ન્હવડાવી, ખવડાવી અને સાથે રાખી, તેની મારફત પોતાની મસ્તોને લગતી કામગીરીની એક કડી (link) ચાલુ રાખતા. પણ ૧૯૩૯ ના જાન્યુઆરીમાં દિલ્હીના મુકામ દરમ્યાન, બાબાએ મસ્તોના અગત્યના કામ અર્થે અજમેર જઇ રહેવાની ખાહેશ દર્શાવી. ત્યાં એક મકાન ભાડેથી લઇ બાબા એક મહિનો મંડળી સાથ રહ્યા, જે દરમ્યાન, આ અગત્યની જગે પડેલા સંખ્યાબંધ આગલ વધેલા આત્માઓ અને મસ્તોને ઘરમાં લાવી રાખી, તેમની સેવા કરવાને

બ્હાને તેઓને સાથમાં રાખી, પોતાના સહવાસ અને અંગત સ્પર્શનો લાભ આપી, તેમને આગળ વધારી આપ્યા હતા.

અજમેરમાં મુસ્લીમ મહાત્મા ખ્વાજા **મોહીનુદ્દીન ચીશ્તીચારની** પવિત્ર મઝારની અતરાફમાં રહેતા સખ્યાબંધ ફકીરો માહે, રૂહાની માર્ગે આગળ વધેલા ઘણા આત્માઓ અને મસ્તો પણ હતા. તેઓને આગળ ધપાવવા માટે મદદની જરૂર જોઇ, બાબાએ તેમની સાથની કામગીરી માટે અજમેરમાં મુકામ કરવાનો ઇરાદો કર્યો હતો અને ઘણા સારા મસ્તોને ઘેર લાવી, તેમને પોતાના સહવાસમાં રાખ્યા હતા. એ માહેલા થોડા બહુ મુસીબતે બહાર આવ્યા હતા. કહે છે કે આ મસ્તોમાના કેટલાક તો કાંઇ વર્ષોથી અમુક જગાએ મુકામ કરી રહેલા, ત્યાંથી કદી હઠતાજ નહિં. તે માહેલા કોઇક તો રસ્તા હેઠળ (underground) ભોયરાંમાં એવા કોઇ ખડ્ડામાં પડી રહેલા, જ્યાં પેટે ચાલીને જવું પડતું. વળી તેઓની હાલત પણ એવી ગુંગ, મસ્ત અને જલાલ (ઝનુની) હતી કે બીગડી ગયા તો સામાની મીટ્ટી બરબાદ કરી મેલે! હઝારો ભાવિકો તેમને સંત યા પીર તરીકે માની પુજતા, તેમની સેવા કરતા. તેઓ તરફથી પુછપરછ કરતાંજ જણાયું કે આ મસ્તો વર્ષો થયાં કદી પોતાની જગાપરથી હઠયા નથી ને કદી હાલે એવો સંભવમી ન હતો. તેમને સેવા અર્થે બહાર લઇ જવાની મંડળીના ભાઇઓની વાત સાંભળી, તેમના પુંજારીઓ હસ્તા યા ઠઠ્ઠા કરતા કે એ વાતજ અશકય છે! બાબાની આજ્ઞાથી મંડળીના માણસો તેમને મુશકેલીથી મળી આવ્યા, પણ તેઓ જગા પરથી હાલે ને બાબા આગળ આવે એ બનવા જોગ ન હતું, એમ જાણતાં બાબા પોતે મંડળી સાથ તે જગાની અતરાફમાં એક બે વાર ફરી આવ્યા. તે પછી મંડળીને પાછા મોકલાવ્યા, તો તેઓની અત્યંત અજાયબી વચ્ચે, આ મસ્તો બાબા આગળ આવવા તૈયાર થઇ ગયા! એ વાત કોઇનાં પણ માનવામાં ન આવે! અને ત્યાંની અતરાફના રહીશોએ જ્યારે ખરેખર જાણ્યું,

અને નજરે જોયું, ત્યારે કેટલાક મતલબ્યાઓએ તો તોફાન જગાડયું. પણ બાબાની દુવાથી તે સઘળું આપો આપ દપટ પડી ગયું! સૌ ઠેકાણે આવી ગયા! જેઓ વર્ષોથી કદી જગા પરથી હાલ્યા ન હતા, તેમને તેઓની જગા પરથી હલાવનાર આ કોઇ ઝબરદસ્ત મુરશદ હોવા જોઇએ, એ તેઓ ઝટ સમજી ગયા અને એવી કોઇ મોટી વ્યક્તિ સાથ સરકશી નહિ કરવાનું ડહાપણ વાપરી ચુપ થઇ ગયા! આ સઘળા મસ્તોને કેમ પકડી લાવવામાં આવ્યા, તેઓને બાબા સાથ કેવી રીતે મુલાકાત થઇ, તેઓ બાબા માટે શું શું અર્થસુચક વાતો બોલ્યા, અને બાબાને દેખી, તેમના સહવાસમાં રહી તેઓ કેવા આનંદથી પ્રફુલ્લિત થયા—એ સર્વનો ઘણો જાણવાજોગ અહેવાલ હવે પછીનાં પુસ્તકમાં રજુ થશે.

## નેગાપટમના ચદ્દીબાબા

બાબા સાથ સમાગમમાં આવી રહી ગયલા અનેક મસ્તો ઉપરાંત સાતમાં ભુવનની સર્વથી ઉંચ સ્થિતિએ પહોંચી, પર્માત્મા સાથ એકતાન થયલા મહાત્માઓ, જેઓ "મજઝુબ" તરીકે ઓળખાય છે, તેવા પણ થોડા હતા. આ મજઝુબો જીવનની છેવટની મંઝીલ, જે ઇશ્વર સાથનો એકાકાર, તે ઉંચ અવસ્થાએ પહોંચેલા પુર્ણાત્માઓ છે, જેઓ તે પરમ–અવસ્થાનાં આનંદની મસ્ત હાલતમાં પોતાના દેહ યા દુનિયાનું ભાન ધરાવતા નથી, એટલે તેની દરકાર પણ કરતા નથી અને દેહ–દુનિયા બંનેથી બેપરવા રહે છે. એઓ પણ પૂર્ણ–અવસ્થાએ પહોંચેલા એવા બહુ ઉંચ કોટીના આત્માઓજ કહેવાય. એ માંહેલા જેઓને બાબાની કામગીરી અર્થે સંબંધ હતો, તેમને પોતાની પાસ તેડાવી, બાબાએ અંગત સહવાસમાં રાખ્યા હતા. તે માંહે આ ચદ્દીબાવા મુખ્ય હતા. ઉંચ અને કદાવર પેશાની અને હમેશ એક બચ્ચાંની નિર્દોસ્તાની છાપ સહિત એમનો હસતો મુખડો, તેમજ એમની તેજસ્વી આંખ્યો સાથની

આ દિવ્ય મૂર્તિ કોઇ પણ જોનારનું મન હરી લે એવી દીલજીત છે. દક્ષિણ હિંદનાં નેગાપટમમાં તેમનું સ્થાનક છે, જ્યાં એમને પુજ્ય-ભાવથી માનનારા હઝારો ભાવીકો છે. બાબા સાથ એમનો ત્રણ વરસનો સહવાસ અને એમને લગતી જાણવાજોગ હકીકતો પણ હવે પછીનાં પુસ્તકમાં રજુ કરીશું.

## કલકત્તાના કરીમ બાવા

કલકત્તાનાં એક જાહેર રસ્તા પર વર્ષોથી બેઠક કરી રહેલા એક ઉંચ અવસ્થાના મસ્ત નામે "કરીમ-બાવા" પણ બાબાની રાન્ચીની મુસાફરી દરમ્યાન એમને મળ્યા હતા. બાબા સાથ થોડા દીવસ રહી મેહરાબાદ પણ આવ્યા હતા. એમને લગતી વિગતો પણ હવે પછીનાં પુસ્તકમાં રજુ થશે.

બાબાની અનેક પ્રકારની કામગીરી અને જન-સેવાનાં કાર્યોમાં આ મસ્તોને લગતી કામગીરી અને સેવા ઘણો અગત્યનો ભાગ છે. ૧૯૩૬ થી એટલે આજ લગભગ ૭ વર્ષથી બાબાએ એ કાર્ય શરૂ કરી, આગળ વધારી એક યા બીજા રૂપે ચાલુ રાખ્યું છે. હાલનાં બહુ બારીક મામલામાં, જ્યારે દુનિયામાં ચોમેર એમના શિષ્યો, ભાવિકો, ભક્તો તેમજ બીજા એમની સલાહ અને રાહબરી ચાહતા તલબગારો, આજ ૩-૪ વર્ષોથી એમની મુલાકાતની ઇંતેઝારીથી રાહ જોઇ રહ્યા છે, ત્યારે બાબા પોતાની ગુપ્ત કામગીરીનાં એક યા બીજાં કારણોએ એકાંતવાસ ધરી, એમના દર્શન મુલાકાત અર્થે ટળવળતી દુનિયા તરફ જાણે પરદો કરી, આ મસ્તોની કામગીરીમાં મશગુલ થઇ રહ્યા છે. બાબાની દ્રષ્ટિએ દુનિયાનાં લોકો કરતાં આ ખુદાઇ દિવાનાઓ એમની મદદ અને રાહબરી માટે વધુ લાયક છે. ત્યારેજ એઓ તેમના માટે ચોમેર પ્રવાસ કરી રહ્યા છે, ખુણે-ખંટાલે કે એકાંત અજાણી જગાએ પડેલા આ સઘળાઓને ખોળી કાઢી, યા તો તેમને પોતા પાસ લાવી રાખી, પોતાના

સહવાસનો લાભ આપે છે, યા જેઓ આવી શકે એવી સ્થિતિમાં ન હોય, તેમને પોતે જઇ મળીને અંગત સ્પર્શથી આત્મ–માર્ગે આગળ ધક્કો મારી આપે છે! એ કામગીરી આપણે શું સમજયે? તેમ તે ન સમજયે તો તે માટે ડહાપણ ડોલવાનું પણ આપણને શું કારણ?

આ મસ્તો માહેલા થોડાક પોતાની આવી "પાગલ" હાલતે પણ બાબા માટે અને એમની જગ–ઉદ્ધારની કામગીરી માટે જે અર્થ–સુચક ઇશારાઓ કરી રહ્યા હતા તે સાંભળી એમની મંડળી ઘડીભર વિચાર અને વિમાસણમાં પડી હતી! આપણે તે હવે પછી જોઇશું!

આ મસ્તો અને તેઓની ખુદાઇ નાદની "મસ્તી," જેને બીજા શબ્દોમાં "દિવાનેગી" કહે છે, તે વિષે મશહુર ફારસી શાયર અને ફીલસુફ **શેખ સાઅદીની** બંધ–બેસ્તી કવેતની એક કડી અત્રે ઉતારી લઉ છું—

બ રાહે અકલ બેરફતન્દ સા'દીયા બીસ્યાર,
કે રાહ બે આલમે દિવાનેગી ન દાનેસ્તન્દ

ઓ સા'દી! બીસ્યાર લોકો અક્લની રાહે આગળ વધી ગયાં છે, યાને અક્કલમંદ બની રહ્યાં છે, પણ "દિવાનગી" ની આલમ શું ચીઝ છે, તે હજી કોઇજ સમજ્યું નથી!

દિવાનીની દુનિયા શું છે તેતો દિવાનાઓજ જાણે!

---

# પ્રકરણ સાડત્રીસમું

## લડાઇ અને હાલના બારીક મામલા સંબંધે બાબાના થોડા અર્થસુચક સંદેશા!

### (૧)

(ખાનગી શિષ્ય-મંડળ માટે)

તમામ વિશ્વભરમાં જે એક નવીન આત્મિક જાગૃતિ આવનાર છે, તેમજ જ્યાં શાંતિ, પ્રેમઅને ઇશ્વરી ભાવના પ્રસરી રહે એવી એક નવીન દુનિયા બલકે નવો યુગ બરપા થનાર છે, તે કારણોએજ જગભરમાં હાલે ચોમેર મામલો ચકડોળે ચઢયો છે; એક ખુનખાર યુદ્ધ ચાલી રહ્યું છે; જનતાને માથે આફત વરસી રહી છે. એ સઘળાંનું પરિણામ પણ ઉપર કહ્યું તેમ શુભ અને સુખવંતુ આવશે, એજ ખયાલ હરદમ મનમાં રાખી, કોઇએ પણ આ ચોમેર માથે ઝઝુમતી આફતોથી અકળાઇ દહેશત ખાવી નહિ.

એકજ અંતિમ સત્ય (Ultimate Reality) ની કાયમ હસ્તિના હિસાબે યાને માત્ર એક ઇશ્વર સિવાય બીજું કશુંજ હસ્તિ ધરાવતું નથી, એ સત્યનો સ્વિકાર કરતાં તો "સ્વદેશ અને પરદેશ," "હમકોમ અને પરકોમ", "મારનાર અને મરનાર", "લડાઇ અને સુલેહ", "હાર અને જીત" — એ શબ્દોનો કશોજ અર્થ થતો નથી; કારણ હું અને તું, મારૂં અને તારૂં, એવાં રૂપ-રૂપાંતરો અને દ્વૈત્ય (forms and duality) ની જુદાપણાની દુનિયા તો આત્મિક દ્રષ્ટિએ હસ્તિ ધરાવતીજ નથી, અને એ સર્વ રૂપ–રંગ અને દ્વૈત્ય કલ્પિત અને સ્વપ્નવિ છે. હાલ જગભરમાં ફેલાયલી અશાંતિ અને ચોમેર ચકડોળે ચઢેલો મામલો પણ વિશ્વભરમાં વ્યાપી રહેલી એક પ્રકારની ભ્રમણાની જાળ (Universal nightmare) છે, જે આલમની આત્મિક જાગૃતિ અર્થે જરૂરી છે.

દેહના નિર–નિરાળાં રૂપો (body-forms) અને ચલ–વિચલ બુદ્ધિબળથી ભર્યાં મનસ યાને મન (minds) તો અસંખ્ય અને

પ્રકાર પ્રકારના છે. પણ **આત્મા** તો સઘળા અવ્વલથી એકજ હતા ને આખર તક એકજ રહેશે. વાસ્તવિક માત્ર એકજ પરમ-સત્ય સ્વરૂપ હસ્તિ ધરાવે છે, અને તે **પરમેશ્વર** છે. એટલે દુનિયાની હાલની આફતકારક પરિ-સ્થિતી પણ ઇશ્વર ઇચ્છાએજ બરપા થઇ છે, અને નજદીકના ભવિષ્યમાં તમામ વિશ્વભરમાં પ્રેમ અને શાંતિ ફેલાવનારી જે એક દૈવિક વ્યકતિ પ્રગટ થનાર છે, તે અર્થે અવશ્યની છે.

હાલે સઘળે ફેલાયલી અશાંતિ, આંધાધુંધી અને ઉથલ-પાથલોમાં, તેમજ ત્યારબાદ **બરપા થનારા નવીન યુગમાં, મને સૌથી અગત્યનો ભાગ ભજવવાનો છે અને જગતના આત્મિક ઉદ્ધાર અર્થેની આ મારી અગત્યની કામગીરીમાં મારાં શિષ્યો—સ્ત્રી, પુરૂષ સઘળાં—હમશરીકી આપે એવું હું ઇચ્છું છું.**

તમો માહેલાં જેઓ આ મારી હાલની દુનિયાભરની કામગીરીનો બોજ ઉઠાવવામાં રાજીખુશીથી હમશરીકી યા મદદ આપવા તૈયાર હોવો, તે સર્વેએ મારી તરફથી મળનારી આજ્ઞાઓ પૂર્ણરીતે પાળવી.

જે કાંઇ બનવા કાળ હતું અને છે, તેજ ઇશ્વરેચ્છાએ બની રહ્યું છે, ને બનતું રહેશે. તેથી લડાઇનો અંત અગર હમણાજ આવી જાય યા આવતે વર્ષે આવે, યા તો હાલે કામચલાઉ સુલેહ થવા બાદ જાથુકની સુલેહ આવતે સાલ યા ગમે ત્યારે થાય, તોયે તમારે તો તા૦ ૧ લી ઓગસ્ટ ૧૯૪૦ થી તે તા૦ ૩૧ મી જુલાઇ ૧૯૪૧ ની **એક વર્ષની મુદત દરમ્યાન,** લડાઇ યા સુલેહ કશાનો વિચાર કર્યા વના, **સર્વોત્તમ સ્વભોગે,** હું જ્યાં પણ તમને રહેવા કહું ત્યાં રહેવું, જ્યાંબી મોકલું ત્યાં જવું, અને હું જેબી કાંઇ કહું તે કરવું જોઇશે!

હું ખચિતજ બોલીશ, અને મારે મુખથી નીકળનારો પ્રથમ શબ્દ ઇશ્વરવાણીજ રહેશે, જે અજ્ઞાનતા અને માયાની મોહજાળમાં મચી રહી મરણ પામેલી દુનિયાને સજાગૃત અને સજીવન કરશે.

**મેહેરાબાદ, તા૦ ૧૦ મી જુલાઇ ૧૯૪૦.**

# મેહેરબાબાનો ખાસ સંદેશ

## (૨)

### (આમ લોક માટે)

તમામ વિશ્વભરમાં જે એક નવીન આત્મિક જાગૃતિ આવનાર છે, તેમજ જયાં શાંતિ, પ્રેમ અને ઇશ્વરી ભાવના પ્રસરી રહે એવી એક નવીન દુનિયા બલ્કે યુગ બરપા થનાર છે, તે કારણોએજ જગભરમાં હાલે ચોમેર મામલો ચકડોળે ચઢયો છે; એક ખુનખાર યુદ્ધ ચાલી રહ્યું છે; જનતાને માથે આફત વરસી રહી છે. એ સઘળાંનું પરીણામ ઉપર કહ્યું તેમ શુભ અને સુખવંતુ આવશે, એજ ખ્યાલ હરદમ મનમાં રાખી, કોઇએ પણ આ ચોમેર માથે ઝઝુમતી આફતોથી અકળાઇ દહેશત ખાવી નહિં.

એકજ અંતિમ સત્યની કાયમ હસ્તીના હિસાબે, તેમજ આધ્યાત્મિક દ્રષ્ટિએ તો "સ્વદેશ અને પરદેશ," "હમકોમ ને પરકોમ," "મારનાર અને મરનાર," "લડાઇ અને સુલેહ," "હાર અને જીત," એ શબ્દોનો કશોજ અર્થ થતો નથી. કારણ આત્મીક દ્રષ્ટિએ તો હું અને તું, મારૂં અને તારૂં એવા રૂપ–રૂપાંતરો અને દ્વૈત્ય (forms and duality) ની દુનિયા હસ્તિ ધરાવતીજ નથી, અને એ સર્વ રૂપ–રંગ અને દ્વૈત્ય કલ્પિત અને સ્વપ્નવિ છે. હાલ જગભરમાં ચોમેર ફેલાયલી અશાંતિ અને ચકડોળે ચઢેલો મામલો પણ વિશ્વભરમાં વ્યાપિ રહેલી એક પ્રકારની ભ્રમણાની જાળ છે, જે આલમની આત્મિક જાગૃતિ અર્થે જરૂરી છે.

દેહના નિરનિરાળાં રૂપો (body–forms) અને ચલ–વિચલ બુદ્ધીબળથી ભર્યાં મનસ (minds) તો અસંખ્ય અને અગણિત પ્રકારના છે, પરંતુ આત્મા તો સઘળા અવ્વલથી એકજ હતા અને આખર તક એકજ રહેશે. વાસ્તવિક માત્ર એકજ પરમ–સત્ય

સ્વરૂપ હસ્તિ ધરાવે છે અને તે પરમેશ્વર છે. એટલે દુનિયાની હાલની આફતકારક પરી-સ્થિતી પણ ઇશ્વર ઇચ્છાએજ બરપા થઇ છે, અને નજદીકના ભવિષ્યમાં તમામ વિશ્વભરમાં પ્રેમ અને શાંતિ ફેલાવનારી જે એક દૈવિક વ્યકતિ પ્રગટ થનાર છે—તે અર્થે અવશ્યની છે. **હાલની એ પરી-સ્થિતી એક ઇશ્વરી અવતારના આવાગમનની આગાહી બલ્કે અચુક નિશાન દર્શાવે છે.** દુનિયામાં હાલ સઘળે ફેલાયલી અશાંતિ, તમામ આંધાધુંધી અને મોટી ઉથલ-પાથલોમાં, તેમજ ત્યારબાદ બરપા થનારા **નવીન યુગમાં મને સૌથી અગત્યનો ભાગ ભજવવાનો છે.**

દુનિયાના દરેક ભાગમાં રહેનારાં સ્ત્રી-પુરૂષો માહેલાં જેઓ મારી આ જગ-ઉદ્ધારની કામગીરીમાં હમશરીકી આપવા ચાહતા હોય, તેઓ સહેલાઇથી તેમ કરી શકે છે. તે માટે તેઓએ એક વરસની મુદત સુધી નીચલા નિયમોનું પાલણ કરવાની જરૂર છે. દરેક ઇસમે

૧ — ચારીત્ર શુદ્ધ અને સ્વચ્છ રાખવાની બની શકતી કોશેષ હરદમ કરતા રહેવું.

૨ — કોઇ પણ પ્રકારની દુશ્મની યા વ્યભિચારની લાગણીથી દૂર રહેવાની ચોકસાઇ રાખવી.

૩ — ખોટી ફિકર-ધાસ્તી કરી બેચેન બનવું નહિ.

૪ — જુઠું બોલવાની ને કોઇની નીંદા નાલેશી કરવાની નબળાઇઓને વશ થવું નહિ.

૫ — ખાનગી ઝઘડાઓમાં પણ કદી કોઇ પરહુમલો કરવો નહિ — સિવાય કોઇ નિર્બળના બચાવ અર્થે — અને તે વેળા પણ જરાએ ધિક્કારની લાગણી બરપા થવા દેવી નહિ.

૬ — પોતાની સગવડ પ્રમાણે દરરોજ અમુક વખત સુધી પર્માત્મા-પ્રેમ ઉપર એકાગ્ર ચિતે મનન કરવું.

ચ—અઠવાડયામાં એક દિવસ ઉપવાસ કરવો (યા તો ૨૪ કલાક દુધ અને પાણી પરજ રહેવું, યા ૨૪ કલાકમાં માત્ર એકજ ભોજન લઇ પાણી પર ઉપાસી રહેવું.)

તા૦ ૧ લી ઓગસ્ટ ૧૯૪૦ થી તા૦ ૩૧ મી જુલાઇ ૧૯૪૧ સુધી, ઉપલા નિયમોનું પાલણ કરવું.

આ એક સાલની મુદત દરમ્યાન હું એકાંતવાસે રહીશ, તેમજ કોઇ ઘણાજ અગત્યના ગંભીર અને તાકીદની બાબદોને લગતા તારના સંદેશા સિવાય કોઇ પણ પ્રકારના પત્ર–વ્હેવાર કરીશ નહિ.

મેહેરાબાદ, તા૦ ૧૦ મી જુલાઇ ૧૯૪૦.

\+ + + +

## બાબાના બીજા સંદેશા

આ પુસ્તકમાં છપાયલા બાબાના ઉપલા બે સંદેશા ઉપરાંત, છેલ્લાં બે સાલમાં બાબાએ બીજા પણ સંદેશા નીચે મુજબ આપ્યા છે—

(૩) નવીન માનવ–યુગ (New Humanity) ... નવેમ્બર ૧૯૪૦.

(૪) આવતા જમાનાની આગાહી— નવ–યુગનાં જન્મ પુર્વેની ભારે કષ્ટિઓ (Travail of the New World Order) ... નવેમ્બર ૧૯૪૧.

(૫) હાલની લડાઇનું આત્મિક રહસ્ય (The Spiritual Significance of the Present War) ... માર્ચ ૧૯૪૨.

(૬) હિંસા—અહિંસા (Violence and Non-Violence) ... માર્ચ ૧૯૪૨.

(૭) હિંસા–અહિંસા — વધુ સમજ (Violence and Non-Violence —further explained) ... મે ૧૯૪૨.

(૮) દુનિયાને હાલે શાની જરૂર છે? (What the World Needs ?) ઑગસ્ટ ૧૯૪૨.

જેમાં નીચલા બે વિષયો સમાયા છે—

(ક) કર્મ અને અ-કર્મ (Action and Inaction.)

(ખ) હિંદને આગળ ધપાવનારી રાહબરીની જરૂર (The Need for Creative Leadership in India.)

એ સઘળા ઇંગ્રેજીમાં તો "મેહેરબાબા જરનલ"ના ઉપલા અંકોમાં પ્રગટ થઇ ગયા છે. ગુજરાતી ભાષાંતર કાગળની અછતને સબબે આ પુસ્તકમાં સમાવી શકાયું નહિ, એજ દલગીરી છે. તે હવે પછી પહેલી તકે પ્રગટ કરીશું.

(૯)

## આપણે ખુદાને ખાતર જીવવું અને ખુદાને ખાતરજ મરવું જોઇયે!

હાલની આ લડાઇ એક જરૂરી આફત છે. ઇશ્વરી યોજનાનો તે એક ભાગ છે, જે માનવ જાતમાં ઉંચ ભાન જાગૃત કરવાનો છે. આ લડાઇના પાઠોથી ફાયદો હાંસેલ કરવા જો ઇનસાન નિષ્ફળ નિવડશે, તો તેણે સહન કરેલું સઘળું વ્યર્થજ લેખાશે. આ લડાઇ તો દુનિયાને એ ઉત્તમ પાઠ શીખવી રહી છે કે રસ્તે ચાલતો એક સાધારણ માણસ પણ પોતાનો સ્વાર્થ ત્યજીને, પારકાના હિતને ખાતર મોટામાં મોટો જાતિ-ભોગ આપવા સામર્થવાન થઇ શકે

છે; વળી આ લડાઇ બીજું એ શીખવે છે કે દુનિયાની સઘળી તકલીદી વસ્તુઓ, જેવી કે ધન–દોલત, માલ–મીલકત, સત્તા, કિર્તિ, કુટુંબ, અને પૃથ્વી પર હસ્તિ ધરાવતી સઘળી વસ્તુઓનો આશય — સર્વ માયાવિ અને ક્ષણ-ભંગુર છે. એ માહેલું કશું અમર નથી. **લડાઇના બનાવો જે ઉમદા સબકો શીખાડે છે, તે સબકો મારફત મનુષ્યને તેઓ પરમ–સત્ય એટલે ખુદા તરફ ખેંચી અને જીતી લઇ જશે.** લડાઇના આ બનાવો સર્વ વસ્તુની ખરી અને અમર આંકણી કરવાને પ્રેરનારૂં જે નવ-જીવન, તેમાં મનુષ્યને પ્રવેશ કરાવશે.

પોતાના દેશ માટે યા રાજદ્વારી આદર્શોના વિચારોથી દોરવાઇને લોકો બેહદ ભોગો આપી રહ્યા છે, અને અસહ્ય સંકટો વ્હોરી રહ્યા છે. એ કારણે તેઓ ખુદા અને સત્યને ખાતર પણ આવોજ ઉમદા આત્મ–ભોગ આપવા અને આવાં સંકટો વેઠવાની તાકાત અવશ્ય ધરાવે છે. મનુષ્ય જીવન સત્ય માટેજ સરજાયું છે. એ કારણે સઘળા ધર્મોએ સચ્ચાઇ માટેનો મનુષ્ય જીંદગી પરનો દાવો સ્પષ્ટ કર્યો છે. આથી ધર્મને નામે ધીંગાણા કરવાં યા ધર્મના કારણે લઢવું–વઢવું, એ સર્યામ મુર્ખાઇ છે. તમામ જીવન યાને દુનિયાભરના સઘળા જીવો એકજ છે અને ફક્ત **ખુદાજ ખરો છે અને જીવનમાં સર્વથી અવશ્યની અને ખરી વસ્તુ એજ છે** — એ સત્યનું નવીન દ્રષ્ટિ–બિંદુ ખીલવવાનો વખત હવે આવી લાગ્યો છે. **ખુદા માટેજ જીવવું જરૂરી છે, તેમ ખુદા માટેજ મરવું પણ જોઇયે છે.** બાકી બધું, ગમે એવું ઉત્તમ બળીદાન પણ ભ્રાંતિમય છે, જે પર નાહક અંજાઇ જવાથી જીવન વ્યર્થ ગુમાવવા જેવું છે.

તા૦ ૧ લી ડીસેમ્બર ૧૯૪૨.

---

# બાબા દુનિયાને શું કહેવા માગે છે?

બાબાના જીવન અને કામગીરીને લગતી ઘણી વાતોથી માહિતગાર, તેમજ એમને માટેની ખરી હકીકતથી બીન માહિતગાર સઘળા હાલ જે પુછી રહ્યા, છે તે એજ કે આય બધે જે ગડબડ ચાલી રહી છે, લાખો જીવો મરી રહ્યા છે, કરોડોનું પારાવાર નુકસાન થઇ રહ્યું છે—એ બધાનું કારણ શું? એ બધાનો અંજામ શું? આપણું (હિંદનું) શું થશે? આપણે હવે શું કરવું? કયાં જવું?

ચોમેર ચકડોળે ચઢેલા હાલના મામલામાં સર્વને મોઢે આ સવાલો નીકળે એ સ્વાભાવિક છે. જેઓ બાબાના અર્થ-સુચક ઇશારાઓ અને વાતો વરસોથી સમજતા આવ્યા છે, અને એમની આજ્ઞાનુસાર જીવન ગુજારી રહ્યા છે, તેઓ તો એકજ જવાબ આપી શકે કે બાબા ગમે એવી ગુપ્ત ભાષામાં અવારનવાર જે કંઇ કહે, તે કદાપી તુરતાતુરત સમજમાં નહિ આવે, છતાં છેલ્લાં એઓ જુદી જુદી બાબદો પર જે સંદેશાઓ ૧૯૪૦ પછી આપતા આવ્યા છે, તે સઘળા તદન સ્પષ્ટ છે. કોઇ પણ ગુપ્ત-જ્ઞાની ગુરૂએ આવી દુન્ય-વ્હેવારને લગતી વાતો આટલી સ્પષ્ટ કદાચજ સમજાવી હશે. તેથી એ સઘળા એમના સંદેશા ધીરજથી, શાંતપણે વાંચવા. તે વાંચીને બરાબર સમજી મનમાં ઉતારવા. તે માહે ઉપર મુજબ ચાલુ પુછવામાં આવતા દરેક સવાલોના જવાબો ઘણા ખુલાસાવાર અને પુરતી સમજણ સાથ આપ્યા છે. આ સઘળી ખાને-ખરાબીના કારણો દર્શાવ્યાં છે, એટલુંજ નહિ પણ એ ગડબડ-ઘોંટાળાના મામલા દરમ્યાન આપણ દરેકે શું કરવું, આપણી ખરી ફરજો શું ને તે કેમ બજાવવી, એ સર્વ વિસ્તારીને સમજાવ્યું છે. તે સઘળું વાંચી, સમજીને **અમલમાં મેલવાની જરૂર છે.**

## દુનિયાને હાલે પોતાના દુઃખના રોદરા રડનારાં નહિ પણ બીજાંના દુઃખમાં ભાગ લેનારાં દીલસોઝો જોઇયે છે!

હાલના બારીક મામલામાં દુનિયાને જેની મુખ્ય જરૂર છે તે પોતાનાજ દુઃખના પુકારો કરનારાં નહિ, પણ દુનિયાના દુઃખીયારાંઓના દુઃખમાં ભાગ લેનારાં દીલસોઝો જોઇયે છે. ઘણા બોલી ઉઠશે કે આપણેજ દુઃખમાં દહાડા કાઢયેછ, તો વળી બીજાનું કયાંથી જોઇયે? હકીકતમાં, આપણે દલગીરી સાથ જોઇયે છીયે કે આમ બોલનારાંઓનો **મોટો ભાગ** સહરાગાત કરે છે, પોતાની ફરજમાંથી સટકી જવાની તક યા બહાનું શોધે છે. કારણ, આવી ફર્યાદનો પુકાર ઉઠાવનારાંઓ માહેલાં ઘણાઓ હજીબી જીવન અર્થે જરૂરીઆતની ચીઝો ઉપરાંત બીજી ઘણીએ મોજ-શોખની બીનજરૂરી વસ્તુઓનો ઉપભોગ, પોતાના સુખને ખાતર કરી રહ્યાં છે, જે તેઓ બીજાં વધુ દુઃખીઓને રાહત આપવા અર્થે સહેલાઇથી આપી શકે. પણ તેટલો સ્વભોગ આપવાની તેઓની તૈયારી નથી. ચાલુ અયશ-આરામ કે સુખ-સગવડથી ટેવાઇ ગયલાં શરીરને તેઓ કષ્ટી આપવા માગતાં નથી. જયારે સરકારી મનાઇ હુકમ યા દુશમનનો કે કુદરતનો કોઇ અણદીઠ ફટકો આવી કમર તોડી નાખે, લાઇલાજ કરે ને ભોંયે પછાડે, ત્યારે તેઓ ફર્યાદને પુકાર ઉઠાવે છે કે "અરેરે! હવે શું કર્યે?" તે વેળા બહુ મોડું થઇ ગયું હોય છે! તેથી હાલ જે સેવા કરવાની, સ્વભોગ આપવાની તક, કુદરત અને સંજોગો આપી રહી છે, તે તેઓએ વ્યર્થ ગુમાવી. ખુદા અને તેની કુદરતનો કારોબાર તો ક્રમસર ચાલ્યો જાય છે અને જવાનો. પણ જેઓ **ભલાઇમાં ભાગ લઇ લે છે તેના નામે તે લખાય છે.** દુઃખ-સુખના આ અનુભવો દરમ્યાન, જેઓ પ્રેમ, દયા, દાન, સેવા અને સ્વભોગ માટેની ઉમદા તકો ગુમાવે છે, તેમના જેવાં કમનસીબ બીજાં કોઇ નથી. **કારણ-હાલ જયારે દુનિયા દુઃખમાં ડુબી રહી છે,**

ત્યારેજ સેવા અને સ્વભોગ આપવાનો ખરો મોકો છે—સોનેરી તક છે. એવી તક કાંઇ હમેશ આવતી નથી, તેથીજ, દુનિયાના દુઃખમાં હમશરીકી આપવા અર્થેજ સદગુરૂઓ પોતાના અનુયાયીઓને કષ્ટ વેઠવા લગાડે છે. બાબાના પ્રથમ બે સંદેશોમાં દર્શાવેલી અમુક શરતો અને આજ્ઞાઓ પણ એ અર્થેજ હતી કે પ્રત્યેક જણ પોતાથી બની શકતી કોશેષે કાંઇ નહિ ને કાંઇ કષ્ટિ ઉઠાવે—દુનિયાનું દુઃખ માથે ઉઠાવી રહેલાઓના કાર્યમાં હમશરીકી આપે. તે ઉપર જેઓ ધ્યાન લગાડી પોતાથી બનતું કર્યાં જાય છે, તે ભાગ્યશાળી છે. બાકી ખાઇ-પીને તો જાનવરોબી જીવે છે ને મરે છે

બાબાના આ સઘળા સંદેશો આધ્યાત્મિક દ્રષ્ટિ-બિંદુથીજ અપાયા છે, કે જે સઘળા દુનિયવી પ્રશ્નોના સર્વથી સહેલ ઉકેલ દર્શાવે છે. હાલના મામલામાં સર્વએ શું કરવું, એ વાત સમજાવવા ઉપરાંત બાબાએ હાલના આ મામલાનું ખરૂં કારણ શોધી દર્શાવ્યું છે કે દુન્યામાં આ સઘળો ઝઘડો જગાડનારૂં મુળ તે "આપ-સ્વાર્થ" (self-interest) છે, જેની મ્હોકાણે આ સઘળી શીખેલી-કેળવાયલી અને સારી સંસ્કૃતી પાંમેલી પ્રજાઓ અકેકને ટોટે બાઝી છે. તે એકવાર દૂર થઇ ગયું કે સઘળો ઝઘડો આપોઆપ મટી જશે. તેનો રામબાણ ઇલાજ પણ બાબાએ દર્શાવી દીધો છે કે "પ્રેમ અને સ્વાર્થ-રહિત સેવા" એજ દુનિયાને સુખમય બનાવવાનો મહા-મંત્ર છે. એ માટે તમારે કેઠે દૂર જોવા જવું પડતું નથી. તમારી નઝર આગળજ એવા કાંઇક કમનસીબ કેસો હાજર છે, જ્યાં તમો સહેલાઇથી હમશરીકી અને મદદનો દસ્ત લંબાવી શકો. ખોટી માત્ર તમારા એક દ્રઢ ઠરાવની અને થોડી મહેનતની છે. તો આસપાસ નજર કરો; જયાં-જયાંથી દુઃખના પુકાર કાન પર પડે ત્યાં દોડી પુગી, તમારેથી બનતી સેવા કરો; દુઃખીને રાહત આપો!

ધાર્મિક, સામાજીક, આર્થિક અને રાજદ્વારી પ્રકરણોને લગતા બહોળા પ્રશ્નોનો ઉકેલ પણ બાબા સાથસાથે દર્શાવીજ દે છે કે તમારી સાંકડી મનોવૃતિ હવે દૂર કરી, તમામ મનુષ્ય-જાતને ભ્રાતૃભાવની લાગણીથી જુવો, અને ન્યાત-જાત, કોમ, દેશ અને ધર્મને નામના ઝઘડાઓને સમુળગા નાબુદ કરો. માનવ-જાતની સાચી સેવા અર્થે તમારી પોતાની જાત કે જાતિ-ભેદનું અભિમાન સઘળું દૂર કરી, કુલ્લે આલમમાં સર્વમય ભ્રાતૃભાવ (Universal brotherhood) ઉત્પન્ન કરો.

નાની નિર્જીવ બાબદો ઉપર નાહક માથાફોડ કરી, ઝઘડા જગાડવાનો આ વખત નથી. જનતા તરફની તમારી ખરી ફરજનો ખ્યાલ ધરો. દુનિયા અને ઝમાનો ઝડપથી બદલાતાં ચાલ્યાં છે, નવીન માનવ યુગને આવકાર આપી રહ્યાં છે ! આ નવીન યુગમાં પુરાણા જમાનાના ધાર્મિક અને સામાજીક બંધનો સઘળાં તુટીને ટુકડા થઇ જમીન-દોસ્ત થઇ જશે. નવા યુગના આ ઝડપથી આવતા ઝપાટાનો સામનો કરવાની કોઇમાં તાકાત રહેશે નહિ. કારણ, નવીન માનવ-યુગની નવ-રચના કરનારો કુદરતનો આ કાતિલ હાથ પોતાના જરબ હેઠળ આવતી સઘળી સાંકડી વળગણો, અને પ્રગતિમય જીવનને સંકોચમાં મેલનારી સઘળી વસ્તુઓનો એક સપાટે કચડ-ઘાણ કાઢી નાખશે. અત્યારેજ તે થઇ રહ્યું છે. આથી જેઓ પોતાના દેશ, જાતિ, કોમ કે ધર્મ માટે સેવા કરવા ચાહતા હોય, તે સર્વએ બહુ દૂરનું જોઇને આગળ પગલાં ભરવાં. કારણ, કોઇ પ્રગતિને અટકાવી શકતું નથી. ખાસ કરી હાલે જ્યારે દુનિયાભરમાં ચોમેર ભારે ઉથલ-પાથલ થઇ રહી છે, જગતના આત્મિક ઉદ્ધાર અર્થે બળવાન શક્તિઓ ચોમેર પુરાણા કાળના કાટ ખાઇ ગયલા ને જડ ઘાલી બેઠેલા રીત-રીવાજો અને રહેણી-કરણીને ઉથલાવી નાખી, નવીન માનવ યુગને આવકાર આપનાર નવાજ ક્રમ, ને નવીન પદ્ધતિ (New World Order) અર્થે કાર્ય કરી રહી

છે, તેવી વેળા સાંકડી મનોવૃત્તિથી જીવનને સંકોચમાં મેલનારા અને જન-સમુહથી પોતાને અલગ કરનારા કોઇપણ પ્રયાસો ઘડીભર ટકી શકનાર નથી. એજ સત્ય હકિકત ધ્યાનમાં રાખી, હવે પછી આવનારા નવીન માનવ યુગને માટેના ચિન્હો અને હીલચાલોને હરખભર આવકાર આપી, તેમાં હમશરીક થાવો!

આ જીવન-ચરિત્રમાં જણાવ્યા મુજબ, જનતાના એક સાચા અને દીલસોઝ રાહબર લેખે મેહેરબાબાએ પોતાનું જીવન કુલ્લે આલમની સેવામાંજ ધર્યું છે. પૂર્વ અને પશ્ચિમમાં સઘળે આફતમાં અકળાયલી દુનિયાના લોકોના દુઃખડાં પોતે ઝીલી, તે અર્થે વરસોથી ચોમેર ફરતા રહી, દુઃખ, આફત યા જ્ઞાન-પ્રકાશ માટે પુકાર કરતા અવાજોના પ્રતિયુત્તર પોતાની અમૂલ્ય સલાહ, રાહબરી અને મદદથી આપી, બાબાએ હઝારોના મનને શાંતિ અને દિલને રાહત બક્ષી તેમના જીવનમાં પલટો કર્યો છે. મુંગે મ્હોડે પોતાનું કર્તવ્ય એઓ આજ વરસોથી બજાવ્યા જાય છે. આલમના આવા એક સાચા સેવક, તારક અને રક્ષકના અર્થ-સુચક શબ્દો ધ્યાનમાં ધરી તે ઉપર અમલ કરવું, એ હવે આલમનું કર્તવ્ય રહ્યું!

સેવટમાં, મેહેરબાબાએ લખાવેલા સંદેશા માહેલા એકના નીચલા શબ્દો ઉપર જન-સમાજનું લક્ષ દોરી, આપણે હાલ અત્રેજ થોભીશું.

**"...દૈવી પ્રેમ અને કૃપાના આધારે નવીન યુગમાં માનવજાત પરસ્પરના સહકાર અને અખંડ ઐકયતાવાળું જીવન કેમ ગુજારવું તે હુન્નર શીખશે. જુના જમાનાના શુષ્ક યાને મરણ પામેલા રીત-રિવાજોની જુલ્માતભરી જંજીરમાંથી જીવનને મુક્ત કરશે, અને આત્મિક જ્ઞાનના પ્રકાશ વડે નવીન રચનાઓથી ભર્યું જીવન જગાવશે. સઘળાં અનુમાનો અને ભ્રાંતઓને તે દૂર કરશે; અને આત્મિક જ્ઞાનના પ્રકાશ વડે નવીન રચનાઓથી ભર્યું જીવન આ અવનીપર સત્યનું દર્શન કરાવશે!**

—સમાપ્ત—

*"Serve Him Who serves the whole Universe;*
*Obey Him Who commands the whole creation;*
*Love Him Who is love itself.*
*Follow Him in every walk of life..."*

—Countess Tolstoy.